

જગ જ્યોતી

તત સત પરમાત્મને નમઃ

સત્ય, શિયળ, ગ્નાન, નિતી, અને ભક્તિ ભાવથી ભરપુર.

# અમર ચરિત્ર.

## ભાગ ૩ જો.

રચી પ્રસિદ્ધ કર્તા.


ભક્ત બાપાલાલ વેણીરામ.

અમદાવાદ.


આ શાં ! અમર ચરિત્રનાં, વિધવિધ થાય વખાણ;
જોતાં જાણે ઉગીઓ, ભક્તિ કેરો ભાણ.


સં. ૧૯૭૫ સને ૧૯૧૯

આવૃતિ ૧ લી. પ્રત ૨૦૦૦.




કિંમત અઢી રૂપીઆ.

અમદાવાદ. કાળુપુર ઢીંકવાની ચોકી પાસે શાન્તિવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં
ઈશ્વરલાલ કેશવલાલ વકીલ તથા માણેકલાલ માધવલાલે છાપ્યું.

અમદાવાદ તાજપુર તાડનીશેરીના રહીશ;
ભક્ત બાપાલાલ વેણીરામે છપાવી પ્રગટ કર્યું.

# અર્પણ પત્રિકા.

ॐ જગજ્યોતી પરમાત્મને નમઃ

હે અનંત કોટી બ્રહ્માંડના નાથ વિશ્વેશ્વર વિશ્વાધાર, આપે અઢળક કૃપા કરી, જે શક્તિ અને સદ્બુદ્ધિ આપી છે, તે વડે તૈયાર કરેલો, નિતી ભક્તિથી ભરેલો ગ્રંથ નામે અમર ચરિત્ર ભાગ ૩ જો, આપના ચરણમાં અર્પણ કરૂં છું.

રાગ; પ્રભાત (હમ) સુખ દુઃખ મનમાં.

સમરૂ સદા શ્રી નાથજી, ભાવે ભવજળ તરવા;
જગજીવન છો જાગતા, સૌના સંકટ હરવા. સમરૂ ૧
અખીલ જગતના આતમા, આપ અંતર જામી;
દુઃખ વામી સુખ આપજો, વહાલા વૈકુંઠ ધામી. સમરૂ ૨
જ્યોતી રૂપ ઝળકી રહ્યા, હરી છો અવીનાશી;
પ્રકાશ કરો પ્રકલે કાળમાં, પોતે પુરણ પ્રકાશી. સમરૂ ૩
મંદ મતી મારી ખીલવી, આપી અદ્ભુત શક્તિ;
સત્ય શિયળ, જ્ઞાને જોડવી, નાથ નિતી ને ભક્તિ. સમરૂ ૪
ભક્તિ રસ ભરપુર આ, મારા મનનો મિત્ર;
ગુણ ભર્યા ગુણાતીતના, એતો અમર ચરિત્ર. સમરૂ ૫
અર્પણ કરૂં હું ઉમંગથી; હરી આપ ચરણમાં;
દાસના દોષ નીવારીને, સદા રાખો શરણમાં. સમરૂ ૬
સકળ શીરોમણી શોભતા, હે અનાથના નાથ;
બાળક બાપાલાલનો, અંતે ઝાલજો હાથ. સમરૂ ૭

જન્મો જન્મના દાસ,

ભક્ત બાપાલાલ વેણીરામના પ્રણામ.

# શ્રી કમળા દેવી.



### સ્તુતિ; રાગ, સાજનીઆ લોકો.

પ્રિતે કરૂં છું પ્રણામ: રે શ્રી કમળા દેવી.
જગમાં જાગો છો આઠુ જામ. રે શ્રી. ૧

કાયામાં કારમો છે કંપ: રે શ્રી.
નથી જેથી વળતો જરા જંપ. રે શ્રી. ૨

દુનિયામાં દેખું દોડા દોડય: રે શ્રી.
માતા મહેનત છે માથા તોડ. રે શ્રી. ૩

પળ પળમાં પલટો રામા રૂપ; રે શ્રી.
સૃષ્ટિમાં શોભા છે અનુંપ. રે શ્રી. ૪

રીઝો તો રાજા કરો, રંક: રે શ્રી.
ખીજે તો તાણી નાંખો ટંક. રે શ્રી. ૫

કિર્તિ આપી છે કંગાલને, શ્રી.
બાકી રાખી છે બાપાલાલને. શ્રી. ૬

દાસાનુ દાસ:

ભક્ત બાપાલાલ વેણીરામના

પ્રણામ



# પ્રસ્તાવના.

**પ્રસ્તાવના** એટલે ગ્રંથકારનો હેતુ, અને ગ્રંથમાં લખાએલા વિષયનો ભાસ.

અમર ચરિત્ર ગ્રંથને માટે પ્રસ્તાવનામાં જે લખવાનું, તે તો ભાગ ૧ લામાં લખાયું છે. વળી થોડું બીજામાં લખાયું છે. તોપણ ત્રીજા ભાગમાં કાંઈક લખવાની જરૂર તો ખરી.

પંચ વિષયમાં પચી રહેલા અને રંગ રાગમાં રમી રહેલા મનુષ્યને, અવિદ્યા ઝટ અસર કરે છે, અવિદ્યા એ દુઃખના દરીઆનું મોજુ છે. જેથી બુદ્ધિ બગડે છે, એટલે હલકા નિચા, નિંદક કામો કરવાની વૃત્તિ થાય છે, અને આખર હલકઈ થાય છે.

અવિદ્યાનો નાશ કરી, સુબુદ્ધિને જાગ્રત કરી ભક્તિવડે ભગવાનની ઓળખાણ પાડવાને અમર ચરિત્ર સાધનરૂપ ગણી શકાય ખરૂ.

ભગવાન ભક્તિને વશ છે, અને ભક્તિ ભક્તને આધીન છે. તે દર્શાવાને ભક્તનાં અનેક ચરિત્રો છે. ભક્તનો કે ભક્ત વત્સળ ભગવાનની લીલાનો પાર નથી. પણ એટલું તો કહેવું પડશે કે, ઉત્તમ જાતીમાં અને ઉંચ કુળમાં અવતાર લઇ આવેલા **નરસિંહ મહેતાનાં** ચરિત્રો તો મનુષ્યને હદબેહદ આનંદ ઉપજાવે છે.

આ ત્રિજા ભાગમાં, શ્રીકૃષ્ણ પરમાત્માએ દ્વારીકાંમાં **નરસિંહ મહેતાની હુંડી** શીકારી એ આખ્યાન લખ્યું છે.

સુજ્ઞ અને સુપાત્ર સ્ત્રિઓ કોઇ ઉત્તમ સતિના ચરિત્રને જાણવાની ઇચ્છા કરે; એમ સમજી, સારી રીતે શોધન કરી વિસ્તારથી વર્ણન કરી **સતિ સુકન્યાનું** ચરિત્ર લખ્યું છે.

અધર્મિના હાથમાંથી છુટીને, વરવાને વહેલી થએલી, અતી આનંદમાં ધુમતી **ઉલાસતારાને** પાપી પ્રપંચી અંધકારસિંહ ફેર ઉઠાવી ગયો, તેનું બિચારીનું શું થશે.

સંકટને સહન કરતી અતી પ્રયાસે પતિને પ્રાપ્ત થએલી સહુનતારાને સેજમાં, અને અજાણમાં ઉલાસની શોધમાં વિદાય કરી દીધી તે તરૂણ બાળા ઉપર શું શું આફતો આવશે, તથા અમરસિંહને પાછી ક્યારે મળશે.

વારતાના નાયક અમરસિંહને ભાગ્યમાં હજી શાં શાં સંકટ ભોગવવાનાં હશે, તથા સર્વ શક્તિમાન્ સર્વેશ્વર તેને ઠારીને ઠેકાણે ક્યારે બેસારશે.

પાપી અને અધર્મિ અંધકારસિંહનાં ક્રુર કર્મનો અંત ક્યારે આવશે: તથા તેના આવરદાની દોરી ઇશ્વર કયારે તાણી લેશે; એ સઘળું જાણુ-વાની આતુરતાંવાળા માણસોએ પત્ર ઉપર પત્ર લખી મારા માથામાં ટકોરા મારી મને જાગ્રત કરી, મારી આળસને દુર કરી છે. તેથી તે વારતા મેં ત્રીજા ભાગમાં જારૂ રાખી, રૂડી રીતે બુદ્ધિપુર્વક વર્ણવી છે.

વળી ભક્તિ રસથી ભરપુર, ભકતોનાં ચરિત્રો વાંચવાની ઉમેદ રાખ-નારા પણ પત્ર લખવામાં પાછા પડયા નથી. એમના આત્માને આનંદ ઉપજાવવા ૭ ચરિત્ર લખ્યાં છે.

અમર ચરિત્ર ગ્રંથના વાંચકોએ લખીને મોકલેલાં સરટીફીકેટો એટલે સારા અભિપ્રાયો છપાવું તો અમર ચરિત્રના જેવડો, ને બલકે તેનાથી પણ મોટો બીજો ગ્રંથ તૈયાર થાય, પણ તે છપાવવું નિરર્થક છે. કારણકે વાંચ-નારને આનંદનો છાંટો નહિ ને કંટાળાનો પાર નહિ, મારાં વખાણ તો મનેજ આનંદ આપે. વખાણથી ફુલાઈ જવું એ પણ મુરખાઇ છે.

ધંતુરા જેવા ઝેરી ઝાડના ફુલના ફુલકાને સાબુના પાણીમાં બોળીને ફુંકવાથી, કલ્પના ઉપરાંત સુંદર શોભાયમાન રંગબેરંગી ગોળા નીકળવા માંડે છે. તેમજ મારા જેવા પામરને હાથે આવો રૂડો ગ્રંથ લખાયો છે, તેને માટે મારા ઉપર ઇશ્વરની બેહદ કરૂણા છે એમ માનું છું.

જ્યોતી સ્વરૂપ ભગવાનના ચરણમાં મારા કોટી પ્રણામ છે.

આ અમર ચરિત્ર ભાગ ૩ જાની આવૃતી ૧ લી છપાવી પ્રગટ કરી છે, જેમાં નજર દોષથી રહી ગએલી ભુલચુક જોવામાં આવે તો સુધારી વાંચી લેશોજી.

સુખ શાંન્તિને ઇચ્છનાર મનુષ્યે અમર ચરિત્ર ગ્રંથનું સદા સેવન કરવું.

લી. અમર ચરિત્રના કર્તા,

ભકત બાપાલાલ વેણીરામ.

અમદાવાદ.

# અનુક્રમણિકા.



## કવિના અંતરમાં આનંદનો ઉભરો.

### રાગ; રૂડા દીસો છો રાજેશ્વર.

લગની લાગી લક્ષ્મીવરથી, લીલા લહેર છે રે, લગની.

લક્ષ્મિવરથી લાગી લગની, અંતરના હોલાણી અગની;
બાવટ ભાગી ભગની, સુખની સેર છે રે. લગની. ૧

વા વાગોને તુટયુ વૈયુ, ધાંચ આંચથી કાઢયુ ચૈયુ;
આજ અમારૂ હૈયુ, આનંદ ભેર છે રે. લગની. ૨

કામ ક્રોધ મદ મોહ નિવાર્યા, કુમત કાપી કારજ સાર્યાં;
મોહ મમ્મતને માર્યા, મુજ પર મહેર છે રે. લગની. ૩

સમજણ સાથે અરપી શાંન્તિ, કેમ કરમાશે મુખની કાંન્તિ
ભાગી મનની ભ્રાંન્તિ, નત્રનિધ નહેરછે રે. લગની. ૪

હદી આવની આફત ખાળી, પડતી પીડા પળમાં ટાળી;
બાપુ જેવા વાળી અહ સૌ ઘેર છે રે. લગની. ૫

**ભક્ત બાપાલાલ વેણીરામ.**

તાજપુર તાડની શેરી—**અમદાવાદ.**

# અગર ચરિત્ર.

## જગ "જ્યોતિ સ્વરૂપ" ભગવાનકી જય.

*હકૂતાલાને હરદમ યાદ કરતા, દિલ્લીના બાદશાહ આલમશાહ [1]ચાંદરાતની મધ્ય રાત્રીએ અચિંતા જાગી ગયા; જાગ્યા બાદ થોડીવાર ખુદાને યાદ કરીને વિચારમાં ગુમ થઇ ગયા.

અરે ખુદા, આજ કાલ કરતાં બીજી ચાંદરાત આવી પહોચી પણ હજી ઉન્મતશાહના કાંઈ સમાચાર ન આવ્યા. ત્યાં શુ થયું હશે તેની પણ શી ખબર પડે. ઉન્મતશાહ નામ છે, તેમ સ્વભાવનો પણ [2]ઉન્મત છે, જેથી તેના તરફની ચિન્તા કરવા જેવું છે. ત્યાં સ્વયંવર મંડપ ભરાયો હશે દેશે દેશના હીંદુ રાજાઓ આવ્યા હશે. કન્યા ઉલાસ હાર પહેરાવાની તૈયારીમાં હશે અગર પહેરાવી દીધો હશે. જો ઉન્મતશાહને યોગ્ય લાગ્યું હશે તો જલદી પાછો ફરશે, કદાચ આંખમાં ખમી નહિ શકાયુ હોય તો હીંદુઓની સાથે જંગ મચાવ્યો હશે, જો જંગ મચાવ્યો હશે તો પ્રાણ જતાં પાછો નહિ હઠે; આ અંતરમાં લાગેલી ચિન્તા શી રીતે શાંન્ત થાય. અરે હે ! કોઈ હાજર !

**પેરેગીર**—જી ! ખુદાવંદ, હાજર હે ગુલામ ફરમાઇએ ?

**બાદશાહ**—અપના વજીરકુ બુલાવ !

**પેરેગીર**—જેસા આપકા ફરમાન ?

**[ કર્તા ]**—પેરેગીરનો પોકાર સાંભળી વજીર વિચારમાં પડયો કે કોઇ દીવસ નહિને આજે શાહ મધ્ય રાત્રીના સમએ કેમ બોલાવતા હશે; શુ કામ હશે; ચાલો સાંભળીએ તો ખરા. ( પાસે આવીને ) ખુદાવંદ, આપકે કદમમે સલામ હે ઇસ વજીરકી ? બાદશાહ કહે આબાદ રહો. વજીર; આજે મેં તમને આ વખતે બોલાવ્યા, જેથી તમારા મનમાં અનેક તર્ક વિતર્ક થતા હશે. પણ બોલાવવાનું ખરૂ કારણ તો એ છે કે આજે હું સમી સાંજનો સુતેલો હમણાં થોડીવાર ઉપર ઓચિન્તો જાગી ઉઠયો; તે પણ એવી રીતે

---

* હકૂતાલા=ખુદા; પરમેશ્વર. ૧. ચાંદરાત=અજવાળી બીજ, ચંદ્ર ઉદયનો પહેલો દીવસ. ૨. ઉન્મત=તાતા મીજાજનો.

કે જાણે કોઇએ અવાજ કરીને મને જગાડયો હોય, જાગતાં પહેલાં હું કાંઇ ઝંખના સ્વપ્નમાં ઘેરઇ ગએલો હતો. બરાબર એક માસ વીતી ગયો, ઉન્મતશાહ ગયો છે, એક લાખ સીપાઇ સાથે છે તેમાંનો એક પણ હજી સુધી શુભ સંદેશો કહેવા આવ્યો નહિ: પંજાબનો રાજા આનંદમલ, છે નિતીવાન, અને પ્રાક્રમિ. વળી એને ત્યાં સ્વયંવર એટલે બીજા પણ અનેક રાજાઓ ભેગા થયા હશે.

આજ એ ચિન્તા લાગી રહી છે; કે ઉન્મતશાહને કોઇએ અવળુ સમજાવીને હીંદુઓની સાથે નાહક ટંટો મચાવવા ઉશ્કેર્યો હોય તો વખતને વિચારવા રહે તેવો નથી, ચઢતા લોહીનો સત્તાવાન પુર પ્રાક્રમી પુરૂષ પુંઠવાળી જોવા રહેતો નથી. ( બાદશાહની આંખમાંથી આંસુ પડયાં. )

**વજીર—** * જહાંપન્હા: આપ ફિકર મત કરો; મે અભી એક દો સવારકુ ભેજકે તલાશ કરાતા હું.

**બાદશાહ—**એક નહિ મગર એક હજાર સિપાઇકું ભેજો !

**વજીર—**જેસા નામદારકા ફરમાન ?

**બાદશાહ—**જાઓ જલદી જાઓ ! ઓર કામભી જલદી હોના ચાહીએ.

**[ કર્તા ]** પાસેના મહેલમાં સુતેલો શહાજાદો સવાઇશાહ પણ તેજ પળે જાગ્યો છે કે જે ક્ષણે બાદશાહ જાગ્યા છે. થોડીવાર આમ તેમ ફરીને, મુખ ઉપર સેજ પાણીનો છંટકાવ કરીને આવતા પવનને આવકાર દેતો બારીએ ઉભો રહ્યો છે તે વખતે વજીરને પોતાના મહેલની પાસે થઇને, બાદશાહ સલામતના મહેલમાં પેસતાં જોયા, અને તેમની હીંડવાની ચાલ ઉપરથી અનુમાન કર્યું કે જરૂર, વજીર બાવાની પાસે ગયા. ધીમે સાદે પેરેગીરને બોલાવી પુછ્યું કે કોન ગયા અપના મહેલમેં.

**પેરેગીર—**બાદશાહસલામતને વજીર સાબકુ બુલાએ જીસ લીએવો ગયે.

**શાહજાદા—**કયા જરૂર ઇસ વખ્ત વજીરકુ બુલાનેકી ?

**પેરેગીર—**હમકુ માલુમ નહિ સરકાર !

**શાહજાદા—**બ્હોત અચ્છા. (મનમાં) બાવાએ વજીરને અત્યારે કેમ બોલાવ્યા હશે. શું રાજપર કાંઇ આફત આવી હશે કે જેને દુર કરવા બાદશાહને વજીર સાથે વાત કરવાની જરૂર પડી હોય; ફિકર નહિ; મારે ત્યાં જવું એ ઠીક નહિ. વગર બોલાવ્યા જઇને ઉભા રહેવું એ અયોગ્ય ગણાય. ખાનગી મસલતમાં વગર બોલાવ્યે જનાર અપમાનને પાત્ર થાય છે. જોકે

* જહાંપન્હા=દુનિયાનું સંરક્ષણ કરનાર; બાદશાહ.

બાવાની પાસે જવાને હરકત તો હોયજ નહિ, તેમ મારાથી છાનું પણ કાંઇ હોય નહિ. તોપણ વગર બોલાવ્યે ન જવું, અને વજીર બહાર આવે એટલે પુછીને માહિતગાર થવું.

થોડીવારે તેજ કામનો બંદોબસ્ત કરવા વજીર બાદશાહ પાસેથી ઉઠીને નિચે આવ્યા, તેમને મહેલમાંથી નિકળતાંની સાથે, શાહજાદાએ બોલાવ્યા. કૌન જાતા હે [1]શાયત વજીર સાહેબ ન હો?

**વજીર**—જી સરકાર! મેંઇ હું, ફરમાઇએ કુચ્છ કામ?

**શાહજાદા**—ઇસ અંધેરી રાતકી વખત બાવાકી પાસ જાનેકી કયા જરૂરત થી?

**વજીર**—ખુદ, ખુદાવંદનેય મુજકુ બુલાયા થા.

**શાહજાદા**—કીસ કામકે લીએ, આધી રાતકુ?

**વજીર**—આજ બાદશાહ સલામતકુ નીંદ નહિ આની; ઓર ફીકર એ લગ રહી હે કે, અભી તક ઉન્મતશાહ કયું નહિ આએ! ઓર કુચ્છ સંદેશા ભી નહિ, વાંહા કયા હો રહા હોગા, અલ્લા માલુમ.

**શાહજાદા**—અબ કયા કરનેકા મુકુરર કીયા?

**વજીર**—મેરા ઇરાદાતો એ હે કે, દો ચાર સવાર ભેજકે, ખબર મંગવાના; મગર [2]માલીક કહેતે હેં કે એક હજાર સીપાઇકુ ભેજો, જબ [3]માલીકકી મરજી.

**શાહજાદા**—ફીરસે ચલો બાવાકી પાસ; મેં આતાહુ આપકી સાથ?

**વજીર**—બહોત અચ્છા ચલીએ સાબ.

**બાદશાહ**—બેટા સવાબશા; ઇસ વખ્ત કયું આયા ભાઇ?

**શાહજાદા**—બાવા કીસ બાતકી ફિકર ઓર જીકર કર રહે હો?

**બાદશાહ**—એક મહીના હો ગયા, ઉન્મતશાહકી કુચ્છ ખબર નહિ આઇ; ઇસ વાસ્તે એક હજાર સીપાઇકુ ભેજતા હું.

**શાહજાદા**—એક હજાર નહિ મગર એકવીસ હજાર સીપાઇ લે કરકે મેં જાનેકુ તૈયાર હું.

**બાદશાહ**—બેટા સવાબ! તુમારે જાનેકી કયા જરૂરત હે!

**શાહજાદા**—કેસે જરૂરત નહિ? કભી હીંદુઓકી સાથ જંગ મચા હો? આનંદમલ રાજાકી લડકીકુ સ્વયંવરમેંસે ઉડાકે લાના, વો સિંહકે પંજેમેંસે હરણીકુ લાનેકી બરાબર હેં, વાં બહોતસે રાજાઓ એકઠે હુવે હોંગે ઓર મામલા બડા ભારી હોગા?

---

૧ શાયત=કદાપી; કદાપી. ૨ માલીક=બાદશાહ. ૩ માલીક=પરમેશ્વર.

**બાદશાહ**—બેટા; છોટાભાઈકીતો ફિકર હો રહી હે; દુસરી તુમારી હોગી, જાને દો, પાંચ દશ સીપાઈ ભેજકે ખબર મંગવાવ !

**શાહજાદા**—વેસા મત કરો બાવા? ઔર મુઝે જાને દો.

**બાદશાહ**—ભાઈ તેરી બીસ બરસકી ઉમ્મર હેં, કોઈ દીન લડાઈકા મામલા દેખા નહિ હે.

**શાહજાદા**—ઈસમેં ઉમ્મરકા ક્યા સવાલ હેં, સુનાહે કે, ઈસ હીંદુઓકા ભારી જંગ મચાથા, ઈસમેં અભિમન્યુ કરકે સોલા બરસકા લડકાથા, ઈસ એકીલેને સારા સૈન્યકુ મારકે જેર કરદીયાથા.

**બાદશાહ**—બ્હોત અચ્છા બેટા, તુમારી મરજી હે તો તુમ જાઓ. મગર યાદ રખના, નાહક લડાઈ મત કરના, હીંદુ રાજાઓ સબ અપને ભાઈ જેસે હેં.

**શાહજાદા**—બ્હોત અચ્છા બાવા! અબ મેં જાતા હું?

**બાદશાહ**—હાં જાઓ: ઔર કલ ફજરમેં તૈયારી કરો! મેરે દીલમેં તો એ આતા હે કે ઉન્મતશાહકુ કીસીને ભરમાયા હે! ક્યા હોતા હે અલ્લા માલુમ. પરવર દીગાર, પરવર દીગાર, પરવર દીગાર.

(૨૫૦૦૦ માણસનું લસ્કર લઈને, સબાબશાહ પંજાબ તરફ રવાના.)

જે રાત્રિએ બાદશાહ સલામત ઉન્મતશાહની ફિકર કરે છે. તેજ રાત્રિએ સિલોનમાં સુંદીરપ્રતાપ અંધકારસિંહની ચિન્તા કરે છે. રાજા સુંદીરપ્રતાપ બેન સહનના સ્વયંવરમાં આવ્યા તો હતા, પણ તે પોતે અમરસિંહ તથા સહનને વિદાયગિરી આપીને તેજ રાત્રિએ રહીને સવારના પરોઢમાં, રાજા સુમનચંદ્રની તથા પ્રકાશની રજા માગીને વિદાય થયા હતા.

સુંદીરપ્રતાપ સુમનચંદ્રની પાસે, જવાની આજ્ઞા લેવા ગયા, તે વખતે, રાજા સુમનચંદ્ર ઉલાસતારાના ગુમ થયાની ફિકરમાં હતો. અને એજ વિચાર કરતો હતો કે, જાઈએ પેગામ શું ખબર લાવે છે. એવો કોણ પાપી આટલી બધી હિમત ધરાવનાર હશે કે, ઉલાસનેજ હરણ કરી ગયો. શું એને રાજા આનંદમલનો પણ ભય નહિં લાગ્યો હોય.

**સુંદીરપ્રતાપ**—રાજા, સુમનચંદ્ર; અમો હવે સિલોન તરફ જવા રજા માગીએ છીએ.

**સુમનચંદ્ર**—(ઉદાસ ચેરે) બહુ સારૂં પધારો, મારો પ્રધાન તમને થોડે સુધી વળાવવા આવશે.

સુંદીરપ્રતાપ—તેની તો કાંઈ ચિન્તા નહિ, પણ આપ ઉદાસ કેમ દેખાઓ છો.

સુમનચંદ્ર—તેની તમને ખબરજ નથી?

સુંદીરપ્રતાપ—હું તો એમ જાણું છું કે, બેન સહનને સાસરે વળાવી, એટલે કદાચ ન ગમતુ હોય.

સુમનચંદ્ર—તમારો તર્ક પણ ખરો છે. જે દીકરીને આપણે લાડ લડાવી ઉછેરી મોટી કરી હોય, બાર પંદર વરસ સુધી આપણી આંખથી અળગી ન કરી હોય, નિરંતર જેના સુકોમળ સ્વભાવથી આનંદ પામી રહ્યા હઈએ તેને સદાને માટે ત્યાગ કરી દેવી એ ઓછી ઉદાસીની વાત નથી.

સુંદીરપ્રતાપ—સત્ય કહો છો પુજ્ય. દીકરી છે તે ગરીબ ગાય જેવી ગણાય છે. નવા વાડામાં ગાય જાય, અને તેને જેમ અણગમુ લાગે તેમ એકવાર તો અણગમુ લાગે.

સુમનચંદ્ર—બરાબર છે. અણગમુ લાગે કે ન લાગે પણ આપણે તેમ કર્યા વિના છુટકોજ નથી.

સુંદીરપ્રતાપ—હા, તે તો નથીજ, જૂવોને મારી પ્રકાશ, આટલી મોટી થઇ, આપ જેવા સજ્જનના સહવાસમાં સ્વર્ગનું સુખ ભોગવે છે. છતાં એની માતા કોઇ કોઈ વાર સંભારીને ઉદાસ થઈ જાય છે.

સુમનચંદ્ર—તે પણ ખરૂ છે. બાપ કરતાં માને વધારે યાદ આવે. તેમ દીકરીની પ્રિતી પણ મા ઉપર વિશેષ હોય છે. સહનને વળાવી તેની પુંઠ જોઈ પાછી વળી છે, ત્યારથી અત્યાર સુધી તમારી પુત્રી રો રો કરતી હતી. છેવટ થાકી ગઈ અને હમણાંજ ઉંઘી ગઈ છે.

સુંદીરપ્રતાપ—રાજા સુમન દીકરીને વિદાય કરી તે તો કાલ પાછી આવશે. તેનો શોક ન કરવો.

સુમનચંદ્ર—આ કાંઇ શોક નથી. પણ વિયોગ દુઃખ છે.

સુંદીરપ્રતાપ—હા, તે તો ખરૂ; લ્યો ત્યારે હું તો જાઉ છું. પ્રસંગોપાત શુભ સમાચાર મોકલતા રહેજો?

સુમનચંદ્ર—બહુ સારૂ પધારજો કયાં ગયા છે અંધકારસિંહ, કેમ તેમની બેનને મળવા ન આવ્યા?

સુંદીરપ્રતાપ—શી ખબર. ગઈ કાલે બેન સહનને વિદાય કરી, તેને વોળાવા ગયો હતો ત્યાંથી આવીને થોડીવાર બેસીને વસ્ત્ર અલંકાર તથા હથિયાર ધારણ કરીને, કયાં ગયો છે તેની ખબર નથી.

**સુમનચંદ્ર**—ત્યારે તેની તપાસતો કરો !

**સુંદીરપ્રતાપ**—તેની શી તપાસ કરવી છે. જ્યાં ગયો હશે ત્યાંથી હમણાં આવશે. વળી એતો મનમોજી છે. સિલોન તરફ રવાનાય થઇ ગયો હોય. લ્યો હું તો આજે જઇશજ !

**સુમનચંદ્ર**—અરે એમ તે થાય ! રહી જાઓ આજનો દિવસ, કાલે જજો.

**સુંદીરપ્રતાપ**—રાજાઓના કરેલા નિશ્ચય પાછાતો પડતાજ નથી. અને તે નિશ્ચયને અનુસારે મારે આજેજ જવું જોઇએ, છતાં તમારો આગ્રહ છે ત્યારે કાલે જઇશું. ત્યારે જાઉછું ઉતારાપર ?

**સુમનચંદ્ર**—હાજી: પધારો કાંઈ જોયતનું કરતુ હોય તે સેવકદ્રાસ પ્રધાન પાસેથી મંગાવી લેજો.

**સુંદીરપ્રતાપ**—કાંઈ જોયતું નથી, તમારી રહેમ છે એટલે સર્વ વસ્તુ હાજર છે. ( વિદાય )

**[ કર્તા ]** રાજા સુમનચંદ્ર શોક સાગરમાં ડુબી ગયો છે. મનમાં અનેક વિચારના ઉછાળા આવ્યા કરે છે, શુ કરવું કેમ કરવું ઉલ્લાસને શી રીતે શોધી કાઢવી. કોણ લઈ ગયું હશે. શ્રી જગદીશ શ્રી જગદીશ શ્રી જગદીશ.

પોતાની સાથે હસીને અને ખુલ્લા દીલથી વાત ન કરી તેથી રાજા સુંદીરપ્રતાપ પણ શોકમાં ગરક થઈ ગયો. આજે રાજા સુમનચંદ્ર મારી સાથે હસી ખુશીને બોલ્યા નહિ તેનું કારણ સહનને સાસરે વળાવ્યાનું નહિ હોય પણ કાંઈ બીજુજ હોવું જોઇએ તેનું શુ કારણ હશે તે કેમ ખબર પડે. આ સામેથી પ્રધાનજી આવે છે તેમની સાથે વાત ચીત્ત કરવાથી, રાજા ધીરાજની ઉદાસીનું કારણ જણાઈ આવશે.

પ્રધાનતો હજી સુધી ઉલ્લાસના ગુમ થયાની બાબત જાણતાજ નથી: તેને સુંદીરપ્રતાપ પુછે છે કે કેમ પ્રધાનજી ?

**પ્રધાન**—હુકમ રાજા ધિરાજ ?

**સુંદીરપ્રતાપ**—આજે અમારા જમાઈ ઉદાસીમાં બેઠા છે, અને મારી સાથે હસી ખુસીને બોલ્યા નહિ તેનું કારણ કાંઇ મને સમજાયુ નહિ; તમે કાંઇ જાણોછો ?

**પ્રધાન**—તમારી સાથે કાંઈ પણ વાત ન કરી ?

**સુંદીરપ્રતાપ**—વાત તો કરી પણ કમનથી અને ઉપર ઉપરથી.

**પ્રધાન**—કદાચ્ય સહનને સાસરે વોળાવી દીધી તેની ઉદાસી હૃદય પર છવાઇ ગઇ હોય !

**સુંદીરપ્રતાપ**—મેં પણ તેજ તર્ક કર્યો હતો પણ તેની ઉદાસી

આટલી બધી ન હોય. આ સામેથી સેનાધીપતી આવે છે તે જો જાણતા હોય તો.

**સેનાધીપતી**—( બંન્નેને નમન કરીને ) સાધારણ મનુષ્યની માફક માર્ગમાંજ ઉભા રહીને વાતો કરવી એ આપ બંન્નેને છાજતુ નથી.

**સુંદીરપ્રતાપ**—માર્ગમાંજ મળ્યા, અને બન્નેને જવાની દીશાઓ જુદી જુદી છે તેમ બન્ને ઉતાવળમાં છીએ, માટે અહીંજ ઉભા—પ......ણ.

**સેનાધીપતી**—પણ શું ! સેવકને કાંઇ આજ્ઞા કરવી હોય તો ઉઠાવા તૈયાર છે.

**સુંદીરપ્રતાપ**—આજે રાજા સુમનચંદ્ર ઉદાસ કેમ છે. તે જાણતા હો તો કહો.

**સેનાધીપતી**—તે વાતની તમને હજી સુધી ખબરજ નથી ?

**સુંદીરપ્રતાપ**—ના ના! સહનને સાસરે વાળાવ્યાની ઉદાસી કાંઇ આટલી બધી ન હોય !

**સેનાધીપતી**—એથી તો ઉદાસી હોયજ નહિ. એની તો માત્ર વળાવતી વખતનીજ પ્રેમની લાગણીથી દીલગીરી.

**સુંદીરપ્રતાપ**—અરે ! આતો અતી શોકાતુર થઇ ગયા છે.

**સેનાધીપતી**—પ્રધાનજીએ તો તમને કહ્યુંજ હશે ?

**પ્રધાનજી**—હું પણ જાણતો નથી કે રાજા શું કારણથી ઉદાસ છે. કાલે સહનને વિદાય કરીને ઘેર ગયો હતો તે અત્યારે આઉછું તે પણ રાજા સુંદીરપ્રતાપ આજે જવાના હતા એમ જાણીને જરા વહેલો.

**સેનાધીપતી**—તમે નથી જાણતા તો જાણો ! કોઈ પાપી અધર્મિ ઉલાસતારાનું હરણ કરી ગયો ! ( વિદાય થાય છે. )

**સુંદીરપ્રતાપ**—હેં હેં હે શુ કહો છો ! ( હાથ પકડીને ) ક્યારે, અને ક્યાંથી ? જરા ઉભાતો રહો ! અને ઉલ્લાસતારા કોણ તેની:પણ મને બરાબર ઓળખાણ પાડો.

**સેનાધીપતી**—રાજા સુમનચંદ્રની બેન વિનોદમતીની પૂત્રિ, લાહોરના રાજા આનંદમલની દીકરી ને અભયમલની બેન ઉલ્લાસતારા જે સહનને વળાવવાને ચાર પાંચ ગાઉ ગઇ હતી. તે રાત્રે પાછી વળી ત્યાંથી આવતાં માર્ગમાં પહોર બે પહોર રાત્રીએ બંને પક્ષના માણુસોને ઝપાઝપી થઈ તેમાં કેટલાક સીપાઈ માર્યા ગયા. ઉલાસ ગુમ થઇ તેને ખોળવા માણુસ મોકલ્યાં છે. અને હું રાજાને ખબર કરવા જાઉછું.

**સુંદીપરતાપ**—ચાલો હું પણ આવું છું ? ચાલો પ્રધાનજી ! ગજબ

થઈ ગયો કહેવાય! અધર્મીએ ખુબ હિમત બીડી છે. સિંહના મુખમાં માંથુ ઘાલીને સુખી શી રીતે રહેશે.

**પ્રધાન**—અરે સુખી તો શું પણ જીવતોજ શી રીતે રહેશે!

**સેનાધીપતી**—સત્ય કહો છો, કામાન્ધ મનુષ્યો, પરિણામ જોયા વિના ન કરવાનું કામ કરી બેસે છે અને આખરે પશ્ચાતાપને પામે છે. (ત્રણે જણ રાજા સુમનચંદ્રને નમન કરીને ઉભા રહ્યા.)

**સુમનચંદ્ર**—આવો; બેસો! કેમ સેનાધીપતી, ઉલાસની શોધને માટે શું કર્યું?

**સેનાધીપતી**—દીશા દીશા પ્રત્યે માણસો દોડાવ્યા છે, પવન વેગી ઘોડા ઉપર સ્વારી કરનારા સાહેક માણસ મોકલ્યા છે. સોસો ગાઉની ખબર લઇને કાલ સવાર સુધીમાં પાછા વળશે અને જો પાપી મળશે તો તેને બાંધી લાવીને આપની હજુરમાં ઉભો રાખશે અગર ત્યાંજ મારી નાંખશે.

**પ્રધાનજી**—ત્યારે રાજા સુંદીરપ્રતાપ, તમે પણ બે દીવસ રહીનેજ જાઓ; જૂવો કાલ સુધીમાં શુ સમાચાર આવે છે!

**સુમનચંદ્ર**—હા; સમાચાર તો કાંઇકને કાંઇક આવશેજ, પણ આતો મને કલંક લાગવા જેવું થયું. હું રાજા આનંદમલને મોંઢુ શુ બતાવીશ!

**સેનાધીપતી**—ફિકર ન કરો! સરકાર! આપણા માણસો ગમે ત્યાંથી લાવશે.

**સુમનચંદ્ર**—જો કાલે સાંજ સુધીમા કાંઇપણ સમાચાર નહિ આવે અગર ઉલાસનો પત્તો નહીં લાગે તો હું પરમ દીવસે સવારમાં સાતસેં ઘોડેશ્વાર, લઇને શોધ કરવા નિકળીશ! તે એવું "પણ" લઇને કે ઉલાસ ન જડે ત્યાં સુધી આ મુર્શિદાબાદનું પાણી ન પીવું.

**સુંદીરપ્રતાપ**—અરે! એક ઉલાસને ખોળી લાવવી તેમાં, સાતસેં ઘોડેશ્વારનેય શું કરવા છે અને તમારે જવાની પણ શી જરૂર છે. મારો અંધકાર જાય તો બસ. પૃથ્વિના પડમાંથી ખોળી લાવે! અને લઈ જનારનો તો કાળજ સમજી લેવો.

**સુમનચંદ્ર**—એકલા અંધકારસિંહનું ગજુ નહિ!

**સુંદીરપ્રતાપ**—શું ગજુ નહિ ગજુ નહિ કહો છો. એક હજાર યોદ્ધા હોય ત્યાં સુધીતો અંધકારને મન માંખીઓ સમજી રાખજો.

**પ્રધાન**—બહુ સારૂ તેમ કરીશું, તે ખોળવા જશે તોય ક્યાં લોક છે!

**સુંદીરપ્રતાપ**—વારૂ ત્યારે મને હાલતો રજા આપો. જો તે આવ્યો હોય તો તેને વગર વિલંબે વિદાય કરૂ; વળી મને એમ પણ તર્ક થાય છે કે

કાલનો ગએલો હજી સુધી આવ્યો નથી, કદાચ આ બાબતની તેને ખબર પડી હોય અને તે તેની શોધને માટે ચાલ્યોજ ગયો હોય તો કોણ જાણે! આમાં શુ સમજાય?

**સુમનચંદ્ર**— હા! એમ પણ હોય, કારણ કે વીર પુરૂષો અબળાની વ્હારે વહેલા ચઢે છે. જાઓ અને તેની તપાસ કરો? (પ્રકાશ આવી.)

**પ્રકાશ**—પિતાજી! આજેજ જવાના છો કે કેમ?

**સુંદીરપ્રતાપ**—દીકરા જવાનો તો આજેજ હતો પણ ઉલ્લાસ તારાનું હરણ થયું. તેની ઉદાસીમાં ગરક થઇ ગએલા રાજા સુમનચંદ્રથી આજેજ છુટા પડવાનું મને સારૂ ન લાગ્યું. કાલ જઈશ.

**પ્રકાશ**—હેં હેં! શુ ઉલ્લાસનું હરણ! કોણે કર્યું; અને ક્યારે?

**પ્રધાન**—મા? બેન સહનને વોળાવીને આવતાં અહીંથી ત્રણેક ગાઉ ને છેટે, આશરે સોએક માણસોએ, પચાસ માણસોના રક્ષણમાં રહેલી, રથમાં બેઠેલી ઉલ્લાસતારાને ઘેરી લીધી. તે વખતે બંન્ને તરફના માણસોને મારા મારી થઇ તેમાં ઘણા ખરા કપાયા; તેમાંથી એક માણસ ઉલ્લાસને ઘોડા ઉપર નાંખીં, લઇને નાસી ગયો. એટલે બાકી રહેલા બંન્ને પક્ષના માણસો પોત પોતાની દીશામાં નાઠા, આવી હકીકત આપણા એક સીપાઈએ તરત આવીને કહી હતી.

**પ્રકાશ**—ત્યારે; ગયું કોઈ ઉલ્લાસની શોધમાં?

**પ્રધાન**—હાલતો ખબર મળતાંની સાથેજ સેનાધીપતીએ સાઠ માણસને દોડાવ્યા છે.

**પ્રકાશ**—નહિં નહિં નહિં? એમાં કાંઈ વળવાનું નહિ; અંતરના ધા વિના મનુષ્યો કામ કરતા નથી, એ સાઠેય માણસો પાંચ પાંચ ગાઉ જઈ, મુકામ કરશે; ખાઇ પી મોજ કરી, કાલે પાછા આવશે, આવતાં ઠેઠથી સ્વાસ ભર્યા ઘોડા દોડાવી મુકશે એટલે તમને એમ લાગશે કે. સો સો ગાઉથી ખબર લાવ્યા હશે.

**સેનાધીપતી**—માતાજી આપનો તર્ક ખોટો છે. ગએલા માણસો કામ કરે તેવા છે.

**પ્રકાશ**—વાત બરાબર! કામ કરે તેવાતો હશેજ પણ પારકા દુઃખે કોઈ મરતુ નથી, તેમના ઉપર દેખરેખ રાખનાર એક માણસ હોય તો કદાચ કામ થાય; હું ધારૂ છું કે આ કામ રાજાએ પંડે કરવું જોઇએ છીએ.

**સેનાધીપતી**—એ પોતે સાતસેં સવાર સાથે નીકળવા તૈયાર થઈ રહ્યા છે.

**પ્રકાશ**—ત્યારે વિલંબ શા સારૂ કરે છે જે કામ ઉતાવળે કરવાનું છે તેમાં ઢીલ ન કરવી જોઇએ. દરદને દુસ્મન બેને માલમ પડતાંની સાથેજ દબાવવાં જોઇએ. એને માટે * સામો કાળ, × દીગ શુળ કે *જોગણી જોવાનું કારણ નથી;

**પ્રધાન**—આ ! વળી તમારા પીતા કહે છે કે અંધકારસિંહ એકલો જશે અને તે ખોળ કરી લાવશે.

**પ્રકાશ**—તે ખરૂ ! પણ એકલા અંધકારસિંહનું કામ નહિ.

**સુંદીરપ્રતાપ**—બેટા. એ એકલો હજારને ભારે છે.

**પ્રકાશ**—હજાર શુ લાખને ભારે હોય. તોય શુ થયુ; મુસાફરી બે માણસની છે અને વળી આવા કામમાં તો વધારે માણસ જોઇએ.

**સુંદીરપ્રતાપ**—ઘણુ કરીને તો એ ગયો પણ હશે. જુવોને પ્રધાનજી એક પેગામ મોકલી મારા ઉતારા પરથી ખબર લાવો કે અંધકાર આવ્યો છે !

**પ્રકાશ**—શુ તે ઉતારા પર નથી !

**સુંદીરપ્રતાપ**—ના ! સહનને વળાવીને આવ્યા પછી, થોડીવાર બેસીને ઘોડે સ્વાર થઈને ગયો છે. કાંતો ઉલ્લાસના ગુમ થયાની ખબર મળી હોય ને ગયો હોય, અગર સિલોન વિદાય થયો હોય, કારણકે મન મોજી છે. જવાની ઉર્મી થઇ તો પુછવા ન રહે.

**પ્રકાશ**—હા તેમ પણ ખરૂ ! પીતાજી તમે વખાણો તો ભલે; પણ કેટલીક બાબતમાં અંધકારનો સ્વભાવ બે અદબી છે—આપણને ફિકર કરાવે તેવો છે. જુવો આ પ્રધાનજીનો મોકલેલો પેગામ આવ્યો. કેમ ભાઈ અંધકારસિંહ ઉતારા પર આવ્યા છે કે ?

**પેગામ**—ના માતાજી-એતો રાતના ગએલા છે તે છે.

**સુમનચંદ્ર**—હવે વાતનો છેડો લાવો ? મારા દુઃખમાં વધારો ન કરો ? વિદાય થઈ જાઓ સૌ સૌની જગા પર ! આરામ કરવા દયો થોડીવાર ! પછી હું પોતેજ જઇશ, અંધકારને મોકલવાની કાંઈ જરૂર નથી. તમે આજેજ વિદાય થઈ જાઓ. સુંદીર પ્રતાપ ?

**સુંદીરપ્રતાપ**—બહુ સારૂ; જેવી પુજ્યની આજ્ઞા, બેટા પ્રકાશ આવજે !

---

* સામોકાળ, × દીગશુળ, * જોગણી એ બધાં જોતીષ શાસ્ત્રનાટાળા છે.

અને ઉલાસની ભાળ જડતાંની સાથેજ પત્રથી પેગામ સાથે સંદેશો કહાવજો.

**પ્રકાશ**—વારૂ પીતાજી! ચાલો હું પણ મારાં માતાજીને મળવા તો આવું છુંજ. (પ્રકાશ પીતાની સાથે ચાલ્યાં)

**કંચન**—(પુત્રીને આવતી દેખીને) આવો બેટા, આનંદના દીવસને અંતે ઉદાસી તો હોયજ; આજ તમારા મુખનો ચેરો ઉદાસ દેખાય છે. બેટા! સહનતો કાલ પાછી આવશે!

**પ્રકાશ**—માતાજી, સહન સબંધી કાંઈ દીલગીરી નથી એને તો મન ગમતું મળ્યું છે એટલે ઉલટો આનંદ છે.

**કંચન**—ત્યારે ઉદાસી શી બાબતની છે! માતા પીતાનો વિયોગ થશે તેની? તેની તો તારે હોયજ નહિં, કારણ કે પરણીને એક રાત્રી પણ અમારે ઘેર રહી નથી. માત્ર સહનના જન્મના દીવસો સિવાય!

**પ્રકાશ**—હા માતાજી, નથીજ રહી, તમારા વિયોગની પણ ઉદાસી નથી. ઉદાસી માત્ર ઉલાસના ગુમ થવાથી થઇ છે.

**કંચન**—ઉલાસ તારી નણંદની દીકરી કેમ!

**પ્રકાશ**—હા માતાજી! ગજબ થઇ ગયો છે, અમોપર આફત આવી છે. જડશે તો ઠીક નહિતો આનંદમલ તથા અભયમલના ભયથી અને વિ-નોદ મતીના કંકાશથી ઝેર ખાઇને મરવું પડશે.

**કંચન**—ભય ન ધરીશ દીકરા! ઉલાસને તો અંધકાર અબ ઘડી લઈ આવશે. મારો અંધકાર તો અંધકારજ છે. બસ એતો ઘણોજ બહાદુર!

**પ્રકાશ**—પણ તે છે કયાં!

**કંચન**—ઉલાસ કયારે ગુમ થઈ?

**પ્રકાશ**—ગઈ રાત્રે, સહનને વોળાવીને પાછી વળતાં આશરે બે પહોર રાત્રી ગઇ હશે!

**કંચન**—આપણે બધાં પાછાં વળ્યાં તે સાથે ઉલાસ પણ હશે, ત્યારે તે વખત તો આપણને કાંઇ ખબર ન પડી.

**પ્રકાશ**—ઉલાસ આપણી સાથે પાછી નથી વળી, પણ સહન બેનની સાથે વધારે હેત જણાવીને, અને, અમર તથા સહનનું જોડું જોઇ નહિ ધરાએલી, તેથી તે જોવા રથમાં બેસી પચાસ માણસને સાથે રાખી, પાંચ ગાઉ આગળ ગઇ હતી. તે રાત્રી પડી, અને દીવા વિના મુખ ન દેખાય એવો વખત થયા વિના પાછી નહિ ફરી હોય, સામી રાત્રીએ આવતાં

માર્ગમાં સોએક માણસે ઘેરી લીધી, ત્યાં તેજ વખતે અરસ પરસ મારા મારી થઈ, અને એક માણસ ઉલાસને લઇને નાસી ગયો.

**કંચન**—ત્યારે તો જરૂર અંધકાર ઉલાસની શોધમાંજ ગયો હશે.

**સુંદીરપ્રતાપ**—રાણી! આપણને સુમનચંદ્ર તરફથી જવા માટે પરવાનગી મળી ચુકી છે, માટે ચાલો, હવે તેમની મુલાકાત થાય તેમ નથી.

**કંચન**—તે તો ઉલાસની ઉદાસીમાં હશે.

**પ્રકાશ**—હા માતાજી એમજ છે. સુખ શાન્તીના સમાચાર મોકલતા રહેજો.

**કંચન**—એક સારા રજવાડા સાથે વાત ચીત્ત ચાલે છે, જો નક્કી થશે તો અંધકારનું લગ્ન કરવા વિચાર છે; ત્યારે સર્વે આવજો.

**પ્રકાશ**—ચારૂ માતાજી! (રાજા, રાણી, સિલોન તરફ વિદાય થઈ ગયાં).

**[ કર્તા ]** સિલોન આવ્યા પછી સુંદીરપ્રતાપે, ઉલાસની ઘણી ખોળ્ય કરાવી. તે સાથે અંધકારસિંહની પણ કરાવી, પણ ઘણા વખત સુધી ક્યાંય પત્તો ન લાગ્યો. છેવટ પંજાબથી, ઉલાસના સ્વયંવરની કંકોત્રી આવી ત્યારે ખબર પડી કે ઉલાસનો તો પત્તો લાગ્યો છે. ચાલો એક તરફની ચિન્તા મટી, હવે સુમનચંદ્ર તથા પ્રકાશના જીવને તો તાઢક થઇ હશે, પણ અંધકારનો પત્તો હજી સુધી કેમ નથી! ફિકર નહિ ગમે ત્યાંથી આવશે. વિચારમાં ગુમ થઈ તે રાત્રીએ સુતેલો સુંદીરપ્રતાપ દીલીમાં આલમશા બાદશાહ જાગ્યા છે, તેજ વખતે તે પણ જાગ્યો છે, અને અંધકારસિંહની ખોળ્ય કરવા પોતે જાતે નિકળવાનો વિચાર કરે છે. આજ કાલ કરતાં બાર માસ થવા આવ્યા દીકરાનું મોં દીઠુ નથી.

માળવદેશના મહારાજા મધુરસિંહના પ્રધાન, રાજસિંહનો પુત્ર કમરસિંહ, કે જે અમરનો મિત્ર હતો, જેને નગરના બહાર, ઝાડ, બીડ તથા પહાડ, પર્વત નદી નાળાં વિગેરે માં ફરવાથીજ આનંદ રહેતો હતો. જે અમરના ઘર સંસારના પહેલાજ દીવસે, અમરને બોલાવીને જંગલમાં લઇ ગયો હતો. અને સંધ્યા સમએ અમરને વિદાયગિરી આપી હતી. તે કમરસિંહ ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ ભટકીને, ફળ ફળાદી ખાઇને ઝરણનાં પાણી પીને ચોથે દીવસે ઘેર આવ્યો.

ગામમાં પેસતાંજ તેને અપશુકન થયા. બડમુછીઓ બ્રાહ્મણ નાહ્યા ધોયા વગરનો શુન કપાળે સામો મળ્યો. મળતાંની સાથે, કમર ફિકરમાં

પડયો. આજ ગામમાં પેસતાંજ અપશુકન થાય છે, માટે કાંઇક નવા જુની હોવી જોઇએ અગર કાંઇ આફત આવવી જોઇએ. ચાલો ઘેર ગએ જે હશે તે જણાશે.

કમરને જતો જોઇને ઘણા માણસો તેના સામુ જોઇ રહ્યા છે, અને અરસ પરસ વાતો કરી રહ્યા છે. કમરે વિચાર કર્યો કે, પુરવાસીઓ મને જોઇને વાતો કરે છે, માટે માન ન માન પણ કાંઇક ભારે બનાવ બન્યો હોવો જોઇએ, મારા માતા પિતા તો આરોગ્ય હશે. કદાચ દૈવ્ય કોપ થયો હોય ને તેમાંથી એકનું શરીર પડી ગયું હોય.

જેમ કોઇ માણુસના સબંધીનું મરણ થયું હોય, અને તે માણુસ ગામમાં પેસતો હોય. તેના પહેરેલાં વસ્ત્ર ઉતરાવવાને માટે માણુસો વિચાર કરતા હોય, તેવી આતુર દ્રષ્ટિએ આ સર્વે લોકો મારા સામુ જોઇ રહ્યા છે. ચિન્તા નહિ, પરીણામને જાણ્યા વિના ચિન્તા કરી ફિકરમાં મરવું શા માટે જોઇએ, આ સામો અમરસિંહનો મહેલ દેખાય; લાવ્ય પ્રથમ મિત્રને મળી લઉ; અને ભાઈનાં નવાં પત્નિ સહનતારાને પણ નિહાળી લઉ કે જેનું મુખડુ મધુર અને મોહની સ્વરૂપ છે.

કમરને આવતો જોઈ, મહેલની પાસે માત્ર જુજ ચોકીદારો રાખ્યા હતા તે ઉભા થઈ ગયા, સોને ઠેકાણે સાતજ માણુસો જોઈને કમરસિંહ ચિન્તામાં પડી ગયો, અને પૃષ્ન કર્યો કે, અરે કેમ શુન્યકાર ભાસે છે!

**પેરેગીર**—સરકાર, અમરસિંહ બાપા તો વનમાં ચાલ્યા ગયા.

**કમરસિંહ**—અરે; ક્યારે ચાલ્યા ગયા?

**પેરેગીર**—આજ ત્રણ દિવસ થયા તમારી સાથે આવેલા ત્યાંથી સાંજરે ઘેર આવ્યા. માત્ર એકજ રાત્રી મહેલમાં રહ્યા. ને સવારના પહોરમાં તો ઘોડેશ્વાર થઈ પુર્વદિશામાં નમન કરી ઉત્તર દીશા તરફ, નગરની બહાર નિકળી પડયા, માતા પિતાને મળવા પણ રહ્યા નથી.

**કમરસિંહ**—રાણી સહનતારા!

**પેરેગીર**—મહેલમાં શુ બન્યું તેની અમને ખબર નથી પણ આશરે એક બે વાગ્યાને શુ મારે, પોતે મહેલની બારી ઉઘાડી મોટે અવાજે બુમ મારી: સિપાઈ! તે વખતે અમો અગિયાર સીપાઇ, પેરા ઉપર જાગતા એકી અવાજે બોલી ઉઠયા. જી હુકમ! ત્યારે તેમણે પુછ્યું કે, કોઇ પુરૂષ નિચે ઉતરી પડેલો તમે જોયો? ત્યારે અમે કહ્યું અહીઆંથી કોઇ ગયો નથી તેમ આવ્યો પણ નથી અમો બધા જાગીએ છીએ. એટલે જાયતો તપાસ રાખજો, એવું કહીને બારી બંધ કરી દીધી.

**કમરસિંહ**—પછી કાંઈ ?

**પેરેગીર**—પછી થોડીવાર સુધી મહેલમાં કોઈ દોડમ દોડા કરતુ હોય અને વારા ફરતી માળોમાં ચઢ ઉતર કરતુ હોય એમ સંભળાયુ.

**કમરસિંહ**—ત્યાર બાદ ?

**પેરેગીર**—ત્યાર બાદ શાન્ત થઈ ગયું.

**કમરસિંહ**—આટલુ બધું થયા છતાં તમે મહેલમાં જઈ તપાસ કેમ ન કરી કે; શુ થાય છે. ?

**પેરેગીર**—અમને સરકારનો હુકમ થયો નહિ. એટલે અમો ગયા નહિ, જો એમણે એમજ કહ્યુ હોત કે કોઈ દોડો તો અમો એક હજાર સિપાઈ હાજર હતા.

**કમરસિંહ**—અરે તમે હજારે કાંઈ કામના નહિ; રાજ કુમારના મહેલમાં આટલી ધમમ ધમા થઈ અને તમે તેની તપાસ ન કરી તે કેવી મુરખામી ?

**બીજો**—પરણીને ઘેર આવ્યાનો પહેલોજ દીવસ એટલે ધમમધમાતો થાય, માટે કાંઈ સિપાઇથી એક દમ અંદર ન જવાય ?

**કમરસિંહ**—તારો ઉત્તર ગેર વ્યાજબી છે. તમને અવાજ કર્યો કે કોઈ ગયું ? તમે કહો છો રાજા ગભરાટમાં હતા, ત્યારે તમારે જોવુંજ હતુ.

**ત્રીજો**—મારો છોકરો બાઇડી આવી ને ગાંડો થઇ ગયો તે ત્રણ મહીને સાજો થયો હતો.

**કમરસિંહ**—જેમ આવે તેમ લવલવ નહિ કરો જાણતા હો તે બરાબર કહો ! સવારમાં ભાઇ એકલાજ નિકળી પડયા કેમ !

**ચોથો**—હાજી ! એકલાજ બીજુ કોઈ નહિ.

**કમરસિંહ**—સહનતારા અંદર છે કે કેમ ?

**પાંચમો**—તે અમોં શી રીતે કહી શકીએ ? અમોએ એ તપાસ કરી નથી. રાજનના ગયા પછી સારૂ શહેર શોકમાં ઘેરાઇ ગયું છે.

**કમરસિંહ**—અંદર દાસીઓ વિગેરે છે કે નહિ ?

**છઠો**—તેતો હશેજ! અને જોવામાં પણ આવે છે.

**કમરસિંહ**—તેમની દાસીને કહો કે, કમરસિંહ આવ્યા છે, અને સહનતારા હોયતો તેમને પુછો કે. તમારી પાસે હીતની વાત કરવા કમર-સિંહ આવે ?

**સાતમો**—અચ્છુ સારૂ સરકાર ! (અંદર ગયો)

**દાસી**—કેમ ? શુ કારણુ આવવાનુ ?

**સિપાઈ**—સહન આ છે કે ?

**દાસી**—તારે શુ કામ પડ્યું ?

**સિપાઇ**—મારેતો કાંઈ કામ નથી પડયું. પણ કમરસિંહ ભાઈ આવ્યા છે અને એમને અમારા કહેવાથીજ ખબર પડી કે અમરસિંહભાઇ ચાલી ગયા છે, હવે એ પુછે છે કે. સહનતારા હોય તો કાંઈક જાણવા અને કાંઇ હીતની વાત કરવા એમની મરજી હોયતો પોતે આવે.

**દાસી**—એમને આવવા દયો ?

**સિપાઈ**—( આવીને ) દાસીએ કહ્યું કે. એમને આવવા દયો, માટે આપ પધારો.

**કમરસિંહ**—(અંદર જઇને અને દાસીને જોઇને) ક્યાં છે સહનતારા ?

**દાસી**—સહનતારા તો નથી. પણ તમારે સહન તારાથી શુ કામ પાડવાનુ હતું.

**કમર**—મારે કામ તો કાંઈ પાડવાનુ નથી પણ જાણવું હતુ કે. અમરસિંહને રાજ વૈભવની આશા મુકી, વળી સુકોમળ નિર્મળ સ્વભાવની સ્ત્રી મુકી એકદમ રાજ મહેલ છોડી દેવાનુ શું કારણ ?

**દાસી**—તે કારણુ જાણીને તમારે શુ કામ છે. તમે જેને સુકોમળ કહો છો તેજ સત્યાનાશ વાળનારી છે અને જેને તમે નિર્મળ કહો છો તેજ નખોદ કાઢનારી છે !

**કમર**—શુ સહનતારા ?

**દાસી**—હા હા ! તારા તારા ! તારાએ તો ગગનના તારા દેખાડી દીધા અને ગુમ થઇ ગઇ. રાજ કુમારને વૈભવ મુકીને જંગલમાં જવું પડયું. કામનીએ કેર કરી નાંખ્યો.

**કમર**—અરરરર. ગજબ થઈ ગયો ત્યારે શુ એ સ્ત્રી રાજ કુમારને વહેરેજ આવેલી કેમ !

**દાસી**—વહેરે વહેરે ! જેમ કર્વત લાકડુ વહેરે તેમ બાયડી ભાયડાને વહેરે.

**કમર**—શીવ શીવ શીવ ! મહાંકાળ મહાંકાળ !

**દાસી**—હવે શીવ શીવ કરો કે, રામ રામ કરો. એ બધુય સરખુંછે.

**કમર**—સ્ત્રિ દેખીતી તો સુકોમળ જણાતી હતી ?

**દાસી**—હા ! ઈંદર વયણા જેવી; એતો એના બાપને ઘેરથીજ ગોટાળો લઈને આવી હતી.

**કમર**—શું પીયરથીજ કોઇ પુરૂષને લાવી હશે?

**દાસી**—હા હા પીયરથીજ લાવેલી, સ્ત્રિ ચરિત્રનો પાર કોણ પામ્યું છે?

**કમર**—છટ! આ વાત મારા માન્યામાં કેમ આવે. તેર વરસની બાળા કન્યા, શુ સમજે.

**દાસી**—સાંભળો મારી વાત! આજથી ચોથા દીવસ ઉપર તમો આવ્યા અને અમરસિંહને સાથે લઇને ગયા ત્યાર પછી થોડીજ વારે મારી પાસે દર્પણુ માગ્યુ. ત્યારે હું નિચે વાસણુ માંજતી હતી. તેથી મેં કહ્યું કે સામા ગોખલામાં લાલ લુંગડે ઢાંકેલું છે તે લઈ લ્યો. તે લીધુ નહિ ને થોડી વારે ફેર અવાજ કર્યો તો પણુ મેં ગણુ ગાર્યું નહિ અને એનો એજ જવાબ આપ્યો. વળી અકળાઇને ત્રીજીવાર અવાજ કર્યો ત્યારે હુ ઉપર આવી અને મેં દર્પણુ બતાવીને કહ્યું કે મારા હાથ કચરા વાળા છે માટે આ દર્પણુ તમે લઇ લ્યો? મને કહે તે તો દર્પણુ નથી કાંઇક રમકડું છે તેમાં મારા મુખને બદલે કોઈ પુરૂષ દેખાય છે; અને તે કહે છે કે હું આવું? આવું સાંભળી મેં અચંબો પામીને કહ્યું કે, એવું છે તો ઉત્રાડો દર્પણુ! હું જોઉ જોઇએ કોણુ બોલે છે! તેજ વખત ગોખલામાં રહેલા દર્પણના ઉપર ઢાંકેલું લુગડુ ઉંચુ કર્યું; તેની સાથે અવાજ તો થયો કે હું આવું? તે દર્પણમાં મેં પુરુષ ન જોયો પણુ તેમણે તો જોયો. મે કહ્યું કહો કે આવ પછી શું થાય છે તે જોઇએ. એમણે આવ કહ્યું એટલે દર્પણમાં દેખાતી છબી બંધ થઇ ગઈ દર્પણના દેખાવમાંનું મેં કાંઇ જોયું નહિ, પણુ હું આવું એવો શબ્દ થયો તે તો મેં સાંભળ્યો ખરો! કહો ત્યારે એ શું હશે. એતે પીયરમાંથી થએલો ઠેકુ કે નહિ?

**કમર**—અહાહા! આશુ? કાંઇ ન સમજાયુ! હું તો દીગમુંઢ થઇ ગયો. મનેતો કાંઈ સુજ પડતી નથી.

**દાસી**—પ્રેમદાનો પાર કોઇ પામ્યું નથી. (કમરસિંહ વિચારમાં ગુમ થઇ નીચુ જોઇ રહ્યો.)

**દાસી**—કમરસિંજી શુ વિચારમાં ગુમ થઇ ગયા.?

**કમરસિંહ**—દાસી; તારી કહેલી વાર્તા સાંભળી નેજ હું કાંઈ ઉંડા વિચારમાં પડી ગયો. શું, તારે તારૂ કહેવુ એમ થાય છે કે, સહનતારા પિયરથીજ કોઈના પ્યારમાં પડેલી હોય?

**દાસી**—ત્યારે દર્પણમાં પુરૂષ દેખાયો તે શુ?

**કમરસિંહ**—તે પુરૂષ જો એના સંકેતથીજ પ્રગટ થયો હોય અને એનો જાણીતો હોય, તો તને નિચેથી બોલાવીને જાહેર શુ કરવા કરે ? માટે તે વાત મારા માન્યામાં આવતી નથી.

**દાસી**—ભલે ન આવતી હોય તો મારે પરાણે મનાવાનું કારણ નથી, પણ હું તો તમને એમ સરજાવું છું કે સ્ત્રિયો આવાં કૃત્યો કરે છે.

**કમરસિંહ**—એ કુલટા, અને વ્યભીચારીણીની વાતો છે.

**દાસી**—સૌનાં નિવડયે વખાણ છે. પહેલીજ રાતે પગરણ મંડાયાં તો આગળ ઉપર શુ નિપજશે તે કોને ખબર.

**કમરસિંહ**—આગળની વાત કયાં કરો છો, કહો છો કે રાજાતો એકલાજ ગયા છે, ત્યારે સહનતારા કયાં ગુમ થઇ ગઇ ? એને કોઇ ઉંચકી લઈ ગયું, કે રાજા શોધમાં ગયા. કે નદીમાં પડી ગઇ તેથી રાજા વિયોગ નહિ સહન થાય એમ સમજી પ્રથમથી એકલા ગયા, કે શી રીતે! આમાં મહારાજાને પુછવાથી એ, આથી વધારે શુ માહીતી મળે !

**દાસી**—મારાથી વિશેષ ખબર કોઈ આપી શકે તેમ નથી, મહારાજાને મળવાતો ગયાજ નથી.

**કમરસિંહ**—હું જાઉછું અમરની શોધમાં ?

**દાસી**—એમના સાચા મિત્ર છો એટલે જવુંજ જોઇએ.શોધી લાવો એટલે હું જો કાંઇ દુઃખમાંથી છુટુ.

**કમરસિંહ**—તારે શુ દુઃખ છે, ખાઈ પી લ્હેર કરવાની છે.

**દાસી**—લ્હેર તો ઝેર જેવી લાગે છે. એકલાંની તે લ્હેર હોય ? મારા સિવાય બીજુ કોઇ મહેલમાં આવતુંજ નથી. કોને મળવા આવે ! નહિ રાજા કે નહિ રાણી " વનમાં સોનબઇ એકલાં. "

**કમરસિંહ**—હું રાજ કુમાર અમરસિંહને સપાટે શોધી કાઢીશ અને તેમને પાછા વાળી ઘેર લાવીશ. જો હું હાજર હોત તો જવાજ ન દેત!

**દાસી**—જનારને રોકી કોણ શકનાર છે ?

**કમરસિંહ**—રોકનારનો ખરો સ્નેહ હોય તો જનાર ડગલુ ન ભરી શકે.

**દાસી**—રોકનારનો મ્હાય તેવો પ્રેમ હોય પણ જનાર તો જાયજ.

**કમરસિંહ**—તમે કહો તે ખરૂ ! થયું હવે ! બૈરાંની જાત, હઠ ન મુકે.

**દાસી**—ક્રોધ ન કરશો ! ન છણુકાશો ! ન રીસાશો ! કહો તમે જનાર છો અને હું રોકનાર છું મારો સાચો પ્રેમ છે. હવે શુ થાય છે તે જોઇએ.

કમરસિંહ—આમાં સબળ કારણ અમરસિંહ છે. એટલે લાચાર. દાસી તારો પ્રેમ ખરો, અને તે ખરા અંતઃકરણનો હશે પણ અમરસિંહનું ગુમ થવું સાંભળીને ઉભા રહેવું એ ઠીક નહિ તેથી, અને વળી મને રોકવાનો તારો કોઈ પ્રકારનો હક નથી; એવા બે કારણથી હું રોકઈ શકુ તેમ નથી.

દાસી—કમરસિંહ; તમે મને દાસી દેખો છો પણ હું ઉમદા રાજની બેટી છું. મારો જન્મ કોઈ ખોટા નક્ષત્રમાં થયેલો તેથી મારાં માબાપે મને તજી દીધી છે. ઉકરડામાં ફેંકાએલી હું રજપુત ઘેર ઉછરી બાર વરસની થઇ. મારી ઉછેરનારી મા જે અમરસિંહના મહેલમાં કામ કરતી હતી, તે મરી ગઇ, એટલે તેજ જગાએ મને કાયમ કરી.

કમરસિંહ—તું કયા રાજની બેટી છું.

દાસી—હજી હું કુંવારી છું. મારી મરજી હવે લગ્ન કરવાની થઇ છે પરણવાનો કોલ આપો તો મારા ખરા માતા પીતાની ઓળખાણ આપુ અને બધી વાતની ખાતરી કરી આપુ, મારી ઉમ્મર સોળ સત્તર વરસની છે.

કમરસિંહ—મને પણ તારી વાક ચાતુરી ઉપરથી એમ અનુમાન થાય છે કે નક્કી તુ કોઇ સારા રાજનુંજ ફરજન છે. પરણું ખરો પણ હાલતો નહિજ. અમરસિંહ આવ્યા બાદ .

દાસી—ત્યારે તો ત્યારે! પણ વચનથી બંધાતા જાઓ ?

કમરસિંહ—વચન શુ આપવું છે. હું પણ કુંવારોજ છું!

દાસી—કુંવારા છો એટલે પરણશો તો ખરાજ; કાંઇ કુંવારાતો રહેવાનાજ નથી. પણ જ્યારથી આ મહેલમાં પગલુ મુકયું છે અને તમને આવતા જતા જોયા છે ત્યારથી મનમાં સંકલ્પ કરી મુકયો છે કે, કોક વખત અરજ ગુજારીશુ, તે અરજ ગુજારવાનો વખત આજેજ મળ્યો. માટે અરજ ધ્યાનમાં લઇ વચન આપતા જાઓ!

કમરસિંહ—દાસી; તેં તો હદ કરી નાંખી, મારી મનોવૃતિયો ચંચળ કરી નાંખી, હવેતો મને અહીંથી જવા દે. ( દાસીએ હાથ ઝાલ્યો ) છોડ છોડ જવાદે !

દાસી—વચન આપીને ! ! ( કમરસિંહ હાથ છુંટાવીને ચાલ્યો ગયો. અને દાસી બે ભાન થઈ નીચે પડી ):-

[ કર્તા ] અમરના મહેલમાં જઇ, સહનની હકીકત જાણી દાસી પાસેથી છુટેલો પ્રધાન પુત્ર કમરસિંહ પોતાને ઘેર આવ્યો, અને માતાને નમ-

સ્કાર કરીને બેઠા ? ઉતરી ગએલું મુખ જોઇ પુછ્યું, કેમ દીકરા ઉદાસ છો !

**કમરસિંહ**—ગામમાં પેસતાં સમાચાર એમ મળ્યા કે, અમરસિંહ ઉજ્જન નગર મુકી ચાલી ગયા છે. તેના તપાસ કરતાં ખરૂં કારણ જણી આવતું નથી; તેથી ઉદાસી થઇ છે, માતાજી હું પણ જાઉછું. નિરંતર સાથે બેસનાર, ઉઠનાર, હરનાર ફરનાર મિત્ર થયા એટલે ગામમાં રહીએ તે પણ દેખાય ખોટું. મને રજા આપો માતાજી, અમરને શોધતો ચાલ્યો જઇશ, અને જડશે એટલે તેને સમજાવીને ઘેર લાવીશ !

**માતા**—બહુ સારૂં ભાઇ ! તારા બાપ એમ કહેતા હતા પણ ખરા કે કમર આવશે એવોજ ચાલ્યો જશે. દરબારમાં થઇને જવાય તો સારૂં.

કમરસિંહ દરબારમાં આવ્યો અને અમરસિંહ ગયાના શોકની ઉદાસીમાં બેઠેલા રાજા મધુરસિંહને પ્રણામ કર્યા. મધુરસિંહે આશીરવાદ આપીને કહ્યું ભાઇ તારો મિત્રતો એકા એક ચાલ્યોજ ગયો. ન કાંઇ કારણ સમજાયું કે શુ થયું. કમરસિંહ કહે હું જાઉછું અને ગમે ત્યાંથી શોધીને લાવું છું આપ ચિંતા ન કરો ! ( રાજનની રજા લઇ કમરસિંહ ઘોડેસ્વાર થઇ અમરની શોધમાં વિદાય થયો. )

નગરની બહાર નીકળી કમરે, અનુમાનથી વિચાર કર્યો કે અમરસિંહની શોધ વગડે થોડી અને વસ્તીમાં વધારે કરવી, કારણ કે તેને વગડે વસવા કરતાં શહેરની વસ્તીમાં વસવાનો અભ્યાસ વિશેષ છે. ના ના; પણ આ વખતે તેમજ હોય એમ નહિ. સહન ગુમ થઇ છે. પાછલી બારીથી ડોકીયું કરતાં પડી ગઇ હોય, તો તેના મડદાને ખોળતા ક્ષિપ્રાના કિનારા ઉપર પણ ફરતા હોય, માટે પકડવાદે ક્ષિપ્રા માતાનો કિનારો !

કમરસિંહ ક્ષિપ્રા નદીની તીરે આવી, છેક અમરના મહેલની પછી તેથી કાંઠે કાંઠે ચાલવા લાગ્યો અને મનમાં તર્ક વિતર્ક કરવા લાગ્યો કે. નદીમાં પડી ગઇ હશે તો ગંગાજીએ ગમે ત્યાં કીનારે કાઢી નાંખી હશે; જેથી તેનો પત્તો લાગશે અને સાથે અમરસિંહનો પણ લાગશે !

બરાબર સાત ગાઉ આવ્યો, ત્યાં નદી કીનારે મચ્છર રાજા મકવાણીને બેઠલો જોયો ! મકવાણી કમરસિંહને દેખીને ડરી ગયો ! ભય પામી ગયો, થરથરવા લાગ્યો, તે જોઇ કમરસિંહે પુછ્યું. કેમ ભાઇ તમે મને દેખીને કંપી ગયા, સત્ય કહો !

**મકવાણી**—તમે રાજસિંહ પ્રધાનના પુત્ર અને અમરસિંહના મિત્ર કમરસિંહ ખરા કે નહિ.

**કમરસિંહ**—હા હું કમરસિંહ. પણ તેથી તમારે ડરવાનું શું કારણ !

**મકવાણી**—સરકાર મેં સહનતારાની ચોરી નથી કરી તેમ અમરસિંહની પણ ચોરી નથી કરી; મને ક્ષમા કરો !

**કમરસિંહ**—( આ માણસ કાંઇંક જાણે છે ખરો ) ત્યારે ખરીવાત હોય તે કહી દે !

( સહનને શી રીતે લાવ્યો હતો, અને છેવટ ક્યાં મુકી; તે બધી વાત સાચે સાચી કમરસિંહને મકવાણીએ કરી. )

મકવાણીની વાત ઉપરથી એમ માલમ પડયું કે. સહન સજીવનતો છે, પણ ગાંસડી બાંધીને કોણે નાંખી હશે ! આતો વિશેષ ગુંચવણી ભરેલી વાત થઇ. ચાલ જીવ હવે તો વગડામાં ફરીશુ અને મિત્ર તથા મિત્રની સ્ત્રિ, બંન્નેની ખોળ્ય કરીશું. કમરની મુસાફરીમાં અમરના મહેલમાં રહેલી દાસી કે જેની સાથે થોડા વખત ઉપર કમરને વાત ચીત થઇ છે, તેના બાપનુ નગર આવ્યું. તેમાં પ્રવેશ કરી રાજ દરબારમાં આવી કમરે ઓળખાણ આપી, એટલે રાજાએ મેમાન તરીકે સત્કાર કર્યો. રાજાની અવસ્થા થઈ હતી. પુત્ર પુત્રાદી સંતતી નહિ હોવાથી રાજા નિરંતર ઉદાસ રહેતો હતો, તેવામાં કમરસિંહનું આવવું સુખ રૂપ થઈ પડયું, જેથી જતા કમરને આગ્રહ કરી થોડા દિવસ અટકાવી રાખ્યો, અને માણસોને મોકલી અમરસિંહની શોધ કરાવરાવી, વધારે દિવસ થયા ત્યારે અતી આગ્રહથી કમરસિંહે રાજાની રજા માગી, ત્યારે રાજા આંખમાં આંસુ આણીને કહે છે. તમારા રહેવાથી મને દુઃખીઆને સુખની સેજ કીનારી દેખાઇ. શુ કરૂ મારી દીકરી હયાત હોત તો, તેને તમારી સાથે પરણાવી તમને રાજ આપી દેત ! અને ઘર જમાઇ કરીને રાખત ?

**કમરસિંહ**—તમારી દીકરી દેવલોક પામી હશે ?

**રાજા**—દેવલોક તો નથી પામી, પણ તેને બાળપણમાંજ તજી દીધી છે. બ્રાહ્મણના વચન ઉપર વિશ્વાસ રાખી ઉકરડે મુકી દીધી. તેનો ફરી અત્યાર સુધી તપાસ નથી લીધી. હવે કાંઇ પત્તો લાગે નહિ; વગર વિચાર્યું કામ કરનાર માણસ પસ્તાય છે.

**કમરસિંહ**—તમારી દીકરી હોય તો આશરે કેવડી હોય ?

**રાજા**—સોળ સત્તર વરસની ! પણ તે તો હોયજ ક્યાંથી, અને કદાચ એના આવરદાના બળથી જીવતી રહી હોય, તોપણ આપણને મળે ક્યાંથી ?

**કમરસિંહ**—તમે ઉકરડામાં ફેંકી દેતાં આંચકો ન ખાધો અને હવે

પસ્તાવો શુ કરવા કરવો પડે. તમને બ્રાહ્મણે કહ્યું હશે કે આ દીકરીને તજી દેશો તો બીજા છોકરા થશે, નહિતો નહિ થાય !

**રાજા**—હાજી ! તમે કહો છો તેમજ થયું !

**કમરસિંહ**—તમે કરી છે તો મોટી ભુલ્ય. પણ તમારા નસીબે મારૂં અહીં આવવું થયું એમ માનજો ! તમારી દીકરી. અમરસિંહના મહેલમાં દાસીનું કામ કરે છે અને તે હાલમાં એકલીજ રહી છે, જાઓ તપાસ કરી તેડી લાવો ! હું જાઉ છું. ( કમરસિંહ આગળ વિદાય. )

ઉલાસનું હરણ કર્યાનો ગુનો જાણે પોતેજ કર્યો હોય, અને ગુનાની માફીજ માગવા આવ્યો હોય, તેમ ધીમે ધીમે પગલે ચાલીને, સુમનચંદ્ર, રાજા આનંદમલના મહેલમાં આવ્યો, અને પોતાની બેનની હાજરીમાં આનંદમલને હાથ જોડીને કહ્યું કે પુજ્ય વડિલ ! હું આપનો અપરાધી, હાલતો આપની રજા માગુ છું.

**આનંદમલ**—સુમનચંદ્ર; તમે કેમ આટલા બધા ઓશીયાળા થઇ ગયા!

**સુમનચંદ્ર**—ઉલાસનું અંધકારસિંહથી હરણ થયું.

**આનંદમલ**—તેમાં તમે શું કરો. ( સુમનચંદ્રની આંખમાંથી આંસુ પડયાં. )

**વિનોદમતી**—ભાઈ તમે શો ગુનો કર્યો છે, કે આંસુ પાડવાં પડે. ઉલાસ તો હમણાં જડશે. મારો અભયમલ ગમે ત્યાંથી ખોળી લાવશે. વળી હવે તો અમરસિંહને પણ ચિન્તા ખરીજ કની.

**સુમનચંદ્ર**—ઉલાસ જડશે. તે બધું ખરૂં પણ પ્રથમ ઉલાસનું હરણ મારે ત્યાંથી થયું માટે મને બહુ લાગે છે, જાણે આપઘાત કરીને મરૂં !

**વિનોદ**—ભાઇ, આતો છોકરવાદી કહેવાય, તમે તો મોટા રાજા કહેવાઓ; ક્ષત્રીઓને તો અનેક વાર આફતો આવે, તે વખતે ખૂણે પેસીને રૂવે તો ફરી સુખનો દહાડો ન જૂવે. વળી સાંભળ્યુ છે કે, અમરસિંહના એક મિત્ર સહનસિંહ છે તે પણ ઉલાસની શોધમાં ગયા છે.

**સુમનચંદ્ર**—બેન; મને એમ વહેમ પડે છે કે. સહનસિંહ એજ સહનતારા છે. પણ છૂપા વેષમાં આવી છે.

**વિનોદ**—ત્યારે અહી તેડી લાવો તો આપણે બરાબર તપાસ કરી અવલોકન કરી નક્કી કરીએ.

**સુમનચંદ્ર**—તે તો અમરસિંહના કહેવાથી ઉલાસની શોધમા વિદાય થઇ ગઈ !

**વિનોદ**—એ આવે ત્યારે વાત ! પણ તમો જરાય ચિન્તા નકરશો સદાય સુખના દીવસ રહેતા નથી, તેમ સદાય દુઃખના દીવસ પણ રહેતા નથી. ઉલાસ કાલ ઘેર આવશે.

**આનંદમલ**—તમને ઘેરથી નિકળ્યે ઘણા દિવસ થયા માટે તમે પણ જાઓ, અને માર્ગમાં હડીએ ચડે તો, ઉલાસને છોડાવી તમારે ત્યાં લઈ જઇ પેગામથી ખબર મોકલજો.

**વિનોદ**—જ્યાં મળે ત્યાંથીજ ખબર મોકલજો, અને અધિકારસિંહને તો મારીજ નાંખજો.

**આનંદમલ**—લોહીને બાળનાર શત્રુને એકદમ ન મારવો પણ રીબાવી રીબાવીને મારવો. જેથી ઝામેલુ લોહી ફરતુ થાય છે. જીવનની આબાદી થાય છે.

**સુમનચંદ્ર**—દૈવ્યની ઇચ્છા હશે તેમ બનશે; ત્યારે હું આજેજ જાઉં છું.

**આનંદમલ**—ભલે પધારો, શુભ સંદેશો મોકલતા રહેજો.

જે સાતસેં ઘોડેસ્વારને સાથે લઇ સુમનચંદ્ર મુર્શિદાબાદથી નિકળ્યો હતો તેમને તૈયાર થવા કહી પોતે તૈયાર થયો અને પ્રથમ નિશાન મુર્શિદાબાદનું માંડયું.

અહીંથી એકવારતો મુર્શિદાબાદ જવું, જતાં માર્ગમાં; ઉલાસ, સહન, અમરસિંહ અભયમલ કે જે કોઈ મળે તેની ખરી મુલાકાત કરી લેવી, આમ વિચાર કરતો, અને સૈન્ય સહિત, માર્ગમાં પડાવ નાંખતો. આસ પાસ ઘોડે સ્વારો મોકલી ખબરો કઢાવતો; રાજા સુમનચંદ્ર છેક પોતાની રાજધાનીના નગર સુધી આવી પહોચ્યો.

અરે હું આટલે સુધી આવ્યો પણ મને કોઈ ન મળ્યું, માટે મારી દશાજ વાંકી છે. હું જશનો ભાગીદાર નથી, પણ કલંકનો ભાગીદાર છું. બસ અહીંજ પડાવ ! (ગામથી ત્રણ ગાઉ છેટે પડાવ નાંખીને)

**સુમનચંદ્ર**—જાઓ પ્રધાનને બોલાવી લાવો.

મોકલેલો પેગામ રાજ દરબારમાં આવ્યો અને કહ્યું કે સરકાર મહારાજ આવ્યા છે, અહીંથી ત્રણ ગાઉને છેટે મુકામ નાંખ્યો છે, અને આપને ત્યાં તેડાવ્યા છે.

ઘણા દીવસથી અકળાએલી, મનમાં મુઝાએલી સ્વામીના વિયોગથી સંતાપને પામેલી, પતી દર્શનને માટે આતુર થએલી, રાણી પ્રકાશ લક્ષ્મિએ

મહેલમાં બેઠે અનુંચરે કહેલા શબ્દ સાંભળ્યાં. સાંભળ્યા કે તરત દાસીને દોડાવીને કહેવરાવ્યું કે, ઉભો રહે, રાજનને મળવા રાણી આવે છે. તેમને તેડી જા!

**અનુંચર**—બહુ સારૂં હું ઉભો છું. ઝટ તૈયારી કરો. મહારાજા કાંઈ ઉતાવળમાં હોય એમ જણાય છે.

મિયાનામાં બેસી દશ દાસીઓને લઇ પ્રકાશ લક્ષ્મિ આવ્યાં, આમથી પ્રધાન પણ માફામાં બેસીને આવ્યા, આગળ અનુંચર અને પાછળ સર્વ ચાલ્યાં.

પ્રધાનની મુલાકાત કરી ને રાજના બરાબર બંદોબસ્ત રાખવા આગ્ના કરીને, ઉલાસ તથા સહનની શોધમાં જવાને નિશ્ચય કરી બેઠેલા રાજા સુમનચંદ્રને, મોકલેલા અનુચરે આગળ આવીને ખબર આપી કે, પ્રધાનજી આવે છે, અને પાછળ અમારાં માતા, પ્રકાશ લક્ષ્મિ બા પણ આવે છે.

રાજા તંબુની બહાર, પોતાનું આસન પધરાવી તે ઉપર બેઠેલા હતા. તેમના સનમુખ આવી પ્રધાને ઝવાર કર્યા, અને મહારાજાએ હાથથી ઇસારત કરી, એટલે પોતે બેઠા. રાણી પ્રકાશલક્ષ્મિ, મ્યાનામાંથી નીસરી જેવાં તંબુમાં દાખલ થવાં જાય છે, તેવાંજ રાજાએ અટકાવ્યાં, તે એમ કહીને કે. તંબુમાં પેસવાનું કારણ નથી, બહાર ઉભાં રહો! રાજાના મુખમાંથી નિકળેલાં ક્રોધ વચનને માન આપી રાણી બહારજ ઉભા રહ્યાં અને થોડીવાર સુધી બોલી શકયાં નહિ. ત્યારે રાજાએ કહ્યું કે;

**સુમનચંદ્ર**—બોલો શુ કહેવાનુ છે, અને અહીં સુધી આવવાનુ શું. કારણ છે?

**પ્રકાશ**—આપનું શરીર સારૂં છે.?

**સુમનચંદ્ર**—સ્ત્રિયો માત્ર પુરૂષના શરીર સાથેજ સબંધ ધરાવે છે; અને શરીર સારૂં હોય ત્યાં સુધી લાગણી પણ દર્શાવે છે. હા તે સારૂં છે. બીજુ!

**પ્રકાશ**—ઉલાસની ભાળ જડી!

**સુમનચંદ્ર**—ઉલાસની જડી તે ન જડયા જેવી થઇ ગઈ, સહનની નથી જડી, તેમ અમરસિંહની પણ શોધ કરવાની છેઃ પ્રધાનજી ને, રાજની સુંપ્રત કરીને જાઉંછું. જ્યાં સુધી સર્વની શોધ નહિ જડે ત્યાં સુધી મુર્શિદાબાદમાં જળ પીવું નથી.

**પ્રકાશ**—અરે ગજબ, ઉલાસનું હરણ તેમ સહનનું પણ હરણ અને અમરસિંહનુંએ હરણ થયું હશે. તેમને કોણ લઇ ગયું હશે. શ્રી રામેશ્વર: શ્રી રામેશ્વર; શીવ શીવ શીવ.

**સુમનચંદ્ર**—બીજુ કાંઇ પુછવું હોય તે પુછી લ્યો અને ઘેર પધારી જાઓ ! મારે પ્રધાન સાથે વાત કરીને તાબડ તોબ જવું છે. હવે, રોકાવું એ પરમેશ્વરના ગુનેગાર થવા જેવું છે.

**પ્રકાશ**—આપે પુછ્યું કે અહીં સુધી આવવાનું શુ કારણ? કારણ તો માત્ર, આંખને ખીંચી રહેલા ચકોર પક્ષિને ચંદ્રનું દર્શન. તેમજ આપના દર્શનની અભીલાષી આપને આવ્યા જાણીને દોડતી આવી, પણ હવે એમ થાય છે કે ન આવી હોતતો સારૂ થાત. સર્વનું ગુમ થવું કાને ન સાંભળ્યું હોત ત્યાં સુધી તે તરફની બળત્રા ન થાત.

**સુમનચંદ્ર**—તમને લાહોર તરફના કાંઇ સમાચાર મળ્યા નથી ?

**પ્રકાશ**—ના મહારાજ ! ત્યાંનું પણ કાંઇ કહેવા જેવું હોયતો કહો !

**પ્રધાન**—સેવકને વચમાં બોલવાની આજ્ઞા આપો !

**સુમન**—બોલો શુ કહેવા માગો છો ?

**પ્રધાન**—વિનોદમતી બાના નામથી લખેલો, અને પુજ્ય મહારાજા, આનંદ મલની સહી થએલો એક પત્ર એક ઘોડેસ્વાર લઇને આવ્યો હતો, તેમાં એટલુંજ લખેલું હતું કે–પ્રધાજીને માલમ થાય જે બેન ઉલાસનો સ્વયંવર કરવાનો છે માટે મારાં ( બે અદબી માફ ) ભાભી પ્રકાશલક્ષ્મિને મોકલજો.

**પ્રકાશ**—તે પત્ર મને બતાવ્યો નથી. તેમ હજી સુધી મને વાત પણ કરી નથી.

**સુમન**—એ શુ કર્યું, પ્રધાનજી ! તમે ડાહ્યા થઇને કેમ ચુક્યા ?

**પ્રધાન**—સરકાર હું ચુકયો નથી. મેં એમ વિચાર કર્યો કે. ઉલાસનું હરણ થયું છે તેના જડ્યાના સમાચાર હજી આવ્યા નથી. તેમ રાજાધીરાજ જે શોધમાંજ ગયા છે તે આવ્યા નથી, અને એમની તરફથી સંદેશો પણ આવ્યો નથી, વળી જો સ્વયંવરની વાત સાચી હોય તો, સ્વયંવરની કંકો- ત્રીઓ, ઘોડેસ્વારો સાથે મોકલાતી નથી, પણ બ્રાહ્મણો સાથે મોકલાવાય છે. તેમ છતાં તે સાચી હોયતો, ખુદ આનંદમલના હાથનીજ હોવી જોઇએ. વિનોદમતીને લખવાનું શુ કારણ. આ બધી વાતનો વિચાર કરીને મનમાં તર્ક કર્યો કે, ઉલાસનું હરણ કરનાર, અધર્મિએ પ્રપંચથી પ્રકાશને જોખમમાં નાખવા પત્ર લખ્યો હોવો જોઇએ.

**સુમન**—શાબાશ પ્રધાનજી; બહુ ઉંડી સમજણ. જે કર્યું તે ઠીકજ કર્યું. પણ તે પત્ર તો સાચો. ઉલાસનો સ્વયંવર થઈ ગયો.

પ્રધાન—આપ હમણાં તો બોલી ગયા કે, ઉલ્લાસની ભાળ જડી પણ તે જડ્યા જેવી થઇ ગઇ; અને હવે કહો છો કે સ્વયંવર થઇ ગયો. એ શું !

સુમન—અહીંથી મોકલેલી ખબર મળતાંની સાથે, અગિયારસેં ઘોડે-સ્વાર સાથે અભયમલ શોધમાં નીકળી પડ્યો હતો. તેને દેખતાંજ પાપી ઉલ્લાસને મુકીને નાસી ગયો, ઉલ્લાસ મળી તેજ દીવસે અનાયાસે મારી પણ મુલાકાત થઈ, અને અમો બધા લાહોર ગયા. સર્વે એક બીજાને મળ્યાં હળ્યાં, રાજા આનંદમલે, ઉલ્લાસનો સ્વયંવર કરવા મુહુર્ત જોવરાવ્યું તે નજીક આવ્યું; એટલે હું ત્યાંજ રોકાયો. અહીં કંકોત્રી મોકલવા મેંજ ના પાડી હતી, પણ બેન વિનોદે છાનો પત્ર મોકલ્યો હશે તે વાત ખરી.

પ્રકાશ—ઉલ્લાસે હાર કોને આરોપ્યો ? વરમાળ કોને પહેરાવી ?

સુમન—અભયમલે રચેલી રચનામાં, વર જોઇ વરમાળા પહેરાવી દેવાની નહોતી. સીતા તથા દ્રૌપદી કરતાં પણ આ સ્વયંવર જીતવો કઠણ હતો.

પ્રધાન—એવી શી સરત કરી હશે ? ( *ઉલ્લાસના સ્વયંવરની શોભા, રચના, ગોઠવણી, અને તેને જીતવાની શરતો જે સુમનચંદ્રે કહી બતાવી. તે સાંભળીને. )

પ્રધાન—વાહ ! યુક્તિતો સારી રચી; આવો સ્વયંવરતો આ જમાનામાં ક્યાંય સાંભળ્યો નથી. પણ આ કામ કોઇ કરી શક્યું નહિ હોય. જેથી વરમાળા વરમાળાને ઠેકાણે રહી હશે.

સુમન—ના તેમ નથી; સ્વયંવર જીતાયો. વરમાળા આરોપઇ ગઈ. પણ લગ્ન ન થયાં. કારણ કે, સ્વયંવર જીતાતાં વાર થઇ એટલે લગ્ન મહુરત વીતી ગયું.

પ્રકાશ—આવા વિકટ સ્વયંવરમાં, જીત કોણે મેળવી; અને ક્ષત્રીઓના નુરને દીપાવનાર કોણ નીકળ્યું ?

સુમન—આપણા જમાઇ; અમરસિંહ !

પ્રકાશ—શાબાશ, અમરસિંહતો દુનિયામાં દેવ જેવા છે.

પ્રધાન—પ્રથમ તો આપ બોલ્યા હતા કે અમરની પણ શોધ કરવાની છે ?

સુમન—તે પણ ખરૂં !

પ્રકાશ—લગ્ન કરવાનું મોહરીઉં વીતી ગયું તે પછી હજી સુધી ફરીને સારૂં મોહરીઉં આવ્યુંજ નથી !

---

* અમર ચરિત્ર ભાગ ૨ જો. પાનું ૨૪, ૨૫, તથા ૮૧+૮૨

**સુમન**—ચોઘડીઆં તો ઘણાય આવે અને આવી ગયાં; પણ એનો એજ પાપી, તેજ દીવસે સંધ્યા કાળે, ઉલ્લાસને ફેર ઉઠાવી નાસી ગયો છે. જેની શોધમાં આપણી પુત્રી સહન તારા પુરૂષ વેષમાં ગઇ છે.

**પ્રકાશ**—સહનને પુરૂષ વેષ ઉલાસની શોધ માટે ધારણ કરવો પડયો હશે! ત્યારે આવા શુરવીર અમરસિંહ પોતે ન જાય તે બઇરીને પુરૂષનો પોશાગ પહેરાવીને મોકલે!

**સુમન**—અમરસિંહે સ્ત્રિ જાણીને નહિ, પણ પુરૂષ સમજીનેજ મોકલી છે.

**પ્રકાશ**—હવે તો આપનું બોલેલું સમજવામાં ઘુંચવણી પડવા માંડી.

**સુમન**—અહીંથી પરણીને ઘેર ગયા, અને ઘેર પહોચ્યા તેજ દીવસની રાત્રે શુ અપરાધ તે સમજાયુ નથી પણ ઉંઘતી સહનને તેનાજ વસ્ત્રમાં ગાંસડી બાંધી મહેલની પછીતની બારીએથી ક્ષીપ્રા નદીમાં ફેંકી દીધી. ફેંકતાં તો સાહસ કર્યું પણ પછી પસ્તાવાને પામી વનમાં નીકળી પડયા છે. આવરદાના બળે જીવતી રહેલી સહન ખબર મળવાથી અમરની શોધમાં નીકળી પડી. સ્ત્રીના શરીરને નીરંતર ભય છે એમ સમજી તેણે પુરૂષના વેષે અમરને ખોળી કહાડી; નહિ જાહેર થએલી એવી સહન અને અમર બંન્ને મીત્રનો સબંધ બાંધી ઉલાસના સ્વયંવરમાં આવ્યા હતા.

**પ્રકાશ**—પ્રથમ એતો કહો કે રાહુ સમ શત્રુની ગરજ સારતો ઉલાસની કેડે પડેલો ક્રુર પાપી કોણ છે?

**સુમન**—તમારો ભાઇ અંધકાર!! આવા તમારી માએ કેટલાક દીકરા જણ્યા છે?

**પ્રકાશ**—(થોડીવાર સુધી નીચુ જોઇને) અરે અકરમી અંધકાર. આ ગજબ શુ હેતુથી કર્યો હશે. એકતો આપણે ઘેરથી ઉલાસનું હરણ એટલે શરમાવા જેવું તો થયું હતુ. તેની સાથે અંધકારથી થયું એતો ઢાંકણીમાં પાણી ઘાલી બુડી મરવા જેવું થયું.

**સુમન**—લાજવાનું મારે છે, અને બુડી મરવાનું તો માત્ર તમારે છે. તમારા ભાઇના કુ લક્ષણથી તમારા ઉપરથી મારો પ્રેમ ઓછો થયો છે.

**પ્રકાશ**—થયો હશે નાથ, પણ એમાં મારો શુ દોષ છે.

**સુમન**—તમારો દોષ નથી. પણ તમારે તમારા માતા પીતાને ખબર આપી અકર્મિ અંધકારની ખોળ કરાવવી, ઉલાસને છોડાવી એના બાપને સોંપાવરાવવી જોઇએ. અગર આપઘાત કરીને મરી જવું જોઇએ. સહનના સ્વયંવરમાં આવેલો શેતાન સખણો ન રહ્યો.

પ્રકાશ—નાથ અંધકારસિંહના અપરાધે દાસી ઉપર આટલો બધો કોપ ન ધરે!

સુમન—એકનો કરેલો અપરાધ બીજાને સહન કરવા પડે છે. સબંધ ધરાવે ત્યાં સુધી! ચોરી હાથ કરે છે અને ફટકા વાંસો ખાય છે.

પ્રકાશ—જેવી નાથની મરજી. તેવો હુકમ ઉઠાવા દાસી તૈયાર છે?

સુમન—હવે મારી સાથે વધારે વાત ન કર! બોલતી બંધ રહી જા! (પ્રધાન તરફ જોઇને) સારી રીતે સંભાળજો. રૈયતનું રક્ષણ રૂડી રીતે કરજો, સર્વની સાથે સલાહ શાન્તિ રાખજો. ન્યાયાધીસ ન્યાય આપતાં પક્ષ પાત ન કરે તે નજર રાખજો. હું આવું ત્યારે જેવી છે તેવી સ્થિતિ જોઉં, એ ધ્યાન રાખજો. જમાનો બારીક છે ને મામલો કઠણ છે, દિલ્લીના બાદશાહ આલમશાના ભાઈ એક લાખ સીપાઇનું લશ્કર લઇ લાહોર આવ્યા હતા, એમણે લાહોરથી ગાઉ ત્રણેકને છેટે અગ્નિ કોણમાં મુકામ નાંખ્યો હતો એવી પાછળથી ખબર પડી છે પણ શુ કારણથી આવ્યા હતા તેની હજી સુધી ખબર પડી નથી. એમાં પણ અંધકારસિંહનું કાંઇ કાવતરૂ હશે એમ અનુમાન થાય છે. વળી હાલમાં બાદશાહના શાહજાદા સવાબશાહ પચીસ હજાર માણસ લઇને લાહોર તરફ ગયા છે; તે શુ કરશે તેની પણ ધારણા ધારી શકાતી નથી.

હું, અભયમલ, સહન તારા, અમરસિંહ, તથા દરંગદાસસિંહ, એટલા ઉલ્લાસની શોધમાં નીકળ્યા છીએ. જીવતા આવીશુ તો રાજ કરીશું નહિતો છેલ્લા પ્રણામ!!! (સુમનચંદ્ર એક હજાર ઘોડેસ્વાર સાથે વિદાય.)

[ કર્તા ] સુમનચંદ્રના વિદાય થયા પછી. પ્રકાશ લક્ષ્મિ ત્યાંજ ઉભી રહી! ઘણીવાર સુધી ન ગઈ ત્યારે પ્રધાને થોડા માણસોને પાછા મોકલી પુછાવરાવ્યું કે; બા કેમ રોકાયાં છે.! પુછવા આવનાર માણસો સાથે પ્રકાશે કહાવી મોકલ્યું કે. પ્રધાનજીને ખબર થાય જે, રાજાધિરાજની આજ્ઞા થઈ તે તમે કાંનો કાન સાંભળી છે, તો હવે મને પુછવાનું કારણ નથી, હું અહીંથીજ બારોબાર સિલોન જઈશ; અને મારા પિતાને એમના પુત્રના પ્રારૂમની વાત કરી. * વધામણી લઈશ!

રાણીના મુખનો કહેલો જવાબ મળતાં પ્રધાનજી પાછા આવ્યા અને પ્રકાશને ઘેર આવવા ઘણું સમજાવી પણ પ્રકાશ હઠ લઇને બેઠી કે હું મારા નાથની આજ્ઞાનું ઓલંગન નહિ કરૂં; પણ એ વિચારમાં ગુમ

* કરડાકીમાં કહે છે; કાંઈક સાંભળીશ?

થઇ ગઈ છું કે; મારે એકલાં જવું કે કોઈ માણસને સાથે લઇને જવું !

**પ્રધાન**—આ ! તમે જ્યારે જવાનો નિશ્ચય કર્યો છે તો એકલાં જવું એતો તમને છાજે નહિ; અને જોખમ ભરેલુ પણ ખરૂ ! સ્ત્રિયો એકલી મુસાફરી કરવાને શક્તિમાન નથી. મુસાફરીતો શુ પણ ઘરના ઉમરાની બહાર જવું તે પણ સ્ત્રિઓને ભારે છે.

**પ્રકાશ**—પ્રધાનજી હું તૈયાર છું: તમે માણસનો બંદોબસ્ત કરી મને સિલોન પહોંચાડવો !

રાજા રાણીની મરજીને આધીન થઈ પ્રધાનજીએ પાંચ પચાસ ઘોડે સ્વારો તૈયાર કર્યા તથા ઉંટ ઉપર સરસામાન નાખીને, સાંઢ ઉપર બેસારી વિદાય ગિરી આપી. જરૂર પડગે મુકામ કરતી પ્રકાશ લક્ષ્મિ શ્રી રામેશ્વર સુધી આવી પહોચી. જ્યાં શંકર ભગવાનના દેવળ તરફ પગલાં ભરે છે, ત્યાં હજારો બ્રાહ્મણો જોઈ રહ્યા કે, કોઈ મોટા રાજાની રાણી આવે છે. તેમાંના એક બ્રાહ્મણે બાઇને ઓળખી અને તે બોલ્યો કે. આતો આપણા રાજા સુંદારપ્રતાપની દીકરી પ્રકાશલક્ષ્મિબા ! તે સાંભળીને પ્રકાશે બોલનાર બ્રાહ્મણના સામુ જોયું અને કહ્યુ કે ભાઇ તેં મને ઠીક ઓળખી રાખી છે. વારૂ ત્યારે આ શંકરના દેવળ પાસે વધારે ધામધુમ જણાય છે તેનું શું કારણ છે ?

**બ્રાહ્મણ**—કેમ એમ પુછો છો. મહાશિવરાત્રીનો મેળો ભરાય છે, તે શુ તમારાથી અજાણ્યું છે ?

**પ્રકાશ**—હા ભાઈ તેનો ખરૂ. પણ તે ક્યારે ?

**બ્રાહ્મણ**—વચમાં સાત દીવસ છે !

**પ્રકાશ**—ત્યારે તો હવે રહીજ જઇએ અને મહાશીવરાત્રીની રાત્રે શંકરનાં દર્શન કરીનેજ જઇએ; વળી લંકા જઇએને પાછા આવીએ તે તો બનવું મુશ્કેલ છે !

**બ્રાહ્મણ**—લંકામાં શુ દાટયુ છે ! શિવરાત્રી પછી જવાશે, દર્શન મુકીને દોડવું એ ઠીક નહિં.

**પ્રકાશ**—જાઉ તો મારા માતા પિતાને મળુ !

**બ્રાહ્મણ**—રાજાનની સ્વારી અહીં આવવાની છે તે એક બે દીવસમાં આવવી પણ જોઇએ. કાંઇ શીવરાત્રી પડે છે નહિ તો વરસો વરસ આવે છે.

**પ્રકાશ**—સત્યવાત; હવે મને યાદ આવ્યું. હું બાળપણમાં ઘણીવાર આવી પણ છું.

[ કર્તા ] આ પ્રમાણે બોલીને, પ્રકાશે મન સાથે ગોઠવ્યું કે, ચાલો બહુજ સારૂં થયું. દરીઓ ઓળંગી જવું મટયું; પીતાને અહીંજ મળાશે અને સઘળી બીના જાહેર કરાશે.

બીજે દીવસે સવારમાં; સુંદીર પ્રતાપની સ્વારી આવી; રામેશ્વરમાં રાજ તરફથી રક્ષણ કરવા રહેલા સીપાઇઓએ માન આપી, ઉતારાપર વિદાય કર્યા. રાજાએ માર્ગમાં આવતાં. નજરથી જોએલા તંબુ કોના છે; કોઇ બીજા રાજની સ્વારી આવી છે કે શું. એટલું પુછતાંની સાથેજ બહુ બોલકણો બ્રાહ્મણ બોલી ઉઠયો કે,

**બ્રાહ્મણ**—સરકાર; આપણાં પ્રકાશ લક્ષ્મિ બા આવ્યાં છે.

**રાજા**—હેં હેં મારી પ્રકાશ! એને બોલાવી લાવો મારી પાસે? (આજ્ઞા થતાં એક અનુચર ગયો અને તે પ્રકાશના મોંના શબ્દ સાંભળીને પાછો આવી રાજનને કહે છે.)

**અનુચર**—આ તો કહે છે કે, મારા પીતાને કહો કે પોતે અહીં આવે!

[ કર્તા ] તે સાંભળી રાજાએ રાણી કંચન કે જે બીજા તંબુમાં હતી. ત્યાં ખબર કહેવરાવી કે તમારી દીકરી પ્રકાશ આવી છે તેને મળી આવો અને અહીં તેડી લાવો!

એક તો સ્વામીનો સંદેશો, અને પુત્રીનું આગમન એ બન્ને તરફની લાગણીથી કંચન ઝટ ઉભી થઇ અને અનુંચરને સાથે લઈ પ્રકાશના તંબુએ ગઈ. પ્રકાશ માતાને આવતી જોઈ ઉભી થઇ ગઇ અને મળી; પછી બંન્ને જણુ બેઠાં.

**કંચન**—બેટા પ્રકાશ, તુ અહીં શી રીતે આવી ચઢી, અમારા પુજ્ય સુમનચંદ્રે તને એકલી કેમ મોકલી? અને તારૂં મુખ હું કરમાએલું કેમ દેખુ છું?

**પ્રકાશ**—માતાજી, મુખડુ કરમાવું; એ શોક સંતાપનું ચીન્હ છે; શોક સંતાપ એ દુઃખ પડવાથી થાય છે; અને દુઃખ એ સબંધીઓનો સ્નેહ છે.

**કંચન**—બેટા તને શુ દુઃખ પડયું; તે તો કહે! માતા પીતા પુત્ર પુત્રાદીક દુઃખનાં ભાગીદાર થાય છે!

**પ્રકાશ**—માજી; તમારા પુજ્ય અને મારા પરમ પુજ્ય, એમણે તીરસ્કારની સાથે મને વિદાય કરી છે અને તેથીજ હું અહીં આવી છું.

**કંચન**—તીરસ્કાર કરવાનું શુ કારણ, દીકરા!

**પ્રકાશ**—તમારા પુત્રનું પ્રાક્રમ ?

**કુંચન**—શુ મારા અંધકારનું ! તે તો હજી ઘેર આવ્યો પણ નથી, અને શીવરાત્રીને ત્રીજે દીવસે તારા પીતા એની શોધ કરવા પણ નીકળવાના છે ( રાજાને આવતા દેખીને ) જો આ તારા પીતા પણ આવ્યા.

**રાજા**—પુત્રી પ્રકાશ ! મેં બોલાવા મોકલ્યુ પણ તુ આવી નહિં, અને તારી માતાને આવ્યે ઘણીવાર થઈ જેથી મારે અહીં આવવું પડયું.

**પ્રકાશ**—પીતાજી ! દીકરી ઉપર કૃપા કરી ! ( પ્રકાશની આંખમાંથી આંસુ પડવા માંડયાં તે જોઈ રાજા સુંદીરપ્રતાપ ભય ભીત થએલે ચેરે પુછે છે. )

**રાજા**—ઉદાસી થવાનું શુ કારણ છે બેટા !

**કુંચન**—તમારા જમાઇ, સુમનચંદ્રે, તમારી પુત્રી પ્રકાશને તિરસ્કારની સાથે વિદાય કરી છે ?

**રાજા**—હેં હેં ! કાંઇ કારણ ?

**કુંચન**—કારણ એ બતાવે છે કે, તમારા પુત્રનું પ્રાક્રમ !

**રાજા**—મારા પુત્રનું પ્રાક્રમ; અને મારી પુત્રિને તિરસ્કાર; એ શુ ! હા...........શુ; ઉલાસનું હરણ કરનાર અંધકારસિંહ છે ?

**પ્રકાશ**—હા બાપા ! મારી નણંદની પુત્રિનું હરણ કરી મને દુઃખ કર્તા થઇ પડયો છે.

**રાજા**—કુછંદી માણસોનાં કરેલા કૃત્યનાં ફળ, સબંધીઓને પણ સહન કરવાં પડે છે. હુ તો જાણતો હતો કે, અંધકાર ખોળ્ય કરી લાવશે, પણ અંધકારજ હરણ કરનાર !

**કુંચન**—ત્યારે, થોડા માસ ઉપર, આનંદમલની સ્વયંવર લગ્નની કંકોત્રી હતી, તે કઇ પુત્રિનું લગ્ન ? તારી નણંદને કેટલી દીકરીઓ છે.

**રાજા**—હા હા ! કંકોત્રી આવી હતી ખરી ! અને તે ઉલાસનાજ લગ્નની ? હવે ઉલાસતો ઘેર પહોચી ચુકી. માત્ર એ અંધકારને પકડી લાવવાનો રહ્યો, ઠીક હું શીવરાત્રી વિત્યાબાદ જઇશ !

**પ્રકાશ**—અંધકારના હાથમાંથી; અભયમલે છોડાવી. ઘેર લઇ જઇ સ્વયંવર રચ્યો; સ્વયંવરની સરતમાં, અમરસિંહનો વિજય થયો; બીજે દિવસે લગ્ન થવાનું હતું, ને અંધકારસિંહ લઇને નાશી ગયો છે.

**રાજા**—અરરર.........શુ બીજીવારનું હરણ ?

**પ્રકાશ**—હા ! તે તો હમણાંજ થયું ? હવે તો તમારા પુત્રનાં હાડકાં હાથ આવવાનાં નથી, એટલી કોર્જે એના ઉપર ચઢી છે !

કુંચન—સ્વામીનાથ, હવે તો ઝટ જાઓ! જેમ બને તેમ ઉતાવળે ખોળ્ય કરી, મારા વહાલા દીકરા અંધકારસિંહને ઘેર તેડી લાવો!

રાજા—હા જરૂર જઈશ! પણ પ્રભુ દર્શન કરીને! આમેય આટલો વખત ગયો તો વળી સાત દીવસ વધારે!

પ્રકાશ—દીકરી સહનતારા પણ અમરસિંહના મહેલમાંથી ગુમ થઇ ગઇ છે, અને તેજ કારણથી અમરસિંહ રણવગડામાં રઝળે છે તેમની પણ શોધ કાઢજો.

કુંચન—શુ મારી ભાણેજી સહનતારાં! શુ શુ સાંભળુછું. સહન ક્યાં ગુમ થઈ ગઈ! નાથ હવે તો એક પણ પળ ઉભા ન રહો!

રાજા—સાંભળતાંમાં મને પણ ખેદ થાય છે, હૈયુ ઉછાળા મારી રહ્યું છે, તોપણ શીવરાત્રીનું પુજન, થયા વિના, શ્રી રામેશ્વરનું ધામ મુકીને આગળ ડગલુ નહિ ભરૂં!

પ્રકાશ—ભલે પ્રભુનાં દર્શન કરીને જજો! પણ અંધકારના હાથમાંથી ઉલાસને છોડાવી તેના માબાપને સોંપ્યા વિના ઘેર આવશો તો મારે અહીંજ મુસ્તક પુજા કરવી પડશે!

રાજા—બેટા; તેની તું જરાય ચિન્તા ન કરીશ; એ પાપી પુત્રના હાથમાંથી છોડાવાની ને સોંપવાની વાત તો ઠીક છે, પણ તે બંન્નેને લઇને લાહોર જઈ એને હાથે સોંપાવીશ, અને રાજા આનંદમલ પાસે લઇ જઇ માફ મંગાવરાવીશ.

પ્રકાશ—વારૂ પીતાજી જેમ તમને યોગ્ય લાગે તેમ કરશો; પણ અત્યારે તો તમારા પુત્રે તમારી સારી આબરૂ વધારી છે?

રાજા—હા...દેવતાથી સળગેલા વસ્ત્રનો છેડો આખુ વસ્ત્ર સળગાવે છે માટે તેનો ત્યાગ કરવો જોઇએ, એમ તારા મનની ધારણા છે. જો તેમ કરતું ઘટતું હશે તો પણ મને વાર લાગે તેમ નથી. છતાં પુત્રની શોધ થાય, અને બનેલી હકીકત બરોબર રીતે સમજાય ત્યાર પછી નિશ્ચય થાય.

કુંચન—મળે કે તુરત, ઉલાસને એના બાપને ઘેર મોકલાવીને, અંધકારને તો ઘેરજ લાવજો, પછી એનું લગ્ન કરીશું એટલે એ બહાર નાસવાનું મન નહિ કરે.

રાજા—કેમ લગ્ન કરીશુ એટલે બહાર જવાનું મન નહીં કરે!

કુંચન—સ્ત્રિ છે એ પુરૂષના પગની બેડી છે. બેડી જે રોકાણુ નથી કરતી તે રોકાણુ સ્ત્રિની પ્રિતી કરે છે.

**રાજા**—વા......રૂ! ઠીક!

[ **કર્તા** ] એમ કરતાં મહાશિવરાત્રીનો દીવસ આવ્યો; તે દીવસે તો સવારથી આખા ગામમાં આનંદ વરતઈ રહયો છે. અનેક બ્રાહ્મણો સવારમાં વહેલા ઉઠી. સ્નાન ધ્યાન સંધ્યા પુજા પરવારી, શ્રી રામેશ્વર ભગવાનનું પુજન કરી આવતાં, માર્ગમાં રાત્રીના પુજન વીધીની વાતો કરેછે.

દીવસમાં કોઇ એકજ વખત ફળાહાર કરી રહ્યા છે અને કોકકોક તો અપવાસીજ રહ્યા છે, તે એક એકને વાતોમાં પ્રસ્નોત્તર કરે છે.

**દત્તાત્રીયરાવ**—કેમ ભાઈ! વિનાયક રાવ આજે કેમ છો? શીવરાત્રી કરી છે કે નહિ.

**વિનાયકરાવ**—મેંતો કરી છે; સુરણ રતાળુ લાવી મુકયાં છે, તેનો ત્રીજે પહોરે; ખૂબ ભૂખ લાગશે એટલે ઉપયોગ કરીશુ.

**દત્તાત્રીયરાવ**—મેંતો કોરો અપવાસ કરવા વિચાર રાખ્યો છે પછી નહિ રહી શકાય તો મોડા જોઇ લેવાશે.

**વિનાયકરાવ**—તમે સેવાને માટે શું લાવ્યા છો!

**દત્તાત્રીયરાવ**—અહો હો હો! એવો શો પ્રશ્ન; શંકરની પુજામાં જોઈતાં ફુલનાં ક્યારે નાણાં બેસે છે! આકડો, ધંધુરો, બોરસલી, કાંટાસળી, કણેર; વિગેરેનાં ફુલ લાવ્યો છું.

**વિનાયકરાવ**—કેમ જંગલી ફુલથીજ મહાદેવજી પ્રસંન રહેતા હશેને ગુલાબ, ચંપો, મોગરો, જુઇ, જાઈ, વિગેરે ફુલ શંકરને નહિ ગમતાં હોય કે શુ? એમ કહો કે જેમ બને તેમ સોંઘુ અને સસ્તુ થાય તે કરી લેવું?

**દત્તાત્રીયરાવ**—સારૂ ને સસ્તુ શોધી લેવું તેમ નહિ, પણ શંકર મશાણ ભોમીમાં તપ કરે છે અને અરણ્યમાં રહે છે, માટે વગડાઉ ફુલ ઉપરજ એમની પ્રિતી.

**વિનાયક**—ભલે તેમ હશે? ત્યારે કમળ, શંકરને કેમ ચઢે છે! અને તે વધારે પ્રિય કેમ છે!

**દત્તાત્રીય**—કમળ એ શ્રી નારાયારણ ભગવાનની *નાભીમાંથી પ્રગટ થયું છે અને તે કમળમાંથી બ્રહ્મા પ્રગટ થયા છે; તે પુષ્પ ધારણ કરવાથી, બ્રહ્મા તથા વિષ્નુનું સ્મર્ણ થાય છે તેથી. તે શંકરને વધારે પ્રિય થઇ પડયુંછે.

**વિનાયક**—શંકરને કમળ કેમ પ્રીય છે, તે સાંભળીને મને તો અતી આનંદ થયો, હશે ચાલો વાતોમાં ને વાતોમાં સાંજ પડવા આવી, હવે તો મધ્ય રાત્રીના પુજન વખતે મળીશું.

---

* નાભી=ડુંટી.

મહાશિવરાત્રીના દીવસની અપુર્વ શોભાને શોભાવતા, ગળામાં રૂદ્રાક્ષના મણકાની માળાઓ અને કંઠા ધારણ કરીને, કપાળે વિભૂતી રૂપ ભસ્મ ધારણ કરીને એક હાથમાં ચંદન, કેસર, અગર, કપૂર કાચલી, અબીલ, ગુલાલ, સીંધુર સહીત પંચ પાત્ર અને બીજા હાથમાં ગુલાબ, કેવડા, કમળ, સાવ સોનેરી રંગ ને મળતાં એવાં (કનક પુષ્પ) કાંટાશળી, તે ઉપરાંત; ધંતુરાનાં અને અગથીઆનાં ફુલો સહીત છાબડીઓ ભરીને તેમાં જળનાં ભરેલાં ત્રાંબાના પાત્ર મુકીને ધારણ કરી છે.

શંકરની પુજાને માટે શંકર રૂપ બનીને જતા બ્રાહ્મણોને જોઇને અન્ય વર્ણોના હજારો લોકો બ્રાહ્મણોનેજ નમસ્કાર કરીને પ્રસન્ન થાય છે અને કેટલાકતો એમ પણ મન વાળે છે કે, રાત્રીમાં કદાચ ઉંઘી ગયા તો હવે ફીકર નથી, બ્રાહ્મણનાં દર્શન થયાં તે જાણે સાક્ષાત શંકરનાંજ થયાં.

શ્રી રામેશ્વર ભગવાનની પુજામાં વીધી સહીત મંત્રના ઉચ્ચાર કરીને કોઇ જળ કોઇ પુષ્પ, કોઈ ચોખા, કોઇ ચંદન, અને કોઇ બીલી પત્ર ચઢાવી રહ્યા છે, અને કેટલાક, હે વિભુ, હે ત્રિનેત્રી, હે રૂદ્ર, હે મહાદેવ, હે હર, હે પ્રભુ, હે શંભુ, હે સ્વયંભુ, હે ભૂતેશ, હે યોગીરૂપ, હે પાર્વતી પતી, હે નીલકંઠ, હે ભંડારના પતી કુબેર, હે કારતીક સ્વામી, હે ભૂતના પતી, હે નંદી પતી, હે ત્રીશુળધારી, હે ખડગધારી, હે પીનાક પાણી, હે વનસ્પતીના પતી, હે યજ્ઞોનાપતી. એ પ્રમાણે અનેક નામોથી શંકરનું સ્તવન કરી રહ્યા છે.

હજારો દીવા ઘીના બળી રહ્યા છે, સુગંધીદાર પદાર્થોના ધુમાડા નીકળી રહ્યા છે, જેથી શીવાલય મસ મસ થઇ રહ્યું છે. ભૂંગળ, ભેરી, ડાક, ડમરૂ, રાવણ હથા, અને શંખના શબ્દથી શીવાલય ગાજી રહ્યું છે, પુજન વીધી થઇ રહ્યા બાદ પ્રભુને નિવેદ થયું અને છેવટ આરતી ઉતરી, તે વખતે, રાજા સુંદીરપ્રતાપ, રાણી કંચન કુમારી અને પુત્રી પ્રકાશ લક્ષ્મી એ સૌ દર્શન કરવા આવ્યાં; અને પ્રભુની સ્તુતી કરી કરગરવા લાગ્યાં.

હે સ્વયંભુ હે ત્રિપુરાસુરનો વધ કરી દેવતાઓ ને સુખના આપનાર ત્રિનેત્રી ભગવાન, આ જગતનું કલ્યાણ કરજે.

**હર હર શંભુ સ્યામ સદાશીવ, ભોળા સદાશીવ.**
**હર હર શંભું સ્યામ સદાસીવ, ભોળા સદાશીવ.**
**હર હર શંભુ સ્યામ સદાશીવ, ભોળા સદાશીવ.**
**હર હર શંભુ સ્યામ સદાશીવ, ભોળા સદાશીવ.**
**હર હર શંભુ સ્યામ સદાસીવ, ભોળા સદાસીવ.**

એ પ્રમાણે સ્તુતી કરી; બીજે દીવસે સવારે આખા ગામના બ્રાહ્મણોને જમાડી આનંદ માનવા લાગ્યા. અમાંવાસ્યા વીતી ગઇ.

ફાગણ સુદી પડવાને દીવસે, રાજા સુંદીરપ્રતાપે અંધકાર સિંહની ખોળ્ય કરવા જવાની તૈયારી કરી, વસ્ત્ર અલંકાર પહેરીને ઘોડેશ્વાર થતી વખતે રાણી કંચનને કહ્યું કે; ખોળ્ય કરવી, એ કાંઇ અવધની વાત નથી, માટે તમો પ્રકાશને લઈ સીલોન જજો!

**પ્રકાશ**—પિતાજી; હું તો સિલોન જવાની નથી. તેમ મુર્શિદાબાદ પણ જવાની નથી. આપ સમાચાર લઈ આવશો, ત્યાં સુધી અહીંજ રહીશ!

**સુંદીરપ્રતાપ**—એવી હઠ શા કામની! મારાં બન્ને બાળકાં સ્વતંત્ર સ્વભાવનાં છે. જ્યાં સ્વતંત્ર સ્વભાવના બાળકો હોય છે ત્યાં માબાપને દુઃખ આવી પડે છે, આજે અંધકાર સિંહને ખોળવા નીકળવા જવાનું છે; તેમજ એક સમે તારી પણ ખોળા ખોળ થઇજ હતી કે નહિં, તું નાની અને કુંવારી અવસ્થામાં, સમુદ્રમાં હોડી ઝુકાવી ચાલી ગઇ હતી કે નહિ.!

**પ્રકાશ**—હા પીતાજી એમ થયું તો હતું.

**સુંદીરપ્રતાપ**—ઈશ્વિરને પરીણામ સારૂ લાવવું હશે કે, સુમનચંદ્રના હાથમાં આવી; નહિતો શુ થાત તે કોને ખબર! માટે, માતા પિતાની મરજી વિરૂદ્ધ નહિ વર્તવું એ બાળકોનો ધર્મ છે. તેમાં પુત્રિને તો અવસ્ય.

**પ્રકાશ**—આપ જેમ આજ્ઞા કરો તેમ?

**સુંદીરપ્રતાપ**—હાલ તારી માતાની સાથે સિલોન જા? કદાચ તારી ધારણા પ્રમાણે કામ ન થાય ને શ્રી પ્રભુની પાસે મુસ્તક પુજા કરી મરવા વખત આવે તો, શંકર કયાં અહીંથી ખસી જવાના છે!

**પ્રકાશ**—વારૂ પિતાજી, તેમ કરીશ. હું તથા મારાં માતાજી કાલે નીકળી પડીશુ. આપ પધારો અને શ્રી રામેશ્વર ભગવાનની કરૂણાથી કામ સિદ્ધ કરીને વહેલા આવો!

રાજા સુંદીરપ્રતાપ અંધકારસિંહને ખોળવા વિદાય થયા તેને બીજે દીવસે રાણી કંચન કુમારી અને પુત્રી પ્રકાશલક્ષ્મિ સિલોન તરફ રવાના થઈ ગયાં, દરીઆને કીનારે આવીને પોતાનું વહાણ જોઇતી સાહીત્યથી ભરાવી, તથા પોતાના માણસોને બેસારી શ્રી હરીનું સ્મર્ણ કરી, શુભ મુહૂર્તમાં હંકાવરાવ્યું.

કોઈ અમરની શોધમાં, તો કોઈ ઉલ્લાસની શોધમાં, કોઈ સહનની શોધમાં તો કોઇ અંધકારની શોધમાં, આગ અવનીમાં ધુમાધુમ થઇ રહી છે.

ઉલાસને લઈ નાઠેલા અંધકારસિંહને સુંદરીને લઈ સાધુના વેષમાં સિલોન જવું યોગ્ય ન લાગ્યું, જેથી ઉલાસતારાને લાહોરથી બે ત્રણ ગાઉને છેટે અને ઉન્મતશાહના પડાવની નજીક, એક શંકરનું દેવળ હતુ ત્યાં બેસારી તેને સાચવવાને પાંચ પચીસ માણસ મુકી, પોતે ઉન્મતશાહની પાસે આવ્યો, અને પોતાના વસ્ત્ર તથા અલંકારની માગણી કરી !

**ઉન્મતશાહ**—કયા લાયા ! કહાં હે એ ઉલાસ ! (વસ્ત્ર ઘરાંણાની ગાંસડી સોંપી દીધી. તે ઉતાવળે ઉતાવળે પહેરતાં પહેરતાં )

**અંધકારસિંહ**—હવે હું તો જાઉ છું. ઉલાસને લાવ્યો છું. સામે દેખાય છે તે શંકરના દેવળ પાસે તમારા પચાસ માણસના પેરામાં બેસારી છે. એકી સ્વાસે ઉન્મતશા ઉન્મતશા કરી રહી છે. તેને લઇને ઝટ જતા રહેજો, નહિતો અભયમલના હાથમાં સપડાયા તો ઘેર જાઓ ન જાઓ ! અને અમરના હાથમાં આવી ગયા તો પહોચી ગયા પરવર દીગારની હજૂરમાં !

**ઉન્મતશાહ**—અહા હા હા ! કેસા ડર બતાતે હો ! * શેર કે સામને ×ગીદડકી તારીફ કરતે હો, વાહ ! તુમકુ શરમ નહિ આતી ?

**અંધકાર**—અમરસિંહને ગીદડ ન માનશો એતો [1]શલભ છે. (વસ્ત્ર શણગાર સજી ઘોડેશ્વાર થઈ) હું જાઉ છું.

હું જાઉ છું કહી ઘોડો દોડાવીને, શંકરના દેવળે આવી ઉલાસને ઉચકી ઘોડે નાંખી, સવારોને કહ્યું કે, તમારા ઉન્મતશાહને કહેજો, કે ઉલાસ જેવી અલબેલી હંસણી તો અંધકારસિંહ જેવા હંસને માટે છે, તારા જેવા કાગડાને માટે નથી. (ઘોડો દોડાવી મૂકયો.)

રૂપ ગુણના વખાણ કરી અંધકારસિંહે મોહ પાશમાં બાંધી મુકેલો ઉન્મતશાહ, ઉલાસતારાનું હસતું અને આનંદ ભરેલું મોં જોવાની ઈચ્છાએ ઘોડેશ્વાર થઈ દોડતો આવ્યો. ઉન્મતશાહને દેખી; અંધકારસિંહના મુખના શબ્દ સાંભળી દીધમુંઢ બનેલા સર્વે સીપાઇઓ સલામ કરી ઉભા રહ્યા; તેમને આતુર થઈ રહેલા ઉન્મતશાએ પુછયું ?

**ઉન્મતશાહ**—કહાં હે ઉલાસતારા ?

**સીપાઈ-૧-લો**—કયા વો લડકી ! જીસકુ અંધકારસિંહ સાધુ બનકે લાયાતા વો !

---

* શેર=વાઘ. × ગીદડ=શીયાળ. ૧ શલભ=એ નામનું જનવર થાય છે. એને આઠ પગ હોય છે અને તે સિંહને પણ મારી નાંખે છે.

**ઉન્મતશાહ**—હાં હાં વો વો! કહાં હૈ વો?

**સી–૨–જો**—ઈસકુ તો એહી અંધકારસિંહ લેકે ચલા ગયા!

**ઉન્મતશાહ**—કય્! એ ક્યા બાત!

**સી–૩–જો**—અબ! અબી હાલ ચલા ગયા!

**ઉન્મતશાહ**—ઈસ્કુ જાને કયું દીયા!

**સી–૪–થો**—હમકુ ક્યા માલુમ કે વો લેકે ચલા જાયગા! એસા જાનતે તો કૈસે જાને દેતે!

**સી–૫–મો**—મીયા શીસીઆરી કાયકી લગાતે હો! તુમારે મું પર કહે કે તો ગયા! જરા શાહકું તો સુનાવ! ઉસને કયા કીયા વો!

**ઉન્મતશાહ**—હાં...વો કયા કહે ગયા?

**સી–૬–ઠો**—ખુદાવિંદ હમેરે મુંસે નહિ કીયા જાય?

**ઉન્મતશાહ**—હાં હાં! એસા કયા કહે ગયા? બોલો બોલો!

**સી–૭–મો**—ઈસને કહે વો [1]લવઝ હમ આપકુ કૈસે કહે શકે!

**ઉન્મતશાહ**—હાં હાં હાં? કુચ્છ [2]હર્જ નહિ બોલો! જો વો બોલ કે ગયા!

**સી–૮–મો**—વો તો એસા કહે ગયા કે; ઉલાસ જેસી હંસણી ઉન્મત જેસે કા......

**ઉન્મતશાહ**—હાં હાં હાં હાં. બોલો બોલો!

**સી–૯–મો**—કાગડે કે બારતે નહિ હે.

**ઉન્મતશાહ**—અહા હા હા! એ કયા બાત! સાલા કાફર, દગા દે ગયા! હમારી મદદ લેકે, ઈસને અપના કામ કર લીયા? કુછ અર્જ નહિ ચલો! આગે આગે દેખા જાયગા.

**સી–૧૦–મો**—બસ, અમારી સમજમેં બી એસાઇ આતાહે, નામદાર?

**સેનાધિપતી**—આપકા હુકમ હો ચલનેકી તૈયારી કરે!

**ઉન્મતશાહ**—હાં અબ ચલો દીલ્લી. રસ્તેમેં જો કુચ્છ હોગા વો અલ્લાકી મરજી.

**[ કર્તા ]** અહીં અંધકારસિંહના કૃત્યને સમજી ક્રોધાયમાન થએલો ઉન્મતશાહ મુકામ કુચ કરવાની તૈયારીમાં છે, તે વખતે; ઉડતી અફવાથી આનંદમલને ખબર પડી કે, કોઈ મુસલમાન ભારે લશ્કર લઈ આવ્યો છે, અને તે ત્રણેક ગાઉને છેટે પડયો છે; તેજ વખતે પ્રધાનને આજ્ઞા કરી કે

---

૧ લવઝ=શબ્દ. ૨ હર્જ=ફીકર, અડચણ.

તાબડ તોબ તપાસ કરો! આનંદમલની આજ્ઞા પામેલો પ્રધાન સો સવાર સાથે લઇ ઉન્મતશાહની પાસે આવ્યો સરહદની બાજુ ફરતા સીપાઇને પુછી જોતાં સમજાયું કે; દીલ્લીપતી આલમશાહના ભાઈ ઉન્મતશાહ આવ્યા છે, પણ આવ્યાનું કારણ ન સમજાયું ત્યારે સીપાઇ સાથે કહેવરાવ્યું કે; કોઈ પ્રકારે અડચણ ન હોય તો, રાજા આનંદમલના પ્રધાન આપની મુલાકાતે આવ્યા છે. આવનાર સિપાઈ સાથે ઉન્મતશાહે કહેવરાવ્યું કે બે ફીકર ચલે આવ! પ્રધાન પાસે આવી, સલામ કરીને.

**પ્રધાન**—આપ દીલ્હીપતી, એટલે પૃથ્વિપતી પાદશાહના ભાઈ, તે અહીં આવી પડી રહ્યા અને ખબર પણ ન આપી, જેથી અમારાથી આપની ખાતર બરદાસ ન બની તેથી રાજાધીરાજ દીલગીર થયા છે અને ખબર મળતાંની સાથે આપને રૂબરૂ બોલાવા મને મોકલ્યો છે.

**ઉન્મતશાહ**—હાં! ચલો મેં આતાહું. મેરે આનેકા, ઔર છુપ રહેનેકા, સબબ મેં, રાજા સાહેબકી રૂબરૂઇ કહુંગા!

**પ્રધાન**—ચાલો ત્યારે પધારો! આપની આજ્ઞા હોય તો હું આગળ જઇ આદરસત્કારને માટે ગોઠવણ કરી મુકું!

**ઉન્મતશાહ**—પ્રધાનજી, તુમ હમકુ, સલામ કરકે બુલાને આએ વોહી હમારા સત્કાર હે!

**પ્રધાન**—આપતો મોટા છો એટલે અમારી જુજ સેવા મોટી કરી માની લેશો, પણ અમારે અમારા મોહબ્બા પ્રમાણે કાંઇક કરવું જોઇએ.

**ઉન્મતશાહ**—પ્રધાનજી; ચલો અપને સંગ સંગ ચલતે હે. થોડી દેર બેઠુંગા; ઔર રાજાકી મુલાકાત કરકે ફીર દીલ્લી કુચ કરૂંગા! (બન્ને સાથે સાથે આવ્યા.)

**પ્રધાન**—(નમન કરીને,) રાજા ધિરાજ; દીલ્હીપતી આલમશાહના નાના ભાઇ ઉન્મતશાહ આવ્યા છે, અને તે મારી પાછળ અહીં આવે છે.

**રાજા**—એમના આવ્યાનું પ્રયોજન સમજાયું છે?

**પ્રધાન**—તે વાત આપની સાથે થવાની છે. એ આવે સામેથી.

**ઉન્મતશાહ**—મહારાજા આનંદમલ; ઇસ છોટે બીરાદરકી આપકે કદમમેં સલામ હે!

**રાજા**—આવો પધારો! આપનું આવવું જે નિમીત્તે થયું હોય તે કહો! અને હમારા લાયક કામ કાજ પણ કહો!

**ઉન્મતશાહ**—શેતાનકા બચ્ચા, અંધકારસિંહને મેરેકું ફરેબ કરકે

ફસાયા, ઓર હમારી મદદ લેકે: અપની [1]મુરાદ હાંસલ કરકે ચલા ગયા !

**રાજા**—ત્યારે તમે અંધકારસિંહની મદદે આવ્યા હશો !

**ઉન્મતશાહ**—મેં આપકી માફી માંગતાહું. ઓર જાહેર કરતાહું કે; પાપી અંધકારસિંહને હમકુ કહ્યા કે, પંજાબકા રાજા આનંદમલકી બેટી, ઉલાસતારાકા સ્વયંવર હોને વાલા હે, મગર વો લડકીકી મરજી તુમારી સંગ શાદી કરનેકી હે ! બે અદબી માફ, ઉલાસ હમારી બેટી હે !

**રાજા**—અરે હાય ! પાપી અંધકારસિંહ ? રાજા આનંદમલની ઇજત પર હુમલા કરનાર અંધકારસિંહ તને કોઇની પણ શરમ ન પડી તને કોઇનો પણ ડર ન લાગ્યો ! સુમનચંદ્ર, અભયમલ કે અમરથી પણ તુ ન ડર્યો.

**ઉન્મતશાહ**—અબ વો મર ગયા હે એસાઈ સમજો ! ઇસ શમશેરસે ઇસકા ટુકડે ટુકડા કરકે, કુત્તેકુ ફેકુંગા, ઓર મેરી પ્યારી બેટી ઉલાસકું છોડા કર આપકે કદમમેં હાજર કરૂંગા.

**રાજા**—શાબાશ: ઉન્મતશાહ શાહબાશ ! અમારે માટે આટલી બધી લાગણી ધરાવો છો, તે આપનું ઉમરાવપણાનું લક્ષણ છે. આપ હવે અમારે ત્યાં મેમાન રહો ?

**ઉન્મતશાહ**—બસ અબ મેરા દીલતો ઉઠ ગયા હે ! મગર આપકા આગ્રહ હે તો એક દીન ઠેરૂંગા !

**રાજા**—બહુ સારૂ ! પ્રધાનજી ! શાહને માટે સર્વ સાહીત્યનો બંદોસ્ત કરો અને આજનું ખાણું આપણે અહીંથીજ આપો !

(એક દીવસ મેમાન રહી ઉન્મતશાહ વિદાય થયા.)

ઉન્મતશાહને ધાપ દઇ, ઉલાસને લઇ નાઠેલો અંધકારસિંહ દીલી તરફનો માર્ગ છોડીને ઉમાર્ગે જવા લાગ્યો, માર્ગમાં ચાલતાં જીભ જેની બંધ રહેતી નથી; એવો અંધકારસિંહ વિનય વાણીથી ઉલાસને સમજાવ્યાજ કરે છે. કાલાવાલા ક્યાંજ કરે છે.

**અંધકાર**—ઉલાસ ! ઉલાસ ! ઉલાસ ! હે ઉલાસ !

ત્રણુ ચાર અવાજ કરતાં ઉલાસ ન બોલી; ત્યારે નિચુ નિહાળી બેસી રહેલી ઉલાસને, દાઢી નીચે હથેળી રાખી ઉંચુ જોવરાવી અંધકારસિંહ કહે છે. ઉલાસ; તારૂં ચંદ્રસમાન ચળકતુ મોઢુ દેખી તેજમાં અંજાએલો હું અંધકારસિંહ મોહ પામ્યો છું. જેથી મન સાથે સંકલ્પ કરી ચુક્યો છું કે, લગ્ન કરવું તો તારીજ સાથે કરવું નહિ તો આપઘાત કરી મરવું ઉત્તમ છે.

---

[1] મુરાદ હાંસલ કરવી=ધારેલી ધારણા પાર કરવી.

ઉલાસ—અંધકારસિંહ; મન વિનાનું મળવું એ સુખનું સાધન નથી પણ દુઃખનું કારણ છે.

અંધકાર—હાલ તારૂં મન નહિ હોય, પણ પંજામાં આવેલી નિત્યનો સહવાસ થશે એટલે કંટાળીને તારે મારી સાથે વરવુંજ પડશે.

ઉલાસ—અંધકાર! આ કાયાનું દાન અમરસિંહને દેવાઇ ગયું છે તે હવે પાછુ ફરે તેમ નથી.

અંધકાર—હજી અમરસિંહ સાથે તારૂ લગ્ન થયું નથી. ત્યાં સુધી તુ બીજાની સાથે લગ્ન કરી શકે છે.

ઉલાસ—સ્વયંવર જીતાયો; તે જીતનારની હું નારી થઇ ચુકી. હવે ફાંફાં મારવાં એ ફોગટ છે.

અંધકાર—જેની થઇ ચુકી તે તો હવે અંધકારસિંહના તાપથી તપી ગયો હશે. મારૂ નામ સાંભળીને ભય પામી ગયો હશે; નીરાશ થઈ ઘેર ચાલ્યો ગયો હશે, માટે હવે સીધી સીલોન ચાલ! પછી આપણે લગ્ન કરી ઇંદ્ર સમાન વૈભવને ભોગવીશું!

ઉલાસ—અંધકાર! મને સીલોનતો ના લઈ જશો! પણ દયા લાવી અમરને અગર મારા બાપને સોંપો, નહિતો વગડા વચ્ચે મુકીને ચાલ્યા જાઓ!

અંધકાર—હાય......શી દયા! આવી દયા! આ દયા તો અંધકાર-સિંહથી નહિ થાય? ઉલાસને વગડા વચ્ચે મુકવી એ તે દયા કે કસાઈનું કામ? અમરના અગર આનંદમલના હાથમાં સોંપવી, એ તે દયા કે, બીકની સાથે લાચારી!! સબુર ઉલાસ સબુર. પ્રાણ જશે ત્યારે પ્રાણનો આધાર છુટશે.

ઉલાસ—શ્રી હરી શ્રી હરી! કરમના લખેલા લેખ કદી મિથ્યા થતા નથી, એકવાર પાપીના પંજામાંથી છૂટેલી ફરીથી ફસાઇ.

અંધકાર—ફસાઇ એટલે કાંઇ ઘસાઇ તો નથી ગઇ! ગુલાબનાં ફુલને હાથેળીમાં રાખી તેની સુવાસના લેવાય છે, તેમ તને રાખુ છું.

ઉલાસ—વિષ્ટાના ઢગલા ઉપર મુકેલું ગુલાબનું ફુલ શોભતુ નથી, અને પાસ બેસવાથી આખર બુરી બાસ મારે છે.

અંધકાર—વિષ્ટાનો ઢગલો કહીશ તો પણ મને જરાકે માઠુ લાગવાનું નથી, જે ઝાડમાં મધુર ફળ રહેલાં હોય છે, તે ઝાડના કાંટા દુઃખ રૂપ થતા નથી.

ઉલાસ—અંધકાર! નામ અંધકાર એટલે અકલ પણ અંધારામાંથીજ ખુંટી લીધી છે. માત્ર આંખે અંધાપો નથી એ કાંઇ ભાગ્યની ખામી છે.

**અંધકાર**—ઉલાસતારા ! તારા મુખમાંથી નીકળતા બોલ હૃદયને બાળે તેવા છે, પણ આ તારા સ્વરૂપમાં આશક્ત થઇ અંધ થએલા પતંગીઆરૂપ અંધકારસિંહને દઝાડતા નથી, બોલ્ય પ્રેમદા બોલ્ય, તું જે કહીશ તે હું સાંખીશ, પણ જ્યારે સીલોનની રાણી થઈ રાજ વૈભોગને ભોગવીશ, ત્યારે અત્યારના બોલેલા બોલને સંભારી પશ્ચાતાપને પામીશ.

**ઉલાસ**—હું સાત જનમમાંય સીલોનની રાણી થવાની ઈચ્છા ધરાવતી નથી; હું તો માળવાની રાણીની દાસી થઈશ

**અંધકાર**—ત્યારે તું અમરસિંહને વરીશ !

**ઉલાસ**—હા હા અમરસિંહનેજ વરીશ !

**અંધકાર**—મારાથી છુટી થઇશ ત્યારે અમરને વરીશ ને ? આ અંધકારસિંહ હૈયાથી અળગીજ ક્યાં કરવાનો છે.

**ઉલાસ**—અંધકાર અળગી નહિ કરે, પણ શ્રી સર્વેશ્વર પ્રભુ અળગી કરાવી દેશે, અને અમરસિંહને સોંપી દેશે.

**અંધકાર**—અહા હા હા. હું અંધકારસિંહ મેં મારા બાપના બોલ નથી સાંભળ્યા, તે આજ ઉલાસના કારી ઘાવ શબ્દને સહન કરી શકુ છું. બદલામાં તેને હું કાંઇ કરી શક્તો નથી. પીઢીઆં અને પાટડીઓ કોચી નાંખી, મકાનને પોલુ ભમ કરી નાંખે છે. તે ભમરો કમળમાં મરીજાય છે પણ તેને કોચી બહાર નીકળી શકતો નથી.

**ઉલાસ**—તેજ પ્રમાણે તારે પણ મ્હોતનેજ આધીન થવાનું છે. અંધકાર !

**અંધકાર**—હું મરીશ અને તુ શુ જીવતી રહીશ ! ના ના હું તો તને મારીને મરીશ ! પણ કંગાલ અમરને હાથ જવા દઇ દુઃખી નહિ થવા દેઉં.

**ઉલાસ**—અમરને કંગાલ કહેતાં આંચકો કેમ આવતો નથી; અહીંજ નાદાનીનું લક્ષણ તરી આવે છે.

**અંધકાર**—અરે કંગાલ, નિરમાલ્ય, નાદાન; કોઈ વાતે અમરસિંહ પસંદ કરવા જેવો નથી. માત્ર રૂપ, ત્યારે હું કાંઇ અમરસિંહ કરતાં ઓછો રૂપાળો છું ?

**ઉલાસ**—ઈંદ્રવરણાંય રૂપાળાં તો હોય છે. રૂપને દેખીને જગત અંજાઈ જાય તેમ નથી; ગુણનેજ માન છે.

**અંધકાર**—ત્યારે અમરસિંહમાં શું જોયું ? રૂપ કે બીજું કાંઈ દીઠું !

**ઉલાસ**—હજારો રાજાઓની વચમાં, નિશાન તાકી મારા કાનની કડી વીંધી નાંખી એ પ્રાક્રમ કાંઇ ઓછું છે! સવારથી સાંજસુધીમાં તે કામ કરવા કોઇ ઉભુ ન થયું.

**અંધકાર**—વાતતો ખરી! ના ન કહેવાય! પણ એણે તો દુઃખથી કાયર થઇ મરણ આદરી નાંખેલું, તે બાણ કડી વીંધી પાર નીકળી ગયું!

**ઉલાસ**—ગમે તેમ પણ સ્વયંવરમાં જય તો એમણેજ મેળવ્યો કે નહિ?

**અંધકાર**—હા હા મેળવ્યો મેળવ્યો! ઉલાસ, અપસોસ! તારા કમનસીબે હું સાધુના વેષમાં હતો, અને સાધુના ટોળામાં ભરાઇ બેઠો હતો.

**ઉલાસ**—નહિતો કાળુ મોંહુ કરવા તૈયાર થઇ જાત કેમ?

**અંધકાર**—કેમ કાળુ મોંહુ? ઠીક, છેલી સરત પ્રમાણે.

**ઉલાસ**—કેમ થાત કે નહિ!

**અંધકાર**—હા હા થાત થાત, મારૂં મોં તો કાળુંજ થાત! કારણ કે મારાથી તારા સુકોમળ અંગ ઉપર, અને મનહરણીના મધુરા ચહેરા ઉપર; અરે હાય, કામને જાગ્રત કરનારી કમળના જેવી આંખની બાજુમાં બાણ ન મરાત! ફિકર નહિ હજુ શુ વહી ગયું છે હું તને અનેક પ્રાક્રમો કરી બતાવીશ!

**ઉલાસ**—તારા પ્રાક્રમની તો વાતજ કરવા જેવી નથી. મારૂં હરણ કર્યુ છે એ પ્રાક્રમજ છે ને!

**અંધકાર**—હા હા! પ્રાક્રમ પ્રાક્રમ,!! તું ગમે તેટલુ કરડાકીમાં બોલ્ય પણ તારા આવા સુરા સબંધીઓની આંખમાં આંજીને ઉઠાવી લાવ્યો છું એ પ્રાક્રમ કાંઇ ઓછું ન ગણાય!

**ઉલાસ**—મોર મારી નાંખ્યા!

**અંધકાર**—અહા હા હા હા! મોર નહિ પણ ઠીક યાદ કર્યુ. મોહર! સુંદરી કહેવતની ખબર છે પણ ખરી વાતની ખબર નથી: મોર એ ઝેરી જંતુઓનો અહાર કરે છે અને મોહર એ કીમતીમાં કિમતી તે પણ દરીઆની તળેટીમાંથી કાઢીને મોતીનો અહાર કરે છે.

**ઉલાસ**—મોતીના બોગતો હંસજ કરી શકે. બીજુ કોઇ પક્ષી કરી શકેજ નહિ.

**અંધકાર**—સત્ય: હંસની ચાંચે મોતી ગળે છે. અને મોહર તો આખાં મોતી ગળે છે, એ મોહરના પેટમાંથી પ્રગટ થએલાં મોતીના માળાનો સિલોનની રાણી થશો તોજ દેખવા પામશો!

**ઉલાસ**—મારે મોહરનાં મોતીની માળા નથી પહેરવી પણ સ્વાંતી નક્ષત્રના સંજોગમા પાકેલાં સાગરનાં મોતીની માળા પહેરવી છે, મારે સિલોનની રાણી નથી થવું પણ સહનની દાસી થવું છે!

**અંધકાર**—સહનતો મારી ભાણી ! પ્રકાશની પુત્રિ ?

**ઉલાસ**—હા એજ તમારી ભાણી ! ભાણી એજ રાણી !

**અંધકાર**—સલુણી; સહન કાંઇ તમારા કરતાં સ્વરૂપવાન નથી ?

**ઉલાસ**—સ્વરૂપવાન નહિ પણ ભાગ્યશાળી તો ખરી !

**અંધકાર**—એ ભાગ્યશાળી છે તો તમારૂ ભાગ્ય કયાં કમ છે ? માળવા કરતાં સમુદ્રથી ઘેરાએલી સિલોનની ગાદી કાંઇ કમ નથી.

**ઉલાસ**—સિલોન સિલોન કરીને શુ કરવા મોંઢુ દુખાડે છે. સિલોનને સળગાવાય મારે આવવું નથી.

**અંધકાર**—ખરી વાત ! અત્યારે તો મારે મન સિલોન સળગીજ ગયું છે; પ્યારી ઉલાસ ! તારો સહવાસ એ સાત સિલોનના સુખને ભૂલાવી નાંખે છે.

**ઉલાસ**—અંધકારસિંહ ! મને મુકી દયો; અને સિલોન જઈ તમારાં માતા પીતાને મળો !

**અંધકાર**—* હરોયલનું આકીન તુટે, તો અંધકારના હાથમાંથી ઉલાસ છુટે.

**ઉલાસ**—પાપી તારે સુખી થવુંએ નથી, અને મને સુખી થવા દેવીએ નથી. ત્યારે મને મારી નાંખીને ચાલ્યો જા!

**અંધકાર**—મારી નાંખુ તો સ્ત્રિ હત્યાનું પાપ લાગે, અને વાંસે મારે ઝુરીને મરવું પડે. સારસ પક્ષીનું જોડુજ જીવે છે; એકને વિયોગે બીજુ મરી જાય છે.

**ઉલાસ**—અરે હે પરમેશ્વર ! આની જીભ પણ શાની ઘડી છે, એના માથામાં શુ ઘાલ્યું છે. બોલતાંજ થાકતો નથી. હું દુઃખીઆરી થઇ ગઈ, આ પાપીના પંજામાં આવી ગઇ; સંસારમાં કોઈ સુખી નહિ હોય, એમ મને ભાસે છે. સુખી એક સહનતારા પણ સહનતારાય શાની સુખી.તે

---

* **હરીયલ**=એ નામનું મોટુ જબર જસ્ત પક્ષી થાય છે, તેનું બીજું નામ લક્કડ ખોદ છે. હરીયલની માદા ઇંડુ મુકે તે જાણે નાનો ડુંગર. તે ઇંડામાંથી પ્રગટ થતાંની સાથે, પચીસ પચાસ મણ તોલનું લાકડુ પગમાં પકડી આકાશમાં ઉડે છે. માત્ર તે લાકડાનેજ ખાય છે અને પ્રાણ જાય છે ત્યારે લાકડુ અને તેનાં હાડકાં ચામડાં ભોંય ભેગા થાય છે,

પણ મહેલમાંથી ગુમ થઈ ગઇ છે, શી રીતે ગુમ થઇ હશે કોણ હરણ કરી ગયું હશે !

**અંધકાર**—શુ શુ ! સહનતારાનું હરણ !

**ઉલ્લાસ**—અત્યાર સુધી અંધારામાં છે કે શુ !

**અંધકાર**—મારા ચિત્તને ખસેડી ફિકરમાં નાંખવા માટે તારો પ્રયત્ન છે. સહનનું હરણ કરી શકે એવો કોઈ માએ જનન્યો નથી.

**ઉલ્લાસ**—સહનનું હરણ થયું કે કેમ થયું, તે તો ઇશ્વર જાણે પણ, સહન મહેલમાંથી ગુમ થઈ ગઈ એ વાત તો ચોકસ ! અને તેની શોધમાં નીકળેલા અમરસિંહ મારા સ્વયંવરમાં આવ્યા હતા !

**અંધકાર**—તમને અમરસિંહના કહેવાથી, ખબર પડી હશે !

**ઉલ્લાસ**—મારા સ્વયંવરની કંકોત્રી મારા બાપે, માળવામાં મોકલેલી, તે બ્રાહ્મણ મારા સસરા મધુરસિંહના મોંઢેથી સાંભળીને આવ્યો હતો; તે કહેતો હતો !

**અંધકાર**—કેવી ભૂલ્ય કેવી અજ્ઞાનતા, હજી અમરસિંહને પરણ્યા પહેલાં, મધુરસિંહને સસરા માની લીધા !

**ઉલ્લાસ**—હવે લગ્ન કરવાનું તો માત્ર શાસ્ત્ર વિધીને માન્ય આપવાનુંજ રહ્યું. નહિતો સ્વયંવર જીતાયો ત્યારથી મારા માથાના મુગટ અમરસિંહ આ તન મનના માલીક થઇ ચુકયા છે.

**અંધકાર**—ત્યારે સહનના હરણ કરનારને ખબર નહિ હોય કે, અંધકારસિંહની ભાણી છે ? હું સહનની શોધ કરીશ અને તેનું હરણ કરનારને જીવતો સળગાવી મુકીશ !

**ઉલ્લાસ**—જેટલી સહનની લાગણી તમને થાય છે, તેટલી લાગણી મારા સબંધીઓને નહિ થતી હોય !

**અંધકાર**—તારા સર્વે સબંધીઓ નિર્માલ્ય છે.

**ઉલ્લાસ**—નિર્માલ્ય સમજતો હતો ત્યારે અભયમલના સામો ઉભો શે ન રહ્યો !

**અંધકાર**—તે વખતને માન આપી નાશી ગયો, પણ પાછો શોધીને લાવ્યો કે નહિં ! હવે અભયમલનો બાપ આવે તોપણ હું ડગવાનો નથી !

વાતની વાતમાં ને રકઝકમાં રાત્રી પડી ગઇ. અરે રાત્રી પડી એટલુંજ નહિ પણ, મધ્ય રાત્રી થઇ, ત્યારે ઉલ્લાસની આંખમાં નિદ્રા દેવીએ પ્રવેશ કર્યો, ઝોકાં આવવા લાગ્યાં, તે વખતે અંધકારસિંહે કહયું, તમે સુઈ રહો

ઉલાસતારા ! આજે તો વગડા વચ્ચે રહી ગયા ! વાર્તા વિનોદમાં કશી ખબરે ન પડી, ફિકર નહિં હું આખી રાત્રી જાગ્રત રહીશ. તમારા અંગનું રક્ષણ કરીશ અને સવાર થશે એટલે સહનની શોધ કરતા ચાલ્યા જઇશું !

ઉલાસના ઉંધ્યાં પછી ઘણીવાર સુધી જાગ્યો તો ખરો પણ કુદરતના વેગને લઇને નિંદ્રાએ ઢોળી પાડેલો અંધકારસિંહ, ઘસઘસાટ ઉંઘી ગયો ! તે સવારનો પહોર દિવસ ચઢયો ત્યાં સુધી ઉઠવા ન પામ્યો ! અંધકાર ઉંઘે છે, અને ઉલાસ જાગી ઉઠી છે, પાસેના તળાવમાંથી જળ લઇ દાતણ પાણી કરી ઇશ્વરનું સ્તવન કરતી. અને સબંધીઓને સંભારી આંખમાં આંસુ ભરતી બેઠી છે, તે વખતે શાહજાદા સવાબશાહની સ્વારી આવી.

રોતી બાળાને દેખી સિપાઇઓએ સવાબશાહને ખબર આપી. તે સાંભળી પોતે ઉલાસની પાસે આવી ઉભા રહ્યો; અને તેને રોતી દેખી ધીરજના શબ્દોથી અભય વચન ઉચ્ચારવા લાગ્યો.

**સવાબશાહ**—કાયકુ રોતી હે લડકી ? કયા આફત તેરેપર ગુજરી હે !

( કોઇ મુસલમાન સરદાર છે. એમ જાણી ઉલાસ બોલી નહિં પણ નિચું જોઇને બેસી રહી. તેને ફેર કહ્યું. )

**સવાબશાહ**—હમસે મત ડરો ! હમકુ અપના ભાઇ સમજો ! ઓર બોલો ! મેં ઇસ આલમકા શાહ દીલી પતી આલમશાહકા લડકાહું; મેરા નામ સવાબશાહ હે !

**ઉલાસ**—વીરા !

**સવાબશાહ**—હાં બેન ધીરાં ! બોલો જો કુચ્છ કહેના હો !

**ઉલાસ**—હું લાહોરના રાજા આનંદમલની પુત્રી ઉલાસતારા !

**સવાબશાહ**—હાં; જબ સ્વયંવર કીસકા થા ?

**ઉલાસ**—સ્વયંવર મારોજ હતો ભાઇ; તે તો થઇ ગયો, અને સ્વયંવરમાં માળવાના રાજકુંવર અમરસિંહે વિજય કર્યો છે.

**સવાબશાહ**—જબ હમારા ચાચા ઉન્મતશાહકી સંગ, શાદી કરનેકી તુમારી મરજીથી વો બાત સચ યા ગલત ?

**ઉલાસ**—વીરા એવું હોયજ નહિ; એ થાયજ નહિ, અને ઉન્મતશાહનું તો નામ પણ મેં આજે સાંભળ્યું.

**સવાબશાહ**—જબ ઐસી નાદાનને અમારા ચાચાકુ, તુમારી બાત કરકે ભરમાયા ઓર વો એક લાખ સીપાઇકા લશ્કર લે કે લાહોર ગયે હેં. વાં કયા હુવા હોગા વો જાનતે નહિ, કુચ ફીકર નહિ, તુમ ચલો

અપની સંગ, મેં તુમકુ દીલ્લી લે જાઉંગા ઓર નેક નામદાર બાવા આલમશાહકી પાસ રજુ કરૂંગા, ફીર તુમારી જ્યાં મરજી હો વાં પહોચાઉંગા કીસી બાતકી ફીકર મત કરો અબ તુ નિર્ભય હો ગઇ હે!

અંધકારસિંહ જાગ્યો, અને ઉલ્લાસ કોની સાથે વાત કરે છે તે જોવા લાગ્યો, પાસે આવી પુછવા લાગ્યો કે આપ કોણ છો?

**સવાબશાહ**—મેં સવાબશાહ! દીલ્હીપતીકા શાહજાદા! (શાહજાદાનું નામ સાંભળીને અંધકારસિંહના ચમર છુટી ગયા. તરત ઘોડેશ્વાર થયો અને ઉલ્લાસને કહ્યું કે યાદ રાખ ઉલ્લાસ આ અંધકારસિંહ તને છોડનાર નથી. હાલતો જાઉંછું, અંધકાર નાસી ગયો. ઉલ્લાસ સવાબશાહની સાથમાં ચાલી.)

માર્ગમા ચાલતાં ઉલ્લાસને ગમતુંજ બોલવું અને તેને કોઈ પ્રકારનું દુઃખ ન પડવા દેવું તેમ તેનું દીલ દુખાય તેવી વાણી નજ કાઢવી, માત્ર તેને આનંદમાં રાખી હરખાતો સવાબશાહ દીલ્લી લગભગ થવા આવ્યો.

દિલી દશેક ગાઉ દુર રહી છે, ત્યાં અભયમલની મુલાકાત થઇ. અગિયાર સેં ઘોડેશ્વાર લઇ નિકળેલો અભયમલ નિડરપણે સવાબશાહના સૈન્યના સામો આવ્યો! અને સીપાઇઓને પુછયું કે, લશ્કર કોનું છે અને ક્યાંથી ક્યાં જાય છે! સીપાઇઓથી જવાબ મળ્યો કે દીલીપતી પાદશાહ આલમશાહ પંજાબકા રાજા આનંદમલકી બેટી ઉલ્લાસતારાકું લેકે દીલ્લી જાતે હે.

સમાચાર સાંભળતાંની સાથે પોતાના માણસોને આજ્ઞા કરી કે મારો કાપો! પોતે તલવાર ફેરવતો, અને સેંકડો મુસલમાનને કાપતો લશ્કરમાં દાખલ થયો. મારા મારમાં હજારો માણસો કતલ થયાં ત્યાં સવાબશાહને ખબર પડી એટલે તે તૈયાર થઈ ઉલ્લાસને કહેવા લાગ્યો બેન બેસજે કોઇ હીંદુ આપણા લશ્કરને કાપતો આવે છે તેને મારી હમણાં પાછો આવું છું.

**ઉલ્લાસ**—જોજે મારો ભાઈ અભયમલ ન હોય? તેમ હોય તો મારશો નહિ. સવાબશાહ અચ્છા કહીને દોડયો અને અવાજ કરી અભયમલને કહેવા લાગ્યો. સબુર! કીસબાસ્તે તકરાર કરના પડતા હે! મેં ઉલ્લાસતારાકા ભાઇ હું ઓર ઉલ્લાસ હમારી બેન હે.! તુમ કોન હો?

**અભયમલ**—હું ઉલ્લાસનો ભાઇ અભયમલ છું.

**સવાબશાહ**—ચલો આવ ઉલ્લાસકી પાસ! ઉસકી સંગ બાત કરો ફીર લઢના મુનાસબ લગે તો લઢો? અરે કોઇ ઉલ્લાસકુ બુલા લાવ!

**ઉલ્લાસ**—વીરા અભયમલ આ શાહજાદાએ મને અગિયાર દીવસ થયા

અંધકારસિંહના હાથમાંથી છોડાવી છે અને બેન કહી બોલાવી છે. એજ પ્રમાણે અમીની દ્રષ્ટીએ જોતો દીલી લઈ જાય છે.

**અભયમલ**—સવાબશાહ ? તમે મારી બેનને દુઃખમાંથી મુક્ત કરી જેથી હું તમારો આભારી છું અને સદાનો દાસ છું. આપ જેવા અવની પતી અબળા ઉપર થતા જુલમને ન અટકાવે તો બીજુ કોણ અટકાવે પણ હવેતો ઉલાસ મને સોંપો તો હું લાહોર જાઉં ?

**સવાબશાહ**—ભાઇ અભયમલ; એસા કભી નહિ હોગા ! ઉલાસકી સંગ આપ બી ચલો ! બાવા આલમશાકી ગોદમેં ઉલાસકું બેઠાઉંગા, વો અપની બેટી કે બરાબર ઉસપર પ્યાર કરેંગે. ઔર અમરસિંહકુ બુલાકર વાંહી શાદી કરેંગે; ચલો અબ દીલી દુર નહિં હેં.

**ઉલાસ**—વીરા; ભાઇ સવાબશાહ કહે છે તે ખોટુ નથી ! માટે તેનું પણ માન રાખવું જોઇએ !!

**અભયમલ**—જેમ જેમ દીવસ જશે તેમ તેમ વાત ભારે થતી જશે, અને ત્યાં ગયા પછી શુ થાય તેની પ્રથમથી ખબર કોને પડે છે ?

**સવાબશાહ**—એસા બુરા અંદેશા મત રખો ! મુસલમાન કભી બે ઇમાન નહિ હોતા હેં ! ઉલાસ મેરી બેંણુ હે ! ઉસમેં જરા ફરક નહિં !

સવાબશાહના બોલવા ઉપર વિશ્વાસ રાખી ને. અભયમલ સાથે ચાલ્યો; પણ મનમાં બીકતો ખરી કે રખેને દીલી લઈ જઇ કાંક સંકટમાં નાંખે ? પણુ તે બીક ઉલાસના અંતરમાં જરાય નહિ ! દીલ્લી આવીને સવાબશાહે બાવા આલમશાહને સલામ કરી.

**આલમશાહ**—બેટા સવાબ ! અચ્છે તો હો !

**સવાબશાહ**—હાં બાવા જબ તક આપકી, ઔર અલ્લાકી મહેરબાની !

**આલમશાહ**—કુચ્છબી કરકે આએ યા ગયે વેસેઇ પીછે લોટ કે ચલે આએ ?

**સવાબશાહ**—બાવા; એ પંજાબકા રાજા આનંદમલકી બેટી, ઔર એ ઉસકા ભાઇ !

**આલમશાહ**—બેઠો બેટા, તુમારા નામ ક્યા ?

**ઉલાસ**—બાવા ! મારૂ નામ ઉલાસતારા.

**આલમશાહ**—બેટા, તેરી શાદી હુઇ યા નહિ !

**ઉલાસ**—હાં બાવા હો ગઇ !

**સવાબશાહ**—બાવા ! એ સબ બાત; ઇસકાભાઇ અભયમલસે પુછો !

**આલમશાહ**—બહોત અચ્છા. બોલો બેટા અભય! હમેરી પાસ સચ કહો ! જો કુચ્છ હુવા હો !

**અભયમલ**—નામદાર સરકાર ! આજ વરસ દીવસ થઈ ગયો;મારા મામા મુર્શીદાબાદના રાજા સુમનચંદ્રની પુત્રિ સહનતારાનો સ્વયંવર હતો; ત્યાં મારા મામાનો સાળો એટલે સિલોનના રાજા સુંદીરપ્રતાપનો દીકરો નામે અંધકારસિંહ આવ્યો હતો અને મંડપ રચનાનો સઘળો કારભાર તેનેજ સોંપવામાં આવ્યો હતો; કળા કૌશલ્યમાં કુશળ પુરૂષ છે; પણ બુદ્ધિનો નીચ છે; તેણે; મારી બેન ઉલાસને જોઇ ત્યાંથીજ તેનું મન ઠગી ગયું હશે; તેણે બીજે દીવસે માળવાના રાજાના કુમાર અમરસિંહને વરી સહનતારા સાસરે ગઇ તેને વળાવા ગએલી મારી બેન ઉલાસતારાને ઉઠાવી અને પોતે નાસી ગયો !

તેના સમાચાર અમારા મામાએ અમને મોકલ્યા, એટલે હું તેની શોધમાં નીકળ્યો અને મારા મામા પણ નીકળી ચુકયા હતા. બાવા ! ઉલાસને માર્ગમાં જતા પાંચસો બ્રાહ્મણો મળ્યા જે જાત્રાએ જતા હતા; તેમણે અંધકારસિંહના હાથમાંથી મુક્ત તો કરી પણ પાપી અંધકારસિંહે મારી બેનનો કેડો મુકયો નહિં.

**બાદશાહ**—ફીર કયા કીયા ! ઇસ હરામ જાદેને !

**અભયમલ**—બાવા; જાત્રાળુની સાથે નિર્ભયપણે જતી મારી બેન ઉલાસ એક દીવસે પાણીના ઝરા ઉપર સંધ્યાકાળને સમએ સ્નાન કરવા ગઇ હતી; તેને એકલી દેખીને ફેર પાપી અંધકારસિંહ ઉચકી ભીંના વસ્ત્રની ભરેલી ઘોડા ઉપર નાંખી નાઠો !

**બાદશાહ**—( દાંત પીસીને ) અલા હા હા ! એ કયા જુલમ; ઇસ છોટી લડકીપર ! ફીર ક્યા હુવા !

**અભયમલ**—જેવો તે નાઠો, તેવોજ હું સામો મળ્યો. બીજો રસ્તો નહિ હોવાથી સાંકડી નેળમાં સામો મળેલો અંધકાસિંહ મારૂં નામ સાંભળી, મારી બેનને પછાડતી નાંખી દઇને શિયાળ સટકે એમ પાપી સટકી ગયો !

**બાદશાહ**—તુમને જાને કયું દીઆ, ઇસ હરામી શેતાન કે બચ્ચે કું !

**અભયમલ**—હું મારી બેન ઉલાસને ભયમાંથી મુક્ત કરી ધીરજ આપી તેને શોધવા ગયો પણ તે પાપી ઘણે દુર નીકળી ગયો હતો ! મારી બેનને મુક્ત કરનાર બ્રાહ્મણોનો આશીર્વાદ લઇ હું લાહોર આવ્યો, અને જઇને તુરત સ્વયંવર મંડપ રચાવ્યો !

**બાદશાહ**—જબ ઇસ કમબખ્ત અંધકારસિંહનેય મેરે છોટે ભાઇ ઉન્મતશાહકુ ભરમાયા હોગા !

**અભયમલ**—તે હું ન સમજ્યો; બાવા !

**બાદશાહ**—થોડે દીન પર, મેરા ભાઈ ઉન્મતશાહ મેરેકુ બોલને લગા કે; લાહોરકા રાજા આનંદમલકી બેટી ઉલાસતારાકા સ્વયંવર હોતા હે ! ઇસ લડકીકી મરજી મેરી સંગ શાદી કરનેકી હે ! ઔર ઇસકા બાવા જબરજસ્તિ સ્વયંવર કરકે ઔર કી સંગ શાદી કરના ચહાતા હે !

**અભયમલ**—હાં ! બસ, એજ કામ અંધકારસિંહનું ! પાપી અધરમી અંધકારસિંહ તેં શુ શુ રચનાઓ રચી છે !

**બાદશાહ**—ઉન્મતશાહ; એક લાખ શિપાઇકા લશ્કર લેકે ગયા થા હે; વાં કયા હુવા હોગા વો અલ્લાકુ માલુમ !

**અભયમલ**—એ કારસ્તાન પણ એ અકરમી અંધકારસિંહનું ! ખુદાવિંદ! સ્વયંવર મંડપ રચાયો દેશ દેશના રાજાઓ આવ્યા, મંડપમાં ભરાયા ત્યારબાદ સ્વયંવર વિજય કરવાની * શરતો મેં કહી બતાવી; તે સ્વયંવર વિજય પણ અમરસિંહેજ કર્યો !

**બાદશાહ**—વોઇ અમરસિંહ જીસકી શાદી સહનતારા કી સંગ હુઇ !

**અભયમલ**—હાં સરકાર ! એજ અમરસિંહ ! વિજય કરતાં વિલંબ થયો જેથી લગ્ન સમય વિતી ગયો; એટલે તે દીવસે લગ્ન ન કર્યું, અને બીજે દિવસે કરવું એવો નિશ્ચય થયો; સૌ ખુશી આનંદમાં હરતા ફરતા હતા ! એટલામાં બુમ પડી કે અંધકારસિંહ ઉલાસને લઇને નાસી ગયો !

**આલમશાહ**—હાય હાય હાય ! ! ! એસે પાપીકુ ખુદા ખેંચ કયું નહિ લેતા હે !

**અભયમલ**—હું, મારા મામા; અમરસિંહના મિત્ર સહનસિંહ સર્વે ખોળવા નીકળી પડયા છીએ; તેને બે બે માસ વીતી ગયા ત્યારે શાહજાદા શવાબશાહ ઉલાસને છોડાવી પોતાની બેન સમાન રક્ષા કરી ઘેર આવતા મને સામા મળ્યા !

**આલમશાહ**—કહાં હે સવાબ !

**સવાબશાહ**—ઇધર આપકે સામને બેઠા હું ઔર સુન રહા હું !

**આલમશાહ**—તુને દેખી વો કુત્તેકી § સીકલ !

---

* અમર ચરિત્ર ભાગ ૨ જો. ૮૧ મા પાનાની ૧૮ મી લીટીથી ૮૨ મા પાનાની ૧ લી લીટી. § સિકલ=મોંનો ચહેરો.

**સવાબશાહ**—હાં બાવા દેખી તો સઇ ! મગર વો* ઉલ્લાસકું છોડકે ચલા ગયા !

**બાદશાહ**—(દાંત પીસીને ક્રોધમાં) અહાહાહા ! એ ક્યા બોલ રહા હે ! પચીસ હજાર આદમી કે બીચ મેંસે, મુસલમાન સરદાર કે પંજેમેં આયા હુવા હીંદુ સટક ગયા !! કયા બાત ! જાઓ પકડલાવ જહાં હો વાંસે; ઓર મેરે સામનેય ઇસકા સીર કાટો ! બેટી ઉલાસ એ ફીકર હોજા, મેં અમરસિંહ કું બુલવાતા હું ઓર તેરી શાદી આંહી કર દેતા હું ! અરે વજીર !

**વજીર**—( જે હાજરજ હતા ) જી હજુર !

**બાદશાહ**—હજાર દો હજાર સીપાઈ ઇધર ઉધર છોડ દો ! અમરસિંહ ઓર સહનસિંહકું ઢુંઢ નીકાલો, ફીર ઇનકુ અચ્છે સમાચાર દે કે ઇધર બુલાલો! અભયમલ તુમ તુમારા આદમી ભેજકે તુમારા બાવાકું બુલાવ.

**અભયમલ**—ખુદાવિંદ મને ઉલાસને લઇને જવાજ દયો ?

**બાદશાહ**—નહિ નહિ એસા કભી નહિ હો સકતા હે !

**સવાબશાહ**—બાવા, બેન ઉલાસકી શાદી હોજાય, ફીર જાઉ એસા હુકમ ફરમાઇએ ! ઇતનેમેં મેરા ચાચા બી આવેંગે કયું કે મહોરમ મહીના દો ચાર દીનમેં શુરૂ હો જાયગા !

**સિપાઈ**—ખુદાવિંદ; છોટે શાહ આએ હેં ઓર આપકી પાસ આતે હે.

**બાદશાહ**—બહોત અચ્છા.

**ઉન્મતશાહ**—(સલામ કરીને) આપ કે કદમમેં ઇસ નાદાન છોટે ભાઇ કી સલામ સરકાર !

**બાદશાહ**—ખુશ રહો ! બોલો તો; કયા હાલ હુવા ?

**ઉન્મતશાહ**—આપ કહેતેથે વો બાત સચ !

**બાદશાહ**—વો અંધકારસિંહ તેરેકું ભરમાકે લે ગયા !

**ઉન્મતશાહ**—હાં નામદાર ! આપકુ કેસે માલુમ હુવા, કોન કહે ગયા !

**બાદશાહ**—કહે ગયા કે સબ રજુ હો ગએ ! એ ઉલાસ મેરે સામને બેઠી.

**ઉન્મતશાહ**—કહાં હે બેટી ઉલાસ !

**બાદશાહ**—શાદી કરનેકુ તૈયાર હો ગયા થા અબ બેટી કહે કર કયું બોલતાહે !

**ઉન્મતશાહ**—માફ કરના મેરી કસુર હો ગઇ, સબ અંધકારસિંહકા પ્રપંચ ! મેરી મદદ લેકે ઉસને અપના કામ કર લીયા ! કહાં ગયા વો મેતાન !

**સવાબશાહ**—છટક ગયા મેરે હાથમેં સે !

**ઉન્મતશાહ**—તેરે હાથમેં કીસ તરાંસે આયા !

**સવાબશાહ**—મે નિકલ પડાથા પચીસ હજાર સીપાઇ લેકે તુમારી તલાશકું; બીચમેં બેઠા હો ગયા, ઉલ્લાસકુ છોડ કે ચલા ગયા.

**ઉન્મતશાહ**—શરમ હે સવાબ !

**સવાબશાહ**—બેશક શરમકી બાત ! અબ ઈસકુ પકડકે આપકે સામને ખડા કરૂંગા !

**ઉન્મતશાહ**—બહોત ખૂબ ? હાં બાવા ? અબ મુજે ક્યા ફરમાન હે ?

**બાદશાહ**—બસ અબ ધામ ધુમસે બેટી ઉલાસકા અમરસિંહ કે સાથ લગન કરો !

**ઉન્મતશાહ**—કહાં હે વો અમરસિંહ ?

**બાદશાહ**—આદમી ભેજે હે ઉસકા પત્તાકે લીએ ? બેટા સવાબ ! ઉલાસકુ અપની બેટી ગુલશનકી પાસ રખો !

અહીં સર્વે ઉલાસને વરાવવાનો નિશ્ચય કરીને બેઠા છે, રાજા આનંદમલને પણ ઉલાસ જડયાના સમાચાર મોકલ્યા છે, તેમ હજારો સીપાઇઓ અમરની પણ ખોળ્ય કરી રહ્યા છે, ઉલ્લાસતારા પણ બાદશાહની બેટી ગુલશન કે જે પોતાનીજ ઉમરની હતી તેની સંગે વાત ચીતનો આનંદ કરે છે.

લાહોરના રાજા આનંદમલની દીકરીને સિલોનના રાજા સુંદીરપ્રતાપ નો દીકરો અંધકારસિંહ ઉઠાવી જતો રહ્યો હતો, તેને શાહજાદા છોડાવી લાવ્યા છે. તેનું માળવાના રાજકુમાર અમરસિંહની સાથે લગ્ન થવાનું છે. તેની ધામધુમ સારી થવાની છે. તે વાત બીજે દીવસે આખા દીલ્લી શહેરમાં થઇ, થવા માંડી, અને સર્વેના મુખમાંથી એજ વાત નીકળતી હતી. તે વાત રામેશ્વરથી અંધકારસિંહની શોધમાં છૂટેલા તેના બાપ સુંદીર પ્રતાપે સાંભળી ! વાહ; દીલ્લી શહેરમાં આવ્યાથી પત્તો મળ્યો તો ખરો ! બસ ઉલાસ છૂટી એટલે મારા દીકરાના પંજામાંથી ખસી ગઇ. હવે અમરની સાંથે લગ્ન થાય એટલે નીરાંત, પછી અંધકારસિંહને ખોળીશું ! હમણાં તો અહીંજ ઠેરી જવું ઠીક છે. (સુંદીર પ્રતાપ દીલીમાં છુપી રીતે રહ્યો છે.)

દીલીથી છૂટેલા ૭ સાત સીપાઇઓ. રજપુતોને બેઠેલા જોઇને ગરાસણીના ઝાંપામાં પેઠા, કે જે ગરાસણી અમર તથા દરંગદાસને દીલાસો આપવા કાંઈ કહેવા માગતી હતી. આવેલા સીપાઇઓને જોઈ ગરાસણીએ પુછ્યું.

ગરાસણી—ભાઇઓ કોણ છો ? ક્યાંથી આવ્યા અને વગર પુછયે ઝાંપામાં કેમ પેઠા ?

સી–૧–લો—દીલીમાંથી આવ્યા, અમે બાદશાહની હજુરના માણસો છીએ.

ગરાસણી—શુ કામ નીકળ્યા છો ?

સી–૨–જો—માળવાના રાજકુમાર અમરસિંહની અને તેમના મીત્ર સહનસિંહની શોધમાં નીકળ્યા છીએ.

અમરસિંહ—(ચમકીને) તમને કોણે મોકલ્યા છે ?

સી–૩–જો—ખુદ બાદશાહ સલામતે !

અમરસિંહ—અમરસિંહની ખોળ્ય કરાવવાનું બાદશાહને શુ કારણ છે !

સી–૪–થો—લાહોરની રાજકુમારી ઉલાસતારાની સાથે તેમનાં લગન કરવાનાં છે.

દરંગદાસસિંહ—ક્યાં છે એ ઉલાસતારા ?

સી–૫–મો—બાદશાહની પાસે.

દરંગદાસ—ત્યાં શી રીતે આવી ?

સી–૬–ઠો—શાહજાદા સવાબશાહ; અંધકારસિંહના પંજામાંથી છોડાવી લાવ્યા છે.

દરંગદાસ—સવાબશાહને છોડાવા જવાનુ શુ પ્રયોજન ?

સી–૭–મો—આતો ઝાડના મુળ સુધી ડાળા લાગે છે ! વળી આમ કેમ ને તેમ કેમ ! ચાલો ચાલો નાહક માથા ફોડ શી !

સી–૧–લો—ભાઈ આ લોકો રજપુત રાજા જેવા દેખાય છે માટે એમને પુછવાથી કાંઈક પત્તો મળે ! શી માલમ કે આવા ચીકણા હશે !

સી–૨–જો—ચીકણાતે ધઉની કણેક જેવા ! તાંતણા કાઢ કાઢ કરે છે, જાણે શેવો વણવા બેઠા !

અમરસિંહ—ભાઈઓ હવે તમારે બીજે ખોળ્ય કરવા જવાની જરૂર નથી, હું અમરસિંહ પોતેજ છું, પ...ણ !

સી–૩–જો—પણ શુ ! પ્રપંચ કરી ત્યાં લઈ જઇ ફસાવે તો !

અમરસિંહ—હાં એમ !

સી–૪–થો—ત્યારે ઉલાસંનો ભાઈ અભયમલ બોલાવા આવે તો તો આવશો કે નહિં ?

અમરસિંહ—હા તો તો તરત આવીએ !

દરંગદાસ—અમરસિંહ ! આપણને કોઇ પ્રકારનો ડર નથી. કદાચ ફસાયા તો આપણે આપણા પ્રાક્રમે છુટીએ તેવા છીએ ! પણ આલમશાહ બાદશાહ એવો દગો કદી ન કરે !

અમરસિંહ—ચલો ત્યારે અલ્લા બેલી ! હે બાઈ હે ઉદારદીલની ગરાસણી તારૂ કહેવું સાંભળવાને આતુર થઈ રહેલા અમો બંન્ને હાલતો લાચારીથી જઇએ છીએ પણ એકવાર તો તારે શું કહેવું છે તે સાંભળવા જરૂર આવીશુ ! દરંગદાસ નહિ આવે પણ હું તો આવીશજ ! (વિદાય)

અમરસિંહ તથા દરંગદાસ સિંહ નીડરપણે છેક બાદશાહના દરબારમાં આવીને ખડા થઈ ગયા, અને સલામ કરી ઉભા રહ્યા; તે વખતે તુરત અભયમલ ઉભો થઈ બોલ્યો: ખુદાવિંદ આ મારા બનેવી અમરસિંહ અને આ મારા કાકા દરંગદાસસિંહ !

બાદશાહ—હાં ! દરંગદાસસિંહ કે સહનસિંહ ?

અભયમલ—નહિજી આતો દરંગદાસસિંહ ? સહનસિંહનો પત્તો નથી લાગ્યો, તે પણ લાગશે.

અમરસિંહ—ખુદાવિંદ આપકે કદમમેં મેરી સલામ હે !

બાદશાહ—બેટા અમર ! શાહબાશ તેરેકું, સારી આલમમેં તેરી સુકિર્તિ પ્રસરી હે ! ધન્ય હે તેરા જીના ઓર ઈસ આલમમેં અવતરના ? તુને ઉલાસકા સ્વયંવર મેં બડા પ્રાક્રમ કીયા હે !

અમરસિંહ—એ સૌ આપની કૃપાથી થયા કરે છે !

બાદશાહ—બેઠો ! અપને વાં ઠેર જાઓ ! ઈસ મહોરમ કે દીન ગએ બાદ ઉલાસકી સંગ તુમારી શાદી ઇધિરઇ હો જાયગી !

અમરસિંહ—જેસી નામદાર સરકારકી મરજી !

બાદશાહ—મેરી ક્યા અલ્લામીઆકી મરજી ! બેટા સવાબ, બેટી ઉલાસકુ બોલો કે અમરસિંહ આએ હેં !

સવાબશાહ—હાં બાવા; ખબર દેને જાનેકી કુચ્છ જરૂરત નહિ. વો સામને અપના મહેલકી બારી મેંસે દેખ રહી હે !

અમરસિંહ—શાહજાદા સવાબશાહ આપકુ મેરી સલામ હે !

સવાબશાહ—વાલેકમ સલામ. આપકુ !

અમરસિંહ—સવાબશાહ ! ઉલાસને છોડાવી તે અંધકાર સિંહને મારીને કે એમને એમ !

સવાબશાહ—વોતો મેરે પંજેમેંસે સરક ગયા હે ! મગર છોડુંગા નહિં. તુમારી શાદી હોજાય બાદ જાઉંગા.

**દરંગદાસસિંહ**—અમરસિંહનું ઉલાસની સાથે લગ્ન ક્યારે કરવાનું છે?

**સવાઈશાહ**—જીસ રોજ અલ્લાકી ઓર સરકારકી મરજી!

**બાદશાહ**—કલસે અપના મહોરમ મહીના શરૂ હો જાયગા, ઇસમેં શાદીકા કામ નહિ હો સકતા હે.

**ઉન્મતશાહ**—વો બાત સઇ, મગર હીંદુકી શાદી હો સકતી હે!

**બાદશાહ**—રાજા આનંદમલ ઓર રાજા મધુરસિંહ ઓર રાજા સુમનચંદ્ર સબકુ આને દો ફીર હો જાયગા વાંતક ઇસ માસ બી ખલાસ હોજાયગા! અપની નવ તારીકકુ બાવા ઇમામ હુસેનકા સરઘસ ચઢને દો ઓર ઈસિ રોજકા મામલા હોજાને દો ફીર શાદી કી બાત!

**અમરસિંહ**—જેવી. પરવર દીગારની મરજી!

**ઉલાસતારા**—(બારીમાંથી જોતી ગુલશનને બતાવે છે) ગુલશન બેન પેલા સામા બેઠા છે તે મારા સ્વામી અમરસિંહ!

**ગુલશનબીબી**—સુરત તો અચ્છી હે! ગુણ કેસેબી હો!

**ઉલાસતારા**—સદ્‌ગુણના સાગર છે.

ઉપરની બાબતોના ખુલાસા થઈ ચુક્યા; સાંજ પડવા આવી, બાદશાહ સલામતની કચેરી બરખાસ થવાનો સમય પણ થવાજ આવ્યો છે, બીજુ દરબારી કામ નહિ હોવાથી, સર્વે ચુપાચુપ એક એકના સામુ જોઇને બેસી રહ્યા છે, ત્યાં ઉત્તમ કારીગરના કરેલાં મનને મોહ ઉપજાવે તેવાં લાકડાનાં રમકડાં લઇને કોઈ પરદેશી મુસાફર આવ્યો, તેણે બાદશાહની પરવાનગી લઇ સભામાં રમકડાં પાથરી દીધાં; અને ત્રાંબાના તારથી બાંધેલી સાગ શીશમનાં પંદર પાટીઆંની થોક પોતાની બાજુમાં મુકી દીધી. સભાનાં સર્વ મનુષ્યો, રમકડાં સામું જોઇ રહ્યા છે પણ અમરસિંહની નજર પેલાં પાટીઆંની થોક ઉપર ઠરી ગઈ છે.

**અમરસિંહ**—સોદાગર, પેલાં બાજુ પર મુકેલાં પાટીઆં શાનાં છે?

**સોદાગર**—સરકાર એ લાકડાનો ઘોડો છે, હાલમાં છુટો કરી નાંખ્યો છે એટલે તે પાટીઆં દેખાય છે.

**અમરસિંહ**—તે પણ નાંના છોકરાંની રમતજ હશે!

**સોદાગર**—નાજી. તે મોટાની મુસાફરીનું સાધન છે; તે ઘોડો અંદર ગોઠવેલા યંત્રના આધારથી; હજારો ગાઉ લઇ જાય છે, અને ધારેલે મુકામે ઉતારે છે.

**અમરસિંહ**—જરા ઘોડાના રૂપમાં ગોઠવી તો બતાવો!

અમરસિંહની આજ્ઞા થતાંની સાથે, કારીગરે કળો કુંચીઓ, લગાવીને તુરત ઘોડો તૈયાર કરી દીધો. તે જોઈ સર્વે આનંદ પામી ગયા. શાહજાદા સવાબશાહે પુછ્યું, ઇસકી ક્યા કીમત હે !

સોદાગર—કદરદાનતો કારીગરકી કદરઇ કર દેતે હેં, કીમત નહિ પૂછતે હે !

અમરસિંહ—સોદાગર; એ ઘોડો મેં લીધો, તમે માગશો તેનાથી સવાયાં દામ હું આપીશ એ ફીકર રહો; પણ તે ઉડેછે કેવી રીતે તે જરા બતાવો !

સોદાગર—આ તેની ડોકના ઉપર જે રેશમી ફુમતાનો ગોટો દેખાય છે તે દોરી ખીંચવાથી, ઘોડો પવન વેગે ઉડે છે, નિચેના ભાગમાં જ્યાં આપણા જમણા પગની એડી અડે છે, તે ઠેકાણે દેખાતુ ફુમતુ પકડી દોરી ખીંચવાથી નીચે ઉતરે છે; જમણા કાનપર લટકતું લોલક દબાવાથી સીધી લીટીમાં ઉતાવળો જાય છે, ડાબા કાનપરનું લોલક દબાવાથી સીધો પણ ધીમો જાય છે. માંથા ઉપર રહેલું બટણુ દબાવાથી વાંકો ચુંકો વળતો હોય તેમ વળે છે અને પુંછડા પર હાથ ઠોકવાથી; જ્યાં ઉભો રાખવો હોય ત્યાં ઉભો રહે છે. તેની કીમત એક હજાર રૂપીઆ છે.

વજીર—કીમત ઘણી કહી કારીગર !

અમરસિંહ—તેના માલની કીમત નથી આપવાની પણ તેની અકલની. કીંમત આપવાની છે. આપના ખજાનામાંથી દશ હજાર રૂપીઆ તેને આપો !

સોદાગર—(અતી હરખાતો) ખુશ રહો ! ખુદા તાલા તુમારી મુરાદ પુરી કરેગા ! ઓર ઈસ દુનીઆમેં તુમારા નામ હો જાયગા(વિદાય)

આવી ઉદાર વૃત્તિ જોઇ સર્વે અમરસિંહનાં વખાંણ કરવા લાગ્યા. બાદશાહ પણ અમરસિંહને જોઇને આનંદ પામવા લાગ્યા.

હવે તે દીવસ નજીક આવે છે કે; જે દીવસે ઈમામ હુસેન રાત્રે નીકળ્યા છે, હજારો અને લાખ્ખો મનુષ્યો; મદીનાના રોજાનો આબેહુબ ચીતાર જોવાને માટે નીકળ્યા છે. બાદશાહ સલામત તરફથી અને વજીરની પ્રેરણાથી બનાવરાવેલું, સોના રૂપાના વરગથી મઢેલું એક *જરી તૈયાર થાય છે; બાકી શહેરના બીજા ગ્રહસ્થ અને ખાનદાન મુસલમાનોએ પણ વાંસના કામડાં, ઉત્તમ પ્રકારના રંગ બેરંગી કાગળ, અબરખના પાનાં, નીકલનાં પાનાની ટીપકીઓ, વિગેરે સાધનોથી તૈયાર કરી રહ્યા છે. મહોર-

* જરી=જેમાં જર ઘણું ખરચ્યું છે, તેવું. (તાબુત.)

મની નવ તારીખની રાત્રે આ દેખાવ થવાનો છે, તેના દીવસો ગણાય છે, હજારો મુસલમાન ભાઇઓ ખુદાની બંદગી કરે છે, અને તેની સાથે સ્વધર્મના જ્ઞાનનું કથન પણ થઇ રહ્યું છે. કેટલાક વાઘના વેષ લઇને કેટલાક બાવા બનીને કેટલાક બીજા અનેક વેષોથી, કેટલાક ફકીર થઇ ફરે છે અને કેટલાક મોરના પીંછાં મુખની આગળ રાખી " દાતારકી × દોસ્તી યારો દીન મહમદ " એવાં વાકયો બોલતા ગામમાં દોડમ દોડા કરી રહ્યા છે ! અરે જ્યારે *તાબુત ફરવા નીકળશે ત્યારે જોવાનો ખૂબજ આનંદ આવશે, એવી મીત્રો મીત્રોમાં અરસ પરસ વાતો ચલાવી રહ્યા છે.

સવાબશાહના હાથમાંથી જીવતો, સટકી ગએલો, અંધકારસિંહ નાસી નથી ગયો પણ દીલ્હી શહેરની નજીકમાંજ રહ્યો છે; દસ બાર ગાઉને નહિ પણ દોઢ બે ગાઉને છેટે એક નાના ગામડામાં કુંભારને ઘેર મુકામ નાંખી દીધો છે, તે એવું કહીને કે, ભાઈ કુંભાર! હું સારા રાજનો ભાયાત છું, પણ શીકારે નીકળેલો ભૂલો પડી જવાથી અહીં સુધી આવી પહોંચ્યો છું, તપાસ કરતાં માલુમ પડયું કે, પાસે દીલી શહેર છે. જ્યારે દીલી શહેરની નજીક આવ્યો ત્યારે તે શહેરની શોભા રચના જોઇનેજ જઉં એવા વીચારથી તારે ઘેર આવ્યો છું.

**કુંભાર**—બહુ સારૂં થયું કે આપ મારે ઘેર પધાર્યા હું વળી તમારા નસીબ પ્રમાણે તમારી સેવા બજાવીશ !

**અંધકારસિંહ**—મારી સેવા તને ભારે પડે તેમ નથી.

**કુંભાર**—અરે ભારે શેની પડે છે, સારા માણસની સેવા કરી કયાં જાય છે.

**અંધકારસિંહ**—આ મારો ઘોડો એવી જગાએ બાંધી દે કે તે ઝાઝા માણસની નજરે ન પડે ! વળી આ મારાં વસ્ત્ર શણગાર પણ તારા મકાનમાં એક બાજુ સાચવીને મુકી દે, તે જ્યારે મારે જવાનું થશે ત્યારે માગીશ ! હું સાધારણ માણસની માફક મેમાન તરીકે રહીશ અને છૂપે વેષે ગામમાં ફરી ગામ જોઇ આવીશ.

**કુંભાર**—કેમ છૂપે વેષે કાંઇ કોઇની ચોરી કરી છે ?

**અંધકારસિંહ**—ચોરીતો નથી કરી પણ ચોરી જેવું તો ખરૂં !

**કુંભાર**—કેમ ચોરી જેવું. ચોરી કરી હોય તો મારે ઘેર રહેશો નહિ, હું ચોરને સંઘરતો નથી, બાદશાહ જાણે તો મારૂં નખોદ કાઢી નાંખે !

---

× દોસ્તી નામ મીત્રતા દાતારની કરવી, અદાતા નામ કંજુસની ન કરવી. એવું દીન મહમદ કહે છે. * તાબુત=જરી; તાજીઆ.

**અંધકાર**—ભાઈ તમે મારા બોલવામાં સમજ્યા નહિ; કોઈ પાંચ પચીસ ગાઉથી તમારી નાતનો અને આબરૂદારનો દીકરો તમારા ગામમાં આવ્યો હોય તેની તમને ખબર પડે તો બારોબાર જવાદયો કે ઘેર બોલાવો ?

**કુંભાર**—બારોબાર તે જવા દેવાય ! નાક વઢાઈ ના જાય !

**અંધકાર**—અને તે વળી તમારા મીત્ર દોસ્તદારનો હોય તો ?

**કુંભાર**—ભાઇ અજાણ્યાને ન જવા દેવાય તો, વળી જાણીતાને તો જવા દેવાયજ કેમ !

**અંધકાર**—અમારા બાપુની સાથે, બાદશાહને ઘણો ઘરોબો છે, વળી ઉન્મતશાહને તો મારા બાપુની સાથે સારી દોસ્તી છે, વળી સવાબ જો મને દેખે તો છ મહીના સુધી ન જવા દે !

**કુંભાર**—તે વાત ખરી હવે હું સમજ્યો ત્યારે પાછળથી તમારા આવ્યાનું જાણશે તો એમને માઠુ નહિ લાગે ?

**અંધકાર**—ભાઈ માંઠુતો લાગે, ને હું માઠુ લાગવા જેવું કરૂ છું. એટલે માઠુ લાગ્યા વિના રહેજ કેમ તોપણ શુ કરવું ! લાચાર ! ઘેર જવાની ઘણી ઉતાવળ છે.

**કુંભાર**—બહુ સારૂ બહુ સારૂ !

કોઈ વખત સાધુના વેષમાં તો કોઇ વાર સન્યાસીના વેષમાં, કોઈ વાર જોગીના વેષમાં તો કોઇવાર જંગમના વેષમાં, કોઇ વાર ફકીરના વેષમાં તો કોઈવાર ફાતડાના વેષમાં, પણ હમેશાં દીવસમાં બબે ત્રણ ત્રણ વાર, અંધકારસિંહ ગામમાં આવ્યા કરે છે, ગામની રચના તથા ચરચા જોયા કરે છે, ઉલાસ ક્યાં રહે છે, અને કોની સાથે, ઝાઝુ બેસે છે તે ચોકસ તપાસ રાખે છે; અભયમલ પણ કેવી રીતે ને કયાં રહે છે, તથા નીરંતર શુ શુ ગોઠવણો ગોઠવે છે, અમરસિંહ કેવી હાલતમાં ને કેવા વાદળથી ઘેરાયો છે. તે બધાનો ચોકસ તપાસ, આસપાસના માણસોને પુછીને રાખે છે. જેમ તડતડીઓ કોહોયલો અગ્નિમાં પડયા પછી જાગ્રત રહી તણખા ઉડાડયાજ કરે છે, તેમ અધરમી માણસ તડતડીઆ અગ્નિની માફક સદા જાગ્રત રહે છે.

ઉજ્જનથી અમરની શોધને માટે નિકળેલો પ્રધાન પુત્ર કમરસિંહ, પ્રથમ મચ્છરરાજ મકવાણીને અનાયાસે મળ્યો, જેના મુખેથી સહનતારાની કાંઈક વાત મળી, વળી ત્યાંથી આગળ ચાલતાં, દીનપર દીન વિચાર કરતો, ગામે ગામ જોતો; નદી નાળાં તપાસતો, ચોગ્ય લાગે તેને પુછતો; પોતે

એક દીવસના યોગે કુવાના કાંઠા ઉપર સુતો છે ત્યાં, ઉલાસ તારાની શોધમાં નિકળેલા (સહનતારા) સહનસિંહની સ્વારી આવી. સુતેલા, અડધુ ઊંઘેલા અને અડધુ જાગતા મુસાફરને જોઇને તેના સામુ નીહાળીને જોઇ રહી,અને વિચાર કરતાં મનમાં એમ થયું કે, આ પુરૂષને મેં કોઇવાર આગળ જોએલો હોય એમ ભાસે છે, કોણ હશે; જાગ્રત કરી પુછું ! નાના; જાગ્રત કરવાની શી જરૂર ! એની મેળે જાગશે. ઉંઘ પુરી થએ પ્રાણીઓ પોતાની મેળે જાગી ઉઠે છે, હવે આળસ મરોડવા માંડી ખરી; હમણાં જાગી ઉઠશે, બેસુ; બરાબર, વાત કરીને પછી આગળ જઇશ !

કમરસિંહ જાગ્રત થઇ સહનસિંહની મનોહર મુર્તિને થોડીવાર જોઇ રહ્યો. ઇશ્વિરની કરૂણા કે તે વખતે સહનતારા પુરૂષ વેષમાં હતી, નહિતો વળી કાંઇક ને કાંઇક ઉપાધી જાગવા સંભવ થઇ પડે.

**સહનસિંહ**—આપ કોણ છો રાજકુમાર ?

**કમરસિંહ**—હું રાજકુમાર નથી પણ ઉજ્જનની ગાદીના રાજા મધુરસિંહના પ્રધાનનો પુત્ર છું.

**સહનસિંહ**—ત્યારે તમારૂ નામ કમરસિંહ હશે ?

**કમરસિંહ**—હાજી ! તે અનુમાન તમે શી રીતે કર્યું ?

**સહનસિંહ**—હમણાં થોડા માસથી મારે અમરસિંહ સાથે મિત્રતા થઇ છે તે તમોને યાદ કરીને વાતે વાતમાં એમ બોલતા કે મારો મિત્ર પ્રધાન પુત્ર કમરસિંહ, મારા વિના એક દહાડો ન રહી શકે, જરૂર તે મારી ખોળ્યમાં નીકળીજ પડયો હશે.

**કમરસિંહ**—ભાઈ તમારૂ નામ શું; અને ક્યાં છે અમરસિંહ ?

**સહનસિંહ**—મારૂ નામ સહનસિંહ અને અમરસિંહ હાલમાં લાહોરમાં છે. કદાચ ત્યાંથી નીકળી ગયા હોયતો ક્યાં હોય તેનું ચોકસ અનુમાન થઇ શકતુ નથી. પણ ત્યાં જવાથી પત્તો મળે ખરો !

**કમરસિંહ**—ત્યારે તમે તેમનાથી છુટા કેમ પડી ગયા ? તે તો સહનતારાની શોધમાં ફરતા હશે કેમ ?

**સહનસિંહ**—હા તે સહનતારાની શોધમાં ફરતા હશે અને હું ઉલાસતારાની શોધમાં ફરૂં છું કે જેને અમરસિંહ સ્વયંવરમાં વર્યા છે. ત્યારબાદ અંધકારસિંહ તેને લઇને નાસી ગયો છે. લ્યો હવે હું જાઉછું, મારે અંધકારસિંહની પાછળ દોડવાનુ છે.

**કમરસિંહ**—હવે જાઓ છો ક્યાં ! આપણે સાથેજ ફરીશુ.

**સહનસિંહ**—(મનમાં) ભોગ મળ્યા. વગડા વચ્ચે પુરૂષના સંગમાં ફરવું સારૂં નથી, એકાંન્તમાં પર પુરૂષનો સહવાસ જોખમ કારી છે, આજ મને સહનસિંહ સમજે છે, પણ લાંબો સહવાસ થાય તો કોકને કોક દીવસ પણ સ્ત્રીપણુ કળાઈ જાય; સ્વામી અમરસિંહના સંગમાં સો દીવસ તે બધા ભય વગરના પણ તેમના મીત્રના સંગમાં સો ઘડી રહેવું તે પણ હાથે કરી, દુઃખ વોહોરી લીધા જેવું થઇ પડે. ફિકર નહિ વાર્તા વિનોદમાં આમ તેમ ફરી દીવસ તો કાઢી નાંખવો. રાત્રી પડયે નજર ચુકાવી નાસી જઈશુ !

**કમરસિંહ**—શુ વિચારમાં ગુમ થઈ ગયા, મિત્ર સહનસિંહ ?

**સહનસિંહ**—હું તો એ વિચાર કરૂછું કે, તમારે અમરસિંહને શોધી કાઢી તેમને મળવું છે અને મારે ઉલાસતારાની શોધમાં જવું છે માટે સાથે રહ્યે કેમ ફાવે, જ્યારે સૌ સૌના કામમાં ફતેહ મેળવીશુ ત્યારે પાછા હળી મળીને રહીશુ !

**કમરસિંહ**—તમારૂ બોલવું બહુ પ્યારૂ, મીઠાશ ભરેલુ અને મધુર લાગે છે. તમે કયા રાજના કુમાર છો ?

**સહનસિંહ**—(એકદમ ચમકીને ઉભો થઇને એકી નજરે જાણે દુર જોતો હોય તેમ ડોળ કરીને લાંબો હાથ કરી કાંઈ બતાવતો હોય તેવો દેખાવ કરીને બુમ પાડી ) એ પેલો કોક ઘોડેશ્વાર દોડતો જા...વ ! (ઘોડે-શ્વાર થઈ પસાર. )

સહનતારા કમરસિંહનો મેળાપ કરી વિદાય થઈ ગઇ. કમરસિંહ જરૂર જોડેજ જાત ! પણ તુરત ઉઠી ઘોડેશ્વાર થઇ શકયો નહિ, કારણ કે પોતાના શરીર ઉપરનાં વસ્ત્ર, હથિયાર તથા ઘોડાનો સામાન પણ ઉતારીને નીચે બેઠો હતો તેને સજતાં વાર ઘણી થઇ તોપણ તૈયાર થઇને જે રસ્તે સહન સિંહનું જવુ થયું છે તેજ રસ્તે પોતે પણ ચાલ્યો.

સહન અને કમરસિંહ બંન્નેનું દોડવું જુદી જુદી દીશામાં થઇ ગયું જેથી મેળાપ થઇ શકયો નહિ. પણ સાતેક દીવસની મુસાફરીમાં કમર-સિંહને રાજા સુમનચંદ્રનો મેળાપ થયો. હથીઆર સજી લઢવા નીકળી પડયા હોય તેવા રૂપમાં ઘણા માણસોને જોઇ, કમરસિંહે પુછ્યું. ભાઇ તમો કોના માણસો છો ? જવાબ મળ્યો કે, બંગાળાન રાજા સુમનચંદ્રના. સાંભળીને કમરે કહ્યું હું માળવાના રાજાનો પ્રધાન પુત્ર છું અને મારે તમારા રાજાની મુલાકાત કરવી છે. કમરના કહેલા શબ્દો રાજાને કાને ગયા કે તુરત પોતાની પાસે બોલાવી પુછ્યું. મારી સાથે શુ વાત કરવાની છે ?

**કુમરસિંહ**—હું અમરસિંહનો મીત્ર છું.

**સુમનચંદ્ર**—વારૂ! જે સબંધ તમો બતાવો છો તે સબંધે મારે તમારૂ રૂડી રીતે સન્માન કરવું જોઇએ, પણ મુકામ વગડામાં અને જીવ ઉદ્વેગમાં એટલે લાચાર!

**કુમરસિંહ**—આપના શબ્દોથી હું સન્માન પામી ચુકયો છું, અને કાંઇ કામ સેવા ફરમાવશો તો એથી પણ વિશેષ સન્માન થયું એમ માનીશ!

**સુમનચંદ્ર**—કામને સેવા તે તમારાથી ક્યાં અજાણુ છે! મારી બેનની પુત્રી ઉલાસતારાનું હરણ પ્રથમ મારે ઘેરથી થયું, જોકે તે એકવારતો છૂટી પણ ફેર તેનો તેજ પાપી અંધકારસિંહ લઇ ગયો જેથી જીવના જોખમમાં નીરંતર બળુ છુ.

**કુમરસિંહ**—હા! તે વાત મને સહનસિંહે કરી, કે જે મને ૭ સાત દીવસ ઉપર મળ્યા હતા.

**સુમનચંદ્ર**—(ચમકીને) હેં હેં! ક્યાં મળ્યા હતા સહનસિંહ? ભાઇ એ સહનસિંહ નહિ પણ સહનતારા મારી પુત્રી!!!

**કુમરસિંહ**—બરાબર! આપનું કહેવું યથાર્થ છે; મને ભ્રાંન્તી પડી તો હતી. ત્યારે તે પુરૂષના વેષમાં કેમ ફરે છે?

**સુમનચંદ્ર**—તેનું કારણતો મને પણ ખબર નથી, લાહોરમાં હું તેની સાથે વાત પણ કરવા પામ્યો નથી; તેમ જોઇને બરાબર ઓળખી પણ શકયો નહોતો; તેના ગયા પછી મને વિચાર કરતાં ખાત્રી થઇ કે તેજ છે!

**કુમરસિંહ**—તમે ઉછેરી મોટી કરી તે ન ઓળખી શક્યા તો હું કે જેણે એકજ વખત જોએલી તે શી રીતે ઓળખી શકુ!

**સુમનચંદ્ર**—ચાલો ફીકર નહિ ઈશ્વર તેનું રક્ષણ કરશે, પણ હવે દીલી શહેર નજીક હોય એમ ભાસે છે, માટે થોડા દીવસ અહીંજ મુકામ રાખીએ.

**કુમરસિંહ**—બહુ સારૂ! અહીંથી દીલ્લી ત્રણ ગાઉ છે. વળી એમ પણ સાંભળ્યું છે કે બાદશાહનું તખત, સર્વથી મોટી ગાદી, એટલે શહેર પણ શુશોભીત અને જોવા લાયક છે.

**સુમનચંદ્ર**—તેનું તો કાંઇ નહિ; આપણે ક્યાં શહેર જોવા સેલ કરવા કે જાત્રા કરવા નીકળ્યા છીએ, આપણું કાર્ય જુદુ છે, છતાં અહીંથી કોઇ પ્રકારે આપણા ગુમ થએલાં માણસોનો પત્તો મળે પણ ખરો! માટે ત્રણ રાત્રી અહીંજ રહેવું.

[ કર્તા ] સુમનચંદ્રનો પડાવ દીલીથી ત્રણ ગાઉને છેટે અને મારા ઉતારાથી માત્ર દોઢજ ગાઉને છેટે છે, એવી ખબર નીરંતર ચકતા અંધકારસિંહને પડી. તેજ વખત કુંભારનો વેષ લઇ આબેહુબ ગામડીઓ કુંભાર બની, માથે ટોપલો લઇ દોડતો આવ્યો.

સૈન્યના સિપાઇઓની નજીક આવ્યો ત્યાં કમરસિંહનોજ મેળાપ થયો. કમરસિંહને દેખીને કુંભાર નીચું જોઇ ઘોડાની લાદ વીણવા લાગ્યો. નીચો પડી લેતો જાય છે, ટોપલામાં ભરતો જાય છે; અને કમરસિંહને પોતે ઓળખતો નથી જેથી એકી ટસે જોઈ રહ્યો છે. કમરસિંહના મનમાં પણ એમ થયું કે, આ લાદ વીણનારો કુંભાર આ દીલી શહેરનોજ હશે માટે તેની સાથે વાત કરી, જોવા જેવી જગાઓનો માહીતગાર થઇ જાઉં.

**કમરસિંહ**—કેમ અલ્યા કુંભાર ?

**અં–કુંભાર**—જી સરકાર !

**કમરસિંહ**—આ દીલ્લી શહેરમાં જોવા જેવું શું છે ?

**અં–કુંભાર**—સરકાર જોવા જેવું તો ઘણું છે પણ હાલમાં તમે જોવા નહિં પામો !

**કમરસિંહ**—કારણ કાંઇ ?

**અં–કુંભાર**—શહેરમાં ગયા અને રાજના કોઈપણ અધીકારી માણસની નજરે પડયા કે તરત પકડી લેશે. બાદશાહ પાસે લઈ જશે કે તરત બાદશાહ કેદ કરી દેશે.

**કમરસિંહ**—બાદશાહનો એટલો બધો જુલમ શા માટે છે ?

**અં–કુંભાર**—એમના દીકરા બીબુ ઝડપી લાવ્યા છે, તેથી પરદેશી હીંદુ ઉપર આટલો જુલમ છે. એ ત્રણને તો નજર કેદ કરી પણ નાંખ્યા છે. એ બધી વાત મારે ઘેર મારી બાઇડીની બેનપણી એક ભરવાડણ છે કે જે રોજ રાજ દરબારમાં દુધ આપવા જાય છે તે લાવે છે.

**કમરસિંહ**—એવું કેવું બીબુ લાવ્યા છે કે જેને માટે શાહને આટલો બધો જુલમ કરવો પડે છે ! શું લાવ્યા છે ?

**અં–કુંભાર**—કોઇ ઉલાસ નામની બાઇડી લાવ્યા છે તેને સવાબશાહ પરણવાના છે. આ મુસલમાનનો ચાલતો મહીનો ઉતર્યા પછી લગન થવાનું છે.

**કમરસિંહ**—અહાહાહા ! ભાઇ કુંભાર તું જરા અમારા રાજા સુમનચંદ્રની પાસે ચાલ અને ત્યાં આવીને બધી વાત કર; અમો એ ઉલાસની શોધમાંજ નીકળ્યા છીએ.

અં-કુંભાર—હું આવું તો ખરો ! પણ મારા આવ્યાથી, તમને જે બાંટણી મળશે તેના કરતાં તે ભરવાડણને મોઢેથી સાંભળશો તો વિશેશ બલ્કે જરા એ જરા બાંટણી મળશે; અને વળી તે સબંધમાં તમારે કાંઈ કામની મદદ જોઇતી હશે, અગર દેઠ *જનાનખાનાની ખબર મંગાવવી હશે તોપણ લાવશે !

કમરસિંહ—ત્યારે જા તુ તે ભરવાડણને બોલાવી લાવ્ય !

અં-કુંભાર—અત્યારે તો તે ન આવી શકે, પણ આપ કહેતા હો તો રાત્રે દુધ આપીને આવે એટલે દુધ આપવાને બાને અહીં મોકલું. પણ તે મલાઝાવાળી છે એટલે રાજાને કે તમને મોં નહિ બતાવે ! વળી તેમો ધણી વાને પણ ધીરે તેવો નથી.

કમરસિંહ—અરરરર ! એ શુ બોલ્યા, અમો એને અમારી બેન બેઠી જેવી ગણી વાત કરી, વાતમાંથી સાર જાણી વિદાયગીરી આપી દઈશુ. અને બે શ્વાર તેના મકાન સુધી મેલવા મોકલીશું.

અં-કુંભાર—બહુ સારૂ ત્યારે બરાબર પહોર રાત વીતે એટલે તમો પંડે આ જગા ઉપર હાજર રહેજો. (અંધકાર વિદાય થયો અને કમર પાછો ફરી સુમનચંદ્રની પાસે ગયો.)

સુમનચંદ્ર—કેમ ભાઈ એટલી વારમાંજ પાછા ફરી ગયા ?

કમરસિંહ—દીલી શહેરમાં પરદેશી હીંદુને પેસવા દેતા નથી, છતાં કોઈ પેસી જાય,તે જો રાજા, રાજકુમાર કે કોઈ રાજનો ભાયાત માલમ પડે તો તેને કેદ કરવામાં આવે છે. તેનું કારણ એ છે કે શાહજાદા સવાબશાહ અંધકારના હાથમાંથી ઉલાસને છોડાવી લાવ્યા છે અને તેની સાથે થોડા દીવસ બાદ લગન કરવાના છે, આટલી વાત એક કુંભારના મોંઢેથી સાંભળી; તેથી વિશેષ અને પુરેપુરી વાત કરવા, આપણને મદદ રૂપ થઈ પડે તેવી, એક ભરવાડણ પહોર રાત્રે અહીં આવવાની છે.

સુમનચંદ્ર—અહાહાહા ! શુ આ ! શો ગજબ ! મારી ભાણીનાં મુસલમાન સાથે લગ્ન; બસ મારૂ કે મરૂ પણ તે કાર્ય ન થવા દેઉં.

સમી સાંજ થઈ કે તુરત સુમનચંદ્રે કમરને ભરવાડણના સામો મોકલ્યો. તે આવી સવારે વાત થઇ હતી તે જગાએ બેઠો. અહીં અંધકારસિંહ પણ ઘેર આવી, કુંભાર તથા કુંભારણની મદદથી, ભરવાડણનો પોશાક મંગાવ્યો, તે પહેરીને આવી હાજર થયો. કમરસિંહને જોઇને લાજ કાઢીને

* જનાન. ખાનું=બાદશાઈ ઓઝલ; રાણીવાસ.

બોલ્યો મને કુંભારે મોકલી છે, જે પુછવું હોય તે પુછો ! કમરસિંહે કહ્યું, મારી પાછળ પાછળ ચાલ્યાં આવો ! બંન્ને આવ્યાં, અને ભરવાડણ મોઢું ન દેખાય તેમ ઘુંઘટો કાઢી, આડી ફરીને બેઠી.

**સુમનચંદ્ર**—સવારે કુંભાર જેજે કહી ગયો તે તમે જાણો છો ?

**અં-ભરવાડણ**—તે હું નથી જાણતી, પણ મને તો મારી સઇયરના વરે એમ કહ્યું છે કે, જે પુછે તે બધું તુ જાણતી હોય એટલું બરાબર કહેજે.

**સુમનચંદ્ર**—વારૂ; હાલ દીલ્હી શહેરમાં શી નવા જુની છે ?

**ભરવાડણ**—શાહજાદા સવાબશાહ એક એવી રૂપાળી બાઈડી લાવ્યા છે કે જેનું રૂપ જોઇને; જાણે ધરઇએજ નહિ, અને જોયાજ કરીએ. તેનું નામ ઉલાસ છે તે રોજ બાદશાહની બેટી ગુલશનની સાથે બેસે છે ઉઠે છે રમે છે, પણ તે ગુલશનના રૂપને ઢાંકી નાંખે છે, તેની સાથે તે સવાબશાહ લગન કરવાના છે, એવી વાત ખાનગી ચાલી રહી છે.

**સુમનચંદ્ર**—અહા હા હા ! સવાબ સાથે ઉલાસનું લગન ! એ સુમચંદ્રથી જોયું નહિજ જાય ! અને જયાં સુધી મારા ખોળીઆમાં પ્રાણ છે ત્યાં સુધી તે વાત નહિજ બનવા દેઉ. કમરસિંહ હું આ દીલી શહેરમાં પ્રાણ ખોઈશ, પ્રાણ ખોઈશ પણ અસંખ્ય યોધાઓને મારીને ! હા...ય પાપી અંધકાર !

**ભરવાડણ**—તમે જે અંધકાર કહો છો તેજ માણસ પાસેથી સવાબ છોડાવીને લાવ્યો છે; એવું એ ઉલાસ કહેતી હતી !

**સુમનચંદ્ર**—બરાબર વાત મળી; ત્યારે બેન ભરવાડણ: એ ઉલાસને એમ ન કહે કે, તારા મામા સુમનચંદ્ર આવ્યા છે; તે કાંતો તને અહીંથી છોડાવશે; અગર પોતે કપાઈ મરશે ! પછી તે શું કહે છે તે મને કહી ન જાય !

**ભરવાડણ**—તેની સાથે છાંની છૂપી વાત કરીશકાય તેમ નથી, કારણકે એવી એક ઘડી નથી કે તે એકલી હોય, પણ જો તમારે તેને લઇ જવી હોય તો એક યુક્તિ બતાવું !

**સુમનચંદ્ર**—બતાવ શી યુક્તિ છે? હું સાંભળુ તો ખરો !

**ભરવાડણ**—તે એ યુકિત છે કે, પરમ દીવસે દીલી શહેરમાં મુસલમાનનો મોટો તહેવાર છે, અને તે વળી રાત્રીની વખતનો છે, તે એ કે તાબુત નીકળવાનાં છે, તે લગભગ પહોર રાત્રીએ નીકળશે, અને પાછલી

પ્હોર રાત્રી રહેશે ત્યાં સુધી ગામમાં ફરશે, પછી પોતપોતાને સ્થાનકે જશે. તે પાછાં બીજે દીવસે નીકળશે, અને છેવટ જુમનાજીમાં બુડાડી દેવામાં આવશે !

**સુમનચંદ્ર**—હા હું સમજ્યો. તે તો હર વખત વરસો વરસ થયાજ કરે છે. પછી શુ કહેવું છે ?

**ભરવાડણ**—સાંભળી લ્યો એકવાર ! પછી જે કહેવું હોય તે કહેજો: તે તાબુત જોવાને માટે નગરના સર્વ મનુષ્યો પોત પોતાના સવડ પ્રમાણે સમી સાંજથી ગોઠવઈ જશે, અને બાદશાહ પોતે પોતાનો પરીવાર લઇને એક બાજુ પર બેસી જશે તથા તેની સામેની બાજુમાં ચકના આડા પડદા નાંખીને. બેગમો, શાહજાદીઓ તથા જનાનાની લુંડીઓ બેસશે ! જેમને કોઇ દેખી ન શકે, પણ તે સઘળું જોઇ શકે.

**સુમનચંદ્ર**—શાહબાશ શાહબાસ ભરવાડણ! ખૂબ યુક્તિ બતાવી ! પછી?

**ભરવાડણ**—મધ્ય રાત્રી થશે ત્યારે બરાબર રંગ આવશે. ખરી ખૂબી ઉડી રહી હશે, અનેક વાજાં, તાંસા, શરણાઇઓ, ઢોલ, ધોંસા વાગી રહ્યા હશે, લાખો કરોડો દીવા બળતા હશે, અને અસંખ્ય આંખો તેને જોઇ રહી હશે, તે વખતે તમારે અહીંથી એકદમ ઉપડવું અને શુર ભર્યા દીન દીન કરતા પડવું, મ્યાન બ્યાન બાજુમાં રાખી ઉઘાડી તલવારોથીજ ધસારો કરી મૂકવો,જે નજરે પડે તેને કાપીજ નાંખવો, એટલું સાચવવું કે કોઇ સ્ત્રીને ન વાગે !

**સુમનચંદ્ર**—વાહ ! વાહ ! વાહ ! ભરવાડણ ! ધન્ય છે તારી અક્કલને !

**ભરવાડણ**—જેવા તમે ધસતા જશો તેવા નિર્ભય પણે ગફલતમાં બેઠેલા મુસલમાનો નાસવા માંડશે, વળી કાંઈક આયુધ સજવા દોડશે, પણ તેમને તૈયાર થતાં પહેલાં તો, તમે ઉલાસને લઇ જઇ શકશો ! હું તમારી મદદમાં રહીસ ! આમ કર્યા સિવાય બીજા કોઈ પણ ઉપાએ તમે ઉલાસને લઇ જઇ શકવાના નથી.

**સુમનચંદ્ર**—અહા હા હા ! કમરસિંહ; આ હોંસીઆરીની તારીફ થઈ જાય તેમ નથી ! શુ ખૂબી વાપરી છે !

**કમરસિંહ**—હાજી ! હું તો સાંભળીને અજાયબ પામી ગયો છું, પુરૂષ કરતાં સ્ત્રિઓ ઓછી અકલ વાળી હોતી નથી.

**ભરવાડણ**—વળી એક બીજું કહેવાનું છે, તે એ કે હાલ તમો સર્વેનાં હથીઆર છુપાવી દયો વેષ બદલી નાંખો: તે છેક પરમ દીવસની મધ્ય

રાત્રી સુધી; પછી કોઇ આવીને પૂછે તો કહેવું કે જાત્રાળુ મુસાફર છીએ અને તાબુત જોવા રહ્યા છીએ.

**સુમનચંદ્ર**—બહુ સારૂ તે પણ ઠીક કહ્યું !

**ભરવાડણ**—વળી એક બીજી વાત છે. કોઇ કોઇ અનાડી, નાદાન મુસલમાન હીંદુ પાસે જબર જસ્તી તાબુત ઉપડાવે છે, એટલે કોઇ મુસલમાન આવી તમારા માણસોને તાબુત ઉપાડવા ચાલો એમ કહે તો માગે તેટલાં માણસો મોકલજો, પણ પ્રથમ તેમને આપણો સંકેત સમજાવી મુકજો !

**સુમનચંદ્ર**—વારૂ ! વારૂ ! ભરવાડણ, તે યુક્તિ ઘણી સારી બતાવી. જો મારૂ કામ સિદ્ધ થશે તો હું તારો ઉપકાર કદી નહિ ભુલું ! હું મૂર્શિદાબાદનો રાજા છું.

**કમરસિંહ**—અને હું માળવાના રાજકુમાર અમરસિંહનો મીત્ર છું.

**ભરવાડણ**—હાં ઠીક યાદ આવ્યું, તમે અમરસિંહનું નામ દીધું ત્યારે યાદ આવ્યું, એ અમરસિંહને શોધવા પણ માણસો મોકલ્યા છે. શુ ઇરાદો છે તે સમજવામાં આવ્યુ નથી પણ બાદશાહના ભાઇ ઉન્મતશાહ એમ કહેતા હતા કે, અમરકા પત્તા મીલે ઇતની દેર હે !

**સુમનચંદ્ર**—કમર કમર ! હવે આપણે બરાબર સાવચેતીમાં રહેવું. અને પરમ દીવસની રાત્રે ધાર્યા પ્રમાણે કામ કરીજ લેવું, હવે બે દીવસ અને એક રાત કાઢવાની છે !

**ભરવાડણ**—(ચીપટી વગાડીને)તેતો આમ જતી રહેશે ! લ્યો હું જાઉછું. વળી કાંઇ નવાજુની જણાશે તો તમને કાલે આવીને કહી જઇશ !

**સુમનચંદ્ર**—ઠીક ! ( ભરવાડણના ગયા પછી. બંન્નેજણ વીચાર કરતા સુઇ રહ્યા. )

સવારમાં ઉઠી પોતાની સેન્યાના આગેવાનોને સમજાવી દીધા, અને એમના હથીઆરો, ઝાડના ઓથામાં, વાડોમાં તથા રેતીમાં નંખાવી દીધાં, કેટલાકતો હીંદુ મટીને મુસલમાન જેવાજ ડોળ કરીને બેઠા. વળી તાબુત ઉપાડવા જવું પડે તો જવું કે કેમ તેનો પણ અરસ પરસ વિચાર કરવા લાગ્યા; તાબુતનો ભાર આપણાથી શી રીતે લેવાય, કદાચ ન ઉચકાય તો પણ ઉચકવુંજ પડે, મુકી ન દેવાય, નાંખી ન દેવાય. જો તેમ કરીએ તો, મુસલમાનો માર મારે, તે પણ મુગે મોંઢે સહનજ કરવો પડે. આમ વિચારમાં ને વિચારમાં સઘળો વખત વિતી ગયો, અને ત્રીજા દીવસની સંધ્યાકાળ થઇ.

સંધ્યાકાળ થઇ એટલે સુમચંદ્રે સૈન્યના આગેવાનોને બોલાવી સુચના આપી દીધી કે, સાવધ રહેજો, હથીઆર બંધ રહેજો, બરાબર મધ્યરાત થાય એટલે અહીંથી દોડતા દીલ્લીમાં દાખલ થવાનું છે અને મુસલમાન સિંપાઇઓને કાપતાજ છુટવાનું છે.

શહેરની શોભા તો એવી દીપી રહી છે કે જાણે નાનું સ્વર્ગ! શ્રૃષ્ટિનું સઘળુ અજવાળુ એકજ ઠેકાણે ઉભરાયું હોય, તેટલા તો દીવા; તેની સાથે રાજ તરફથી સંભાળને માટે ફરતા માણસો, મનુષ્ય રક્ષણને માટે ફરતા મુકેલા પેરેગીરો! જોવા બેઠેલા, ઉભેલા અને ફરતા હજારો મનુષ્યો, વિશેષમાં ફક્ત તેજ દીવસને માટે શાહની તરફથી પ્રથમથી નિર્માણ કરેલાં મકાનોમાં રાજના કુંટુંબ ગોઠવઇ ગયાં છે. પુરૂષ વર્ગને બેસવાનું અને સ્ત્રિઓને બેસવાનું એ બંન્ને મકાનો સામ સામી હતાં. દીવસ હોય તો એક એકની દ્રષ્ટી પડી શકે પણ રાત્રીનો ભાગ, એટલે નહિ. વળી બાદશાહી જનાનો એટલે અંદરના ભાગમાં અંધારૂ અને સ્ત્રિયોની આગળ ચળકતા રંગ બેરંગી ચીત્રેલા જાળીવાળા પડદા; જેમાંથી સ્ત્રિયો, પુરૂષો, રસ્તામાં થતા સઘળા તમાશા તથા જે કાંઇ જોવા લાયક તે બધુ જોઇ શકે, પણ પુરૂષ સ્ત્રિયોનાં મોંઢાં જોઇ શકે નહિ, માત્ર એમ જાણી શકે કે આ મકાનમાં સ્ત્રિયો બેઠેલી હોવી જોઇએ.

બરાબર મધરાત થઇ એટલે જયાં બાદશાહ, ઉન્મતશાહ સવાબશાહ અમરસિંહ; અભયમલ, વજીર, સેન્યાધીપતી, તથા બીજા અધીકારી વર્ગ બેઠા છે અને સૌની પાછળ છૂપે વેષે રાજા સુંદીરપ્રતાપ બેઠો છે. સામે બેગમો, શાહજાદી ગુલશન, ઉલાસતારા, તથા રાજની બીજી ઉમરાવ જાદીઓ બેઠી છે, ત્યાં તાબુત આવ્યા. જેના ઉપર જરીયનની ચંદ્નીઓ ધરેલી છે. જેની આગળ દારૂના ટેટાના અવાજો, કોઠીઓ, તથા બપોરીઆં છુટી રહ્યાં છે. જે વખતે સઘળા જોનારની દ્રષ્ટિ એકજ જગાએ પડી છે, તે વખતે ઓચીન્તી ધુમરાણ થઇ. લખ્ખો મનુષ્યો નાસ ભાગ કરી રહ્યા, મારો મારો કાપો કાપો ઉચ્ચાર થતાં હજારો મુસલમાન સિપાઇઓ દોડતા આવ્યા, કોણ કોને મારે છે તે કાંઇ જણાતુ નથી. દીવા ઘણા ખરા ગુલ થઈ ગયા, આમથી સવાબશાહ અભયમલ તથા અમરસિંહ યુદ્ધમાં ઉતરી પડયા છે.

આ બધો દેખાવ જોઇ સ્ત્રિઓ ફફડીને ઉંચી નીચી થઇ ભયમાં ભરાઇ ગઇ. ક્યાં નાસવું અને કેવી રીતે નાસવું, તેની સમજણ ન પડી; જેથી બુમો પાડવા લાગી કે, કોઇ દોડો કોઇ દોડો! તે વખતે એક જબર જસ્ત ભરવાડણ દોડતી મેડા ઉપર આવી બોલી. કયાં છે બેગમ

સાહેબ તથા ગુલશન અને ઉલાસતારા ! ત્રણે ગભરાઇને બોલ્યાં. આ રહ્યાં આ રહ્યાં ! ભરવાડણ કહે મારી વાંસે વાંસે એકદમ ઉતરી આવો ! ભયની ભરેલી ત્રણે ભરવાડણની સાથે ઉતરી પડી કે તરત ભરવાડણ ઘોડેસ્વાર થઇ ગઇ, અને ઉલાસને ઉઠાવી ઘોડા ઉપર નાંખી. માથા ઉપર ઓઢેલો ભરવાડણનો સાલો કાઢી ફેંકી દીધો, અને મોટે અવાજે ગર્જના કરી ગોરી ! ગુલશન ! આ ઉલાસતારાને અંધકારસિંહ લઇ જાય છે. હજી સવાબશાહની તથા ઉન્મતશાહની ખબર લઇશ, ચેતતા રહેજો ! ( ઉલાસને લઇ અંધકારસિંહ પસાર. )

આ બાજુ તલવારો ખંખડી રહી છે, ભાલા ભચોભચ વાગી રહ્યા છે, હજારો મનુષ્યો જમીન દોસ્ત થઇ ગયા છે, એવામાં અમર તથા કમર સામ સામા આવી ગયા, તે વખતે અમરે કમરને ઓળખ્યો. કોણ કમર તો નહિ ! ! ! કમર કહે કોણ ભાઇ અમર ? ઓળખાણ પડતાંની સાથે બન્ને તરફ યુદ્ધ બંધ કરવાનાં નીશાન ચઢી ગયાં. બન્ને બાજુના યોદ્ધાઓએ હથીઆર મુકી દીધાં, સુમનચંદ્ર દોડતો આવી અમરને તથા અભયમલને મળ્યો, સર્વે ભેગા થઇ વાતો કરતા બાદશાહ સલામતની પાસે ગયા. સવાબશાહ તથા ઉન્મતશાહ પણ સાથેજ છે.

**બાદશાહ**—તુમ કોન હો ! ઓર એસા કરનેકા કયા સબબ ?

**અમર**—પરવર દીગાર એ મારા સસરા છે, અને જેની સાથે મારૂં લગન થવાનું છે તેના મામા છે. બંગાળાના રાજા સુમનચંદ્ર છે.

**બાદશાહ**—બહોત અચ્છા, કુચ્છ ફિકર મત કરો, ઉલાસકુ તો અપના સવાબ લે આયા હે ! ઓર અમરસિંહ કે સાથ ઉસકી શાદી કરનેકી હે ! એ દુસરા કોન હે ?

**અમર**—એ મારા પરમમિત્ર છે; મારા રાજના પ્રધાનના પુત્ર છે, અને મારી શોધમાં અહીં સુધી નીકળી આવ્યા છે.

**બાદશાહ**—બહોત અચ્છા બહોત અચ્છા ! આ એ વોતો બહોત અચ્છા કીયા મગર હજારો આદમીકા જાન નીકાલ દીયા, ઓર એ રંગમેં ભંગ કીયા !

**સુમનચંદ્ર**—નામદારઃ એ બધું અજાણ પણામાં થઇ ગયું. માટે માફી આપો !

**બાદશાહ**—વજીર ! કહાં હે વજીર !

**વજીર**—(હાજર થઇને) જી હજુર !

**બાદશાહ**—અબ સબ સબકી જગામેં ચલે જાઓ !

બાદશાહના હુકમના છેલ્લા શબ્દ સાંભળી, સૌ ઉભા થવા જાય છે, ત્યાં દોડતી ગભરાતી ગુલશન આવી. બાવા ! બાવા !

**બાદશાહ**—હાં હાં ! ! બેટા ક્યું ગભરાતી હે ?

**ગુલશન**—બાવા ! ઉલાસતારાકું અંધકારસિંહ લે ગયા ! ! ઓર કહે ગયા કે ગોરી ગુલશન, ઉલાસકું લે જાતા હું, ફીર સવાબકી ઓર ઉન્મતકી ખબર લઉંગા; ચેતતે રહીઓ ! ! !

ગુલશનનો અવાજ થતાંની સાથે એકદમ દારૂનો ગોળો ફાટે ને માણુસ ચમકી જાય; જવાળામુખી ફાટે ને ધરતી ડોલતાં માણુસ ઢળી જાય ! તેમ સર્વે થરથરી ઉઠયા. એકી અવાજે સર્વે બોલ્યા ! અરરર ! આ શો ગજબ ! એ કયા જુલમ ! ! ( મોટે અવાજે સુંદીરપ્રતાપ બોલ્યો રં...ગ, બેટા ! રંગ ! ! ! )

આ વખતે અમરસિંહ કે જે પોતાના ઉતારા પરથી ચાલીનેજ આવ્યો હતો; પણુ પેલા સોદાગર પાસેથી લીધેલો ઘોડો, એક નોકર પાસે ઉપડાવી સાથે લાવ્યો હતો, તે ઘોડા ઉપર ચઢી બેઠો અને બાદશાહને કહ્યું કે હું જાઉ છું એ પાપીની પુંઠે. " કાજી વિના હલાલ નહિ થાય. " ( અમરસિંહે ઘોડો ઉડાડી મૂક્યો. )

અમરસિંહ નાઠો કે તરત, સુમનચંદ્ર, અભયમલ, કમરસિંહ; સવાબશાહ તથા ઉન્મતશાહ સર્વે તૈયાર થતાં ઉંચા નીચા થઇ ગયા ! જાણે શુ કરી નાંખીએ ને કેમ કરી નાંખીએ. બાદશાહની આંખમાં પણુ ખરેખરી ખૂનસ ભરઈ ગઇ. મેરે અમીર ઉમરાવો, બેટા સવાબ, સબ જાઓ ! ઓર એ કમજાત કુ પકડ કે મેરે સામને જલા જલા કે મારો ! મગર એ અવાજ કીસને દીયા ? રં...ગ બેટા ! રંગ ! સર્વે સાથે બોલ્યા કે અમે સાંભળ્યુ તો ખરૂ પણુ કોણુ બોલ્યું તેની ખબર પડી નથી. તે વખતે સુંદીરપ્રતાપની પાસે ઉભેલા સિપાઇએ કહ્યું. સાહેબ એ મેરી પાસ ખડા હે વોઇ બોલા !

**બાદશાહ**—પકડલાવ મેરે સામને ! ( પાંચ સીપાઈ પકડીને લાવ્યા. )

**સુમનચંદ્ર**—(ઓળખીને) આતો એજ; અંધકારનો બાપ સુંદીરપ્રતાપ ! વાહ ! તમે પણુ અંધકારની સલાહમાંજ છો કે શુ ! શરમ છે શરમ ! (ઉંડા વિચારમાં ગુમ થઇ ગએલો સુંદીરપ્રતાપ કાંઇ બોલી શક્યો નહિ. )

**બાદશાહ**—જાઓ ! ઉસકુ તુરંગમેં લે જાઓ ! (હાથમાં બેડીઓ ઘાલી કેદમાં નાંખી દીધો. )

સવાર થયું એટલે પ્રથમ સુમનચંદ્રની તૈયારી થઈ. ત્યારે બાદશાહે સર્વેને બોલાવીને કહ્યું કે; સબ અલગ અલગ દીશામેં ચલે જાઓ! હીંદુ રાજા, રાજકુમાર ઓર ઉમરાવજાદે આજ જાઓ; ઓર મુસલમાન જો જાને વાલે હો વો કલ જાઓ! બાદશાહના હુકમ પ્રમાણે સર્વે તૈયાર થઇ ગયા. અભયમલ તથા સુમનચંદ્ર પણ પોત પોતાના માણસો સાથે તૈયાર થઈ ગયા ત્યારે કમરસિંહે સુમનચંદ્રને કહ્યું કે હું તો જાઉછું. હવે એકલો ધુમીશ! સુમનચંદ્ર કહે મારા સૈન્યમાંથી કહો તેટલાં માણસો આપુ; સાથે રાખો તો સારૂ. જવાબમાં કમરસિંહ કહે મારે માણસોની જરૂર નથી, સર્વે વેરઇ ગયા. અંધકારસિંહ ઉત્તર દીશામાં ચાલ્યો જાય છે, અને તેજ દીશામાં અભયમલ જાય છે. કમરસિંહ દક્ષીણ દીશા તરફ જાય છે તે એમ સમજીને કે અંધકાર જરૂર સિલોન તરફજ દોડતો હશે. સુમનચંદ્ર પુર્વ દીશામાં જાય છે.

સુમનચંદ્ર દીલ્લીમાંથી નીકળ્યો. હજી એ ત્રણ ગાઉ પહોચ્યો નથી અને વિચાર થયો કે હું સહન તથા ઉલાસની શોધમાં જાઉછું તો ખરો પણ, મારા સસરા સુંદીરપ્રતાપને કેદ કરાવીને જાઉછું એ ઘણું ખોટુ છે; એમનો શુ અપરાધ; એ પણ મારી, અભયમલની, કમરની તથા અમરની શોધમાંજ નીકળ્યા હશે! દીલ્લી આવી પહોચ્યા હશે ને ધામધુમમાં જોવા ઉભા રહ્યા હશે, ત્યાં પુત્રના પ્રાક્રમનો અવાજ સાંભળી હૈયામાંથી ઉછાળો આવી ગયો હશે જેથી એમ બોલાઈ જવાયું હશે. કદાચ તે અંધકારની સલાહમાં કે મદદમાંજ હોય તો, તે વખતે ત્યાં હોયજ કેમ! ન હોય ન હોય; દીકરાના કુલક્ષણને ઉત્તેજન આપે એવા સુંદીર પ્રતાપ નથી; માટે પાછો જઇ તેમને બાદશાહ સલામતની પાસે મુક્ત કરાવી આગળ વધુ; આજ તાતે ધાએ બાદશાહ મારૂં માનશે અને જો વધારે દીવસ થશે તો બાદશાહના વિચાર પલટાશે. ચાલ્ય જીવ વળીએ પાછા!

(સુમનચંદ્ર પાછા આવી શાહના કદમમાં સલામ કરીને ઉભા રહ્યા.)

**બાદશાહ**—સુમનચંદ્ર!

**સુમનચંદ્ર**—જી હજુર!

**બાદશાહ**—કયા કુચ્છ કહેને કા હે!

**સુમનચંદ્ર**—હજુર; આપને અરજ કરવાની છે કે ગઇ રાત્રીએ મારા સસરાને કેદ કરવામાં આવ્યા છે; તેમને મુક્ત કરો તો સારૂ!

**બાદશાહ**—કયા વો અંધકારકા બાવાકું?

**સુમનચંદ્ર**—જી હાં ! અંધકાર મારો સાળો થાય ! અને અમરસિંહ મારા જમાઇ; એ પ્રથમ મારી પુત્રિ સહનતારાને ઇચ્છા સ્વયંવરમાં વર્યા હતા !

**બાદશાહ**—બહોત ખુબ ! કહાં હે વો સહન !

**સુમનચંદ્ર**—અમારા કમ નસીબે તે પણ ગુમ થઈ ગઇ છે. તેની ખોળ્ય ચાલી રહી છે.

**બાદશાહ**—ઈસકુ કોન લે ગયા હે ! વોઇ અંધકાર !

**સુમનચંદ્ર**—ના હજુર ! અંધકાર તો તેનો સગો મામો, એટલે તે કામતો તે કરેજ નહિ, સાંભળ્યું છે કે; સહનને તો પોતે અમરસિંહેજ; બારીમાંથી નદીમાં ફેંકી દીધી છે.

**બાદશાહ**—એ કયા બાત ! એસા કાયકુ કરના ચઇએ ! અમરસિંહ એસા ક્રુર હે કયા !

**સવાબશાહ**—બાવા ! બે અદમી માફ ! અપને દુસરી પુછ પરછકી કયા જરૂર ! વો સુંદીરપ્રતાપ કા જો કુચ્છ કરના હો સો કરલો !

**બાદશાહ**—જાઓ તુરંગમેંસે વો આદમીકુ લેઆવ ! જીસકુ આધી રાતકુ કેદ કર દીયા હે ! ઈસકા નામ સુંદીરપ્રતાપ હે ! ( સીપાઇઓ લઇ આવ્યા. )

**સુમનચંદ્ર**—કેમ સુંદીરપ્રતાપ તમે અહીં શી રીતે આવ્યા ?

**સુંદીરપ્રતાપ**—પુજ્ય. અમો આપને ત્યાંથી ઘેર ગયા બાદ વરસ દીવસ સુધી અંધકાર ઘેર ન આવ્યો ત્યારે મને ચિંન્તા થઇ કે,. શુ થયુ. ને કેમ થયું તેની તપાસ તો કરૂં ! અંધકાર તથા ઉલ્લાસને ખોળી કાઢુ. એમ નિશ્ચય કરી થોડા ઘણા માણસો સાથે લઇ, સેતુ ઓળંગી આ તરફ આવી શ્રી રામેશ્વર ભગવાનનાં દર્શન કરવા ગયો ! ત્યાં પુત્રિ પ્રકાશ પોતાનાં ભાઇનાં કરેલાં કૃત્યથી કાયર થએલી શીવજીના દેવળમાં મુસ્તક પુજા કરવા તૈયાર થઈ ગઇ હતી ! તેનાથી સઘળી બીના જાણી કે, મુર્શિદાબાદના મેદાનમાંથી અંધકારે ઉલાસનું હરણ કર્યું હતું અને ફેર લાહોરની ભાગોળમાંથી ઉડાવી ગયો છે. આ ખબર મળતાંની સાથે હું એકલો ત્યાંથી નિકળ્યો ! વળી માર્ગમાં ખબર મળી કે,સહન તથા અમરસિંહનો પણ પત્તો નથી.એ સર્વેની ખોળ્ય કરતો કરતો, દીલ્લી લગભગ આવી પ્રહોચ્યો, ત્યાં ખબર મળી કે; ઉલાસતારા બાદશાહના મહેલમાં છે અને શાહ પોતે પોતાની પુત્રી જેવી ગણી તેને અમરસિંહ સાથે વરાવવાના છે. મહોરમ અહિનો ઉતરશે ત્યાં સુધીમાં ઉલાસના તથા અમરસિંહના માતા પીતા વિગેરે સઘળા સંબંધીઓ આવી

પહોચશે. આ બધી ખબર સાંભળીને હું દીલ્લીમાં આવ્યો. હું જાહેર થવાનો વિચારતો કરતો હતો પણ એક અપરાધીનો બાપ, એટલે મને જોતાંની સાથે સર્વને તિરસ્કાર ઉપજે, માટે જાહેર નહિ પડતાં,તમો સર્વની પાછળ; ઇમામ હુસેનનાં દર્શન માટે ઉભો રહ્યો હતો.

**સુમનચંદ્ર**—ત્યારે...તમે જાહેર ક્યારે થાત ?

**સુંદીરપ્રતાપ**—ઉલાસ તથા અમરનાં લગન થાત, ત્યારે હું જાહેર થાત; અને તરતજ સહન તથા અંધકારની શોધ કરવા નિકળત !

**સુમનચંદ્ર**—બાદશાહ સલામતને બેન ગુલશને આવી; અંધકારસિંહ ઉલાસને લઈ ગયો એવા સમાચાર કહ્યા: તે વખતે તમે રં...ગ બેટા રંગ ! બોલ્યા તે શુ સમજીને ! ! તમારા દીકરાએ, રૂડુ પરાક્રમ કર્યું તેથી ?

**સુંદીરપ્રતાપ**—પ્રથમ પોતાના બનેવીના ગામની ભાગોળમાંથી; ઉલાસને ઉપાડી; તેજ ઘણું નીચુ અને ન કરવાનું કામ કર્યું છે, જે સાંભળીને મારા હૃદયને ઘણો ખેદ થયો છે, આવા પાપી અને અધરમી દીકરા હોય તેથી ન હોય તો સારૂ ! ત્યાંથી લઈ જઇ નિરાધાર કન્યાને હેરાન કરી હશે, દુઃખ દીધું હશે ! એણે ન કરે કસાઇ તેં કામ કર્યું છે. તેના કામથી મારૂ હૃદય કંપે છે. ઉલાસના સુભાગ્યે ઉલાસને પાપીના હાથમાંથી કોઇએ મુક્ત કરી હશે !

**સુમનચંદ્ર**—એક વારતો, જાત્રાળુ તપસ્વી બ્રાહ્મણો તથા સાધુઓએ મુક્ત કરી હતી ! તેમને ત્યાંથી ગંગા સ્નાન કરવા ગએલી ત્યાંથી બીજી વાર ઉઠાવી !

**સુંદીરપ્રતાપ**—અરરર ! આ હું શુ સાંભળુ છુ. પાપી અંધકાર ! તુ તો અંગારોજ પાકયો તથા તેં અંધકારજ કર્યો.

**સવાબશાહ**—ચલને દો આગે ! બેટે કું રંગ બોલનેકા કયા સબબ ?

**સુમનચંદ્ર**—ગંગાજી ઉપરથી લઇ જતાં તરતજ અભયમલ સામો મળ્યો; તેને ઓળખીને તમારો દીકરો ઉલાસને ફેંકી દઇને નાસી ગયો.

**સુંદીરપ્રતાપ**—આ કૃત તેનું ક્રુર અને વખોડવા જેવું તો ખરૂ ! ઉલાસનું હરણ કર્યું જેથી હું અતી દીલગીર તો છું. પ...ણ ! લાહોરની ભાગોળમાંથી અને સ્વયંવર વખતે ભરાએલા રાજાની હાજરીમાંથી, આવા પ્રતાપી; આનંદમલની દીકરીને ત્રીજી વાર ઉપાડી તે તેણે પાકી હીમ્મત બીડી છે, છતાં તે કામને પણ તુચ્છ ગણુ છું. સાંભળીને અપસોસ વધતો

જાય છે કે, આવા શુરા અને પ્રાક્રમી સગાઓ સાથે સ્નેહ ન વધારતાં વહેર વધાર્યું છે.

**સવાબશાહ**—કુચ્છને કુચ્છ અપસોસ બી કરતે હો ! ઓર બેટેકી તારીફ બી કરતે હો !

**બાદશાહ**—કહેને દો જો કુચ્છ કહેના હો ! બેટેકુ રંગ દીયા ઉસકા કયા સબબ ?

**સુમનચંદ્ર**—બોલો સુંદીરપ્રતાપ ?

**સુંદીરપ્રતાપ**—બાદશાહ સલામતના શરણમાં રહેલી; શાહજાદા સવાબશાહ; પરાક્રમી અને સેનાના સરદાર ઉન્મતશાહ, અતી અભીમાની અભયમલ તથા સર્વ સદ્દગુણસંપન્ન અને અર્જુન જેવા બાણાવળી અમરસિંહથી રક્ષણ કરાએલી, ઉલાસતારાને, દીલી શહેરના મધ્ય ભાગ્યમાંથી ઉપાડી, એ હીમતને ધન્ય કેમ ન કહેવાય !

**સવાબશાહ**—સચ બાત ! બસ ઇસ બાસ્તેય તુમને કહા હોગા !

**સુંદીરપ્રતાપ**—પોતાના પુત્રના કરેલા પ્રૌઢ પરાક્રમને સાંભળી કયા બાપનું હૈયું ન ઉછળે ! તેજ વખતે મારા મોંમાંથી ઉમળકાની સાથે નીકળી ગયું કે, રંગ બેટા રંગ.

**ઉન્મતશાહ**—ઇસ આલમકા શાહ કે સામને, તુમને તુમારા કમજાત લડકાકી તારીફ કીઇ વો ગુના તો હય ! મગર બાદશાહ સલામતકી મરજી, જો કુચ્છ ફરમાવે !

**સુંદીરપ્રતાપ**—એમના ફરમાનની સામે મેં કયારે આનાકાની કરી છે; મુંગે મોંઢે તુરંગમાં ગયો કે નહિ; વળી જે કાંઇ ફરમાવશે તે માથે ચઢાવીશ.

**બાદશાહ**—સુમનચંદ્ર; તુમારી કયા મરજી હે ?

**સુમનચંદ્ર**—મને તો સુંદીરપ્રતાપનો કોઈ પ્રકારે અપરાધ માલમ પડતો નથી. છતાં આપને આપના માન્યની ખાતર, કાંઇક ફરમાન કરીને; તેમને પોતાની ઇચ્છા મુજબ જવાની રજા આપો ! જો તે ફરતા હશે તો આપણા કામમાં કાંઇકને કાંઇક મદદ રૂપ થશે અને કદાચ કેદમાં રહેશે તો નકામા સડશે; વળી આપણુને અંધકાર, આથી પણ વધારે નડશે.

**સવાબશાહ**—ઈસ અંધકાર કે ડરસે તુમ ઇસકુ છુટા કરને ચહાતે હો !

**સુમનચંદ્ર**—અંધકારના ભયમાં તો આવી પડેલાજ છીએ ! અમને તો અંધકારનો ભય છેજ પણ આપને માટે અંધકાર શુ શબ્દ કહીને ગયો તે બેન ગુલશનને મોઢે સાંભળ્યું કે નહિ ?

**સવાબશાહ**—સુના સુના ! કોન ડરતા હે ઇસ કુતે સે !

**ઉન્મતશાહ**—ઇધર ઉધર ભાગતા ફીરતા હે વહાંતક વો જીતા હે; જીસ વખત શેરકે પંજેમેં આયા ઈસી વખત ઇસકા જાન નિકલ જાયગા.

**સવાબશાહ**—મેરે હાથસે મરેગા તો તોબા તોબા કર મરેગા !

**ઉન્મતશાહ**—ઈસકુ તો જમીનમેં ગાડ કે પથ્થર મારના ચઇએ.

**સુંદીરપ્રતાપ**—અંધકારસિંહનું તમારે જે કરવું હોય તે કરજો પણ હાલતો મારૂ નીરાકરણ કરો !

**સુમનચંદ્ર**—બાદશાહ સલામત ! ઈસ સુંદીરપ્રતાપકા કીસી બી તરાંસે છુટકારા હોના ચઇએ.

**બાદશાહ**—જાઓ સુંદીરપ્રતાપ; જ્યાં તુમારા દીલ ચ્હાય; મગર તીન કોસ તક ઘોડે મત બેઠો; પેદલ ચલે જાઓ !

**સુંદીરપ્રતાપ**—જેવી નામદારની આજ્ઞા !

**ઉન્મતશાહ**—તીન સીપાઇ ઉનકે સંગ જાઓ ! બરાબર તીન કોસ છોડકે પીછે ચલે જાઓ !

**સિપાઇઓ**—જેસા હુકમ ! ( સુંદીરપ્રતાપને સિપાઇઓ સાથે વિદાય ગીરી આપી. )

**સુમનચંદ્ર**—હજુર; જે કામને માટે હું પાછો આવ્યો હતો તે થઈ ગયું, હવે મને પણ રજા મળવી જોઇએ !

**સવાબશાહ**—આજકા દીન ઠેર જાઓ ! કલ સંગ સંગ ચલેંગે !

**ઉન્મતશાહ**—ઓર કયા ! કયા હરકત હે !

**સુમનચંદ્ર**—હરકત તો કાંઈ નથી, પણ હવે જેટલો વખત ગાળીએ એટલો આપણને દુઃખ કરતા થઇ પડે, છતાં સર્વેને એકજ દીશામાં, કે એકજ જગામાં જવાનું નથી.

**સવાબશાહ**—વોબી ઠીક ! જાઓ જબ ! દેર મત લગાઓ !

**ઉન્મતશાહ**—સુમનચંદ્ર: કબી અંધકારસિંહ હાથમેં આયા તો કયા કરોગે ?

**સુમનચંદ્ર**—તે વખતે મનની ઊર્મિ જે કહે તે ખરૂ ! અત્યારથી તેનું નીરાકરણ ન થાય ? માણસના વિચાર સદાય સરખા રહેતા નથી.

**બાદશાહ**—સબ બાત સચ હે ! જાઓ સુમનચંદ્ર ! સવાબ ઓર ઉન્મતકુ બી કલ ભેજુંગા ! ( સુમનચંદ્ર વિદાય. )

સર્વે હીંદુ સરદારોના ગયા પછી; અને વળી સુમનચંદ્રના પાછા વળીને આવી ગયા પછી બાદશાહ *જનાનખાનામાં ગયા.

**બેગમ**—ખાવિંદ; ઉલાસ તો બડી અચ્છી થી! ઈસકુ કોન લે ગયા?

**ગુલશન**—અમા! ઈસકુ અંધકારસિંહ લે ગયા!

**બેગમ**—દેખો ઈસ લડકીકું નામ યાદ રહા હે, મેં તો ભૂલ ગઈ.

**ગુલશન**—બાવા કોન હે વો અંધકાર! ઓર કયું લે ગયા ઉલાસકુ?

**બાદશાહ**—ઈસ બાતમેં તુ કયા સમજે. ઓર કાયકે બારતે લે ગયા, વો બી હમ કેસે કહે સકે!

**ગુલશન**—બાવા! ઈસકુ બીચારીકુ છુડા લાવ!

**બાદશાહ**—ઠીક હે! સવાબ ઓર ઉન્મત દોનું જાને કે હે! ઓર દો ચાર હીંદુ સરદાર તો આજઈ નીકલ પડે હે!

**બેગમ**—હીંદુ ગએ હે વો છોડા લાયંગે; અબ સવાબકુ ભેજનેકી કયા જરૂર?

**બાદશાહ**—એક દફે તો ઈસ અંધકાર કે હાથમેંસે છોડાકે સવાબઈ લાયા થા.

**ગુલશન**—ઈસ વખત તો, વો અંધકાર કહે કે ગયા હે કે; ઇસ સવાબકી ખબર લઉંગા?

**બાદશાહ**—એસા કભી ન હો સકતા હે! સવાબ બડા બહાદુર સરદાર હે!

**બેગમ**—બસ એકીલે ઉન્મતશાહકુ જાને દો; વો અપને સૈન્ય કે બડે સરદાર હે.

**બાદશાહ**—વો બી જાયંગે ઓર સવાબ બી જાયગા.

**બેગમ**—ઈસ હીંદુકી લડકીકે લીએ, ઇતની સારી તકલીફ અપને કાયકુ ઉઠાની ચઇએ?

**બાદશાહ**—જહાં તક ખુદા તાલાને અપનકુ સત્તા દીઈ હે; વહાં તક કીસીકા બી ભલા કરના; કીસીકું બી દુઃખમેંસે છોડાના; ઇસમેં અલ્લા અચ્છા કરતા હે!

**બેગમ**—દેખો સામનેય સવાબ આતા હે! સવાબ આવી માજીને નમ્યો, માએ માથે હાથ મુકીને કહ્યું બેટા અચ્છે તો હો?

**સવાબ**—હાં! અમા! જહાં તક ખુદાકી મરજી હો! બાવા અબ

* જનાનખાના-રાણીવાસ, બેગમને રહેવાની જગા!

મેં જાનેકી તૈયારી કરતા હું ઓર દશ હજાર સિપાઈ લેકે જાતા હું !

**બેગમ**—અપને જાનેકી કુચ્છ જરૂરત નહિં. સબ હીંદુ ગએ હેં વો પકડ લાયંગે !

**સવાબ**—નહિ અમા, એસા નહિ હો સકતા હે ! મેં તો જરૂર જાઉંગા !

**બાદશાહ**—બહોત ખૂબ બેટા ! બે ધડક ચલે જાઓ !

**બેગમ**—જબ દશ હાજારસેં જાદે આદમી રખો !

**સવાબ**—જરૂરત તો એકબી આદમીકી નહિ હે ? ક્યું કે વો ચોર તો એકીલા ફિરતા હે; ઈસકી કયા તાકાત હેં ! મગર કોઇ અંજાણ્યા હીંદુ કુચ્છને કુચ્છ સમજ જાય, ઓર જેર કરનેકુ સામને આ જાય !

**બાદશાહ**—બેશક સબ બાત સહી હે !

**દાસી**—(અંદર આવીને) ઉન્મતશાહ આપકી સંગ કુચ્છ બાત કરના ચહાતે હે !

**બાદશાહ**—(બેગમને બીજા ઓરડામાં વિદાય કરીને) આને દો !

**ઉન્મતશાહ**—(સલામ કરીને) ઉલાસ કી શોધ કે લીએ જાનેકી આપકી રજા ચહાતા હું !

**બાદશાહ**—તુમારા દીલ ચ્હાય જીતના લસ્કર લેકે; દોનું ચલે જાઓ ઓર થોડે થોડે દીન બાદ ખબર ભેજતે રહેના !

**ગુલશન**—છોટે બાવા; ઉલાસકું લેકે આઇઓ ? ઓર ઇસ અંધકારકું બી પકડ લાઇઓ !

**ઉન્મતશાહ**—અચ્છા બેટી. કુચ્છ અંદેશા મત રખો ! અબ વો અંધકારતો મર ગયા સમજો !

**ગુલશન**—નહિ ! મારો મત ભાઈ ! બસ એસે હરામજાદેકુ તો અપની તુરંગમેં ડાલો ! ઓર ઇસકી પાસસેં, ખૂબ ઓર નીચા કામ કરા લો ! (સવાબ તથા ઉન્મતશાહ વિદાય.)

કમરસિંહ સાથે સેજ વાત ચીતની મુલાકાત કરી; છુટી પડેલી સહનતારા, જે પુરૂષના વેષમાં ફરે છે, અને ઉલાસતારાની શોધમાં નીકળી છે, તે પસ્તાતી અને વીમાસણ કરતી આગળ ચાલી. અરે મારાય કરમના દોષતો ખરા ? મને યાદ છે કે, હું છેક નાની હતી તે વખતે મારા માતા પિતા મને રથમાં બેસારીને જંગલમાં લઇ ગયાં હતા, અને ત્યાં જઇ માતા પીતાએ સામ સામે બેસી મારે માથે ઈંટો ઉચકાવી હતી. તે વખતે મારા

બાપે મારી માને પુછ્યું હતું કે, આમ કરવાનું શુ કારણ છે ? તેના જવાબમાં મારી મા બોલી હતી કે; દીકરીને જે દુઃખ પડવાનું છે, તે પડી ચુક્યુ, કારણકે માબાપની હાજરીમાં દીકરીને માંથે ઇટો લેવી પડે એથી વિશેશ દુઃખ શુ પડવાનું હતું; માટે હવે આગળ ઉપર દુઃખ પડવાનું છે તેનો ભય જતો રહ્યો. "શુળીનો ઘા સોએ ચુકી ગયો." તે વખતે મારા પીતાના મનનું સમાધાન થયું હશે કે કેમ; તેતો ઇશ્વર જાણે ! પણ ભાગ્યમાં જે ભોગવવાનું છે તેતો કોઇથી મિથ્યા થાય તેમ નથી.

વહાલાનો વિયોગ; જંગલે જંગલ ભાટકવું; અજાણ અને અજ્ઞાન માણસોની મુલાકાત, અધર્મિયોથી હેરાન થવું, આવું તે કરમ કયાં ઘડયું હશે; સ્વામીનો સંજોગ તો થયો હતો પણ પાછો વિધાત્રીએ વિયોગ કરાવી નાંખ્યો. અરે આમાં વિધાતાનો પણ વાંક કયાં કાઢવાનો રહ્યો, મેં મારી જાતેજ ઉછાળો મારી દીધો. અંધકારના હાથમાંથી ઉલાસને છોડાવવાનું બીડુ ઝડપ્યુ પણ તે પાર પડવું મુશ્કેલ છે. એક મરદના હાથમાંથી *મેરી મેરીને છોડાવે એ બનવું અશકય છે. ઉપરથી પુરૂષનો વેષ છે, પણ પુરૂષના જેટલું પ્રાક્રમ સ્ત્રિયોમાં હોતુ નથી. કદાચ ઉલાસને લઇ અંધકાર અહીં આવે તોપણ હું શુ કરી શકુ ! કાંઇજ નહિ. મને ઓળખીને કદાચ શરમાય તો ઉલાસને મુકી દે ખરો ! પણ મને ઓળખવાનો સંભવજ બનવો મુશ્કેલ છે.કારણ કે હું પુરૂષના વેષમાં છું, એટલે સ્ત્રિની ભ્રાન્તિ પડવી મુશ્કેલ છે. શ્રી હરી શ્રી હરી. શુ શુ વિચાર મન કર્યા કરે છે. ઉલાસના સ્વયંવર વખતે પિતાને જોયા તો ખરા પણ તેમને મેં બાપા કહી બોલાવ્યા નથી; તેમ મારી ખાનગી રીતે પણ ઓળખાણ પાડી નથી. એમણે મને ઓળખી હશે કે નહિ ઓળખી હોય ! કયાંથી ઓળખે ! ઓળખે તો મારો બાપ મને, હેત પ્રીતથી બોલાવ્યા વિના ન રહે ! અને મને એકલીને જંગલમાં ન જવા દે ! અરે મારા નાથે મને ઉલાસ ખોળવાની આજ્ઞા કરી તે પણ એક રજપુત રાજકુમાર સમજીનેજ ! ફિકર નહિ પ્રભુ કરે તે ખરૂ. આ બધાં કૃત પેલા શનીકુમારનાં છે.

મને લાહોરથી નિકળ્યાંને ઘણા દીવસ થઇ ગયા, તેમ હું ઘણા ગાઉ સુધી આવી પહોચી પણ હજી સુધી મારા કામમાં જરાય ફતેહ મેળવી નથી. "ગધાડાના લીંડાના પાપડ થતા હોતતો અડદનાં ગુલ્લાંનો ભાવ કોણ પુછત !" મરદનાં કામતો મરદજ કરી શકે છે, ત્યાં સ્ત્રિયોની મતી કામ કરતીજ

* મેરી=સ્ત્રિ.

નથી. હે ઉલાસ હું તને કયાં ખોળીશ; તું કયાં હઈશ ! અરે તુતો મારા કરતાં પણ વધારે દુખી અવસ્થામાં છું ! તુતો પાપી અંધકાર સિંહના પંજામાં છું. ફિકર નહિ. ઈશ્વર તારૂ સારૂ કરશે..તુ મારી સબંધી અને સગી, મારી ફોઈની દીકરી, મારી બેન; પણ અત્યારે તો તેં શત્રુની ગરજ સારી છે; થવા તો ગઈ સુખ દુઃખની ભાગીદાર પણ તને તારા પુર્વના કર્મ દોષે તાણી લીધી છે, પાછી છુટીશ તો ખરી, અમરસિંહને વરીશ પણ ખરી, ભાગ્યશાળી થઇશ પણ ખરી ! વાહ આ કુવો સારો આવ્યો; પાસે મોટી વાવ પણ છે, જતા આવતા મુસાફરોને; ઘડી બેઘડી આરામ કરવાની જગા ઘણી સારી છે. લાવ્ય હું પણ જરાવાર આરામતો કરૂ; ઓ પેલા સામેથી મુસાફર પણ આવતા દેખાય છે, તેમાં થોડી ઘણી સ્ત્રિયો પણ છે, તે કોક ગામડાંના વટેમાર્ગુ જેવા જણાય છે. જે હશે તે હમણાં જણાશે. પાસે કાંઇ ગામ હશે તો તેમની સાથે સાથે તેમને ગામ જઈશુ, અને ગામમાં જઈ સારૂ નિર્ભય સ્થાન શોધી કાઢીને ઘણા દીવસનો લાગેલો થાક ઉતારી શું. (મુસાફરોએ આવીને ગાંસડા પછાડયા. હા...સ)

**સહનસિંહ**—કેમ કાંઇ બહુ થાકી ગયા કે શુ ભાઈ !

**પહેલો**—થાક તો લાગેજ કની ! ઘણા ગાઉની મુસાફરી કરવી તે કાંઈ નાની સુની વાત છે !

**સહનસિંહ**—કેટલેક દુરથી આવો છો ?

**બીજો**—રોજના પંદર પંદર ગાઉ ચાલીએ છીએ; આજ પાંચ દીવસ તો થઈ ગયા.

**સહનસિંહ**—અહોહોહો ! ત્યારે તો બહુ છેટેથી આવો છો ! કએ ગામથી આવ્યા ને કએ ગામ જાઓ છો ?

**ત્રીજો**—દીલ્લી ગયાં હતાં, હવે ઘેર જઇએ છીએ.

**સહનસિંહ**—દીલ્લી શુ કામ ગયાં હતાં ?

**ચોથો**—અમારા ગામની અને અમારા સગાંની એક છોડી ત્યાં રહે છે. તેને તેડવા ગયા હતા.

**સહનસિંહ**—અહોહોહો, બહુ છેટે છોડી પરણાવી ભાઈ !

**એકસ્ત્રિ**—છેટે તો કાંઇએ દીધી નથી. દીધી છે તો ગામમાં ને ગામમાં પણ એનો માંટી વહાણુ કમાવા ગયો છે !

**સહનસિંહ**—કેમ વહાણુ કમાવા ! વહાણુ કમાવા, એટલે શુ ?

**બીજીસ્ત્રિ**—વહાણુ કમાવા એટલે ઘણું કમાવા. વહાણુ ભરાઇ જાય એટલુ બધુ કમાવા !

**સહન**—પરદેશ ગએ બહુ કમાઇ જવાતુ હશે ?

**ત્રિજોસ્રિ**—કમાવા તો કાંઇ ગયો નથી, દેવાળુ કાઢીને નાસી તો ગયોછે.

**સહન**—દેવાળુ એટલે શુ !

**ચોથીસ્રિ**—કાંઈ કામ પ્રસંગે કોકના પૈસા લેવા તેને ફરી પાછા ન આપવા. લેતી વખતે બેટ્ટા થઈ જવું; અને આપતી વખતે ગગનના તારા દેખાડવા. એનું નામ દેવાળુ !

**સહન**—તે બઇને તેડી લાવ્યા ?

**પાંપમો**—તેડી શુ લાવે અમે તો જીવ લઇને નાઠા !

**સહન**—કેમ ભાઈ ! જીવ લઇને કેમ નાસવું પડયું ?

**છઠ્ઠો**—જો નાઠા ન હોત તો, ત્યાં ને ત્યાં કડકા થઈ જાત ! મારા મારી, કાપા કાપી, મારા મારી કાપા કાપી, કોઈ કોઇને જુવેજ નહિ.

**સાતમો**—( સાથેના માણસોને ) ચાલો ! ચાલો ! જલદી કરો ! હજી ત્રણ ગાઉ જવાનું છે ને સાંજ તો હમણાં પડશે.

**સહન**—ભાઇ પુરી વાત તો કરવા દયો ! શી ઉતાવળ છે, કએ ગામ જવું છે.

**આઠમો**—અમારે પર્વતપુર જવું છે.

**સહન**—પર્વતપુર ! પર્વતપુર અહીંથી કેટલુંક છેટુ છે ?

**નવમો**—આ સામો પહાડ છે, તેના ઉપર ચઢીને પેલીપાર ઉતરી પડે તેને તો બરાબર એકજ ગાઉ છે, પણ અહીંથી રસ્તો ચક્કરમાં ફરીને નીકળે છે, તે ત્રણ ગાઉ લંબાય છે.

**સહન**—ત્યારે તમે પહાડ ઓળંગીને કેમ ન જાઓ !

**દસમો**—પહાડ ઓળંગતાં થાક વધારે લાગે; પાંચ ગાઉની મુસાફરી કરતાં જેટલો થાક લાગે એટલો એક ગાઉમાં માલમ પડે. બીજુ પહાડમાં જંગલી જનાવરનો ડર પણ ખરો ! વળી છઇઆં છોકર બીહે પણ ખરાં, માટે ફરીને જવું એ સારૂ !

**સહન**—ભાઇ પહાડસિંહ રાજા છે એજ પર્વતપુર કે બીજુ ?

**પહેલો**—હા એજ એજ. પહાડસિંહ રાજા; ને શલ્યા રાણી !

**સહન**—ગિરીરાજ તેનો દીકરો ! અને ગુફાકુમારી દીકરાની વહુ.

**બીજો**—હા હા એજ ! બરાબર છે, અને દીકરીનું નામ, લીલાશ !

**ત્રીજો**—લીલાશ નહિ પણ વિલાસ !

**સહન**—એમને તો દીકરી હતીજ નહિ; કેવડી છે દીકરી !

**ચોથી**—હશે દશેક વરસની !

**સ્ત્રિ**—દશની કેમ મોહો...ટી, પરણાવવા જેવડી તેર વરસની !

**બીજી**—હા હા મોટી મોટી ! એ આવી છે તારનો તો વર ખોળવા માંડયો છે.

**સહન**—હું તો એમ જાણું છું કે, રાણી શલ્યાસુંદરીને દીકરી નથી.

**ત્રિજી**—દીકરી તો હતી; પણ સાત વરસથી એને મોશાળ રહેતી હતી. એને મામા મામી સાથે રહેવું વધારે ગમતુ; જેથી સાત વરસમાં એકે દીવસ અહીં આવીજ નથી, હવે પરણાવાની વખત થઇ એટલે લાવ્યાછે.

**સહન**—શુ કન્યાનું નામ કહ્યું, લીલાશ કે વિલાશ !

**ચોથી**—વિલાસ તારા ! તારા તે તો તારાજ છે; એની આંખની કીકીઓમાં તો તારાજ ઝળકી રહ્યા છે, જાણે સળવણો રમે છે. એને તો કોઇ સારો રૂપાળો વર મળે તો સારૂ !

**પાંચમી**—અમરસિંહ જેવો !

**છઠ્ઠી**—અમરસિંહ જેવો કે અંધકારસિંહ જેવો ?

**પાંચમી**—મુવો નખોદીઓ ! અંધકારસિંહ તો નહિ સારો ! પારકો છોડીઓને પરાંણે ઉચકી જાય ને પજવે એને તે કોણુ પરણે !

**ચોથી**—તારે તો નથી પઇણવું ?

**પાંચમી**—મારી ક્યાં વાત છે ! આતો રાજાની છોડી, વિલાસ એનની વાત છે.

**સાહન**—તમે કહો છો તે અમરસિંહ તથા અંધકારસિંહ કોણુ છે; તેમને તમે ક્યાંથી ઓળખો, વળી અંધકારને નઠારો કેમ કહ્યો ?

**સાતમી**—આ ભાયડો તો બહુ ચીકણો ! માંથુય પકવી નાંખ્યુ; આમ કેમ થયું ને તેમ કેમ થયું; પુંછડુ કેમ મયું ને લુંકડુ કેમ થયું.

**આઠમી**—ભાયડો છે, પણ બાયડી જેટલી ચીકાસ કરે છે.

**નવમી**—દેખાય છેય બાઇડી જેવોજ !

**સહન**—કેમ એનો જવાબ દેવાથી એ કાયર થઈ ગયાં કે શુ?

**દસમી**—તારે શુ મારી બઇ, લમણા ઝીક તે કેટલીક.

**અગીયારમી**—ઉભા રહો ઉભા રહો મને પુછો, હું એ તમારી જોડે લમણા ઝીકુ એવી છું, બોલો શુ પુછવું છે ?

**સહન**—કાંઇ પુછવું નથી બેન ! તમને જવાબ દેતાં જોર આવતુ હોય તો મારે જાણવાની કાંઇ જરૂર નથી. પણ તમે અમરનું નામ દીધુ

તેથી મારે જરા વધારે પુછવાની આતુરતા થઇ કે તમે અમરને ક્યાંથી ઓળખો ?

**પહેલી**—અમે તો અમરસિંહનેય નજરે દીઠે ઓળખતાં નથી અને અંધકારનેય ઓળખતાં નથી; પણ તેમનાં નામ અને સારાં નઠારાં વખાણ સાંભળ્યાં, તેથી ઓળખીએ.

**સહન**—શી રીતે એમનાં નામ તમારા કાને આવ્યાં ?

**બીજી**—જે દીવસે, અહીંથી નિકળેલાં અમો સૌ દીલ્હી શહેરમાં પેસતાં હતાં તેજ દીવસે દીલ્હીના બાદશાહના શાહજાદા સવાબશાહ તથા લાહોરના રાજાના કુમાર અભયમલ એ બન્ને પોત પોતાની સેન્યાઓ સાથે ગામમાં દાખલ થતા હતા.

**સહન**—અભયમલ દીલ્લી શું કામ ગયો હશે !

**ત્રીજી**—તે તો ઇશ્વર જાણે ? પણ બીજે દીવસે સવારમાં એમ ખબર સાંભળી કે ઉલાસતારાને, સવાબશાહ અંધકારસિંહના હાથમાંથી છોડાવી લાવ્યા છે, અને પછી અભયમલ રસ્તામાં મળ્યા, એટલે તેમને લઇને દીલ્લીમાં આવ્યા. જો કે અભયમલની મરજી તો રસ્તામાંથીજ ઉલાસને લઇ લાહોર જવાની હતી, પણ સવાબશાહ અતી આગ્રહથી બાદશાની મુલાકાતે દીલ્લીમાં લાવ્યા.

**સહન**—વાહ ! બહુજ સારૂ થયું, પાપીના હાથમાંથી ઉલાસ છુટી, હાથીની સુંઢમાંથી કમળ છુટયું.

**ચોથી**—કેમ અંધકારસિંહ પાપી ખરો કે નહિ ! તમારાજ મોંનો ન્યાય!

**સહન**—ખરોજ ! એક વાર નહિ પણ હજાર વાર ખરો ! હશે પણ ઉલાસ છુટી એ સારૂ થયું.

**પાંચમી**—તેને બીજે દીવસે તો ઉલાસને પરણાવાની વાતો ચાલી.

**સહન**—કોની સાથે !

**છઠી**—અમરસિંહ સાથે ! બાદશાહે માણસો મોકલી અમરસિંહની ખોળ્ય કરાવી અને અમરસિંહને તેડી પણ લાવ્યા.

**સાતમી**—લગનતો થઇ જાત ? પણ ઉલાસનો ભાઇ કહે, અમારે ઘેર જઇને લગન કરીશુ, એટલે અમારાં માતા પીતા જુવે અને એમના જીવ ઉદ્વેગમાં છે તે સ્થિર પડે. બાદશાહ સલામત કહે તમારા મા બાપને અહીં તેડાવો અને અહીં લગન થવા દયો ?

**સહન**—પછી તો બાદશાહની મરજી મુજબ થયું હશે ?

**આઠમી**—બાદશાહની મરજી મુજબ તો ખરૂ પણ લગનમાં વધન ખરેખર આવ્યું.

**સહન**—હાય હાય ! શુ વીઘન આવ્યું; અમરે પરણુવાની ના પાડી હશે?

**નવમી**—અમરે તો કાંઇએ ના નથી પાડી, અમર તો પરણુવા તૈયાર થઇને રહ્યા હતા. એવી રૂપાળી બાઇડી કોને કડવી લાગે !

**સહન**—ત્યારે વીઘન શું આવ્યું ?

**દસમી**—મુસલમાનનો મહોરમ મહીનો આવ્યો કે જે મહીનામાં એ લોકો લગનનું કામ કરતા નથી; પણ ખુદાની બંદગીજ કરે છે.

**સહન**—મુસલમાન લગન નથી કરતા, તેમાં હીંદુનાં લગન શા માટે રોકાય ?

**અગીયારમી**—તેનો તો કાંઈ બાદ નહિ, પણ એક તરફથી મોહરમ માસ અને બીજી તરફથી ઉલાસનાં મા બાપની તથા મામા મામીની રાહ જોવાતી હતી;

**સહન**—ત્યારે તો આ મહિનો ઉતરશે એટલે લગન થશે કેમ; હવે આઠ દીવસ બાકી છે. એમનો મહિનો બીજનો ચંદ્રમા દેખાય તે દીવસે બદલાય છે.

**પહેલો**—લગનમાં વીઘન, મારા મારી કાપા કાપી.

**સહન**—તે સમજાતુ નથી; કોની કોની વચ્ચે મારા મારી કાપા કાપી ?

**બીજો**—હીંદુ મુસલમાન વચ્ચે.

**સહન**—અરરરરર એ શી રીતે બન્યું હશે ! કોણ કોણ લઢયું હશે!

**ત્રીજો**—જુવો હું સમજણ પાડુ મોહોરમ મહીનાની નવમી તારીખની રાત્રે ઇમામ હુસેનનું સરઘસ નીકળ્યું હતું. તેમનાં દર્શન કરવા તથા તેમનો રોજાનો ચિતાર જોવાને રાત્રીની વખતે હજારો હીંદુ મુસલમાન ભેગા થયા હતા.

**સહન**—તે વખતની શોભા તો ખૂબ થઈ હશે ?

**ચોથો**—શોભાતો કાંઇ કહેવાની વાત નહિં. એક તરફ ઉંચા મહેલના ઝરૂખામાં, બાદશાહ ઉન્મતશાહ સવાબશાહ અમરસિંહ તથા અભયમલ બેઠા હતા, અને તેના સામે બેગમ સાહેબ, ઉલાસતારા તથા ગુલશન બીબી બેઠાં હતાં.

**સહન**—ગુલશન બીબી કોણ ?

**પહેલી**—ગુલશન બીબી. બાદશાહની દીકરી, સવાબની બેન, ઉલાસની સઇયર.

**સહન**—હં !...પછી શુ થયુ ?

**બીજી**—બરાબર મધ્ય રાત્રીનો વખત થયો એટલે સોના રૂપાના સાચા * વરગથી મઢેલાં × જરી, બરાબર શહેરની મધ્યમાં આવ્યાં. તેને જોનારા સર્વે ટહ ટહ જોઈ રહ્યા છે તે વખતે મારો મારો એમ ઓચિંતી બુમ પડી; એક તરફથી હિંદુ સરદાર તથા બીજી તરફથી મુસલમાન સિપાઇઓ અરસ પરસ કપાયા.

**સહન**—અરરરરર; લગનમાં વીઘન તો ખરૂ !

**ત્રિજી**—પછી તરત બુમ પડી કે, ઉલાસતારાને અંધકારસિંહ લઈ ગયો.

**સહન**—(આંખની ભમરો ચઢાવીને, રૂંવાટે રૂંવાટે શુર ચઢાવીને) અરરર ! હાય ! પાપી અંધકાર ! ક્રુર કર્મના કરનાર અંધકાર ! ! !

**ચોથી**—નખોદીઓ બહુ જબરો ! મારા મારી કાપા કાપી કરતા આવ્યા તે તો કમરસિંહ અને સુમનચંદ્ર હતા ! તેની બીજે દિવસે સવારમાં ખબર પડી.

**સહન**—તે વખતે તમે ત્યાંજ હતાં બેન ?

**પાંચમી**—અમે બધાં જોવા તો ગયાં હતાં, પણ મારા મારી થઈ એટલે નાઠાં !

**સહન**—હજી અમરસિંહ તો ત્યાંજ હશે કેમ ?

**છઠ્ઠી**—તે તો કોણ જાણે !

**સાતમી**—કેમ કોણ જાણે ! તે તો ખબર પડતાંની સાથે લાકડાના ઘોડા ઉપર બેસીને આકાશમાં ઊંચે ઉડયા છે.

**સહન**—કેમ લાકડાનો ઘોડો, લાકડાનો ઘોડો આકાશમાં ઉડતો હશે ?

**આઠમી**—એવો કોઇ કારીગરનો કરેલો ઘોડો, દીલીના દરબારમાંથીજ, અમરસિંહે વેચાથી લીધો હતો; એમ સાંભળ્યું છે.

**સહન**—ત્યારે અમરસિંહ તો ગયા, ઉલાસ અને અંધકારની વાંસે કેમ ?

**નવમી**—હા તે તો ગયા; પણ પછી તો બધાય ગયા છે, અને બીજે દીવસે બાદશાહના ભાઇ તથા દીકરાય ગયા છે.

**દશમી**—ગમે તેટલા જાય, પણ અમરસિંહની ઝડપ જુદી !

**સહન**—તેથી તમે અમરસિંહ જેવો વર વિલાસને માટે પસંદ કર્યો.

---

* વરગ=સોના રૂપાનાં પાતળામાં પાતળાં પતરાં. × જરી=જર જેમાં ઘણુ ખરચ્યુ છે એવા રેશમનો નકશો, તાશ્રુત.

**પહેલી**—હા હા...પણ એવું એનું ભાગ્ય ક્યાંથી હોય ! કયાં અમરસિંહ અને કયાં વિલાસતારા !

**બીજી**—અમરસિંહને કયાં ઘડીનો જંપ છે, પયણા પહેલુ વિઘ્ન !

**ત્રીજી**—અમરસિંહને તો પહેલીએ એક પરણુત બાઈડી છે, તેનુંએ કાંઇક અટપટું નામ છે. બળ્યુ......

**ચોથી**—સહનતારા; સહનતારા !

**પાંચમી**—હા હા એજ! સહનતારા ! તેય વગડે ભટકે છે.

**છઠ્ઠી**—કેટલીકને પરણી પરણીને વગડામાં ભટકતી મુકશે !

**સાતમી**—એની બાપડાની ગ્રહ દશાજ વાંકી. લ્યો ચાલો હવે પોટલીઓ લઇ લ્યો !

( સર્વ પોત પોતાની ગાંસડીઓ લઇ વિદાય થવા લાગ્યાં. )

**સહન**—તમારા ગામમાં એક ધરમદા પટેલ છેને ?

**અગિયારમી**—હોવે છે છે ? એતો મારા કાકાજી થાય ! તમે ક્યાંથી ઓળખો ?

**સહન**—જે દીવસે તે ધરમદાની વહુ દેવ લોક પામી ગયાં તે વખતે મારો મુકામ રાજાને ત્યાં હતો !

**અગિયારમી**—હાં...તેથી તમને ખબર ! એય કોક વેસ્યા ફરતાં ફરતાં આવ્યા હતાં તે ઝેર ખવરાવીને હેંડયાં ગયાં.

**પહેલી**—અરે એણે તો રાંડે ત્રણ ખૂન કર્યાં. પેલો ખંદાનંદ બાવો બાપડો લોકનાં કામ કરતો હતો; કોકનાં છોકરાં માંદાં હોય તો ઉંજણી નાંખે, કોકને પાણી મંતરી આપે; કોકને દોરા ચીઠી કરી આપે, ભૂત પરેત કાઢી નાંખે; તેનેય રાંડે મારી નાંખ્યો.

**બીજી**—અને ત્રીજા પેલા બંદા ગરાસીઆ ને !

**સહન**—હાય હાય હાય...એવી બઇ ! એતો બઇ ખરાબ કહેવાય !

**ત્રીજી**—એને તો રાંડને ધરમદા સાથે નાતરૂ કરવું હતું ! મારા ઘરમાંથી કહેતા હતા કે સરકારના સીપાઈ તે બઈને પકડી લાવ્યા તે વખતે કહેતા હતા કે આ બઇને આ ધરમદા પટેલ સાથે નાતરૂ કરવું છે, તેમાં આ નંદા તથા બંદા આડાં આવે છે તેથી આ બાઇએ મારી નાંખ્યા હોય એમ લાગે છે.

**ચોથી**—તમેય શુ સમજયાવનું લવલવ કરો છો ? એ બંદા ગરાસીઓય ઠીક હતો અને ખંદાનંદ બાવોય પરમેશ્વરનો વીસારેલો હતો અને નંદા નાયણની તો વાતજ શી કરવી.

**અગિયારમી**—અરે એ ગમે તેવાં હતાં; પણ એકજ રાત ઘરમાં રહીને સવારમાં તો હતુ નહોતુ કરી નાંખ્યુ ત્યારે રાંડ ફાટેલી કે નહિ? તેનેય વળી રાજાએ માની.

**સહન**—એવી સ્ત્રિને રાજાએ કેમ માની હશે?

**અગિયારમી**—એવી નબળી રાંડોના તો સૌ સગા થાય!

**સહન**—ત્યારે તે ધરમદાતો હાથે રોટલા કરતા હશે?

**અગિયારમી**—હાથે શુ કરવા કરે!! હું કરનારી કેવી છું. નંદાના મુવા પછી પંદરમે દહાડે મારા ધરમાંથી મરી ગયા. એમનું બારમું તેરમું કર્યા પછી હું એ નાતરૂ કરવાનો વિચાર કરતી હતી એટલામાં મારા કાકાજી રોઈ ગયા; એટલે મને દયા આવી; ત્યારથી હું એમના ભેગી રહી છું; એ ખેતર પાધરનું કામ કરે છે તે હું ઘરનું કામ કરૂ છું.

**સહન**—રાંડેલા પુરૂષના ધરમાં રાંડેલાં બૈરાંને રહેવાનો ધરમતો નહિ. જો કે ધરમદાતો ધરમની ગાય જેવા છે.

**અગિયારમી**—એ ગાય જેવા છે તો હું ગાયના દાંત જેવી છું.

**પાંચમી**—એય ઠીક છે; ગામમાં કોઇ નથી જાણતું એમ નહિ!

**અગિયારમી**—જાણતા હશે નખોદીઆ એમની માઓનાં નાતરાં! વાતો કરતા હશે એ એમની નાની મોટી દઇ જશે, મારા કાકાજી વહેરે!

**છઠી**—કોક શુ કરવા દઈ જાય; તુ તારે ચુડીઓ પહેરી લે!

**અગિયારમી**—પહેરીએ તોય શો બો છે. નથી પહેરવી ને વર્ણા પહેરીએય ખરાં. એ આવ્યાં હતાં એ છેંનાળ રહ્યા હોત તો મારે શુ દેવતા મુકવા રહેવું પડત!

**સહન**—એનો શા સારૂ વઢી મરો છો?

**સાતમી**—ચાલો ચાલો! માર્ગે પડો! આ ભાઈની જોડે વાતોમાં બહુ વખત જતો રહ્યો. (સર્વે ત્યાંથી ચાલ્યાં ગયાં; અને સહન તારા વિમાસણ કરતી પહાડ ઉપર ચાલી.)

અહોહોહો. આજે તો મે કાંઈ કાંઈ સાભળ્યું; દીલ્હી શહેરમાં સ્વામી આવ્યાના સમાચાર પણ સાંભળ્યા! ઉલાસ અંધકારના હાથમાંથી છુટી પણ સાંભળી અને પાછી ફેર પકડઈ પણ સાંભળી! મનુષ્યને શુ શુ વીતે છે, એ પાપી અંધકાર જીવશે ત્યાં સુધી ઉલ્લાસનો કેડો મુકવાનો નથી એને કોઈ મારી નાંખનાર પણ મળતુ નથી. એ પાપી કોઇના પંજામાં પકડાતોજ નથી. જો મારા ઝપાટામાં આવે તો તો મારૂ કે મરૂ! વળી

આજે તો થોડી ગાળો પણ ખાધી; હશે ! અજાણ્યા લોકો ગમે તેમ વાતો કરે પણ પરમેશ્વર સઘળુ જાણે છે, નીચ માણસો સમજ્યા વિના સારા માણસોને પણ ના કહેવાનાં વચન કહે છે. હશે ! પ્રભુ પ્રભુ ! હે અમરસિંહ હવેતો દર્શન આપો ! (કાન માંડીને) આ ઘંટને ઘડીઆળોના તથા પડઘમને ઘાંસાના અવાજ ક્યાં સંભળાય છે. જાણે કોક દેવસ્થાનમાં આરતી ઉતરતી હોય એમ લાગે છે. ચાલો અવાજે અવાજે જઇએ એટલે તુરત જણાશે.

પર્વતપુરના રાજા પહાડસિંહના કુમાર ગીરીરાજનાં પત્નિ ગુફા કુમારી પુનમને રવીવારે; પચાસ ઘોડેશ્વારના રક્ષણમાં રહીને; સાત દાસીઓને સાથે લઇને, એ ત્રણ બ્રાહ્મણને સાથે રાખી; પહાડમાં મહાકાળી માતાનું પુજન કરવા આવી, દેવીનું રૂડી રીતે પુજન કરીને અને ઉત્તમ પ્રકારનાં ફળનાં નિવેદ ધરીને ! એક હજાર દીવા કરી તેની વચમાં સાત મશાલો સળગાવરાવી પોતાના હાથમાં સોનાની આરતી લઈ ઉભી રહી ! આ સઘળી શોભા વખતે સહનસિંહ આવી પહોચ્યા. તેણે ગુફાને ઓળખી. વાહ ! આતો ગીરૂ ભાઇની વહુ ! આરતી ઉતરી રહી એટલે ગુફા, દેવીના દેરામાંથી બહાર નિકળી તેજ વખતે સહનસિંહની છબી જોઇને ચમકી. અહાહાહા ! શુ કાંન્તિ ! શુ લટક ! જાણે કામ દેવ દેવીનાં દર્શન કરવા આવ્યા હોય ! વાહ ! વાહ ! ! !

દીલીશાહના દરબારમાં આવેલા સોદાગર પાસેથી ખરીદેલા લાકડાના ઘોડા ઉપર ચઢી નાઠેલો અમર આકાશ માર્ગે સુસવાટે ચાલ્યો જાય છે. કઇ દીશામાં જાય છે અને કેટલા વેગમાં જાય છે તેની પોતાને ગમ પડતી નથી. મધ્ય રાત્રીનો ઉડેલો સવાર થઈ, વળી તે આખો દીવસ વીતી ગયો, રાત્રી પણ વીતી ગઇ બીજા દીવસનું સવાર થયું ત્યારે થાકયો. અક્કલવાન માણસને એકજ વખત બતાવેલી સઘળી કુંચીઓ યાદ તો રહે તે ભૂલે તો નહિં, પણ ઉદાસી, દીલગીરી અને ગભરાટમાં પડેલો અમરસિંહ સોદાગરની બતાવેલી સઘળી કળોને યાદ કરવા લાગ્યો. કળો તો બધી યાદ આવી પણ કઇ કળથી શુ કામ થાય છે તે બરાબર યાદ ના આવ્યું ત્યારે વારા ફરતી સઘળી દબાવી જોવા લાગ્યો. ઘોડો ધીમો પાડવો, ઉતાવળો કરવો, વાંકો વાળવો ઉંચે ચઢાવવો, વિગેરે બધી કળો જોઈ વળ્યો પણ નીચે ઉતારવાની દોરી કે જે નીચે પગની પાની પાસે હતી તે નજરે નહિ પડવાથી યાદ ન આવી એટલે જમીનથી પાંચ તાડ પુર ઉંચો ઉડતો અમરસિંહ વધારે ગભરાયો.

અરે દૈવ્ય શુ દશા થઈ. સુખને માટે સંઘરેલાં સાધનો પણ દુઃખ રૂપ થઈ પડે છે, સુખની વૃદ્ધિને માટે બંધાએલા સબંધીઓ પણ અતી દુઃખ દેનારા થઈ પડે છે. અંધકારે તો હદ કરી નાંખી. મને પવનના વેગમાં ઉડાડી મુક્યો! નિચે જોતાં સમુદ્રના જળ સિવાય હું કાંઈ દેખતો નથી. જરૂર હુ ચક્કરમાં આવી ગયો, હજારો ગાઉની મુસાફરી ઘોડાએ કરી, હજી પણ ઘોડો પવન વેગમાં નાસતોજ જાય છે. એની એ કળો વારંવાર દબાવી જોઇ પણ ઘોડો નીચેતો ઉતરતોજ નથી, અરે અંધકારસિંહ તુ પણ આ અમરસિંહને દુઃખ દેવા માટે શત્રુ અવતર્યો હઈશ!!

બસ હવે ભૂખ અને દુઃખ એ અતી પીડવા લાગ્યાં છે, માટે ઘોડા ઉપરથી પડતુ મુકી દેવું, જો મરી જવાશે તો આ દુઃખી સંસારનો છેડો આવશે. જો જીવાશે તો દુઃખમાં વધારોજ થવાનો છે, જે થશે તે ખરૂ! દુનીઆ દૈવ્યને આધીન છે, પુરૂષ પ્રયત્નનું થવા કાળના મોં આગળ કાંઇ ચાલતુજ નથી, જો પુરૂષ પ્રયત્ન બળવાન હોત તો હું ક્યારનોએ અંધકાર પાસેથી ઉલ્લાસને છોડાવી ગયો હોત. અરે સહન પણ ન મળી જેને મેં મારી જાતે નદીમાં નાંખી છે. હે વહાલી સહન, હે ઉલ્લાસ, હવે અમરસિંહ તમો બંન્નેને દુઃખના દરીઆમાં ડુબતી મુકીને આ ફના દુનિયાને છોડે છે; છોડે છે!!! (પડતુ મુકતાં જમીન દેખીને) વાહ! પાછી જમીન દેખઈને શુ! ચલાવા દે જરા જલદી! જલદી તો ચલાવ્યો પણ જયાં સુધી નીચે ઉતરવાની કળ હાથ આવી નથી ત્યાં સુધી બધુ નકામું છે.

અમરસિંહ ઘોડાની ડોકે બાઝીને, વાંકા વળીને જમીન તરફ જોવા લાગ્યો, જોતાં જમીન ઉપર પડેલા કોઈ પણ પદાર્થ નજરે પડી શક્તા નથી, માત્ર પુરપાટ ઘોડો જાય છે અને નીચેના સઘળા પદાર્થ સપાટ દેખાય છે. જ્યાં ઝાડ બીડ આવે છે ત્યાં, લીલી જમીન; જ્યાં જળ અ-ગર રેતીનું રણ હોય ત્યાં સફેત જમીન, અને જ્યાં વગડો હોય ત્યાં કાંઈક રાતુ પીળું માલમ પડે છે. હવે કઇ જમીનમાં પડુ! જમણા પગના પેંગ-ડામાં વજન રાખીને ધીરેથી ડાબો પગ પેંગડામાંથી કાઢયો. પડવા તૈયારી તો કરે છે, પણ પડતાં પ્રાણ કબુલ કરતો નથી. પ્રાણીને અમુલ્યમાં અમુ-લ્ય અને વહાલામાં વહાલો પોતાનો પ્રાણ છે; તેમાં વળી મનુષ્ય ને તો વિશેષ. પાછો ઉંચે ચઢી ગયો. હા...ય શુ કરવું. પાપી અંધકારસિંહ તુ મારી પ્રાણ પ્રિયાનો હરણ કરનાર તો હતોજ પણ આજે તો મારા પ્રાણનો હરણ કર-નાર થયો. આ તારૂ વહેર હું ક્યારે વાળીશ; વહેર વીશમી જશે તો

રગે રગે ફુટી નીકળશે ! માટે વહેરતો લઈશ લઈશ ને લઇશ. બસ હવે તો દુઃખ સહન થતું નથી. હે ઉલાસ ! હે સહન ! મને યાદ કરજો ! જય શ્રી હરી ! ! !

જે વખત હું નીચે પડવા માટે વાંકો વળ્યો હતો તે વખતે ઘોડાના પાછલા બે પગની વચમાં, એક દોરી દીઠી હતી કે જે અત્યાર સુધી મારા જોવામાં આવી નહોતી; તે તો મેં અત્યારેજ જોઈ, ઘણું કરીને તે દોરી ખીંચવાથી નીચે ઉતરાતુ હશે ! જો તેમજ હોય તો તો બધી કળો મારા કબજામાં આવી ગઈ. તે દોરીને છેડે પગના અંગુઠામાં ભેરવી શકાય તેવું એક નાકુ પણ કરેલું છે. તે નાકામાં પગનો અંગુઠો ભરાવીને ખીંચી તો જોઉં.

નજરે પડેલી દોરીના છેડાના નાકામાં જમણા પગનો અંગુઠો ભરાવ્યો અને ખીંચવા માંડયું. એટલે ઘોડો ધીમે ધીમે નીચે ઉતરવા લાગ્યો ! તે જોઈ અમરસિંહના હર્ષનો પાર ન રહ્યો. વાહ પ્રભુ ! નીચે ઉતરવાની કળ પણ બતાવી તો ખરી, હવે કોઈ સારૂ સ્થળ આવે ત્યાં ઉતરી પડુ, હજી તો મધ્ય રાત્રી છે, સવાર થશે એટલે નીચે ઉતરીશ ! રોજ દીવસે ઉડીશ, અને રાત્રે રાત્રે ગમે ત્યાં નિર્ભય સ્થાનમાં રહીશ, હવે તો અંધકારને આમ નાશ કરીશ ! ( ચીપટી વગાડીને ) પાપીને આમ પકડીશ ! પકડીશ એવોજ જમપુરીમાં પહોચાડી દઈશ. ઉલાસને છોડાવીશ ' પછી લગન કરવાની કાંઇ જરૂર જેવું રહેશે નહિ. સ્વયંવરમાં વિજય કર્યો, ત્યાંથીજ હક થઈ ચુકયો છે, આપણે પરણી ચુકયા છીએ; આમથી અંધકારને મારીને, ઉલાસને લઇને; માળવામાં જવું, ત્યાં ઉલાસને મુકીને તેના માતા પિતા તરફ સંદેશો મોકલીને પછી સહનની શોધમાં. પરમેશ્વર કરશે તો સહનતારા તો આવી પણ જશે ! તેની તો મારે વધારે ચિન્તા કરવા જેવું નથી, કારણ કે તેના ઉપર કોઇ પાપીનો જુલમ નથી, વળી સુમનચંદ્રના ધારવા પ્રમાણે તો તે પુરૂષ વેશમાં ફરે છે. શ્રી હરી ! મહાંકાળ !

લ્યો સવાર તો થયું, પરોઢ થયું, સુર્ય ઉદયની તૈયારી થઇ, થોડો થોડો ભાસ પડવા માંડયો. હવે તો ઘોડો ધીમો ધીમો ચલાવું, નીચી નજર રાખુ, અને જ્યાં કાંઇ ઉતરવા જેવી જગા આવે ત્યાં ઉતરી પડુ. વહેતી નદીના પાણીનો અવાજ આવવા માંડયો ! સામા પહાડ પણ દેખાવા માંડયા ! વાહ આ ત્રણ પહાડની વચમાં શોભીતુ નગર સારૂ દેખાય છે; એ ત્રણ ગાઉના ઘેરાવનું નગર છે, પણ પહાડના ઓથામાં રહેલું માલમ પડતુ નહોતુ. નગરમાં બધાં મકાનો જાણે પથ્થરનાંજ બાંધેલા હોય તેવાં દેખાય

છે, છે પણ તેમજ ! શુ શુશોભીત ને સુંદર શહેર છે. પેલા છેલ્લા અને જમણી બાજુના પહાડની ટેકરી ઉપર મહેલ દેખાય છે, તેની શોભાનો તો પારજ નથી: હજી આ નગરમાં કોઇ જાગ્યુ નથી, માત્ર એ મહેલમાંજ દીવા બળતા હોય એમ દેખાય છે; તે તો રાજાધીરાજનો મહેલ હશે! લાવ્ય જરા જોતો જોતો જાઉ. ( મહેલના ઉપરના ભાગમાં ઘોડા આવ્યો.) તેર વરસની ઉમરની અને દેવ કન્યા જેવી રૂપાળી રાજ કન્યા અગાસીમાં સુતી છે. જેની પાસે; હીરા માણેકથી મઢેલું સોનાનું પાંજરૂ પડ્યું છે, જેમાં ચિત્રવિચિત્ર રંગનો અને મધુરા અવાજ કરતો પોપટ શોભી રહ્યો છે, આ શોભા જોઇને અમરસિંહનો ઘોડો સહજ સ્થંભી ગયો ! વાહ ! શુ અજાયબી; આ મધુરીનો ચેરો જોઇને લાકડાનો ઘોડો પણ ઉભો રહ્યો. શુ સુંદર કન્યા છે; સહનતારાને ઉલાસતારા તો આ સ્ત્રિની આગળ કાંઇજ ન ગણાય! આતો કોઈ દેવ કન્યા હશે; યા તો નાગ કન્યા હશે; નહિ તો કોઈ ગાંધર્વ કન્યા હશે ! મહાત્માએ વર્ણન કરેલી મૃદાલશા આવીજ હશે ! શુ યાદ કરૂ ને કોને યાદ કરૂ ! દમયંતી પણ તેવીજ; તેવીજ દ્રૌપદી, વાહ એતો બધી સતીઓ ! આ પાસે પડેલા પાંજરાને શોભાવતો, અને મધુરા અવાજ કરતો પોપટ તો મનને હરણ કરી લે છે. પોપટ કાંઇક બોલે છે ખરો ! ઘોડાને સેજ નીચે ઉતારૂ તો સંભળાય અને સમજાય કે પોપટ શુ બોલે છે.

અહાહાહા ! અમરસિંહજી; હે અમરસિંહજી, બોલો ! અમને દર્શન આપો. અમરસિંહજી ! ! ! વાહ ! ઠેરેઠેર મારાજ નામની પોકો પડતી લાગે છે, આતો નવાઇ દીઠી. ( સ્ત્રિના હોઠ ફફડતા જોઇને ) આ સ્ત્રિ પણ ઉંઘમાં કાંઇક બોલતી હોય, એટલે બબડતી હોય એમ દેખાય છે, વાહ તે પણ તેજ બોલે છે કે જે પોપટ બોલે છે; અમરસિંહ, અમરસિંહ ! આ કાંઇ સમજાયુ નહિં, ફિકર નહિં ! આ શહેરની નજીકમાં કોઈ સ્થળ શોધી કાઢીએં, પછી ધીમે ધીમે જણાશે. વાહ ! આ બાગ ઘણો સુંદર આવ્યો ! એમાં ખીલેલાં સુગંધીદાર ફુલની મહેક કેટલી છે ! ( નીચે ઉતરીને ) આ ચંપાના છોડ કેવા સુંદર શોભી રહ્યા છે, પેલા ગુલાબને ગુલશબ્બાનાં ઝાડ ઝુકી રહ્યાં છે, આમથી મોગરો મહેક મારી રહ્યો છે; આ વચ્ચેના સરોવરમાં કમળ કેવાં પથરઇ રહ્યાં છે; તેની સાથે તેના પાંદડાં લીલા રંગથી સરોવરના જળને ઢાંકી રહ્યાં છે, વાહ શોભા તો ઘણી સારી ! પણ હજી સુધી કોઇ મનુષ્ય દેખાયું નહિ. દેખાશે દેખાશે હમણાં દેખાશે કોક ને કોક આવશે. આ સુંદર કેળોનાં ઝાડ છે તેની પાસે બેસુ. ( બેસીને ) અરે ઓહો

બેઠો શુ કરૂ ! નવરૂ કેમ બેસી રહેવાય ! આ ઘોડાની કળો ખોલી નાંખુ. ફેર પાછી ચઢાવી દેઉ; એમ વારંવાર કરૂ જેથી તેની સઘળી કળા હાથ આવી જાય, એટલે એક વાતે તો નિર્ભય થયા ! ઓ પેલી સામેથી કોઇ સ્ત્રિ આવતી જણાય છે. વાહ ! એ પણ ભર જોબનની ભરેલી છટાબંધ ચાલે છે ને શુ ! જવાનીનું જોર તો સર્વના શરીરને તાવે છે.

અમરસિંહને જોઇ, ચકીત થએલી; ટગર ટગર સામુ જોઇ રહેલી; ઉંડા વિચારમાં પડેલી માલણ થોડી વારે ફુલ વિણવા લાગી ! લાગી તો ખરી, પણ પળે પળે અમરસિંહ તરફ નજર કરતી જાય છે, એમ કરતાં નજીક આવી પહોંચી અને શરમાતી શરમાતી બોલી ! તમો કોણ છો અને અહીંઆં આ વખતે ક્યાંથી આવ્યા.

**અમર**—હું એક પરદેશી મુસાફર છું, અને ફરતો ફરતો અહીં આવ્યો છું, ઘણા દીવસનો થાકેલો છું અને થાક ખાવાને ઇરાદે આ બાગમાં ટકયો છું.

**માલણ**—ફિકર નહિ, ભલે આવ્યા ! તમો મારા ઘરના મેમાન છો ! હું તમારી સેવા ચાકરી કરીશ ! સુખેથી રહો ! ચાલો આપણે ઘેર !

**અમર**—તમો શી નાતે છો, તથા તમારૂ નામ શુ છે !

**માલણ**—હું જાતની માલણ છું અને મારૂ નામ ગુણવંતી છે.

**અમર**—વાહ ! નામ તમારાં કોઇએ સારૂ પાડયુ છે.

**માલણ**—એમાં કોઇ શુ પાડતાં હતાં, જનમની રાસી ઉપર આવતુ હોય તે ખરૂ !

**અમર**—માલણ; ગુણવંતી ! ત્યારે મારૂ નામેય રાશી ઉપરજ પાડયુ હશે કેમ !

**માલણ**—રાસી વિના કોઈનું નામ પડેજ નહિ ! તમારૂ નામ શુ છે !

**અમર**—મારૂ નામ સાંભળીને તમને હસવું આવશે !

**માલણ**—એવું કેવું નામ છે ! કહો તો ખરા !

**અમર**—મારૂ નામ દખીઆરો છે.

**માલણ**—જાઓ જાઓ ! એવું નામ તો આજેજ સાંભળ્યું, એવું નામ કોઇ પાડે નહિં.

**અમર**—સાચી વાત, એજ નામ પાડ્યુ છે.

**માલણ**—એમેય હોય ? ના જીવતાંના જીવ્યા હોય તો એવુંય નામ પાડવું પડે !

**અમર**—ગુણવંતી; આ બાગ છે, પણ પાસે કોઇ ગામ ગામતકુ માલમ પડતુ નથી.

**માલણ**—આ પહાડની પેલી તરફ અને ત્રણ પહાડની વચમાં, સુંદર નગર છે તે સારૂ શોભીતુ અને ઉજળી વસ્તીથી ભરપૂર છે.

**અમર**—ગામનું નામ શુ છે; અને તે કયા દેશના રાજાના તાબામાં છે ?

**માલણ**—દખીઆરા ભાઈ! ગામનું નામ ગીરીગઢ છે, અને રાજાનું નામ ગગનસિંહ છે.

**અમર**—ઠી...ક, ત્યારે પહાડની ટેકરી ઉપર દુરથી એક મહેલ દેખાતો હતો તેમાં રાજા રહેતા હશે ?

**માલણ**—ના જી! તે મહેલમાંતો રાજાની કુંવરી રહે છે; તેનું નામ ગહનતારા છે.

**અમર**—કેવી તારા કહી ?

**માલણ**—ગહનતારા ગહન !

**અમર**—પુત્રિ પરણાવી તો હશે ?

**માલણ**—નથી પરણાવી! એને તો અમરસિંહને પરણવું છે.

**અમર**—અમરસિંહ કોણ છે ?

**માલણ**—અમરસિંહ એ માળવાનો રાજકુમાર છે, તેની રઢ લાગી છે. બસ કહે છે અમરસિંહને પરણાવશો તોજ પરણીશ નહિતો આપઘાત કરીને મરી જઈશ !

**અમર**—અમરસિંહ સાથે પરણાવામાં તેનાં મા બાપને કાંઈ વાંધો પડતો હશે ?

**માલણ**—વાંધો સાંધો તો કાંઇ નહિ પણ તે અમરસિંહનુંય કયાં ઠેકાણું છે, આમથી આમ નાસે છે ને આમથી આમ નાસે છે. એય બાપડો દખીઆરો છે. તમારા જેવો.

**અમર**—ત્યારે રાણીને બીજુ કાંઇ ફરજન નથી ?

**માલણ**—બીજો એક દીકરો છે, તે આ કન્યાથી ત્રણ વરસે નાનો છે. તેનું નામ ગજબસિંહ છે.

**અમર**—વાહ! બધાંય નામ ગગ્ગા ઉપરજ છે! રાણીનું નામ શુ છે?

**માલણ**—એ ગહનતારાની માનું નામ ગોરસબા છે!

**અમર**—વાહ! ત્યારે તો તે કન્યા અમરને વરવાની ઉચ્છા કરે છે

તે ભૂલ્ય કરે છે; તેને તો કોઇ ગગ્ગાના નામ વાળો વર ખોળી કાઢવો જોઇએ.

**માલણ**—ના...તે તો નહિજ. અમર સિવાય નહિંજ ! ઉંઘમાં લવે છે તોય અમરસિંહ હે અમરસિંહ કરે છે. આખો દીવસ હરતાં ને ફરતાં, અમરસિંહનુંજ ભજન કરે છે તેનો પાળેલો પોપટ છે તે પણ અમરસિંહના નામ વિના બીજો ઉચ્ચાર કરતો નથી.

**અમર**—પેલો કોક બ્રાહ્મણ દુરથી આવે ! ! !

**માલણ**—એતો રાજના ગોર છે; દેવ સેવા માટે ફુલ વીંણુવા આવ્યા હશે ! એમનું નામ વળી ગાયત્રીપ્રસાદ છે.

**અમર**—વાહ કેવાં કેવાં નામ સાંભળીએ છીએં, હવે તો ગુણવંતી તમે તમારૂ કામ કરવા લાગી જાઓ !

**માલણ**—હું તો ફુલ વીંણી રહી, વળી સાંજની એકવાર આવીશ; તમો ચાલો મારે ઘેર; ત્યાં રહેજો અને તમારી ઇચ્છા હોય ત્યાં સુધી રહી નજરમાં આવે ત્યારે જજો.

**અમર**—તમારે ઘેર બીજુ કોણ છે ?

**માલણ**—મારે ઘેર બીજુ કોઇ નથી. આ ગામમાં મારા બાપનું ઘર છે; મા બાપ મરી ગયાં છે. સાસરૂ બીજે ગામ હતુ—પણ સ્વામી દેવલોક થવાથી—બાળ રાંડ થઈ છું, અને આ રાજને આશરે પડી રહી છું.

**અમર**—તારા જેવી એકલી સ્ત્રીને ઘેર આવવું એ મને ઠીક લાગતુ નથી. હું મારે આ બાગમાંજ પડી રહીશ; જો કદાચ તને કોઈ પ્રકારે અડચણ ન હોય તો ?

**માલણ**—મને તો કાંઇ અડચણ નહિ; પણ રાજના અધીકારી વર્ગના કોઈ માણસો ફરવા આવે; અને તમને વારંવાર દેખે તો તેમની તરફથી પુછવામાં આવે કે, રાજાના બગીચામાં એકલા રહેવું, શા કારણથી છે !

**અમર**—હું નિરંતર નહિ રહુ, દિવસે બહાર જઈશ અને રાત્રેજ માત્ર આવીને સુઇ રહીશ.

**માલણ**—સુગંધીદાર ફુલની વાડીમાં રાત્રે સુવુ એ જોખમ ભરેલું છે. માટે ડાહ્યા થઇને મારે ઘેર ચાલો !

**અમર**—તારે ઘેર રહેવું, તે પણ જોખમ ભરેલું છે.

**માલણ**—મારે ઘેર કાંઇ જોખમ નથી; આપણે બંન્ને ભાઇ બેન જેવાં રહીશુ.

**અમર**—આપણે રહીશુ, પણ ઝાઝા દીવસે જગતની આંખે કાંઇક

જુદુ જણાશે; જેથી તે લોકો આપણી ખોટી વાત કરશે. ત્યારે તું રાજની માલણ એટલે તને પુછણું થશે. તે વખતે તારા મોંમાંથી એમ કહેવુંજ પડશે કે તમે ગમે ત્યાં જાઓ !

**માલણ**—ભાઇ; તમે કહો છો; તે સઘળુ ખરૂ છે. પણ હું એક વચની અને ટેકીલી છું, ભાઇ કહ્યા એતો ભાઇજ; મારે પીયરમાં ભાઇ નહોતો તે ભગવાને મોકલ્યો; માટે ભાઇને અળગો કરાય નહિ. તે છતાં રાજા નહિ માને ને નોકરીથી ઘેર બેસારશે; તો હું ખાઉ પીઉ અને સુખે વાવરૂ એટલું મારાં માબાપ મુકી ગયાં છે.

**અમર**—રાજાના અંતઃકરણમાં અપરાધ વસે તો, તે ગમે તેવો દંડ કરે.

**માલણ**—એથી વિશેષ કરશે ને મારી નાંખશે તો એકવાર મરવું છે, પણ હમણાં તો ગહન બેનની ખાનગી નોકરી હાથમાં આવી છે એટલે મારા ઉપર સર્વેના ચારે હાથ છે.

**અમર**—મારી ન નાંખે ને કદાચ દેશ પાર કરી દે તો !

**માલણ**—તો શુ ! તો હું ભૂખે મરૂ એમ નથી; હું વળી માલણ છું હું કાંઈ કાચી નથી, બીજે ઠેકાણે ગમે ત્યાં કામ શોધી પેટ ભરૂ ! જેને હાથમાં હુન્નર છે તેને કોઇ વાતે દુઃખ પડતુ નથી. દખીઆરા ભાઇ, માટે તમે ચાલો છાના માના !

**અમર**—ગુણવંતી બેન, તારી બહાદુરીનો તો પાર નથી ! પ...ણ.

**માલણ**—એ પણ બણ કાંઇ નહિ. ( અમર તથા ગુણવંતી બંન્ને ઘેર આવ્યાં. )

**અમર**—બેન શહેર તો સારૂ છે ?

**માલણ**—હાહા બધુ સારૂ છે. તમે બેસો ભાઈ હું એક મારી સઇયર બ્રાહ્મણી છે; તેને બોલાવી લાવું. (રાંડેલી અને પોતાનીજ ઉમરની ભટાંણી લાવી. )

**અમર**—આ કોણ છે બેન !

**માલણ**—એતો બ્રાહ્મણી છે; તેને રસોઈ કરાવવા માટે તેડી લાવી છુ.

**અમર**—તેનું શું નામ છે ?

**માલણ**—એનું નામ ગોટલી છે.

**અમર**—આ ગામમાં બધાંય નામ ગગ્ગા ઉપરજ છે. હું તો સાંભળીને હેરત પામી ગયો. રાજના પ્રધાનનું શુ નામ છે ?

**માલણ**—ગીરદમલ ! હવે નામનું તમારે શુ કામ છે ભાઇ ! જો અલી ગોટલી !

**ગોટલી**—હાં બેન !

**માલણ**—આ મારા ધરમના ભાઇ છે, એમનું નામ દખીઆરા ભાઇ છે. તે મારે ઘેર જયાં સુધી રહે ત્યાં સુધી તારે હમેશાં દીવસમાં બે વખત રસોઇ કરી જવી.

**ગોટલી**—કરી જવી કે અહીંજ રહેવું ?

**માલણ**—અહીં રહે તોતો વધારે સારૂ !

**ગોટલી**—તને કાંઇ હરકત ના પડે તો હુંતો અહીંજ રહું ?

**માલણ**—મને કશી અડચણ નથી. તારા રહેવાથી ઉલટો મને ફાયદો છે.

**ગોટલી**—હમણાં ફાયદો દેખાતો હોય; ને પછીથી અડચણ થાય !

**માલણ**—મને તો અડચણ થાયજ નહિ, હુંતો એક વચની છું. એતો મારો ભાઇ તે ભાઇજ ! અહીં ગેરૂગર સમજાવાના નથી. (ગોટલી નીચુ જોઈ ભોંય ખોતરવા લાગી. ) ઉઠ કામ કર ! જો હું શીધુ સામગ્રી બતાવી દેઉ. રોજ રોજ પુછવું ન પડે.

**અમર**—કેમ એ રીસાઇને બેઠી; વળી ગેરૂગર કોણ છે ?

**માલણ**—છે એતો એના ખાનગી ગોટાળા. કહો ભાઈ ? આજે તો મારે ઘેર પહેલો દીવસ પરોણા છો એટલે કંસાર કરાવરાવીશ.

**અમર**—જેવી મરજી ! આપણે સર્વ પદાર્થ સરખા છે, કોઇના ઉપર અતી ભાવ પણ નહિ તેમ અભાવ પણ નહિં.

**માલણ**—ભાઇ હવે બધુ હાર પડી ગયું છે; આ ગોટલી રસોઈ કરશે; તમે જરા વાર બેસો હું ગહન બેનની પાસે જઇ આવું.

**અમર**—અત્યારમાંજ જવું પડે છે. ?

**માલણ**—હા ! અત્યારમાં બે હાથે ગજરા બાંધવાના; અને એક ફુલનો હાર ગળામાં નાંખવાનો, સાંજરે ફુલની ચોળી ભરીને લઈ જવાની અને તે સાચવીને પહેરાવી દેવાની, જો કાંઈ વાત પુછે તો, આપણે જાણતાં હોઇએ એટલો જવાબ દેવાનો.

**અમર**—કુવારી કન્યાને હાર ગજરા શા !

**માલણ**—તે તો હમણાંથીજ પહેરવા માંડયાં છે, અને પહેરતી વખત એમ બોલે પણ છે કે, આ હું અમરસિંહની આજ્ઞાથી પહેરૂ છું.

**અમર**—બેન ગુણવંતી. તેને અમરસિંહની લગની કયાંથી લાગી ?

**માલણ**—તે હું પાછી આવીશ ત્યારે કહીશ !

**અમર**—હમણાં કહેતાં શુ અડચણ છે ?

**માલણ**—તે હું કાણમાં પતી જાય તેમ નથી, લાંબુ પરડ છે. ( ચાલી ગઈ. )

[ **કર્તા** ] શી ઈશ્વરની માયાની અકળ લીલા છે. હજારો ગાઉ ઉડવાની શક્તિના સાધન છતાં; અમરથી ડગલુ ખસાતુ નથી; આ ગીરીગઢમાં અને માલણના મકાનમાં રહીને ગોટલીના હાથની રોટલી પસંદ કરવાનું કારણ, માત્ર ગહનતારાની સુંદર કાંન્તી ! અરેરેરે મનુષને ક્યાં વળેછે શાન્તિ ! સહનતારાને શોધવાની છે; ઉલાસને અંધકારસિંહના હાથમાંથી છોડાવાની છે. તે બધી વાત તો બાજુ પર રહી ગઈ, અને લગની લાગી ગહનની, શુ મનુષ્યની મનોવૃત્તિયો છે; ઘડીમાં કાંઇને ઘડીમાં કાંઇ: સહન તથા ઉલાસને અંતરથી વિસારી દીધી, અને ગહનના નામના ગોટા હૈએ ઉછળી ઉછળીને આવવા લાગ્યા.

**ગોટલી**—તમે...દાળમાં ખટાસ ખાઓ છો કે નહિ ?

**અમર**—હું તો જે હશે તે ખઇશ બેન !

**ગોટલી**—એનો કેટલીકને કરશો ને કેટલીકને સાલ્લા પહેરાવશો ! હુ તો કોઇની બેન થતી નથી. માનો જણ્યો ભાઈ હોય તેની બેન થઇએ.

**અમર**—(મનમાં) આ બાઈ વળી વિચીત્ર લાગે છે, બેન કહેતાંય અવળુ પડે છે. કેવા કેવા સ્વભાવના મનુષ્યો પ્રભુએ ઘડયાં છે. બ્રહ્માની બુદ્ધિની તો તારીફ[1]જ કરવાની નથી.

**ગોટલી**—કેમ સુન મુન થઈ ગયા ? દયોને જવાબ ?

**અમર**—જે જેની સમજણમાં આવે તે ખરૂ.

**ગોટલી**—તમે શી નાત છો; કીયા ગામના છો, અને...નામ શુ ?

**અમર**—હું એ નવા નવા બાગ બગીચામાં ફરનાર માળી છું, મારૂ ગામ મથુરાં છે અને નામ દખીઆરો છે.

**ગોટલી**—નામ સારૂ નથી.

**અમર**—એતો માબાપે પાડયું તે ખરૂ બેન !

**ગોટલી**—ખરૂ તો ખરૂ, પણ મોટા થઇએ એટલે ફેરવી નાંખીએ. મને બેન બેન કરશો નહિ. હું તો રસ્તાના જનારની બેન થતી નથી.

---

૧ તારીફ=વખાણ

**અમર**—( મનમાં ) આ સ્ત્રિ વાત કરવા લાયક નથી. શ્રી હરી ! શ્રી હરી ! શ્રી હરી !

**ગહુન**—અલી ગુણવંતી, આજે તો કાંઈ ઘણી વાર થઇ, તુ એ દીવસે દીવસે મતબાલી થઈ કે શુ ! અને વળી ફુલ પણુ બરાબર ગુંથ્યાં નથી; આજે એક એકને મળતા રંગ મુકયા નથી.

**માલણુ**—તમારી નજર છે બેન; એટલે હું મતબાલીજ છું.

**ગહુન**—કેમ મોડી આવી ? અને આજ વળી તારા અંતઃકરણમાં હરખના ઉભરા ઉભરાય છે ?

**માલણુ**—વાતતો સાચી ! બેન આજ મારે ઘેર મારો ધરમનો ભાઇ આવ્યો છે, એટલે આવતાં વાર થઈ, અને જતાં પણુ જરા ઉતાવળ ખરી !

**ગહુન**—કયાંથી આવ્યા છે, ક્યારે આવ્યા છે અને તે તારી શી સગાઇના ભાઇ છે ?

**માલણુ**—આજે સવારમાં હું બાગમાં ગઈ, ત્યાં તે ઝાડ નીચે બેઠા હતા; કોઇ રજપુત અને રાજકુમાર જેવા દેખીને મેં પુછપરછ કરી ! એમને આ ગામમાં થોડા દીવસ રોકાવા મરજી હતી, એટલે મેં મારે ઘેર લાવીને રાખ્યા છે; ભાઇ કહીને બોલી છું.

**ગહુન**—ભાઈ કહ્યા તો ભાઈજ ગણજે ! તો સુખી થઇશ, અને ઇશ્વરને દ્વારે લાભ લઇશ, તેમ આ લોકમાં પણુ યશને પામીશ !

**માલણુ**—એ શુ બોલ્યાં બેન, ભાઈ એતો ભાઇજ, ભાઇ કહીને ભાયડો કરે એતો જનાવરની જાત ગણાય.

**ગહુન**—અમરસિંહ ! અમરસિંહ ! લાવ્ય હાર પહેરાવી દે ? અમરસિંહની આજ્ઞાથી હાર પહેરૂ છું. લે આ ગજરા પણુ બાંધી દે ! બોલો પોપટ, અમરસિંહ !

**માલણુ**—બેન અમરસિંહ અમરસિંહ કરોછો પણુ અમરસિંહ ન મળે ને કદાચ બીજાની સાથે લગ્ન થાય તો આ કરમ પાપ રૂપ ન ગણાય ?

**ગહુન**—બીજાની સાથે લગ્ન થાયજ નહિં, થવા સંભવજ નહિં, અને કદાચ એવી અડચણુ આવી પડે તો આપઘાતજ કરવાની ! દ્રઢ નિશ્ચય વાળાના સંકલ્પ પ્રભુ પાર કરે છે, માટે અમરસિંહ જરૂર મળશે.

**માલણુ**—બહુ સારૂ બેન; હું જાઉછું; સાંજે ચોળી લઇને આવીશ.

**ગહુન**—વારૂ; વહેલી આવજે ! ( માલણુ ઘેર આવી. )

**અમર**—આવી બેન ગુણવંતી ?

માલણ—હા ભાઇ આવી. અલી ગોટલી; કરજે રસોઈની ઉતાવળ !

અમર—ઉતાવળ શી છે, થશે થતુ હશે તેમ.

ગોટલી—રસોઈ તો તૈયાર થવા આવી છે, દાળ ભાત શાક તો ક્યારનાંય થયાં છે, અને કંસાર માટે આધણ મુકયું છે, તે અડધી ઘડીમાં થઇ જશે.

અમર—કાંઇ ફિકર નહિ થવા દે ધીમે ધીમે! ગુણવંતી બેન, ગોટલી રાંધવાના કામમાં તો હોંશીઆર જણાય છે એની નજર તો સારી ફરી વળે છે.

માલણ—બહુ હોંશીયાર ! એની હોંશીયારીનો તો પારજ નથી. લ્યો ચાલો ! ભાઈ જમવા બેસો, રસોઇ થઈ ગઈ, તમને એ ગોટલી પીરસશે.

અમર—હું ગંગાજી સ્નાન કરી આવું ?

ગોટલી—લાવો ઉનું પાણી મુકી આપુ.

માલણ—આજે તો પહેલો દીવસ છે, એટલે ગંગાજી નાહી આવવા દે ! હમણાં નાહીને આવશે. ગંગાજી કયાં છેટાં છે ! ( અમર ગંગાજી ન્હાવા ગયો. )

ગોટલી—અલી ગુણવંતી; આ ભાયડો બહુ ઠઉકો ને શાણો છે.

માલણ—હા; છે તો ખરો ! સારા છે તેથીજ મેં મારા ઘરમાં ઉતાર્યા છે કની !

ગોટલી—ભેગા રહેવું ને ભાઇ બેનનો સબંધ રાખવો, એતો ઝાઝા દહાડા નહિં જળવાય.

માલણ—મેર રાંડ છીનાળ ! તુ છું એવાં બધાને દેખછ કે શુ !

ગોટલી—અહોહોહો, આ મોટી સતી થઇ ગઇ, સો ઉંદર મારીને મની બઇ પાટ બેઠાં. પેલા ગાયત્રી મહારાજનું પોતીયુંય કાઢી લીધુ હતુ ને બાપડાને ફજેત ફજેત તો કરી નાંખ્યો હતો. છેવટ લજવાઈને નાસી ગયો હતો તે તેરે મહીને ઘેર આવ્યો હતો. એ કોનું અજાણ્યું છે!

માલણ—બહુ બોલ્યે બહુ આબરૂ વધતી હશે ! "ઢાંક તારી ને ઉઘાડ મારી!" છાની માની જંપી જા !

અમર—( આવીને ) ચાલો પીરસી દયો, જમી લઇએ ઝટ !

માલણ—ઝટ શા માટે, કાંઇ વરસાદ વરસે છે !

ગોટલી—કાંઈ ધાડ પડી છે !

અમર—ધાડ પડી નથી; તેમ વરસાદ વરસતો નથી; પણ ભૂખ લાગી છે તેની ઉતાવળ છે.

**માલણ**—ભૂખ તો લાગી હશે ! કોણ જાણે કાલે ક્યારેય ખાધુ હશે !

**અમર**—આજ ચારે દીવસે અન્ન નજરે દેખુ છું.

**ગોટલી**—હાય હાય ! એ શુ ! કાંઇ કાળ તો નથી પડયો ?

**અમર**—મારે માટે ત્રણ દીવસનો કાળ પડયો હશે, બેન !

**ગોટલી**—જો પાછી બેન કહી ખરી ! મને બેન કહે એટલે રોયું ખોટુ લાગે ! મને ગોટલી કહો ! અલી ગોટલી કહો; એ બાઇડી કહો; અલી બાઇડી કહો, તેનું કાંઇ નહિં !

**અમર**—સારૂ બેન હવેથી એમ કહીશુ !

**માલણ**—મેર રાંડ ! બેન કહે છે એમાં શુ કઇડવા ધાઇ છે ! અવળ-ચંડી રાંડ જેવી છુ કે શુ !

**ગોટલી**—આપણુને તો બળ્યુ ખોટુ લાગે. આપણે પીયરમાં ભાઇ નહિં, મે આપણે દઃખીઆરાં એટલે લોક ભાઇ થતા આવેકની ! ( રોઈ ગઇ. )

**અમર**—બેન ગુણવંતી ! રકઝક મુકો, એનામાં સમજ શક્તિ ઓછી છે.

**માલણ**—ખરી વાત ! સવળુ કહે ને અવળુ પડે તે સમજ શક્તિ ઓછી નહિ તો શુ બીજુ !

**અમર**—( હાથ ધોતાં ) વાહ; આજે જમ્યાનો આનંદ તો સારો આવ્યો.

ગોટલી તથા માલણ બેઉ જમ્યાં. ઈઠવાડ વીગેરે કામ થઈ ગયુ, એટલે માલણે ફુલની કળીઓ પાથરીને પાણી છાંટયું, પછી અમરસિંહને કહ્યું ભાઈ તમારે જરા આરામ કરવો હોય તો બીછાનું કરી આપુ.

**અમર**—તમે શુ કરશો બેન !

**માલણ**—હું તો હવે ગહનતારાને માટે ચોળી ગુંથીશ.

**અમર**—તું ગુંથીશ તો હું જોઇશ બેન !

**માલણ**—ભાઇ, આજે તો થાકયા પાકયા ઉંઘી જાઓ ! ચોળી તો રોજ ગુંથવી પડે છે, વળી કાલે જોજો.

**અમર**—બહુ સારૂ, ત્યારે આજે આરામ કરીએ. (કરી આપો પથારી)

અમરસિંહ સુઇ રહ્યો, માલણે ચોળી ગુંથીને તૈયાર કરી. ઘણા દીવસનો ઉજાગરાવાળો અમરસિંહ હજી ઉઠયો નથી, એટલે માલણના મનમ એમ થયું કે, લાવ્ય દોડતી દોડતી ચોળી આપી આવું. માલણ ચોળી લઇ આવી તેને જોઇને.

**ગહનતારા**—આજે, અત્યારે તો વહેલી આવી બેન ?

**માલણ**—હમણાં તો એમ ચાલશે ! મારો ભાઈ રહેશે ત્યાં સુધી કોઇ દીવસ વહેલુંય થશે ને કોક દીવસ મોડુય થશે.

**ગહન**—તેની કાંઇ ફિકર નહિ, એવી અડચણ હોય ને એકાદ દીવસ ના અવાય તો પણ શુ !

**પોપટ**—અમરસિંહ, બોલો અમરસિંહ !

**ગહન**—( ચોળી પહેરતાં ) અમરસિંહ.

**માલણ**—હું જાઉ છું બેન, સવારમાં આવીશ !

**ગહન**—બહુ સારૂ જા ! વહેલી ઉઠજે, ને વહેલી આવજે ! અમરસિંહ અમરસિંહ ! ( માલણ ઘેર આવી અમરને જોઇને. )

**માલણ**—જાગ્યા છો દખીઆરા ભાઈ !

**અમર**—હા બેન ! આજે તો બહુ સારી અને ગુલાબી ઉંઘ આવી.

**ગોટલી**—( મનમાં ) ભાયડો કોક લુચ્ચો દેખાય છે.

**માલણ**—અત્યારે શુ ખાવાનું કરાવુ ભાઈ ?

**અમર**—આજે તો કંસાર જમ્યા છીએ એટલે ભૂખ લાગી નથી, કાલની વાત કાલ !

**માલણ**—બહુ સારૂ વિરા ! ત્યારે હવે સુવાની તૈયારી કરાવીએ ?

**અમર**—હું દિવસે ઉંઘ્યો છું એટલે મને ઉંઘ પણ મોડી આવશે.

**માલણ**—વારૂ ત્યારે બેઠાં છીએ ! અલી ગોટલી તારે સુવુ હોય તો કર પથારી !

**ગોટલી**—પથારી તો પાથરી મુકુ છું, પણ ઉંઘ આવશે ત્યારે સુઈ રહીશ.

**માલણ**—ઠીક; એમ કર ! કહો ભાઇ હવે તમારા ઘરની, ગામની, માબાપની, ભાઈની, બેનની, બાઈડીની, બધી ઓળખાણ પાડો અને વીતક વાત કહો !

**અમર**—ગુણવંતી બેન, તે વાત હું કરીશ પણ મારૂ ચિત્ત નહિ લાગે.

**માલણ**—કેમ ભાઈ ? શાથી ચિત્ત નહિ લાગે ?

**અમર**—આ ગામના રાજાની દીકરી, અમરસિંહને કેમ યાદ કરે છે, તે સાંભળવાની આતુરતા મને વિશેષ છે.

**માલણ**—વારૂ વિરા, ત્યારે તે વાત પહેલી કરૂ ! સાંભળો !

આજથી ત્રિજા વરસ ઉપર, વૈસાખ સુદી ત્રિજને દિવસે, ગીરીગઢના

રાજા, રાણી, રાજકુમાર, રાજકુમારી, હું, તથા ગાયત્રી પ્રસાદ ગોર, એટલાં; કેટલાક માણસો સાથે લઇ જાત્રા કરવા નિકળ્યા. રાજાએ રાજની સુપ્રત પ્રધાનને કરી.

અહીંથી પ્રથમ પુશ્કરરાજ ગયાં, ત્યાં સરોવરમાં સ્નાન કરી, બ્રહ્માજીનાં દર્શન કરી, સર્વ તિર્થની પરકંમા કરી; બ્રાહ્મણને ભોજન કરાવી, તથા તેમને દક્ષણા આપી, પાંચ રાત્રિ રહી ત્યાંથી મુકામ ઉઠાવ્યો તે ગયા શ્રીજી. એક લંગી મહાદેવ તથા શ્રીનાથ બાવાને નિહાળી; ગયાં ઉજ્જન મહાંકાળેશ્વર. અહાહાહા ત્યાંની તે શોભા ! ક્ષિપ્રા માતા હમહમહમહમ અવાજ કરી રહ્યાં છે, ત્યાંના રાજા પણ પરમેશ્વરનું નામ છે, અને રાણી તો જાણે પેટ અવતાર લઇએ. ( અમરસિંહ નીચુ જોઈ આંખમાંથી આંસુ ટપકાવા લાગ્યો. ) એય બાપડાં દઃખીઆરાં છે, એમનોય છોકરો નાશી ગયો છે, એ એજ અમરસિંહ, આ અમારાં બા ભજન કરે છે તેજ. ત્યાં મહાંકાળેશ્વર ભગવાનની આરતીઓનાં દર્શન કરી એક મહીનો રહી, પછી ત્યાંથી ગયાં ઓંકારેશ્વર. વાહ ! એ શોભાની તો વાતજ શી કરવી ! પહાડ ઉપર શીવજીનું દેવળ છે, નીચે નર્મદા માતા છે. ત્યાંથી કુબેરેશ્વર, અગ્નિતિર્થ, શેકશાઈ ભગવાન, વ્યાસજી, શુકદેવજી, અત્રિ અનસોયા, ભારદ્વાજ, તથા ભારગવ રૂષીના આશ્રમોમાં; કોઈ ઠેકાણે બે તો કોઇ ઠેકાણે ત્રણ રાત્રી ગુજારતા ગુજારતા અશ્વનીકુમાર, ત્યાંથી ભૂલેશ્વર તથા સમુદ્ર સાથે સુરતા સાંધી રહેલાં વાલકેશ્વરને નિહાળી, સીધા શ્રી ત્રંબકેશ્વર આવ્યા. એ ઘાટનીતો વાતજ ન થાય ! નદીઓનાં નિર્મળ જળમાં નાની નાની હોડીઓ ઝુકી રહી છે, હજારો બ્રાહ્મણો શીવ મંત્રના ઉચ્ચાર કરી રહ્યા છે. ત્યાં બરાબર એક માસ રહીને શ્રી વિઠુબા ભગવાનનાં દર્શન કરી, રામેશ્વર ગયા. ત્યાં ત્રણ માસ રહી, પગ રસ્તે ચાલતા, વળી વાહનો શોધી કાઢતા, કોઈ વાર ઉંટ ઉપર તો કોઈ વાર ખચ્ચર ઉપર; કોઈ વાર ડોળીમાં તો કોઇ વાર ઝોળીમાં, ઝોકાં ખાતા ખાતા, મથુરાં વંદ્રાવન તથા ગોકુળ આવ્યાં, ત્યાં ત્રણ માસ થયા. પરકંમા કરી, ભગવાનનું ધ્યાન કરી, જૂમના પાન કરી, ગયાજી ગયાં, ત્યાં ગયા શ્રાદ્ધ કર્યું, ગોરને રાજાએ ખોબો ભરીને મહોરો આપી. બ્રાહ્મણને તૃપ્ત કરી પંદર દિવસ રહી, શ્રી જગદીશ ગયાં, ત્યાં ત્રણ દિવસ રહી, અયોધ્યા ગયાં. ત્યાં શ્રી રામચંદ્ર ભગવાનનાં દર્શન કરી, ત્યાંથી ઝાડેશ્વર, વૈજનાથ. ત્યાં સાત દીવસ, ત્યાંથી કાશીમાં આવ્યાં. કાશીમાં સત્તર દિવસ રહ્યાં, ગંગાના ઘાટેઘાટ, રૂષીઓના આશ્રમે આશ્રમ તથા સંન્યાસીઓના

મહેમક ફરી, વિશ્વનાથનાં દર્શન કરી; ગોરને ઘણું દ્રવ્ય આપી, બ્રાહ્મણને મોં માગ્યાં ભોજન આપી શ્રી વિશ્વનાથ ભગવાનની જય બોલાવી ત્યાંથી નીકળ્યાં.

**ગોટલી**—તારે......ગોરની ગોદડી ખેંચીતી એ કીયા ગામમાં ?

**માલણ**—બેશ બેશ છાની માની ! ! શેની રાંડ ગોદડી ?

**ગોટલી**—આપણા ગાયત્રિ પ્રસાદ ગોરની ઓઢેલી ગોદડી ?

**માલણ**—છાંની રહે લવ લવ કરતી !

**ગોટલી**—કેમ લવ લવ ! વાત કરવા માંડીએ ત્યારે બરાબર કરીએ. વચમાં રાખીએ શુ કરવા ! કહી નાંખ્ય બધુય !

**અમર**—કહેને બેન તારે, તને એમાં શુ જોર આવે છે, બે બોલ વધારે !

**ગોટલી**—કહે કેમ ! કહે તારે તો રેલો આવેજ ! .

**માલણ**—ભાઇ; એતો રાંડ જૂઠ્ઠી છે. એ ક્યાં જોવા આવી હતી !

**ગોટલી**—જોવા તો નહોતી આવી ! પણ તારો માંટી ગજબસિંહ જાગી ના ઉઠયો હોત તો તુતો જાત્રામાં માત્રા* કરત કે નહિ ! હવે રાંડ સતી થાય છે.

**માલણ**—અલી બહુ ફાટી ગઈ હોં, હદ બહાર જતી રહી !

**અમર**—ના કહેવાની હોય તો રહેવા દે ને ચલાવ આગળ, મારે એવી તેવી વાત સાંભળવાની મરજી નથી, મારે તો નિશાન પર ચોટય છે, કે ગહનતારા અમરસિંહને કેમ યાદ કરે છે.

**ગોટલી**—આ વેસ્યા ગાયત્રિ પરસાદને યાદ કરે છે એમને એમ !

**માલણ**—છો બકતી રાંડ ! ભાઈ પછી ત્યાંથી નિકળ્યા તે હરદ્વાર આવ્યાં, ત્યાં ઘણી પરકંમા કરી, ઘણાં તિર્થ કર્યાં, ઘણા મહિના સુધી રહ્યાં ત્યાંથી બદ્રિનારાયણ જવાનો વિચાર કર્યો ને ખબર સાંભળી કે, લાહોરમાં રાજા આનંદમલની પુત્રિ, ઉલાસતારાનો સ્વયંવર રચાય છે અને મંડપની રચના એવી રચી છે કે, અત્યાર સુધી કોઇ રાજાને ત્યાં એવી લીલા થઈ નથી અને થવાનો સંભવ પણ નથી. તે સાંભળીને, ગહનબાની ગતી ગળી ગઈ, જાત્રા મુકી ત્યાં જવાની મરજી થઈ, મરજી તો બધાયની થઇ, પણ પહેલી જીભ બાએ.ઉપાડી. રાણીને કહ્યું કે બા આપણે તે સ્વયંવર જોવા જાઇએ તો કેમ ?

**રાણી**—તારા બાપુની મરજી હોય તો તેમ કરીએ.

ગજબસિંહ—બાપુ બાપુ સ્વયંવર જોવા તો જઈશું.

રાજા—બહુ સારૂ, ચાલો ત્યારે તે તરફ.

દઃખીઆરા ભાઇ;અમારો શંઘ તો ચાલ્યો લાહોર તરફ,માર્ગે આવતાં નાનાં નાંનાં તીર્થ કરતાં કરતાં,સુખે દુઃખે લાહોર આવી પહોચ્યાં, ત્યાં અણધાર્યા અને અનાયાસે આવી ચઢેલાં જાણી રાજા આનંદમલે, અમારો ઘણો સારો સત્કાર કર્યો તથા રાજાને માટે નિર્માણ કરેલા તંબુએ ઉતારો આપ્યો. સ્વયંવરમાં રાણીઓ લઈ જવાનો રીવાજ નથી, અને ગોરસબા આવેલાં એટલે એમને તથા ગહન બેનને, રાણી વિનોદમતીની પાસે રાખ્યાં. દઃખીઆરા ભાઇ, ગહનતારાનું ગુમાન ભરેલું, ચંદ્ર સમાન ચળકતુ મોઢુ જોઈ, ઉલાસતારાએ રૂપનું અભીમાન મુકી દીધુ.

અમર—શુ, ગહનતારા એટલી બધી રૂપાળી છે?

ગોટલી—તેના રૂપનું વર્ણનજ ન થાય; અને એને જોતાં આંખ ન થાકી જાય, તમે ઉલાસતારાને તો દીઠી હશે?

અમર—નાના! હું ક્યાંથી દેખુ! નામ તો સાંભળ્યાં છે, કે ઉલાસતારાને સહનતારા નામની બે સ્ત્રિયો બહુ રૂપાળી છે.

માલણ—હા...એજ; એ સહનને તો મેં જોઇ નથી, પણ રાજાઓમાં એમ વાત થતી હતી કે, સહનતારા કરતાં ઉલાસતારા રૂપ ગુણમાં વધે એવી છે; તે ઉલાસતારા અને આ ગહનતારા સાત દિવસ સાથે ફરી, ત્યારે ગહનની આગળ ઉલાસ દાસી જેવી દેખાતી હતી.

અમર—પછી...સ્વયંવરમાં શુ થયું? હજી ખરી વાતનો છેડો આવતો નથી!

માલણ—દખીઆરા ભાઈ, સાંભળો!

સાતમે દિવસે સ્વયંવર મંડપ ભરાયો, દેશે દેશના રાજાઓ આવ્યા, તે વખતે ઉલાસને બે થાંભલાના વચમાં બાંધીને સજડ કરી; કારણ કે તેના કાનમાં પહેરેલી સોનાની કડીમાંથી, તીર કાઢે તે પરણે એવી સરત હતી. ઉલાસની પાછળ અને સ્ત્રિયોમાં સૌથી આગળ, અમારાં ગહન બેન બેઠાં હતાં, બાકી બીજી બધી સ્ત્રિયો અને અમે સૌ પાછળ બેઠાં હતાં.

આવી આકરી સરત સાંભળીને ગહનને તો ચિન્તા ઉભી થઇ હતી કે, અરેરેરે, ઉલાસ બેન ને વખતે, તીર બીર વાગી બેસશે તો ભોગ મળશે. ઘણા વખત સુધી તો કોઈ તે કામ કરવા તૈયાર થયું નહિ, કોઇની હિમ્મત ચાલીજ નહિ. પછી ઉલાસ ઝેર પીવા તૈયાર થઇ એવામાં બે રાજકુમાર

આવ્યા, તે જાણે અશ્વની કુમારજ જોઇ લ્યો. તેમાંના એકે ઉલાસના ભાઇની રજા લઇને તીર માર્યું, તે બરાબર કડીની આર પાર ! ! જેવું તીર ધારેલા નિશાન પર સજડ થયું તેવુંજ ગહનતારાના કાળજામાં ભેદાયું. વળી તીર નાંખનાર નર બોલ્યો કે, આ કામ ઉલાસને વરવા કર્યું નથી પણ પરશુ રામની કરેલી નક્ષત્રી પૃથ્વિ ક્ષત્રિ વશ થઈ છે તે જણાવા માટે કર્યું છે. તે શબ્દોએ ગહનબાને રૂંવાટે રૂંવાટે છેદ પાડી દીધા. એજ અમરસિંહ અને તેજ વખતથી લગની લાગી છે. થોડા દીવસ તો મા બાપને કહ્યું; પણ ના ઇલાજે રાજા રાણીએ ગણગાર્યું નહિ, એટલે મનથી અમરની ભક્તિ કરવા માંડી છે, હવે ૭ સાત મહીના બાકી છે.

**અમર**—કેમ ૭ સાત મહીના બાકી છે ?

**માલણ**—પંદરમું વરસ પુરૂ થાય, તેને બીજે દિવસે ગમે તે રીતે દેહ મુકી દેશે એવો નિશ્ચય કરીને બેઠી છે, તેને હવે ૭ સાત મહીના બાકી છે.

**અમર**—(નિસાસો નાંખીને.) શ્રી હરી...શ્રી હરી...હજી શુ શુ કરમમાં લખ્યું હશે.

[ **કર્તા** ] માલણની વાત સાંભળીને આતુર અને શોકાતુર થએલો અમરસિંહ સાત દિવસ સુધી એવો બેચેનીમાં રહ્યો કે જેના મોંમા જીભ ન હોય, ન બોલવું, ન હસ્તે મોંઢે બેસવું કે કાંઇ, પણ ગહનતારાને માટે ગુંથાતા હાર ગજરાને ચોળી તેતો બરાબર નજર માંડીને જોયા કરતો હતો, તેમાં બરાબર દ્રષ્ટિ બેડી એટલે એક દિવસ અમરસિંહ કહે બેન ગુણવંતી; આજે તો રાજકુમારી માટે હું ચોળી ભરીશ !

**માલણ**—ભાઈ તેની મારે ના નથી. પણ બેનને ના પસંદ આવે તો મને ઠપકો મળે ?

**અમર**—એમાં શાનો ઠપકો ! સો દહાડા સારૂ થાય તો એક દિવસ બગાડીએ જાય.

**માલણ**—ફિકર નહિ. ભાઇ તારે આજે તમે ભરો ! (અમરે ચોળી ભરી માલણને આપી. )

**ગહન**—(ચોળી પહેરીને) વાહ ! આજેતો કાંઇ કામમાં ચિત્ત બરાબર રાખ્યુ દેખાય છે. આજે રંગની ગોઠવણી રૂડી કરી છે. ( છાતીના ડાબા ભાગમાં હાથ ફેરવતાં કાંઇક ખુંચ્યું એટલે અંદરના ઓરડામાં જઇ ચોળી કાઢી તપાસ્યું તેમાંથી એક સોનાની વિંટી નીકળી જેમાં અમરની છબી

હતી, તે જોઇને તુરત કકડા કાગળ ઉપર ચાર અક્ષર લખી મીઠાઇના દેફામાં ઘાલી, બહાર આવી.) કેમ અલી ગુંણવંતી, આજ ચોળી કોણે ભરી છે?

માલણ—એન...આજે તો; મારા......

ગહન—એમાં કંપી શુ જાય છે. લે જેણે ભરી હોય તેને આટલું મીઠાઇનું દેફુ આપજે !

માલણ—(ઘેર આવીને) લ્યો ભાઇ તમારા ઉપરતો બેન પરસન થયાં. (અમરે દેફુ ભાગ્યું તેમાંથી કાગળ નિકળ્યો તેમાં એવું લખ્યું હતુ કે, તમારી મોકલેલી વિંટી છબી સહીત મળી છે પણ હું તન મનથી અમર-સિંહને વરી ચુકી છું.

બિજે દિવસે તેજ પ્રમાણે ચોળીમાં પત્ર ઘાલી તેમાં લખી મોકલ્યું કે, હું તમારી મુલાકાત કરવા ઇચ્છુ છું? તેના જવાબમાં આવ્યું કે હું પર પુરૂષને મળવા ચહાતી નથી. ત્રિજે દિવસે અમરે લખ્યું કે, પર પુરૂષતો ખરો પણ હું અમરનું અંગ છું. તેના જવાબમાં આવ્યું કે ભલે અંગ હશો પણ અમરતો નહિજ, એટલે મળવાથી, માઠાં પરીણામ આવી જાય ! અમરે લખ્યું.મેં મન તથા ઇંદ્રીઓ સાધ્ય કર્યાં છે.જવાબમાં આવ્યું કે, મન ઇંદ્રીઓને જીત્યાં છે ત્યારે એક કુંવારી કન્યાને મળવા પ્રયાસ શા માટે કરવો પડે છે? અમરે લખ્યું એજ કુંવારી કન્યાના જીવનું જોખમ ન થાય તેને ખાત્તર ! ગહન લખે છે તમે મારો પ્રાણ શી રીતે બચાવી શકશો? અમરે લખ્યું હું અમરસિંહ મેળવી આપીશ. ગહને લખ્યું ભલે પધારજો બે ધડક આવજો, ડર રાખ્યા વિના આવજો; માલણની સાથે આવજો.

ઉપરના સમાચાર આવ્યા, તે દિવસે બરાબર મધ્ય રાત્રિએ, અમરે ઘોડાના સાલ સંચા ગોઠવવા માંડયા તે વખતે માલણે પુછ્યું. કેમ ભાઈ અત્યારે જાગ્યા છો? અમરે કહ્યું, આજે દુધ જેવી રાત્રી છે, માટે જરા હવા ખાવા જઇશું? (ઘોડા ઉપર બેસીને દોરી ખીંચી ઘોડો આકાશમાં ઉડયો, તે જોઇને માલણ અચંબો પામી ગઈ.

ઇંદુના પ્રકાશમાં ગહનતારા ગગડી ગઇ છે. પાસે પોપટ પણ પાંજ-રામાં નિંદ્રા લે છે, ત્યાં અમરસિંહનો ઘોડો ખડો થઈ ગયો. સેજ ગણુસારો થયો કે તરત ગહન બેઠી થઇ ગઈ, અને પુરૂષને જોઈ ચમકી. થોડોવારે પુછ્યું. તમે કોણ છો ?

અમર—એજ હું ! કે જેને તમે આવવાની આજ્ઞા આપી છે.

ગહન—મેં કોને આવવાની આજ્ઞા આપી છે, મેંતો કોઇને આજ્ઞા આપી નથી. અને આવ્યા ક્યાં થઇને?

**અમર**—હું ગુણવંતી માલણનો ભાઇ છું. અને આ ઘોડા ઉપર બેસી આકાશ માર્ગે ઉડીને અહીં આવ્યો છું.

**ગહન**—ભલે પધારો, તમારૂ નામ શુ?

**અમર**—માસ નામથી તમારે શુ કામ છે?

**ગહન**—કેમ નામથી કામ નહિં! વાત કરતાં બોલાવવા પડે તો!

**અમર**—વાત કરવાની હોય તે કરો હું સાંભળુ છું. ક્યાં દુર છુ, ઉતર દેવો ઘટશે ત્યાં ઉત્તર દઇશ અને હુંકારો દેવો ઘટશે ત્યાં હુંકારો દઇશ.

**ગહન**—તમે અમરને ઓળખો છો?

**અમર**—ઘણા વરસથી? અમર તો શુ પણ સહનતારા તથા ઉલાસતારાને પણ ઓળખુ છું અને તે સર્વેની શોધમાંજ હું નિકળ્યો છું.

**ગહન**—તારે ભાઈ!

**અમર**—ભાઈ બાઇ ન કહેશો! મને ખોટુ લાગે છે.

**ગહન**—ભાઈ કહી બોલાવે ને ખોટુ લાગે એવી કેવી સમજણ!

**અમર**—તમારા ગામની ગોટલીને બેન કહે છે ને ખોટુ લાગે છે. તેમ મને પણ છે.

**ગહન**—પેલી રાંડ ગોટલી ભટાણી; પેલા ગેરૂગર બાવાની રાખેલી, લુચ્ચી, ચોથા વરસ ઉપર તો બાવો છરો લઇને રાંડનું નાક કાપતો હતો. સૌ ફરીયાદ મારા બાપના દરબારમાં આવી હતી. તમે તેના જેવા છો?

**અમર**—તમને અમર મેળવી આપવા પ્રયત્ન કરીશ, છતાં કદાચ ન બને તો બીજા રાજકુમારને પસંદ કરો કે નહિ. તેમ હોયતો, હુંએ એક ઉમદા રાજનું ફરજન છું.

**ગહન**—ઉલાસતારાના સ્વયંવર મંડપમાં ભાલોડુ ભોકાયુ છે તે નીકળી શકે તેમ નથી.

**અમર**—અમરને માંથે કાંઈ મોર મુકયા છે?

**ગહન**—મોર નહિ, પણ મોરનાં પીંછાં!

**અમર**—અહા...બધી રાજ કુમારીઓ અમરને વરી જાય તો, તેને ઘેર તો [1] વાડો ભરઈ જાય ને બીજા અમારા જેવા કુંવારા મરી જાય!

**ગહન**—કુંવારા શામાટે મરી જાય; કન્યાઓનો કાંઈ કાળ છે? પણુ વરીશ તો અમરસિંહને વરીશ નહિતો આપઘાત કરી ફરી પશુ પક્ષીની યોનીમાં જન્મ લઇ અમરના અમર મહેલમાં રહી, તેમના મધુરા મુખનાં દર્શન કરીશ.

---

૧ વાડો=ઢોરને પુરવા માટે, થોરની વાડથી ઘેરેલી જગા!

**અમર**—છોડી દે અમરની લાલસા ! અને કરીદે મારી સાથે ગાંધર્વ લગન !

**ગહન**—તેતો કદી નહિ બને ભાઈ!

**અમર**—હવે સમજીજાને ભાઇને બાઇ કરતી, નહિતો પાછળથી પસ્તાઇશ !

**ગહન**—તમે તો મારા ઉપર જુલમ ગુજારવા માંડયો !

**અમર**—જુલમ નથી પણ તને દુઃખમાંથી મુક્ત કરવા અને સુખમાં જોડવા પ્રયત્ન છે. પહેરાવીદે વરમાળા !

**ગહન**—મુકો ચાળા, લાગી ઝાળા.

**અમર**—અરે સમજી જાને નખરાં કરતી ! અમરસિંહ તને વરવાની ના પાડશે તો ?

**ગહન**—ના પાડેજ નહિ. છતાં કદાચ ના પાડે તો હું આજીજી કરી કરગરીને કહીશ કે મને ઘરની એક ગુલામડી તરીકે ગણજો પણ વરો !

**અમર**—અમરસિંહ તને રૂપ ગુણથી પસંદ નહિ કરે તો ?

**ગહન**—ભગવાન કુબ્જાને વર્યા ત્યારે ક્યારે રૂપ ગુણ જોવા રહ્યા હતા ?

**અમર**—આમ ક્યાં સુધી અમરસિંહની વાટ જોવી છે !

**ગહન**—પંદર વરસ પુરાં થાય ત્યાં સુધી ! તેમાં પાંચ માસ ને સાત દીવસ બાકી છે.

**અમર**—એવો નિશ્ચયજ કર્યો છે ?

**ગહન**—દ્રઢ નિશ્ચય !

**અમર**—શાહાબાશ છે તારી ભક્તિને ! તુ પણ એક સાચી પતીવૃતા છું. ગહનતારા હું અમરસિંહ છું.

**ગહન**—તેની ખાતરી શી ! છબી તો મને તેવી દેખાય છે, પણ જુદા રંગે આવ્યા ને કદાચ હું છેતરઇ જાઉ તો ઘોર નરકમાં ચાલી જાઉ.

**અમર**—નારી તુ નરકમાં નહિ જાય ! ઈશ્વર સાક્ષીએ મારી સાથે ગાંધર્વ લગ્ન કરી લે !

**ગહન**—મને કાંઈ શાક્ષી રૂપ ખાતરી થાય તો તો હું જરાય વિલંબ ન કરૂ, નિકર તો મારા પગ પાછા પડે છે.

**અમર**—ત્રાંબાના પાત્રમાં, ઘી પુરી, રૂની દીવટ કરી, દીવો પ્રગટી શકાય તેવી તૈયારી કર !

**ગહન**—( તે પ્રમાણે કરી ) હવે ફેર દીવો; લાવું [1]ચમકનો પત્થર !

**અમર**—હવે બોલ ! હે પ્રભુ ! હે જ્યોતી સ્વરૂપ ભગવાન. જેની સાથે હું વાત કરૂ છું તે હું ઇચ્છુ છુ એજ અમર હોય તો સાક્ષી આપો !

(અમરના કહેવા પ્રમાણે ગહન બોલી એટલે તરત દીવો થયો.)

**ગહન**—( દીવાનાં દર્શન કરીને ) વાહ ભગવાન, જય ભગવાન !

**અમર**—કેમ હવે તો ખાત્રી થઈ કે નહિં ?

**ગહન**—ખાત્રી તો...થઈ પણ તમે કદાચ જાદુ મંતર કરી કપટ કર્યું હોય તો !

**અમર**—તો તારી મરજી; મારે કાંઇ પરાંણે પરણવાની મરજી નથી. મારે તો બે સ્ત્રિયો છે. જાઉ છું.

**ગહન**—ભલે પધારો, ઇશ્વર મારી આશા પુરશે.

**અમર**—ઇશ્વરેતો લાવીને ભાણામાં મેલ્યું, હવે મોંમાં કોળીઆય કોક ઘાલે !

**ગહન**—હે સર્વેશ્વર ભગવાન મારી વહાર કરજે. અમરસિંહ ! અમરસિંહ !

( આકાશમાંથી ગેબી અવાજ થયો કે એજ અમરસિંહ છે વરીલે ! તુરત ઉઠી વરમાળ આરોપી હાથ જોડી ઉભી રહી ! )

**અમર**—તારા સુભાગ્યે સુખી થા ! પણ મને પરણીને હજી સહનતારાએ સુખનો દિવસ દીઠો નથી અને ઉલાસતારાને તો વરતાંજ વિઘ્ન આવ્યું છે.

**ગહન**—હુ તો વરી એટલેજ સુખી થઇ ચુકી. હાલ આ વાત મારાં માબાપને જાણ કરવાની જરૂર નથી.

**અમર**—મારી સાથે વરાવાથી નારાજ હશે ?

**ગહન**—રાજી તો ખરાં ! પણ એમના મનમાં એમ કે, આ વાત સાચી હોયજ નહિ ! એમ થાય અને કદાચ સાહસ કરી નાંખે.

**અમર**—વારૂ તેની કાંઇ ચિન્તા નહિ હું રાત્રે રાત્રે આવીશ, ને દિવસે દિવસે ચાલ્યો જઇશ, જાઉ છું ! ( ઘોડા ઉપર ચઢી વિદાય. )

ગામની ભાગોળેથી, ઘોડાનાં પાટીઆં જુદાં કરીને, ખભે ભેરવીને ઘેર આવ્યો.

---

[1] **દીવાસળી નહોતી ત્યારે** લોઢુ અને ચમકના પથ્થરના ઘસારાથી, અગ્નિ પ્રગટ કરવામાં આવતો હતો, અને હજી પણ કોઈ કોઈ જગામાં તેમ થાય છે.

**ગુણવંતી**—આવ્યા ભાઇ !

**અમર**—હા બેન !

**ગુણવંતી**—આજ તો આખી રાત જાગ્યા ને ભાઇ ! પથારી કરી આપુ જરા સુઇ જાઓ ! પછી જમવાનો વખત થશે એટલે જગાડીશ ! (અમરસિંહ સુઈ રહ્યો.)

મહોલ્લામાં કોઇ કોઇ જાગ્યા છે, કોક દાતણુ કરી રહ્યા છે, કોક હજી કરે છે; તે વખતે ગેરૂગર મહારાજ ગોટલીને ખોળતા આવ્યા. ગોટલીને માલણને ઓટલે દાતણુ કરતી જોઇને, તડાકો કરીને મોટા અવાજે બોલ્યા. કયું સાલી સુસર તેરી ભેંણકી ગોટલી ! આજ દશ બારા દીનસે કહાં ચલી ગઇથી ! ! ગોટલી બોલી નહિ પણ થર થર ધરૂજવા લાગી. તે જોઇ બાવાજી વધારે કોપ્યા. હત તેરી માકી, હત તેરી ભેંણકી. મહલ્લામાંથી એક મરદ બોલ્યો.

**પુરૂષ**—આ બાવલો શુ ફાટી ગયો છે બાવલો !

**ગેરૂગર**—તુ કયા બકતા હે બે !

**પુરૂષ**—તારૂ બે ને ફે કાઢી નાંખીશ, દાઢીનાં રૂંછડાંજ તોડી નાંખીશ !

**ગેરૂગર**—રૂંછડાં કાયકુ તોડે તેરા બાપકા કુચ્છ ખાયા હે ! (અમરસિંહ જાગી ઉઠી બહાર આવ્યો.)

**બીજો**—જાને બાવલા છાંનો માનો નહિતો માર ખઇશ ! આમને સાલાઓને લોક માલપુડા ખવરાવે છે અને બાવા તો એમનાં કાળાં કરમ કરે છે. બેઠા બેઠા ભજન કરોને !

**ગેરૂગર**—(અમરને જોઇને) કહાં ગઈ ગોટલી ! એ દુસરા માંટી રખ્ખા કયા ! અભી તક તો ગેરૂગર ઘરડા નહિ હુવા હે !

**અમર**—કેમ મહારાજ; આમ બાઇડીઓ વિના ચાલતુ નથી, ત્યારે બાવા શુ કરવા થયા ?

**ગેરૂગર**—તેરે કયા પંચાત ! તુ કોન પુછતા હે ! હમ હમારી જાત પર હુવે હે.

**અમર**—જાત ઉપર થયા હો તો જાતે જે થાય તે કરી લ્યો. ગોટલી તો હું રહીશ ત્યાં સુધી મને રાંધી ખવરાવા અહીંઆં રહેશે.

**ગેરૂગર**—તુ કોન હે !

**ત્રીજો**—અલ્યા બાવલા ! તુ તાં ન કર ! કાંઇ માણસેય ઓળખે છે કે નહિં.

**અમર**—એને કોઇને ઓળખીને શુ કામ છે; એણે તો ગોટલીને ઓળખી છે એટલે બસ.

**ગેરૂગર**—હાં હાં બસ બસ...જલા દેઉંગા, મૂંઠ મારૂંગા !

**અમર**—તુ તો મુંઠ મારતાં મારીશ પણ હું તો આ ખીલીએ ભરાવેલી ખેંચુ એટલીજ વાર છે. (તલવાર)

**ગેરૂગર**—હત્ત તેરી માંકી ભંગડી ! આવે જમ તેરી બાત હે.

**ચોથો**—(આવીને, બાવાની દાઢી ઝાલી ચાર [૧] ચાસી દીધી.) તારી બેનનો બાવલો માર તારા બાવલાની ! (બાવાજી વિદાય.)

જેને જતાં કે આવતાં વાર થતી નથી એવા અમરસિંહને માલણને ઘેર રહેવું ઉચીત ન લાગ્યું, તે વાત તેણે ગહનતારાને જાહેર કરીને કહ્યું કે, મારે માલણને ઘેરથી, મુકામ બદલી, પાંચ સાત ગાઉ છેટે; કોઈ ગામમાં રાખવો પડશે. (બનેલી બીના ગુજારી.)

**ગહન**—નાથ...હવેતો છેટા ન જવા દેવાય. રાત દીવસ નિરંતર મારા મહેલમાંજ રહો ! આ છેલ્લા માળમાં તમે સુવા બેસવા, ખાવા પીવાનું રાખો; હું મારા પોપટ ને લઈ ચોથા માળમાં રહીશ, અને દાસ દાસીઓ તથા નોકર ચાકર ત્રીજા તથા તેથી નીચેના માળોમાં રહેશે, "છુપુ રહેશે ત્યાં સુધી રાખીશુ ને જાહેર થશે ત્યારે જોઇ લેવાશે.

**અમર**—નાસવું હશે ત્યારે પવન વેગી ઘોડો તૈયાર છે. જેવો રતુધ્વજ પાસે હતો.

અમરસિંહનું રહેવું ગહનતારાની પાસેજ થયું તેની ખબર રોજની આવનારી ચાલાક માલણને પડી ગઈ, પણ અમરને ભાઇ કહીને બોલેલી એટલે તે વાત તેણે કોઇને જાહેર કરી નહિં, પણ પછી રાજા રાણીને કાને વાત ગઇ કે ગહનના મહેલમાં કોઈ પુરૂષ છે. તેજ દિવસની મધ્ય રાત્રીએ આવી, રાજા રાણીએ, ગહનને ખબર ન પડે તેવી રીતે મહેલ ઉઘડાવ્યો, અને પ્રથમના માળથી જોતાં જોતાં ચોથા માળ સુધી આવ્યાં. તેમના ગણુસારાની ખબર પડતાં અમરસિંહ ઘોડા ઉપર બેસીને ઉડી ગયો. છેવટના માળ સુધી અને ખડે ખંડ તપાસ કરી પાછા વળે છે તે વખતે ગહનતારા જાગી ઉઠી અને માતા પિતાને જોઈ બોલી. કેમ માજી અત્યારે આવવું પડ્યું ?

**રાણી**—કાંઈ નહિ બેટા ! ઘણા દિવસથી તને દીઠી નહોતી અને તને પરણાવા સબંધીની વાત નિકળી, એટલે તારા બાપની મરજી એમ થઈ કે, ચાલો હમણાંને હમણાં દીકરીનું મોં જોઇએ. બેન તુ અહુ

૧. ચાસી દીધી=તમાચા માર્યા.

સુકઈ ગઇ ! તારા બાપે અમરસિંહની ખોળ્ય કરવા માણુસો મોકલ્યાં છે. અમારૂ ચાલશે ત્યાં સુધી તો અમરસિંહની સાથેજ તારાં લગન કરીશુ.

**ગહન**—જેવી મારી મરજી, તેવીજ માતા પિતાની મરજી, અને એજ મરજી ઇશ્વરની છે તો તે કામ જરૂર પાર પડશે, અને આ પુત્રિનાં લગ્ન અમરસિંહની સાથેજ થશે.

**રાણી**—પ્રભુ સ્હાય થશે. બેન પણ છેક ઉપર આવ્યાં ત્યા સુધી તને ખબર ન પડી એવી કેવી તારી ઉંઘ ?

**ગહન**—તમે તેથી આવી શકયાં, બીજાથી અવાયજ કેમ, નીચેનાં માણુસો આવવા દેજ કેમ ! (માતા પિતા વિદાય. વહેમ ટળી ગયો.)

બીજા દિવસની મધ્ય રાત્રીએ અમરસિંહ આવ્યો, અને આગલા દીવસની બનેલી હકીકત જાણી જરા ખેદ તો પામ્યો, પણ શાહુકાર ચોરને ડર ઓછો રહે છે, આખર ખબર પડશે તો માત્ર ઠપકોજ મળશે કે છૂપી રીતે વહેવાર નહોતો કરવો !

નવ મહીના સુધી અમરસિંહ ગહનતારાના મહેલમાં રહ્યો, ને તેને ચઢતા થએલા દિવસને નવ મહિના પુરા થવા આવ્યા ત્યારે એક દિવસ અમરે કહ્યું. હું ઘણા દિવસથી પોપટની પેઠે પાંજરામાં પુરાયો છું માટે રજા આપે તો બે ત્રણ દિવસ બહાર જઈ આવું.

**ગહન**—ભલે નાથ; તમારી મરજી મારે સાચવવી જોઇએ પણ હવે મને એકલી મુકીને તમારાથી આઘુ પાછુ જવાય નહિ. હવે મારી મર્ણ ઘાંટી નજીક છે.

**અમર**—મર્ણ ઘાંટી નથી, પણ રૂડો અવસર છે. ઈશ્વર સ્હાય કરશે. (ઘોડેસ્વાર થઈ વિદાય.)

ગહનની પાસેથી નીકળીને અમરે, ઘણો ઉંચે નહિં તેમ ઘણો ઝડપથી નહિ,પણ. ધીમે ધીમે ઘોડો ચલાવ્યો. આશરે સાત આઠ ગાઉ પહોચી ગયો, પહાડ પર્વત ઓળંગી ગયો, ત્યાં વળી ગંગાના કીનારા ઉપર ઝાડની ઘટામાં, રમણ્ય જગા દેખાઇ તે જગા જોવાની ઇચ્છાથી નિચે ઉતર્યો. આ કોઇ રૂષી મહાત્માએ તપ કરી પવિત્ર કરી હોય એવી જગા ભાસે છે, જરા એનું અવલોકન તો કરીએ.

જેમ જેમ પાસે જઈએ છીએ તેમ તેમ ગુફા ઘોર ગંભીર દેખાય છે. ઝાડની ઘટાઓ પણ એવી ઘેરઈ રહી છે કે જાણે કાળ હુનાળાના મધ્યાનના સૂર્ય નારાયણનેય જમિનનાં દર્શન ભાગ્યે કરવા દે ! વાહ ! અંદરતો કોઇ

તપસ્વિ મહાત્મા પણુ બેસી ગયાં છે ને શુ ! અમરના આવ્યાનો ગણુસારો થતાંની સાથે જાગૃત થઇ બોલ્યા કોણુ બેટા અમર ?

**અમર**—હા પ્રભુ ! સુભાગી બાળ, ફેર આપનાં દર્શન પામ્યો.

**મહંત**—અમર ઠીક આવી પહોચ્યો. હું પણુ તને યાદજ કરતો હતો !

**અમર**—એજ મારૂ ધન ભાગ્ય કે આપ જેવા માયા રહિત મહાત્માને હૃદએ આ નિર્ભાગીની યાદી.

**મહંત**—કેમ સુખી તો ખરોને !

**અમર**—હા પ્રભુ સદા સુખી છું, તે માત્ર આપનીજ કૃપાથી આપે મને જેજે ચરિત્રો સંભળાવ્યાં છે, તેને યાદ કરીને સદા આનંદમાં રહું છું.

**મહંત**—અમરસિંહ; ગરાસણીએ કાંઈ કહ્યું કે નહિ; કોઇ પ્રકારનાં હીત વચન સંભળાવ્યાં કે નહિ ? તે સાંભળી તને સંતોષ થયો કે નહિ ?

**અમર**—મહારાજ; ગરાસણી કાંઇક કહેવા જતી હતી; હું તથા દરંગદાસ; ગરાસણી શુ કહે છે તે સાભળવાને આતુર પણુ થઇ રહ્યા હતા, તેવામાં દીલીના બાદશાહના મોકલેલા ચાર પાંચ સિપાઇ આવ્યા, જે અમોને બોલાવીને દીલી લઈ ગયા.

**મહંત**—દીલીશાહે તને કેમ બોલાવ્યો હતો ?

**અમર**—શાહજાદા સવાબશાહ અંધકારસિંહના હાથમાંથી ઉલાસને છોડાવી દીલી લાવ્યા હતા; તેનું મારી સાથે દીલીમાંજ લગન કરવું એવી બાદશાહ સલામતની મરજી હતી !

**મહંત**—તે લગ્ન થયું કે નહિં ?

**અમર**—જી; લગ્ન તો થવાનુંજ હતું, પણુ પાપી અંધકારસિંહ; સિંહની ગુફામાંથી શિયાળ ચોરી કરી જાય તેમ ઉલાસ તારાને ઉપાડી ગયો.

**મહંત**—અમર ! અંધકારસિંહનાં કૃત્ય તો ક્રુર છે, પણુ તેની હોંશીયારી અજાયબ પમાડે તેવી છે.

**અમર**—પ્રભુ તે મારે પણુ કબુલજ કરવું પડશે ! લાહોરથી ઉપાડી તે પણુ તેણે ખુબ છાતી ચલાવી છે; અને વળી આ વખતે તો ગજબ કરી નાંખ્યો કહેવાય !

**મહંત**—પાપી અને વ્યભીચારી પુરૂષો પોતાના કામમાં પુરા ચાલાક રહે છે.

**અમર**—હા પ્રભુ દેખીતુ તો એમજ છે; પણ તે સજ્જનને બહુ દુઃખ કર્તા થઈ પડે છે.

**મહંત**—કોઇ કોઈ વાર તો શત્રુ પણ તેના કામને વખાણે છે!

**અમર**—તે પણ ખરૂ. આજથી લગભગ નવ દશ મહીના ઉપર લખ્ખો હીંદુ મુસલમાન, અને દીલી શહેરના વચમાંથી ઉઠાવી નાઠો, તેના સમાચાર ગુલશને બાદશાહની રૂબરૂ આવીને કહ્યા કે ઉલાસતારા કું અંધકાસિંહ લે ગયા! તે વખતે ત્યાંજ કોક બોલ્યું કે. "રં...ગ બેટ્ટા! રંગ!"

**મહંત**—આ શબ્દો કોઈ સત્રુના મુખમાંથી નહિં પણ પુર્ણ વહાલેશરીના મુખમાંથી નીકળેલા હોવા જોઇએ; વળી હું તો નિશ્ચય કહું છું કે. તેના બાપનાજ મોંના બોલ છે!

**અમર**—ત્યાં તેનો બાપ હતોજ નહિ! અને હોયજ ક્યાંથી!

**મહંત**—તપાસ કરતાં આગળ જણાશે! સુંદીરપ્રતાપ વિના બીજાના મોંના બોલ નથી.

**અમર**—કદાચ એમ પણ હોય; અંધકારને શોધતો નિકળ્યો હોય, અને તે વખતે ત્યાં આવી પહોચ્યો હોય.હશે પણ તે ગમે તેમ હો! તેની શી દરકાર છે. પણ પ્રભુ પાપી અંધકારસિંહ ઉલાસતારાને લઈ ગયો! વળી ગહનતારાનો તો હજી સુધી પત્તોજ નથી. અરેરેરે, મારા ભાગ્યમાં આવાં વિયોગ દુઃખ!

**મહંત**—અમર! ચિન્તા ન કર સૌ સારાં વાનાં થશે, ઉલાસ પણ મળશે અને વિલાસ પણ મળશે અને છે જેની ગતી ગહન એવી ગહનતારા તો મળી ચુકી.

**અમર**—આપ બોલો છો તે મને સમજાતુ નથી.! ગહન તો ઠીક; પણ વિલાસ શુ?

**મહંત**—હજી તારે વિલાસતારાને સ્વયંવર વિજય કરી વરવાનું છે, ગહનતારાનો સ્વયંવર વિજય તો તેં ઉલાસતારાના ભેગોજ કર્યો છે, અને ગાંધર્વ વિવાહથી વરી પણ ચુકયો. તારા ભાગ્યમાં છે તે કોઇથી મિથ્યા થાય તેમ નથી.

**અમર**—પ્રભુ! પરણી પરણીને આમ રઝળતીજ મુકી દેવાની છે?

**મહંત**—પુર્વની કરેલી કરણીમાં થઈ ગએલાં પાપ ભોગવઈ જશે એટલે સર્વને સુખનો સુર્ય દેખાશે. હમણાંતો થાય તે થવા દયો!

**અમર**—મહારાજ હવે તો હું ઉલાસની સાથે લગ્ન નહિ કરૂ!

**મહંત**—શા માટે નહિ. તે પણ તારે થોડા વખતમાં કરવુંજ પડશે!

**અમર**—અંધકારસિંહના હાથમાં વારંવાર પકડાએલીને વરવાથી, તેનું મોંઢુ દેખી પ્રેમ ઉત્તપન્ન ન થાય પણ અપવિત્ર સમજી ખેદ થાય!

**મહંત**—એવી ખોટી શંકા કરવાનું કારણ નથી, અંધકારસિંહથી તેના શિયળનો ભંગ થાયજ નહિ, ઉલાસે, જે વખતે તુ સહનને પરણીને ઘેર જતો હતો તે વખતે તારો *હાથ દબાવ્યો હતો, તે વખતથી તે તને વરી ચુકી છે.

**અમર**—એ ખરૂ પ્રભુ; પણ નિરંતર એકાંન્ત વાસ, એ અધર્મિયોને અવકાશનું કારણ ખરૂ કે નહિં?

**મહત**—તેથી શુ! હજારો દીવસ કમળ પાણીમાં રહે પણ પાણી તેને સ્પર્ષ કરી શકેજ નહિં.

**અમર**—આપ કહો છો તેમ થાય તો ઘણુંજ સારૂ! નહિતો ઉલાસની છબી, નિરંતર મારા હૃદયને, લાકડાને ઉધઇ ખાય તેમ ખાશે!

**મહંત**—અમર; બે ધડક રહે તારી સઘળી સ્ત્રિયો સતીઓની પંગ્તિની છે. રાવણ હરી ગયો પણ સિતાના શિયળનો ભંગ કયારે થયો છે; કૈચાએ ઘેરી પણ સત્તિ સૈરંધિના શિયળનો ભંગ ક્યારે થયો છે; એકલી વગડામાં ફરી પણ દમયંતીના શિયળનો ભંગ ક્યારે થયો છે, પાપી પાતાળ કેતુએ હરણ કરી પણ મહાસતી મૃદાલશાના શિયળનો ભંગ ક્યારે થયો છે? માટે ધીરજ રાખ્ય! સતીઓને શ્રી હરી સદા સ્હાય કરે છે.

**અમર**—એ બધી સતીઓની વાતો કરી પણ આતો કળીયુગ છે.

**મહંત**—સતયુગમાં સો તો ત્રેતામાં ત્રણસેં. દ્વાપરમાં બે હજાર, અને કળીયુગમાં હજારો સતીઓ છે, પણ યુગના બળને લીધે જાહેરમાં આવી શકતી નથી; તેમને પ્રકાશમાં લાવવા કોઇ પ્રયત્ન કરતું નથી. તેમ તેમની કસોટી પણ થઈ શકતી નથી.

**અમર**—મહારાજ; હવે મને કાંઇક શાન્તિ વળી; ત્યારે ઉલાસ મળે તો ગ્રહણ કરવી કેમ?

**મહંત**—શા માટે નહિં, જરૂર વરજે અને સુખી થજે! ઉલાસ તો સતી **સુકન્યા** જેવી શુરવીર છે.

**અમર**—મહારાજ સુકન્યા કોણ! મને તેનું ચરિત્ર સંભળાવો! વળી બીજા ભક્તોનાં ચરિત્રો પણ સાથે સંભળાવો!

**મહંત**—સાંભળ! સતી સુકન્યાનું ચરિત્ર કહું બોલ! જ્યોતી સ્વરૂપ ભગવાન કી જય.

---

* ભાગ ૧-લો-પાનું-૨૨-લીટી-૧૦-૧૧

# સતી સુકન્યા.

( કવિ ) ગિતી. ( ગણપતીની સ્તુતી. )

શુદ્ધિ બુદ્ધિના સ્વામી, વામી સંકટ સ્હાય સદા કરજો;
ખામી નવ રહે ઝામી, વિઘ્ન વિનાશક વિઘ્ન સકળ હરજો.

ગિતી. ( સરસ્વતી સ્તવન )

સાવિત્રીની પુત્રિ, કુંવારીકા તું દેવી સુખદાતા;
વાર વાર વંદુ હું, વિઘ્ન નિવારો વેળાસર માતા.

મરાઠી સાખી.

સુકન્યા મહાસતી શીરોમણ, પતીવૃતા પણ સાચી,
મદ ઝરતી જોઇ મોહને પામ્યા, અશ્વની કુમારે યાચી;
પણ ઠગઇ નથી, સત્ય શિયળથી ફગઈ નથી.

( કર્તા ) શ્રી; આદી અનાદી પ્રભુ શ્રષ્ટિને સરજાવનાર, બ્રહ્માજીએ એકવાર વરૂણ દેવને પ્રસંન્ન કરવા માટે વરૂણ યજ્ઞ કર્યો અને તે યજ્ઞની પુર્ણા હુતીએ મહાન તપસ્વી અને પરાક્રમી રૂષી ઉતપન્ન થયા; જેમનું નામ સકળ દેવ અને રૂષી સમક્ષ બ્રહ્માજીએ ભૃગુ ધારણ કર્યું.

કોઈ એક રાજાને પુલોમા નામે પુત્રિ હતી; તે બાળપણમાં ઘણું રોતી હતી, એક સમએ તેનું રોવું સાંભળીને રાજા રીસે ભરાયો; અને કાયર થઇને પુત્રિને ડરાવી છાની રાખવા માટે બોલ્યો કે અલ્યા રાક્ષસ લે આ છોડીને લઈ જા !

બાળકનાં માતા પીતા બાળપણમાં બાળકને ડરાવા માટે કેટલીક વાર ભય વચન બોલે છે, તથા કોક વારતો ભય ભરેલી જગામાં બાળકને મુકી પણ દે છે. જેમકે, લાવ્ય પેટીમાં પુરૂ, માંહી વીંછી છે તે કરડી ખાશે, લાવ્ય પેલી દેરીમાં મુકી આવું, એટલે રાત્રે જીંન આવીને પકડી જશે. આવા ભય ભરેલા શબ્દો સાંભળી બાળક બોલનારના સામુ જોઈ રહે છે. હૃદયમાં બળે છે, કંપે છે, જેથી તેનું શરીર તનદુરસ્ત રહેવાને બદલે. સુકાય છે.

(દ્રષ્ટાંન્ત) કોઇ એક ગામમાં એક સ્ત્રીને દીકરો થયો. ધણીની માનીતી પણ ઘણા વખત સુધી પુત્ર પુત્રાદી સંતતીની પ્રાપ્તિ નહિ થવાથી; અળખામણી થઈ પડેલી તે દીકરાનો જન્મ થવાથી પાછી પ્રિતી કર થઈ, માનીતી થઇ.

સુખના દીવસ ચઢતા થયા. કર્મના સંજોગે બાળકની ઉમર લગભગ બે અઢી વરસની થવા આવી એવામાં તે પુરૂષ દેવલોક થઇ ગયો. જોકે સ્ત્રી સ્વામીના સ્વર્ગવાસથી દુઃખીતો થઇ, પણ બાળકનાં જીવનમાં મારૂ આગળ શ્રેય છે એમ ધોરણ બાંધી સંતોષ વાળ્યો. આ બાળક, કાંઇક રમવાનાં રમકડાંની ખાતર કોઇ વાર ઇચ્છા મુજબ ખાવાના પદાર્થની ખાતર; રોઇને કકળાટ કરતો જેથી માતા ક્રોધાયમાન થઈ જતી. એક વખતે બાળક ઘણું રોવા લાગ્યો અને ઘણું સમજાવ્યા છતાં છાનો ન રહ્યો ત્યારે માતા ક્રોધથી બોલી; લાવ્ય પેલી "મંકોડાની *કોઠીમાં" નાંખી દેઉ !!

માત્ર બોલીનેજ ન રહી ગઇ પણ ખરેજ બાળકને ઉચકી કોઠીમાં નાંખી દીધો અને તેના ઉપર માટલુ ઢાંકી દીધું. ઉચકીને નાંખતી વખતે રોતો બાળક બોલ્યો, ઓ મા ! હવે હું નહિ રોઉ મા ! ઓ મા મને ના નાંખીશ મા ! મોટા માણસને ભયંકર આફત આવતાં જેટલો ડર પેસી જાય છે તેટલો ડર આ બાળકના હ્રદયમાં પેસી ગયો પણ તે ક્રોધી માતાએ મનમાં કાંઇ લીધુંજ નહિં. કોઠીમાં પુરેલો બાળક, ધમાધમ ને પછાડાપછાડ કરી રહ્યો છે તેવામાં થોડી વારે, એક કાળી નાગણ ફરતી ફરતી આવી તે બાળક અને તેની માતા બંન્નેના નસીબે નીચેના બાકોરામાં થઇને કોઠીમાં દાખલ થઇ ગઇ અને બાજુમાં લપાઇ ગઈ. "હાથના સ્પર્શને સર્પ સહન ન કરે." ધડપછાડા કરતા બાળકનો હાથ નાગણ ઉપર પડયો તેની સાથેજ નાગણે તીક્ષણ ડંખ માર્યો. તે વખતે બાળકે મોટી રાઢ નાંખી પણ માતાને દયા ન આવી, તેમ કાંઇ વિચાર પણ ન આવ્યો. હવે બાળકના શરીરમાં ઝેર ચઢવા માંડયું, બાળક બે ભાન, તથા નસ્વાન થઇ ગયો. રોતો બંધ થઇ ગયો ત્યારે માએ ઉંડી માટલું ઉઘાડયું અને બોલી, હવે તોફાન કરોશ ! હવે પજવીશ ! બાળક બોલ્યો નહિ ત્યારે મોટે અવાજે ફેર બોલી. હવે તોફાન કરીશ ! તે વખતે નીચેના બાકોરામાંથી નીકળતી તેલની ધાર જેવી ચળકતી નાગણને બાઇએ જોઇ. હાય હાય ! ગજબ થયો રે બાપ ! અરે હુંતો ભીખ માગીરે, બા...પ ! તે સાંભળી લોકો દોડતા આવ્યા. શુ છે શુ છે !!! બેભાન થઇ પડેલી અબળા પોકાર કરી બોલી. અરે મારા બાળકને કોઈ કોઠીમાંથી કાઢો !

---

* કોઠી=પાંચ પચીસ મણ દાણા ભરવાનું માટીનું મોટુ વાસણ; કેટલેક ઠેકાણે, નીચેના ભાગમાં બે હાથ આવે એવું બાકુ પણ હોય છે.

લોકોએ બાળકને કાઢયો અને તેને મરણને શરણ થએલો જોઈ તે નારી પોકારે પોકાર કરી રોવા લાગી.

**( સ્ત્રિ ) રાગ; મારો રામ ગયા વનવાસરે, નયણે નિંદ્રા.**

હાય ! ! મેં માર્યો મારો બાળ રે; કર્મે કુડી *કબાજી કરી.
પુર્વ જનમની વહેરણ હું પાપણી રે;
કોડીલા કુંવરનો કર્યો કાળ રે. કર્મે. ૧.
હું રે હત્યારણી, હું રે ગોઝારણી રે;
જીવત્ત કયમ "જંપે મારી ઝાળ રે." કર્મે. ૨.
ભમરોની વચમાં આવી ભમરો ભરાયો રે;
[1]કોડીઆ સરખું આ કપાળ રે. કર્મે. ૩.
કાળની કન્યાએ તો દિવ્ય ડંખ માર્યો રે;
કાળી નાગણે કરીઓ કાળ રે. કર્મે. ૪.
રમતો ને જમતો જોવા; ફરી નહિ પામું રે;
ભમરો ભુંસાયો, મારે [2]ભાળ રે. કર્મે. ૫.

વાડી વિખરઇ ગઇ રે બા ! બાજી બગડી ગઈ મારા બા...પ ! રોતીને કકળતી સ્ત્રિને લોકોએ ધીરજ આપી છાની રાખી, પણ જેને અંતરના ઘા લાગે છે, તે કોઈના છાંના રાખ્યા રહેતાં નથી. બાળકને અગ્નિદાહ થઇ ગયા પછી, સ્ત્રી કાંઇક શાંન્ત પડી. આખર જીવી ત્યાં સુધી સંભારતી, રોતી અને કરમના સામુ જોતી. નાંનાં બાળકને ભય વચન ન કહેવાં.

પુલોમાના બાપે કહ્યું કે હે રાક્ષસ લે આ કન્યાને લઇ જા ! તે વખતે એક પુલોમા નામનો રાક્ષસ નજીકમાં વાસ કરીને રહેલો હતો તે બોલ્યો. બહુસારૂ, તેને મેં સ્ત્રિ તરીકે ગ્રહણ કરી. ત્યારથી તે રાક્ષસ તે બાળક કન્યાને પ્રેમ પુર્વક જોયાજ કરતો હતો, અને મનમાં એમજ માની બેઠો હતો કે, આ મારીજ સ્ત્રિ છે, કારણ કે તેના બાપે મને વાક દાન આપ્યું છે.

કન્યા પુલોમા ઉમ્મર લાયક થઇ ત્યારે તેના પિતાએ તે કન્યા રાક્ષસ સાથે નહિ, પણ શાસ્ત્ર વિધીએ ભૃગુરૂષી સાથે વરાવી. તે વખતથી પુલોમા રાક્ષસ ભૃગુરૂષી તરફ દ્વેષ બુદ્ધિથી જોતો હતો. સ્ત્રિને કેવી રીતે લઈ જવી તે લાગ જોયાજ કરતો હતો, અને રૂષિના આશ્રમની નજીક છાંનો છુપો ફર્યાજ કરતો હતો.

---

* કબાજી=બાજી બગડવી. ધાર્યું ધુળ મળવું. આશાનો ભંગ થવો. ૧ કોડીયું ચપણીયું, રામપાતર, શરાવું. ૨ ભાળ-લલાટ, ભવિષ્ય.

એક સમએ ઉત્તમ પર્વને દીવસે રૂષિ ગંગાજી ઉપર સ્નાન વિગેરે ક્રિયા કરવાને ગયા; તે વખતે આ પુલોમા રાક્ષસ. રૂષીના આશ્રમમાં દાખલ થઇ ગયો; અને કામનીને જોઇ કામાતુર થએલો પુલોમા, સ્ત્રીની પાસે જઇને બેઠો. તેને જોઈ; ભૃગુ રૂષીની ભર્ગવતી સ્ત્રિ પુલોમાએ; અતીથી સમજી તેનાં મોં આગળ ફળ ફળાદી મુકી દીધાં. તે જોઇ રાક્ષસ સમજ્યો કે આપણુ તો કામ થઇ ગયું. સ્ત્રિની મારી તરફ પ્રિતી જણાય છે.

( કવિ ) ગીતી.

સ્ત્રિએ ફળતો આપ્યાં; જાણ્યુ આવ્યો અતીથી કોઇ ફરતો;
દૈત્યે તે નવ લીધાં; રામા હરવા વિચાર મન કરતો.

સાખી મરાઠી.

અગ્નિ ઘરમાં અગ્નિ દેખી; બીક હૃદયમાં ધારી;
સાક્ષી ભૂત છે અગ્નિ દેવતા, નવ લેવા દે નારી;
પામ્યો પશ્ચાતાપ; દેખે રૂષી તો દઇદે શ્રાપ. પામ્યો.

અગ્નિ જેવા તેજ, તપસ્વિ અને ક્રોધી મુનીના ઘરમાં જાગતો અગ્ની જોઇને દહીત ડર પામ્યો; અને સમજ્યો કે, હવે આ સ્ત્રિને હું ચોરીને લઇ જઇ શકુ તેમ નથી; જો લઇ જાઉ તો આ સર્વમાં સાક્ષી ભૂત રહેલો પ્રદીપ્ત અગ્નિ પ્રગટ છે, તે જરૂર રૂષિને જાણ કરી દે અને રૂષી મને શ્રાપ આપે. હવે કેમ કરવું. જ્યારે અગ્નિ સર્વ સાક્ષીભૂત છે, તો આ કન્યા બાળપણમાં મને વાકદાનથી આપવામાં આવી છે, જેથી એ મારીજ સ્ત્રિ છે. એમ જાણે છે, માટે એનેજ મોઢે ન્યાય કરાવી કન્યાને લઇ જાઉ.

દૈત્ય—હે અગ્નિ; હે ઈશ્વર; આપ સર્વજ્ઞ છો, સર્વમાં સાક્ષીભૂત રહેલા છો, માટે હું આપને નમ્રતા પુર્વક વિનંતી કરીને પુછુ છું કે; આ કન્યાને પ્રથમ તેના બાપે મને આપેલી છે; અને પાછળથી ભૃગુરૂષીને વીધી પુર્વક આપી. કહો એ કન્યા મારી ખરી કે નહિં; પ્રથમ અપાએલી તે ખરૂ કે પછીનું પરણુત ખરૂ; આ કન્યા ઉપર મારો હક ખરો કે નહિં. મને વરાવેલી કન્યા ભૃગુરૂષી ફેર વર્યા એ એમણે અન્યાય કર્યો એમ કહેવાય કે નહિં ? ખોટુ કર્યું એમ ગણાય કે નહિ ?

પુલોમા દૈત્યનો પૃશ્ન સાંભળી અગ્નિ અતી દુઃખ પામ્યો, અને વિચાર એમ કરવા લાગ્યો કે, હવે હું શુ ઉત્તર આપુ, જો ભૃગુની સ્ત્રિ છે એમ કહું તો જુઠુ બોલ્યો એમ ગણાય કારણકે પ્રથમ આ દહીતને અપાઈ ગઈ

છે, અને આ રાક્ષસની કહું તો ભૃગુ શ્રાપ આપ્યા વિના રહેજ નહિ; માટે શું કરવું, એક તરફ શ્રાપનો ભય છે બીજી તરફ અસત્ય બોલી ઘોર પાપમાં પડવાનો ભય છે. જો ન બોલીએ તોપણ ઇશ્વરના ગુનેગાર તો ખરાજ; જે સાક્ષી જાણતો હોય છતાં નથી જાણતો કહે, અગર કાને હાથ દે, તો તેને પણ જુઠું બોલ્યા જેટલુંજ પાપ લાગે છે.

**અગ્નિ**—હે પુલોમા, તને આ કન્યા પ્રેમ પ્રિતી પુર્વક વિધીથી વરાવી નહોતી, પણ તેને રોતી છાની રાખવા માટે તેના બાપે કહેલું કે, લે રાક્ષસ આ કન્યાને લઈ જા ! તે વાક્યને તારા લાભમાં ખેંચી લઇને કન્યા તારી માને તો ગણી શકાય, પણ શાસ્ત્ર વિધિ પુર્વક, મારી સાક્ષીમાં, તે કન્યા ભૃગુરૂષીને વરાવામાં આવી છે માટે ભૃગુની ગણાય. હું જે જાણું છું તે સત્ય કહું છું. "ખોટું નીરંતર પુજાતુ નથી."

અગ્નિનાં વચન સાંભળી કામાતુર થએલો રાક્ષસ વરાહનું રૂપ લઈ કન્યાને મુખમાં પકડી નાઠો. ભૃગુની ગર્ભવતી પુલોમા પોકાર પાડવા લાગી.

[ કવિ ] **મરાઠી સાખી.**

વિપરીત્ત બુદ્ધિ વરાહ રૂપે, મહીલા પકડી મુખમાં,
હરી નાર ને પાપી નાઠો; દારા આવી દુઃખમાં;
ભય પામી નાર, હાય હાય પાડે પોકાર. ભય. ૧

માતાને દુઃખમાં પડેલી જાણીને; અગ્નિ રૂપ ભૃગુથી ધારણ થએલો ગર્ભ ક્રોધે કરી ઉદરમાંથી બહાર પડ્યો. તે વખતે કન્યાને મુકી રાક્ષસ જન્મેલા બાળકના સામુ જોઈ રહ્યો. બાળકની દ્રષ્ટિ પડતાંની સાથે રાક્ષસ બળીને ભસ્મ થઇ ગયો. ત્યાર પછી પુત્રને લઇ, પુલોમા રોતી ને ડસકાં ખાતી પોતાના આશ્રમમાં આવી. તે કન્યાના રોવાના આંસુથી માર્ગમાં નદી વહેવા લાગી, તે નદીનું નામ લુધુસરા રાખ્યું અને માર્ગમાં ચાલતાં વગડા વચ્ચે જન્મ થયો માટે બાળકનું નામ **ચ્યવન** રાખ્યું.

થોડી વારે સ્નાનાદી ક્રીયા પરવારી ભૃગુરૂષી આશ્રમે આવ્યા અને પુત્ર જન્મને જાણી પ્રસન્ન થયા, પણ સ્ત્રિને રોતી દેખી બોલ્યા હે કલ્યાણી શા કારણથી દુઃખી છું. નારીએ કહ્યું હે નાથ ! આપના ગયા પછી પુલોમા નામનો દૈત્ય અહીં આવ્યો; જેને મેં અતીથી જાણી સત્કાર કર્યો. પણ તે સત્કારને નહિ ગણીને, હું તેને પ્રથમ અપાએલી કન્યા છું એમ કહીને મને ઉપાડીને નાઠો, માર્ગમાં ચાલતાં, મારો કરૂણા મય પોકાર સાંભળી, આપનો

પ્રતાપી ગર્ભ બહાર પડયો, અને આ જન્મેલા બાળકના તેજે કરી, તે પાપી રાક્ષસ બળીને ખાખ થઈ ગયો.

વચન સાંભળી મહા ક્રોધાયમાન થએલા રૂષી બોલ્યા. હે નારી શાન્ત રહો: કહો બાળાપણમાં વાકદાન અપાએલી કન્યા તુજ છું એવું તેને કહ્યું કોણે? નારી કહે નાથ તેણે અગ્નિને પુછયું, અને અગ્નિએ કહ્યું કે, હા...તેના બાપે એમ કહેલું ખરૂ, કે લે રાક્ષસ આ કન્યાને લઇ જા! પણ વિધી પુર્વક તો કન્યા ભૃગુને વરી છે; એટલું બોલી અગ્નિ રહી ગયો, અને દૈત્ય મને લઈને નાઠો.

રૂષિયે અગ્નિના સામુ જોઈ અતી ક્રોધથી કહ્યું કે, હે અગ્નિ તેં મારી સ્ત્રિને પુલોમા રાક્ષસની કહી; અને કહેતાં તને મારો જરાય ડર ન લાગ્યો માટે તું "સર્વ ભક્ષિ" થઈશ! શ્રાપને સાંભળી અગ્નિ બોલ્યો હે મુની ધર્મને સમજી, પક્ષપાત મુકી રાક્ષસના પુછવાથી હું સત્ય બોલ્યો છું. જાણતો હોય છતાં જુઠુ બોલનાર સાક્ષી નરકમાં જાય છે. તમને સામો શ્રાપ આપવા હું સમર્થ છું, છતાં હું નથી આપતો કારણ કે બ્રાહ્મણો મારે પુજ્ય અને માન્ય છે.

આવું કહી અગ્નિ લોપ થઇ ગયો. શ્રૃષ્ટિમાં સઘળી ક્રિયાઓ અટકી પડી, બ્રાહ્મણોના યજ્ઞ યાગ બંધ થઇ ગયા. પ્રજા પીડા પામવા લાગી, જન સમુહમાં ભય ઉત્તપન્ન થયો, પશુ પક્ષીઓ શીતળતાએ કરી કંપવા લાગ્યાં. ત્યારે અઠયાસી હજાર રૂષી ભેગા થઇ બ્રહ્માની પાસે ગયા અને વિનંતી કરી કરગરીને કહ્યું કે હે *વિભુ, ભૃગુના શ્રાપે કરી અગ્નિ લોપ થયો છે, જેથી પ્રજા દુઃખી થઈ ગઈ છે, માટે કૃપા કરી ભૃગુને શાંન્ત કરો અને અગ્નિના મનનું સમાધાન કરી તેને પ્રગટ કરો!

તે સાંભળી બ્રહ્માજીએ સર્વને સુખ રૂપ અવિનાશી અગ્નિને બોલાવીને રૂડાં અને શ્રેષ્ટ વચનો કહ્યાં. હે અગ્નિ તમો સર્વના ઇશ્વિર છો; કર્તા હરતા ભરતા તમેજ છો, સર્વને સુખનું મુળ પણ તમેજ છો. સંહાર કર્તા પણ તમેજ છો અને પાલણ કર્તા પણ તમેજ છો સઘળી ક્રિયા તમારા વડેજ થાય છે, સર્વની ગતી તમે છો, અને પવિત્રમાં પવિત્ર તમે છો માટે તમારા સર્વ અંગે કરીને સર્વ ભક્ષિ ન થશો, પણ તમારા ×અપાન વાયુથી નીકળતી જવાળા, જે જવાળાએ તમે મનુષ્યના હાડમાંસાદીકને દહન કરો છો તે માત્ર સર્વ ભક્ષિ થાઓ! આ રૂષી મંડળની વિનંતી સ્વીકારી લ્યો, તેમાં

---

* વિભુ=બ્રહ્મા. × અપાનવાયુ=ગુદા દ્વારા નીકળતો પવન.

તમને કોઇ પ્રકારે બાદ નથી. સુર્યનાં કીરણો અપવિત્ર વસ્તુ ઉપર પડીને તે વસ્તુને પવિત્ર કરે છે પણ પોતે અપવિત્ર થતાં નથી, તેમ તમે જે વસ્તુને બાળશો તે પવિત્રજ થશે. સર્વને સુખદાતા અગ્નિ, બ્રાહ્મણનો ક્રોધથી અપાઈ ગએલો શ્રાપ માથે ચઢાવો, તેને સત્ય કરી બતાવો ! અને ઇંદ્રાદી દેવને તૃપ્ત કરવા માટે હોમાએલા પદાર્થને ગ્રહણ કરી લ્યો !

બ્રહ્માજીનાં વચનને માથે ચઢાવી, ભૃગુરૂષીના શ્રાપને માન્ય કરી અગ્નિ પાછો શ્રષ્ટિમાં પ્રગટ થયો; અને યજ્ઞ યાગાદી, હોમ હવનની ક્રીયાઓ પ્રથમ પ્રમાણે શરૂ થઇ. રૂષીઓ સર્વે આનંદને પામ્યા.

## મરાઠી સાખી.

ભૃગુ પુત્ર એ ચ્યવન મુનીની, તપ કરવામાં પ્રિતી;
માત તાત બેઉ પ્રસંન્ન થયા, જોઇ બાળક નિતી રીતી;
ગયો બાળક વન; સદા પ્રસંન છે જેનું મન. ગયો.

બાળાપણુમાં વિદ્યાભ્યાસ કરી, બાર વરસના ચ્યવન મુની; જેણે જન્મતાંજ ક્રોધ દ્રષ્ટિ વડે રાક્ષસ બાળી મેલ્યો હતો, તેવા પ્રતાપી ફરતા ફરતા ગંગા જુમનાના સંગમ ઉપર આવ્યા. ત્યાં તિર્થ સ્નાન કરી; દેવ દર્શન કરી, જળમાં સુતા સુતા તપ કરવાનો વિચાર કર્યો. વિચાર ઉઠતાંની સાથેજ નિશ્ચય. તેજ વખતે તે સંગમના મધ્યમાં અને અતી ઉંડા જળમાં પડીને છેક તળીએ જઇને સુતા. મહાનતસ્વિને ઇજા કર્યા વગર અગર તેમને ઘસડી નાંખ્યા વગર, ગંગાનું જળ તેમને પ્રદક્ષણા કરીને વહેવા લાગ્યું.

પાણીનો વેગ હેરાન કરતો નથી, નદીના જીવ જંતુ શરીરને સુંઘતા ને શરીર ઉપર ફરતા રહે છે. માંછલાનું દોડવું, તથા ફરવું જોઈ રૂષી પ્રસંન્ન થાય છે અને તેના શરીરની સુંવાળાસ પણ પ્રિતી કર થઈ પડી છે. વળી પગનાં તળીઆમાં મધુરા મધુરા ડંખ મારે છે જેથી ગલીપચી લાગી રહી છે; તે પણ સુખકર થઇ પડી છે, એમ દીન પ્રતીદીન મચ્છોની સાથે પ્રિતી વધતી ગઇ.

એક દીવસ માંછલાંને પકડવા આવેલા પારાધીઓ તે જળમાં જાળો નાંખવા લાગ્યા. અનેક જાળો નાંખતાં અનેક મચ્છને પકડતાં પકડતાં. જે જગામાં ચ્યવન મુની પડયા છે ત્યાં આવી પહોંચ્યા. અહીં બાર વરસથી પાણીમાં પડેલા રૂષી તપમાં તલ્લીન થઇ ગયા છે, સમાધીમાં ઘેરઇ ગયા છે; તે વખતે નવા સુતરની ગુંથેલી અને અતી વિસ્તારવાળી જાળ માંછીઓએ ફેંકી; તે જાળમાં રૂષી ભરાઇ ગયા. માંછી ધિમે ધિમે ખેંચે છે, પણ

ખેંચતાં જાળ ભારે લાગી, જળમાં રહેલી શેવાળ અને લીલથી લપટાએલા હજારો માંછલાંની સાથે ચ્યવન મુની બહાર આવ્યા. લીલ શેવાળથી જેનાં દાઢી મૂછ તથા જટા પણ લીલાંછમ જેવાં દેખાય છે. એવા ચ્યવન મુનીને જોઇ, કોઈ પ્રતાપી રૂષી હશે એમ ભય પામી જાળ નિચે મુકી દઇ સર્વે પારધીઓ રૂષિને હાથ જોડીને ઉભા રહ્યા. પાણીથી જુદાં પડતાંની સાથે મચ્છો મરણ પામ્યા. તેમને મરેલાં જોઇ રૂષી અતી કલ્પાન્ત કરવા લાગ્યા.

**[ ચ્યવન ] રાગ; હું વિયોગી નારનો.**

દુઃખી કરી [1]દિલદારને, દીલદાર ચાલ્યારે,
દિલદાર ચાલ્યારે, ઝાલ્યા નવ રહે ઝાલ્યારે. દુઃખી કરી.
બાર વરસ બાઝી રહ્યા, રમ્યાં જેહથી રંગ;
પવન લાગતાં પહોંચીઆ, કર્યો રંગમાં ભંગ;
ભંગ છે ઉમંગ, કારી ઘાવ ઘાલ્યારે. દુઃખી કરી. ૧
પળમાં પ્રિતી તુટશે, રહ્યું ન તેનું ભાન;
જળમાં રહીને જાણીઆ, જંતુ ને જીવ જાન;
દીપક દેખીને દોડતા, જેવાં [2]કુદાં ફાલ્યાંરે. દુઃખી કરી. ૨
જો જંતુ જીવે નહિ, તો [3]પટકુ મુજ પ્રાણ;
પ્રેમી પાછળ જીવવું, ફિકુ જીવન જાણ;
છેવટમાં કેમ છોડીએ; જેથી મોજ મહાલ્યારે. દુઃખી કરી. ૩

તરફડી તરફડીને મરતાં મચ્છોને જોઇ રૂષિ બોલ્યા. હે જળ જંતુઓ, હાલ તો તમે તમારા પ્રાણ તજો છો, પણ હું ચ્યવન મુની મારા તપના પ્રતાપે તમને સજીવન કરીશ, અને તેમ નહિ બને તો તમારી પાછળ મારા પ્રાણ આપીશ.

ચ્યવન મુનીનું નામ સાંભળી કંપી ગએલા પારધીઓ, રાજા નહુષની પાસે દોડયા અને તેમને રૂષીનું નામ દેઇને તેડી લાવ્યા. રાજાએ આવી રૂષીને પ્રણામ કર્યા, ત્યારે ચ્યવન મુનીએ રાજાનો તથા તેમના પ્રધાન વિગેરેનો વાણી વડે સત્કાર કર્યો. રાજા નહુષ કહે છે હે મહામુની મને કાંઈ આજ્ઞા કરો ! ત્યારે રૂષીએ કહ્યું હે રાજા જાળમાં પકડીને જળમાંથી મને માછલાં સહીત બહાર કાઢનાર, [4]ઢીમ્મર પાસેથી, મુલ્ય આપીને, માંછલાં

---

૧ દિલદાર—જીવજાન દોસ્ત. ૨ કુદાં=પતંગીઆં ૩ પટકુ=પ્રાણ આપુ, દેહ પછાડું; આપઘાત કરૂ. ૪ ઢીમ્મર—માંછલાં પકડનાર.

સહીત મને ખરીદી લે ! નહુષ કહે જેવી આજ્ઞા પ્રભુ ! પ્રધાનજી; આ ઢીમ્મરને દશ સોના મહોરો આપી દયો !

**ચ્યવન**—શુ શુ રાજા ! મારી કિમ્મત દસજ સોના મહોર ?

**રાજા**—પ્રધાનજી, સો સોના મહોર આપો !

**ચ્યવન**—ભૂલ્યો ! વિચાર કર !

**રાજા**—એને હજાર સોના મહોર આપો !

**ચ્યવન**—રાજા નહુષ અમ જેવા પ્રતાપી બ્રાહ્મણોની તને કિમ્મતજ નથી.

**રાજા**—પ્રધાનજી; એને એક લાખ સોના મહોરો આપો !

**ચ્યવન**—રાજા; તારા પ્રધાન વર્ગની સાથે વિચાર કરીને પછી મારી કિમ્મત આપ !

**રાજા**—પ્રધાનજી ? એક ક્રોડ મહોરો ઢીમ્મરને આપો !

**ચ્યવન**—શુ હું ક્રોડ મહોરથી વહેચાવા લાયક છું ?

**રાજા**—પ્રધાનજી ! એને અબજ મહોરો આપો !

**ચ્યવન**—રાજા નહુષ; તને બ્રાહ્મણોની કિમ્મતજ નથી.

**રાજા**—પ્રધાનજી ઢિમ્મરને આપણું અરધુ રાજ આપો !

**ચ્યવન**—હજી તેં મારી બરાબર કિમ્મત ન કરી !

**રાજા**—પ્રધાનજી આ ઢિમ્મરને આપણુ આખુ રાજ્ય આપી દ્યો !

**ચ્યવન**—(ક્રોધથી) આ શુ કાંઇ હાંસી મષ્કરીની વાત છે ! તારા પ્રધાન વર્ગની, અગર જે બ્રાહ્મણની કીમ્મત કરી જાણતો હોય તેની સાથે વાત કરી, મારી કિમ્મત કર !

રૂષીના તાંપથી રાજા કંપી ગયો છે. તે વખતે ત્યાં આગળ ઉભેલા ગવિજાત મુની જે અત્યાર સુધી સઘળુ સાંભળતા હતાં તે બોલ્યા. હે રાજા, બ્રાહ્મણનું મુલ્ય ગાયો વડે થાય છે, માટે તુ ગાયો આપીને રૂષીને ઢીમ્મરના પંજામાંથી મુક્ત કર ! તે સાંભળી રાજા બોલ્યો. અહો મહામુની, આપ પ્રસંન્ન થાઓ આપનું મુલ્ય હું ગાયો વડે કરીને આપુ છું. તે સાંભળી પ્રતાપી ચ્યવન રૂષિ બેઠા થયા અને બોલ્યા.

ધન્ય છે રાજા તારા મુખનાં વચન સાંભળી હું કૃતાર્થ થયો છું. ગાય એ અવિનાશી ધન છે: પાપ રહિત, કલ્યાણ કારી, અમૃતને ધારણ કરનાર તથા ખેરવનાર છે. ગાય વન્હિરૂપ છે. ગાય જગતનુ જીવન તથા જગ-

તની જનેતા છે. ગાય સકળ સુખને આપનારી કામ દુર્ગા દેવી છે. જે દેશમાં ગાયો નિર્ભય પણે શ્વાસ છોડે છે તે દેશ શોભે છે.

ચ્યવન મુની કહે છે હે રાજા હું તારા ઉપર પ્રસન્ન થયો છું માટે કાંઈક માગ્ય! રાજા કહે છે હે પ્રભુ; આપની એ કૃપા હો કે મારી વૃત્તિ સદા ધર્મ કાર્ય કરવામાંજ ઘેરાય; અધર્મ કરવાને મને સ્વપ્નું પણ ન થાય! વચન સાંભળી રૂષી પ્રસન્ન થઈ બોલ્યા તથાઅસ્તુ જય થાઓ!

ઢીમ્મરો કહે છે હે કૃપાના સાગર અમોએ આપનો અજાણથી અપરાધ કર્યો છે તેનું નીવારણ આપની પાસે માગીએ છીએ. રૂષી કહે છે, સદાકાળ સદા ચાર આચરજો, જાઓ તમારી અને મારા સંગમાં રહેલાં મચ્છોની પણ સદ ગતી થશે.

ચ્યવનમુની મચ્છોને જળમાં નાંખી સજીવન કરી ચાલ્યા ગયા. ત્યાર પછી રાજા નહુષ પણ પોતાના મહેલમાં આવ્યો અને ભૃગુકુળને દીપાવનાર ચ્યવન મુનીનાં દર્શન થયાં માટે જીંદગીમાં તે દીવસને સફળ માન્યો.

જળમાં રહેલાં મચ્છો મુનીના વિયોગથી સુનાં સુનાં ફરવા લાગ્યાં. વળી ઢીમ્મરો ચાલતાં બોલ્યા કે સત્ત પુરૂષનો સમાગમ સાત ડગલાંમાં સુખની વૃદ્ધિ કરે છે.

નિરંતર તપ કરવામાં પ્રિતીવાળા ચ્યવન રૂષિ કુશીક રાજાને ઘેર ગયા. રાજાએ રૂષીને જોઈ ઘણા પ્રેમ પુર્વક સત્કાર કર્યો. અર્ઘ્ય પાદ પુજા કરી, હાથ જોડી કહ્યું હે મહામુની આજે આપે દર્શન આપી મને કૃતારથ કર્યો છે. રૂષી કહે હે રાજા મારે તારી પાસે રહેવું છે. તે સાંભળી રાજા પ્રસન્ન થયો; અને કહ્યું બહુ સારૂ પ્રભુ. ( ભોજન સામગ્રી તૈયાર કરાવ્યાં. )

રૂષી જમ્યા નહિ પણ સુવાની ઈચ્છા જણાવી. ત્યારે રાજાએ સુખ શૈયા બીછાવરાવી સુવાર્યા. રૂષી કહે હું સુઈ જાઉ છું તુ તથા તારી સ્ત્રિ બન્ને મારી પગચંપી કરો, મને જગાડશો નહિ અને જ્યાં સુધી હું જાગુ નહિ ત્યાં સુધી મારી સેવામાં ખામી રહે નહિ.

પાસુ વાળી સુતેલા ચ્યવન મુની એક પડખે એકવીસ દીવસ સુધી સુઇ રહ્યા. ત્યાં સુધી અન્ન પાણીનો ત્યાગ કરી નરનારી બંન્ને સેવામાં મચ્યાંજં રહેલાં છે. બાવીસમે દીવસે રૂષી ઓચીન્તાના જાગ્રત થઇ ગયા, અને ઉઠીને નાઠા. રાજા રાણી બન્ને તેમની વાંસે નાઠાં પણ રૂષી અંતર ધ્યાન થઈ ગયા, એટલે રાજા કલ્પાંન્ત કરી નિચે પડી ગયા.

રાણીએ રાજાને આસનાવાસના કરી જાગૃત કર્યા અને બન્ને મહેલમાં આવ્યાં ત્યાં મુનીને સુતેલા જોયા, તે જોઈ પાછા પ્રસન્ન થયાં અને ફેર પગચંપી કરવા લાગ્યાં. ફેર બીજી વખતે બીજુ પડખુ દબાવીને મુની સુતા તે પણ પાછા એકવીસ દિવસ ! બેતાળીસ દીવસના અખંડ ઉજાગરા આંખમાં ભરાઇ ગયા છે ભૂખ તરસથી શરીર શીથીલ થઈ ગયું છે.

રૂષીએ જાગ્રત થઇ કહ્યું મને તેલ ચોળીને સ્નાન કરાવો ! આજ્ઞા પ્રમાણે રૂષીને રૂપાના બાજઠ ઉપર બેસારીને સ્ત્રિ પુરૂષ બન્ને તેલ મરદન કરવા લાગ્યાં, હજી ચોળાયુ નથી ! હજી ચોળાયુ નથી ! કરીને થકવી નાંખ્યાં. પણ રાજા કે રાણીના મનમાં રૂષી ઉપર જરાય ક્રોધ ન થયો તેમ ખોટુ પણ ન લાગ્યું.

સ્નાન વીધી થઇ રહ્યા બાદ રાજાએ ઉત્તમ પ્રકારનાં ભોજનના પદાર્થો તથા ફળ ફળાદી નિવેદન કર્યાં; તે જોઇ રૂષીએ સળગાવી મુકયાં. તેથી પણ જરાય માઠુ લગાડયું નહિ. તેમ મનમાં ખેદ પણ કર્યો નહિ.

એક સમે રૂષી રાજાને કહે છે, અલ્યા કુશીક, તુ તથા તારી સ્ત્રી મને રથમાં બેસારીને ખેંચો ! રાજા કહે બહુ સારૂ પ્રભુ; જેવી આપની આજ્ઞા. રાજાએ સોનાની લાકડીઓ અને સોનાની ઘંટડીઓ વાળો; મધુરા શબ્દ કરતો, સોનાના તારનાં તોરણોથી અને ફરતી ધજાઓથી ઘેરેલો રથ તૈયાર કરી, રૂષીને નમન કરીને કહ્યું મહારાજ આપ રથમાં બીરાજો, પછી અમો ખેંચીએ.

વજ્ર જેવી તીક્ષ્ણ આર વાળો પરોણો લઈ રૂષી રથમાં બેઠા અને બોલ્યા. હે રાજા, ધીમે ધીમે ચાલજો; લોકો જુવે તેમ ચાલજો ! વળી હે રાજા માર્ગમાં હું બ્રાહ્મણોને મોં માગ્યાં દાન આપતો જઈશ, માટે સોનું રૂપુ, હીરા, મોતી માણેક, વિગેરે બીજા રથમાં ભરાવી મારી સંગે રખાવ !

રૂષીના માગવા મુજબ રાજાએ સઘળી તૈયારી કરાવી. નંર નારીએ રથ ખેંચવા માંડયો. ઘડીએ પલકે રૂષી પરોણાની આરની ધારથી માર મારતા જાય છે, આરના ભોકાવાથી લોહીની ધારાઓ છુટતી જાય છે, જેથી બન્નેના શરીરની શોભા ફાગણ માસનાં કેસુડાંનાં ફુલ જેવી શોભી રહી છે. તોપણ અંતઃકરણમાં જરાય ઓછું આવતુ નથી. તેમ રૂષીના ઉપર દ્વેષ ભાવ પણ થતો નથી.

જેમ કુબેર ભંડારી ભંડાર લુંટાવાને નિકળ્યા હોય તેમ સર્વને મોં માગ્યાં દાન આપતા આખુ નગર ફરી વળયા. હજારો મનુષ્યો રૂષીનું કર્મ

જોઈ રૂષીને ધિક્કારવા લાગ્યા અને ખેદ કરવા લાગ્યા, પણ રાજા રાણીએ રૂષીનો લેષ માત્ર અપરાધ છે એમ માન્યુ નહિ. ત્યારે રૂષી રથમાંથી ઉતરી પડયા, અને રાજા રાણીને પોતાનો અમૃતને ખેરવતો હાથ ફેરવ્યો જેથી, તેમનાં શરીર હતા તેવાં અને એથી પણ દીવ્ય થયાં. બન્નેને અમૃતના ઓડકાર આવવા લાગ્યા; વળી રૂષીએ કહ્યુ, હે રાજા કુશોક તારી સેવાથી હું પ્રસન્ન થયો છું, તુ મારી પાસે કાંઇક ઇચ્છીત વરદાન માગ્ય!

રાજાએ કહ્યું હે પ્રભુ મારે કાંઇ માગવું નથી, મને તો આપનાં દર્શન થયાં જેથી હું કૃતાર્થ થયો છું છતાં આપ આપો તો એજ આપો કે મારી વૃત્તી સદાકાળ આપ જેવા તપસ્વિયોની સેવામાં બની રહે ! રૂષી કહે તથા અસ્તુ ! તારો જય થાઓ; તથા તારા વંશની વૃદ્ધિ થાઓ !

રાજાને વરદાન આપી ત્યાંથી ચાલી નીકળ્યા. થોડાં વરસ વિત્યાબાદ એક સમયના યોગે રૂષીએ વળી તપ કરવાનો વિચાર કર્યો, તે એવો કે ભૃગુ આશ્રમની પાસેના તળાવની પાળ ઉપર આસન માંડીને બેસવું તે વર્ષોના વર્ષો સુધી ઉઠવું નહિ.

[ કવિ ] રાગ; ખબર નહિ આ જુગમેં પલકી.

ભૃગુના પુત્ર ચ્યવન રૂષી...
તેજ તણો અંબાર તપસ્વિ, તપથી બહુ ખુશી. ૧
તપતો તનને લે ચુશી...
તોપણ તપસી ત્રણે કાળમાં, હરદમ છે હુશી. ૨
સેવીને સરોવરની પાળ;
તપથી ત્રણ ભુવન તપાવ્યાં, વીત્યો બહુ કાળ. ૩
સાચી એ સ્વર્ગ તણી સીડી;
વેલા વિંટઈ થયો રાફડો, ફ્રોડ ફરે કીડી. ૪
જાળમાં જીવ જંત ફરતા;
તપસી કેરા ઘોર તાપથી, દેવ રહે ડરતા. ૫

પોતાના પિતાના આશ્રમ પાસેના તળાવની પાળ ઉપર એક ઘુંટણ ઉપર બેસી ધ્યાન લગાવ્યું, ઝાડની માફક અડગ થઈ ગયા; તેને ઘણાં વર્ષ વીતી ગયાં. રસ્તાની ઉડેલી રજકણનો ઢગલો થયો, અને જંતુઓએ ભેગી કરેલી માટીનો રાફડો બંધાઇ ગયો. લખ્ખો અને કરોડો જંતુઓ રાફડા ઉપર ફરવા લાગ્યાં, પાસેનાં ઝાડોનાં ડાળાં પાંખડાં પથરઈ જઈ વધઇ ગયાં; વેલાઓ વીંટઈ ગયા માથા ઉપર પક્ષીઓ

હથ્વાર કરવા લાગ્યાં અવસ્થાને લઇ શીથીલ થઇ ગએલું શરીર ઓળખાઇ શકાય તેવું રહ્યું નહિ. માત્ર રૂષી સ્વઇચ્છાએ પોતાની આંખો ઉઘાડે તો ઘણે દુર સુધી જોઇ શકે; તેવાં આંખની આગળ બે બાકાં રહી ગયાં હતાં.

જે વનમાં ચ્યવન મુની આ પ્રમાણે તપ કરે છે તે વનમાં, પોતાની ચાર હજાર સ્ત્રિયો સહિત એકજ પુત્રિ નામે **સુકન્યા** તથા બીજા અનેક દાસ દાસીઓ, નોકર ચાકર અને અંગ રક્ષકો લઇને ચોથો વૈવસ્તમનું ચક્રવર્ત્તી શર્યાતિ રાજા વિહાર કરવા માટે આવ્યો.

**મરાઠી સાખી.**

*સાર્વ ભૌમ શર્યાતિ રાજા, સકળ સાથ લઈ સંગે,
વૃક્ષ તણી છાયા નીરખીને, ઉતરીઓ ઉમંગે;
સુકન્યા સહી, સખીઓ સાથે રમવા ગઈ. સુકન્યા.

**[ કર્તા ]** ભરજુવાની અવસ્થાને પ્રાપ્ત થતી, રૂપગુણમાં ખીલતી, રમતી આનંદ કરતી, રૂષી તપ કરે છે તેના નજીકના ભાગમાં, સુકન્યા પોતાની સો સખીઓ સહીત ગરબે ગાવા લાગી.

**[ સુકન્યા ] રાગ; વિરહી જનની પીડ, " ગરબો "**

ચાલો ચાલો સાહેલીનો સા...થ; રમવા ચાલોને;
ઝાલો ઝાલો એકેકના હાથ, હરખે ઝાલોને.
આદીત્ય ઉદય અવની તણો, તનમાં મનડા તોડ;
ચીતડુ ચગડોળે ચઢે; મને સ્વામી વર્યાના કોડ. રમવા ચાલોને. ૧
સોમે શીવ આરાધીએં, મોહન મળવા માટ;
જીવના જીવન જો મળે, તો સોમ શમે લેલાટ. રમવા ચાલોને. ૨
મંગળ મંગળકારણી, મંમ્માયાની સ્હાય;
વર આપે વર દાઇની; તો હોલ્હાય હૈઆનીલ્હાય. રમવા ચાલોને. ૩
બુદ્ધે બુદ્ધિ ચાળવી, ધરો બુદ્ધનું ધ્યાન;
બુદ્ધિશાળી જો મળે, તો વળે વપુનું વાન. રમવા ચાલોને. ૪
ગુરૂ ગુરૂના જ્ઞાનથી, મરડી રાખુ મન્ન;
વરવાના વિચારમાં, કંપી ઉઠે તન. રમવા ચાલોને. ૫
શુક્રજા સ્વામિ દૈત્યના; સ્હાય થજો મહારાજ;
કરજોડી વીનતી કરૂં, મને મેળવજો શીરતાજ. રમવા ચાલોને. ૬

---

* સાર્વભૌમ=પૃથ્વિપતી; ચક્રવર્તિ.

શનીએ સેજે પહોઢતાં, સહીએ રાતને દીન;
સ્વામી મળવા કારણે, શની તણે આધીન. રમવા ચાલોને. ૭
સાતે વાર સોહામણા, ગાયા ગરબા આજ;
મનનો માન્યો મેળવે, રાખે તે જનની લાજ. રમવા ચાલોને. ૮

[ કર્તા ] શરીરને શોભાવતી, મનને લોભાવતી ઝાંઝરને ઝમકાવતી તથા નયનને ચમકાવતી એવી સુકુમારી સુકન્યાના સ્વરૂપને જોઇને તપસ્વીનું તપ ડોલી ગયું અને મુખડુ બોલી ગયું.

( ચ્યવન ) રાગ: મરાઠી સાખી.

મદન રીપુથી મન મચ્છરાતી, મધુર મોહીની બાળા;
તીવ્ર નજરથી તપસી ડોલે, અંગે અગ્નિ જવાળા;
ચાળા માંડી વાળ્ય, યાચક નરના સામું ભાળ્ય. ચાળા.

રમક ને ઝમક કરતી સર્વ સાહેલીઓની સંગે સુંદરીને ફરતી જોઇ કામથી મોહીત થઇ, સુંદરીના સ્વરૂપમાં લોભાએલા ચ્યવન મુની; હે બાળા: હે કન્યા; હે સુંદીર ! કહી કહીને અવાજ કરવા લાગ્યા. પોતાની બંન્ને આંખોના સનમુખ પડેલાં કાંણાંમાંથી એકી નજરે જોઈ રહેલા રૂષી બોલ્યા હે બાળા ! હે સુંદરી ! તપથી જેનો કંઠ બેસી ગયો છે, એવા મુનીનું બોલવું સ્પષ્ટ રીતે સંભળાયું નહિ ! પણ કોઇ બોલાવતુ હોય એવો પડધો પડ્યો. તેજ વખતે સાંભળો ! સાંભળો ! કહીને સુકન્યાએ કાન માંડયા.

( સુકન્યા ) રાગ; બ્રાહ્મણ ભટ્ટા લાડુ ચટ્ટા !

સરખી સમાણી સૈયર મારી; અવાજ કયાંથી આવે છે;
સુરતા સાંધી સર્વ સાંભળો; મુજને કોઈ બોલાવે છે.
મીઠી મધુરી શી વાણી, સાથે મધુરા શા બોલ,
જરા દિશાઓને બાંધી, બેની કરો તોલ;
તોલ તો અતોલ જેનું મુલ્ય અનમોલ;
ઓથે રહીને અવાજ નાંખે; દીલડુ મુજ ડોલાવે છે. સુરતા. ૧
ચાલો આવો મારી સાથે, ખોળી કાઢો એજ જંન,
અવાજમાં હેરી લીધું, તન, મન, ધન;
મેળાપીને મળ્યા વિના ભાવે કેમ અંન્ન;
વગર મળ્યે; વાદીની વિદ્યા; ખરે હૃદય ખોલાવે છે. સુરતા. ૨

સુકન્યાનું બોલવું સાંભળીને બાળાઓ આમ તેમ વીખરઇ ગઇ. આ ઝાડ પેલું ઝાડ કરવા લાગી. સુકન્યા પણ શોભતી તથા વનને શોભાવતી

અનેક પ્રકારનાં ઝાડોને જોતી, જે રાફડામાં રૂષી બેઠેલા છે ત્યાં સુધી આવી, અને રાફડામાં પડેલાં બાકાંમાં સેજ સ્વભાવ દ્રષ્ટિ કરી. જેમાં અંધકારને લીધે રૂષીની મંગળના તારા જેવી તેજ મારતી બંન્ને આંખો દેખાઈ. તે જોઈ સુકન્યાએ મોટે અવાજે સખીઓને બોલાવી, તથા તેમને આંગળીથી બતાવીને કહ્યું કે:

**( સુકન્યા ) રાગ; ગોવિંદ ગુણ ગાઓ રે...હે નરનાથ.**

સાહેલી જરા ઝાંખોરે, દી...વા બળે !!
માંહી નજર નીહાળી નાખોરે. દી...વા બળે !!
*મહી માટીનો રચ્યો રાફડો શુદ્ધ સરોવર પા...ળ,
જીવ જંતુઓ ઝાઝા દીસે, વળી દીસે વીકરાળ રે.. દી...વા બળે. ૧
અધાર વિષ્ટા અદકી દીસે, આવે બુરી બા...સ;
અવળા સવળી ઉધેઇ ફરતી, જાણે દાટી હોય લાશરે. દી...વા બળે. ૨
પક્ષિમાળા, અધીકાં જાળાં, આંખે દીઠુ આ...જ:
બંધ રહો બોલતાં એની, અહીંથી આવે છે અવાજ રે. દી...વા બળે. ૩

મદથી મચ્છરાએલી, અને બળતા દીવા દેખી મોહીત થએલી સુકન્યા ત્યાંથી ખસીને વનમાં ફરીને, બે સુંદર અણીદાર કાંટાં લાવી, અને તે બે હાથમાં અક્કેકો પકડીને ઉભા ખોસી દીધા.

**[ કવિ ] મરાઠી સાખી.**

સુકન્યાએ શુળો લઇને, બાકોરાંમાં ખોસી;
તપસી કેરી આંખો ફોડી, જોપ જુવે કયાં જોષી;
કહો કોનો વાંક વિધાતાએ મારી ટાંક. કહો.

જ્યારે અરણ્યમાં અટકેલા, અને અડગ થઈ તપ કરવાનેજ બેઠેલા નિર અપરાધી રૂષીની આંખો, હાલી ચાલીને આવેલી સુકન્યાએ ફોડી નાંખી ત્યારે દૈવ બળવાન છે એમ માનવું. રૂષીની આંખમાંથી લોહીની ધારાઓ ચાલી તે જોઇ સુકન્યા મનમાં પસ્તાતી માતા પીતાની પાસે જતી રહી. અહીં રૂષીએ શર્યાતી રાજાના સૈન્યના મનુષ્યનાં તથા હાથી, ઘોડા, ઉંટ વિગેરે સર્વનાં મળ મુત્ર બંધ કરી દીધાં.

**મરાઠી સાખી.**

ભૃગુ તણા સુત ચ્યવન રૂષી, એ થયા આંખથી અંધ;
શર્યાતીના સર્વ પ્રાણીનાં, મળ મુત્રાદી બંધ;

* મહી–પૃથ્વિ.

થયો આ...હાકાર; રાજા દુઃખીઓ થયો અપાર.　　　　થયો.

સૈન્યના સઘળા પ્રાણીઓને સંકટમાં આવી પડેલા જોઇને રાજા શર્યાતી ગાભરો બની ગયો અને દરેક મનુષ્યને પુછવા લાગ્યો કે; અહીં નજીકમાં ભૃગુરૂષીનો આશ્રમ છે, જેમના ચિરંજીવી પ્રતાપી તપસ્વિ ચ્યવન મુની કોઇ જગાએ તપનો આરંભ કરી બેઠા હશે; અજાણતાં કે જાણીને તેમનો અપરાધ કોઇએ કર્યો હોય તો કહો !

સેન્યામાંથી તેનો ખુલાસો ન મળ્યો ત્યારે રાણીવાસમાં તેજ પ્રમાણે વાત કરી, તે સાંભળી; સર્વને દુઃખનું કારણ કદાચ હું તો નહિ હોઉં ! રાફડામાં બળતા દીવા સમજી ભોકેલા કાંટાથી કદાચ રૂષીનો અપરાધતો નહિ થઈ ગયો હોય, એવી શંકાઓ કરતી સુકન્યા પીતાને કહેવા લાગી. હે પીતાજી !

**શર્યાતી**—કહો બેટા સુકન્યા; શુ કહેવા માગો છો ?

એકની એક અને અતીષે લાડમાં ઉછેરેલી વહાલી પુત્રિ શુ કહેવા માગે છે તે સાંભળવા આતુર થઇ રહેલો રાજા કાંન માંડી ઉભો રહ્યો છે. ત્યાં સુકન્યા બોલી કે, અહીંથી થોડેજ દુર માન સરોવર છે જેની પાળ ઉપર વિષ્ટા, અધાર, જીવ જંત, અને કોહીને સડી ગએલાં ફળ ફુલ તથા ઝાડથી ઘેરાએલો માટીનો ×પુરાનો રાફડો છે. તેની અંદર દીવા બળે છે, તે જોઈ મેં કાંટા ભોકયા છે, તે કાંટાની અણીઓ લોહી વાળી થઈ છે.

કન્યાના કડવાં વચન સાંભળીં શર્યાતી રાજા સપાટે તે જગાએ આવી પહોચ્યો. તેની સાથે ઝટ તે જગા બતાવા માટે સુકન્યા પણ દોડતી આવી. કન્યાના કહેવાથી, રાફડો ફોડાવી નાંખીને રૂષીની આસપાસની માટી ખેંચાવી નાંખી. ત્યાં તપસ્વી ચ્યવન મુનીને બેઠેલા જોયા. તેજ વખતે રાજા ભય પામી ગયો અને કંપતો કહેવા લાગ્યો.

**( રાજા )　　રાગ; અહો દીલદાર, જરી દેદાર,**

રૂષીવર રાજ, બુડાડેલું ઝાઝ, સકળ શીરતાજ, તારોને.
સકળ શીરતાજ તારોને, સકળ શીરતાજ તારોને.　　　　રૂષીવર.
અતી રમતી, અતી ભમતી, અતી મમતી, અતી દમતી,
કન્યા કેરૂ કાજ, અતી દમે આજ, ગરીબ નિવાજ વારોને.
ગરીબ નીવાજ વારોને, ગરીબ નીવાજ વારોને.　　　　રૂષીવર.
સુકન્યા સદગુણ ભરી, બાર વરસની બાળ,

× પુરાનો-ઘણોજ જુનો.

કાંટા ભોકી કારમા, કોપાવ્યો છે કાળ. રૂષીવર. ૧
સેના સઘળી ભોગવે, દેહે દારૂણ દુઃખ;
[1]રહેમ નજર રાખ્યે થશેઃ સૌખ્ય સમીપે સુખ. રૂષીવર. ૨
પામર પદરજ આપની; રાય બન્યો છું રંક,
ક્રોધ શમાવો કારમો, પાછળ નાંખી [2]પંક. રૂષીવર. ૩

હે ભૃગુકુળના મણી, સાક્ષાત અગ્નિરૂપ પ્રભુ ચ્યવન મુની મહારાજ, મારી અજ્ઞાન દીકરી સુકન્યાએ અજાણથી આપની આંખો ફોડી અપરાધ કર્યો છે તેને માટે હું શર્યાતી રાજા આપની પાસે ક્ષમા માગુ છું.

રૂષિ કહે છે. હે રાજા હવે હું અંધ થયો, વળી મારી અવસ્થા પણ થઈ જેથી હુ દુઃખી થઇશ; માટે મારા શરીરની સેવાને સારૂ, મારો અપરાધ કરનારી તારી દીકરી સુકન્યાને મારી સાથે વરાવ !

રૂષીનાં વાક્યો સાંભળી રાજા વિચારમાં પડી ગયો. અરે આવી સુકોમળ શશીકળાને આવા વૃદ્ધ અને અંધ પુરૂષને કેમ પરણાવાય ! ઉછરતી વયની ખીલતી કળી સમાન કન્યાને, કાદવમાં કચરી દેવાથી શુ ફળ ! સુકન્યાને વૃદ્ધ અને અંધ ચ્યવન રૂષી સાથે વરાવવી તે કરતાં, યમ લોકમાં પહોચાડી દેવી તે સારૂ છે.

રૂષિ—કેમ રાજા કાંઈ જવાબ દેતો નથી, તારી પુત્રીને મારી સાથે વરાવછ કે નહિ?

રાજા—પ્રભુ ! હું તેજ વિચારમાં છું.

રૂષિ—હવે વિચાર કાંઈ કરવાનો નથી, તારી સુકોમળ કન્યા કે જેનું રૂપ જોઈ હું મોહીત થયો છું, તેને મારી સાથે વગર વિલંબે વરાવી દે ! નહિ તો વીપરીત થશે.

રાજા—મહારાજ. અપરાધ એ કન્યાનો છે, અને આપે સઘળી સેન્યાનાં મળ મુત્રને રૂંધ્યાં છે, એવું આપ જેવા દયાળુ પુરૂષને ન ઘટે! તેનો દંડ મારી પૂત્રીને અગર મને મળવો જોઇએ.

રૂષિ—અનેકને અકળાવાથી કાર્યનો નીવેડો ઝટ આવે છે. કન્યા આપી સેન્યાના દુઃખનુ નિવારણુ કરાવીલે ! વાર ન કર !

સતિ સુકન્યા મન સાથે વિચાર કરવા લાગી કે મારા અપરાધે કરીને સર્વને દુઃખ થયું છે. વળી મારા પિતા પણુ અતી દુઃખી થઇ ગયા છે, માટે એ સર્વનું દુઃખ હુંજ ઉપાડી લેઉ !

---

૧ રહેમ નજર—અમિદ્રષ્ટિ; કૃપાદ્રષ્ટિ. ૨ પંક—પાપ. અપરાધ. (કાદવ)

**સુકન્યા**—પિતાજી; રૂષીના માગવા મુજબ આપ મારૂં દાન કરી દયો! તેમાં વિલંબ ન કરો !

**રાજા**—બેટા હું ચિન્તામાં ગરક થઈ ગયો છું કે, અંધ વૃદ્ધ અને વિષયથી નિવૃત થએલા પતીને આપી તારા ભવિષ્યના સઘળા સુખને માથે છીંની મુકવી એ બહુજ ખોટુ. ગાયને કસાઇના હાથમાં આપવી, અને પોતાના સ્વાર્થ સાધવાને દીકરીને દુઃખ જોઇ પરણાવવી એ બે બરોબર છે.

**સુકન્યા**—પિતાજી; સુખ દુઃખ એ ભાગ્યની રતી છે, યુવાન અને રૂપાળા પુરૂષને પરણીને રતી સુખમાં રમાય છે, અને તે સુખ પરીપુર્ણ મળે છે, તે પણ શંકાયુક્ત છે, માટે વરાવી સઘળાના દુઃખને અટકાવરાવો!

**રાજા**—દીકરી ! ગમે તેમ થશે પણ હું તો, રાખમાં રત્ન નહિ નાંખુ !

**સુકન્યા**—પુજય પિતાજી; મિથ્યા હઠ કરો છો. પતીમાં પ્રિતીમાન, પતિવ્રતા સ્ત્રિઓને કોઈ કાળે દુઃખ દેખાતુજ નથી. હું આ મારા સ્વામી ચ્યવન મુનીની, પાર્વતી શંકરની સેવા કરે તેમ કરીશ !

**રાજા**—બેટા સુકન્યા; અત્યારે તો હું તને વરાવીશ, પણ પાછળથી જ્યારે દુઃખ પડશે ત્યારે તુજ મને તીરસ્કારની નજરે જોઈશ !

**સુકન્યા**—પતીવ્રતા સ્ત્રિઓને, આવવાના સુખ દુઃખથી હર્ષ શોક થતોજ નથી.

**રાજા**—ભલે જ્યારે તારી પણ મરજી છે તો મારે ના નથી. ( મુની તરફ હાથ જોડીને ) હે મહામુની: હું આ મારી સુકોમળ બાળા સુકન્યા આપને વરાવું છું. આપના તપો બળે તેના શિયળનું રક્ષણ કરી મારી લાજને વધારશો !

**(ચ્યવન મુની સાથે સુકન્યાનાં લગ્ન.)**

ચ્યવન મુનીને કન્યા આપી. શર્યાતી રાજા પોતાનો પરીવાર લઇ નગ્ર તરફ ગયો. અહીં સતી સાધવી, પતીની અનન્ય ભાવથી સેવા કરે છે, રાત્રી દીવસ જાગતી અને પતીની આજ્ઞાને પ્રભુ પાસે માગતી અલબેલી અબળા, સ્વામીની સેવામાં તત્પર રહે છે.

**અમર**—કૃપાનાથ; પતીવ્રત ધર્મનો પ્રતાપ કેટલો હશે, તે મને સહેલથી સમજાવો !

**અર્હંત**—સાંભળ અમર ! તે પણ સમજાવું. પતીવ્રત ધર્મના પ્રતાપ કળી ન શકાય એવો ગહન છે.

## (દ્રષ્ટાંન્ત) પતીવૃતા મંગળા.

કોઇ સમયને વિષે આશરે બે ત્રણ હજાર ઘરની રસ્તીના ગામમાં, એક બ્રાહ્મણ રહેતો હતો જે અતી વિદ્વાન હતો. જેનું ગામમાં તો શુ પણ આસપાસ પાંચ ગાઉ ફરતુ નામ હતુ. બ્રાહ્મણ સકળ વિદ્યાનો જાણ હતો; જેને રાજ દરબાર તરફથી પણ વરસ દીવસમાં ચાર પાંચ વખત આમંત્રણ આવતું હતું, પોતાની વિદ્વતાને લીધે બ્રાહ્મણનું માન્ય સારૂ હતું.

પુર્વના પુન્યે પતીવૃત ધર્મને જાણનારી, સુધડ અને સ્વરૂપે, સુંદર સ્ત્રિ હતી, જેનું નામ, મંગળા ગવરી હતુ. મંગળા તે મંગળાજ, સવારના પહોરમાં તેનું મુખ જોવામાં આવ્યું હોય તો આખો દીવસ આનંદમાં જાય, અજવાળી બીજને દીવસે જોવામાં આવ્યુ હોય તો મહીનો આનંદમાં જાય; અને બેસતે વરસે જોવામાં આવ્યું હોય તો આખુ વરસ આનંદમાં જાય.

જાણે કોઇ મહાસતીની પાસે શીખી, અભ્યાસ કરી, તૈયાર થઇને આવી હોય તેવી, રૂડી રીત ભાતને સમજનારી, વટ વહેવારને જાણનારી પતીવૃતા મંગળા સ્વામીની સેવામાં સદા તત્પરજ રહેતી હતી. પતીના મુખમાંથી ઉચ્ચાર થતા પહેલાં માગેલી વસ્તુ લાવીને હાજર કરી દેતી, હમેશાં સવારમાં સ્વામીના પહેલાં જાગ્રત થતી; દીશા જંગલ દાતણ પાણી કરી, ઘરનું સઘળું વાસી કામ કરી રહ્યા બાદ, પાણી ઉનુ મુકી પોતે સ્નાન કરી પ્રભુનુ સ્મરણ કરતી અને સ્વામી જાગ્રત થશે ત્યારે શુ શુ સાહીત્ય તૈયાર કરવી પડશે તેને માટે ચતી રહેતી. પંડીત પલંગમાંથી નીચે ન ઉતર્યા હોય તે પહેલાં તેમને માટે દાતણ પણ તૈયાર રાખી મેલતી, અને તે કામ પરવાર્યાબાદ, સુગંધીદાર તેલ વિગેરે પદાર્થો શરીરે *મર્દન કરીને ગરમ પાણીથી નવરાવતી. ત્યાર પછી, સ્વામી શ્રી સર્વેશ્વરની સેવામાં બેસતા ત્યારે પોતે તેમાં ભાગ લઇ પતીની પુજામાં હાજરજ રહેતી. અગર ચંદનનો ધુપ તૈયાર કરી આપવો, ઘીના દીવા કરી આપવા, માળીને ત્યાંથી ફુલ લાવી આપવાં એ બધુ કામ કરી રહ્યા પછી જમવાને માટે જોઇતી, રસોઇના કામમાં હાજર રહેતી. આમથી પ્રભુની આરતી ઉતરતી અને મંગળા ગવરી અગ્નિ દેવને ઘીથી તૃપ્ત કરીને હારી દેતી. સુંદીર સાગના પાટલા ઢાળી ઉત્તમ આસન બનાવી રસોઇ પીરસી નાથને જમાડતી. ત્યાર પછી પલંગ પાથરી પતીને સુવારતી. સ્વામી થોડી વાર આળોટી, બહાર જાય તો ઇશ્વર ઇચ્છા: કદાચીત નિદ્રાવશ થવાની ઇચ્છા વાળા થાય તો પતીની

* મર્દન—ચોળવું. મસળવું.

વધી ઘટી પ્રસાદી લઇને પગચંપી વિગેરે સેવામાં રહેતી, અને પતી નિદ્રાવસ થાય-ત્યાં સુધી અટકી પડતી નહોતી. આળસ મરડી ઉઠતાંની સાથે મોંઢુ ધોવાને અને માથે છાંટવાને શિતળ જળ આપતી, સ્વામીના બહાર ગયા બાદ, ઘેર આવવાની વાટ જોતી, ઇશ્વરનું સ્મર્ણ કરતી. ઘરનું કામ કરતી દીવસ ગુજારતી હતી, અને સ્વામીને ઘેર આવ્યાની વેળા થએ દ્વારના સામી દ્રષ્ટી માંડી રહેતી. આવતે વાંત, તેમનાં ઉતારેલાં વસ્ત્ર હાથમાંથી લઇ લેતી, શીતળ જળનું પાત્ર હાથમાં આપી દેતી, અને સાંજનું ભોજન જમાડી પંખાથી વા ઢોળતી, સ્વામીને સુવારી દેતી હતી. આવા રૂડા પતીવ્રત ધર્મથી, સ્વર્ગના દેવતા સદાને માટે સ્હાય કુળ રહેતા હતા. વિદ્વાન બ્રાહ્મણનું ઘર એટલે ઘણા માણસોનો આવરો જાવરો તો ખરોજ. પ્રસંગે કોઇ કોઇ સ્ત્રિયો આવે તેમને પતીવૃત ધર્મનો ઉત્તમ ઉપદેશ નિરંતર કર્યાજ કરતી.

મંગળા ગવરીના ઘરમાં સદાય મંગળનાં વાજાં વાગતાં હતા. તેજ ગામમાં બીજી એક મહા મંગળા કરીને સ્ત્રિ હતી તે જાતે કણબણ હતી જેના સ્વામિને પતિવૃત ધર્મ પાળવો પડતો હતો. અહીં સ્ત્રિ હાજરને હજુર રહેતી હતી તેમજ ત્યાં પુરૂષ હાજરને હજુર રહેતો હતો.

સવારમાં સવા પહોર દીવસ ચઢે ત્યારે મહામંગળા ખાટલામાં સુતેલાં મોં ઉપરથી ગોદડુ ખસેડી અવાજ કરતાં. અલ્યા ! દેવતા બેવતા પાડયો છે કે ! કાંઇ પાણી બાણી મેલ્યું છે કે ! જો ધણી તરત જવાબ આપે તો ઠીક, ને કદાચ ભાયડો આઘો પાછો હોઇ ન સાંભળ્યું હોય ને કદાચ જવાબ ન આપે તો જોરથી ઘાંટો કાઢીને બોલે. અલ્યા કેમ બોલતા નથી, તમારૂ નખોદ જાય ! ક્યાં ગયા ! પુરૂષ દોડતો આવીને કહે કે, શુછે શુછે, આ રહ્યો ? દાતણને માટે ઊનું પાણી તૈયાર છે, તુ ઉઠે એટલે આપુ. પુરૂષ દાતણ પાણી આપે. નહવા પાણી આપે, રાંધે, ઈંડવાડ કાઢે, વાસીદાં કાઢે, કોઈ વખત પાણી પણ ભરી લાવે, બઇરાંનાં બધાં કામમાં બાર આની મદદ પુરૂષ આપે. તોપણ સાંજ પડતાં પડતાંમાં પાંચ સાત વખત છણકા છાકોટા તથા હુંકારા ટુંકારા ખાય.

ઉપરની સઘળી હકીકતથી, મહામંગળાના પતીને કંટાળોય નહિં તેમ તેને મનમાં ખોટુ પણ લગાડવાનું નહિં. એક ભવની સગાઈ છે. જ્યાં ત્યાં કરીને દીવસ કાઢવાના, અને બને તે જોયા કરવાનું.

એક દિવસે મહામંગળા, પતીવૃતા મંગળાની પાડોસમાં અને તેના સામાજ ઘરમાં પોતાના સગાને ત્યાં જમવા આવેલી હતી. તેના બે દિવસ પહેલાં

પતીવૃતા મંગળાનો સ્વામી પાંચ સાત ગાઉને છેટે કોઈ ગામમાં નવચંડીનો પાઠ કરવાને માટે ગયો હતો, અને મંગળા ત્રણ દીવસથી એક અન્ન જમીને પતીની વરસાદની માફક વાટ જોતી બેઠી હતી.

જ્યાં પુરૂષ પાઠ કરવા ગયો છે, ત્યાં જે ઘેર યજ્ઞ છે તેના સગા સ્નેહીઓ આવેલા છે, તેમાં મહામંગળાના પાડોસના માણસો પણ આવેલા છે; તેઓ સેજ સ્વભાવે કાંઇ વાતે વાત નિકળતાં, મહામંગળાનાં વખાંણ કરવા લાગ્યા. તે વખતે આસપાસના આઠ દશ ગાઉ ફરતા ગામના આવેલા સબંધીઓ સાંભળે છે. વાત કરનાર મહા મંગળા નથી કહેતો પણ એકલો મંગળા શબ્દ વાપરે છે એટલે મંગળાનો સ્વામી એમ સમજ્યો કે આ લોકો મારી બઇરી સબંધી વાત કરે છે. એવો વહેમ પડવાથી, અડધુ ધ્યાન પાઠમાં અને અડધુ તે તરફ રાખીને એક કાનેથી સાંભળતો પણ જાય છે.

નારી અઘોરી છે. આળસુ છે, એના ધણીને ગુલામ જેવો ગણે છે. ધણી પાસે વૈતરૂ કરાવે છે, મજુરી કરાવે છે, બેઠી બેઠી પાણી મંગાવે છે, એવા એવા શબ્દો ઉપર તો વિશ્વાસ ન બેઠો, પણ તેમાં એમ પણ આવ્યું કે ધણી બહાર ગામ જાય છે, ત્યારે પરાયા પુરૂષોને ઘરમાં ઘાલીને મોજ ઉડાવે છે. આજ ત્રણેક દીવસથી એનો ધણી કાંઇ બહાર ગામ ગએલો છે, અને એને ઘેર શીરા શેકાય છે ને ભજીઆં તળાય છે.

ઉપરના શબ્દો સાંભળીને મંગળાના સ્વામીને માઠુ લાગ્યું અને યજમાનને કે આચાર્યને મળ્યા વિના પોથી બાંધીને ઉતાવળો ઘેર આવ્યો. જે વખતે ગામમાં પેઠો તે વખતે સંધ્યાકાળ સમય થવા આવ્યો હતો તેની સ્ત્રિ પતિને યાદ કરતી પરમેશ્વરનું સ્મર્ણ કરતી છેક ઉપરના એટલે પાંચમા માળમાં બેઠી હતી; તેને તેના નાથે અવાજ કર્યો, હે નારી ! શબ્દ સાંભળતાંની સાથે, દોડતી બારીએ ઉભી થઈ બોલી. બોલની બલીહારી ! આજ્ઞા પતી ! ક્રોધાયમાન થએલો સ્વામી જમણો હાથ ઉંચો કરીને અને અંગુઠાની પાસેની આંગળી ઉભી કરીને નારીને, આંગળી નમાવી સાન કરીને કહ્યું કે, એકદમ નીચે આવ્ય ! સ્વામીની ઉતાવળી અને એકદમ આજ્ઞા થવાથી સ્ત્રી નીસરણીઓ ઉતરવા ન રહી. અને પતી સેવામાં સદાય તત્પર રહેનારી નારી એ, આવી નાથ ! કરીને બારીએથી પડતુ મેલ્યું.

પતીવ્રતા સ્ત્રિ પડી તે જગાએ પથ્થર જેવી જમીન હતી પણ પુરાનું સુંદર સરોવર બની ગયું; અને જેમ પાણીમાં ફુલનો દડો પડતાં જરાય

અવાજ ન થાય તેમ અવાજ ન થયો,અને નારી પાણી ઉપર ચાલતી આવી. પતીના ચરણમાં મુસ્તક મુકી હાથ જોડી ઉભી રહી. નારીને ઝીલવાને માટેજ તૈયાર થએલું સરોવર ગુમ થઇ ગયું, પાછી હતી તેવી જમીન દેખાવા લાગી.

આ બનાવથી તેના પતીને ખાતરી થઇ કે ત્યાં વાત થાય છે તે મારી સ્ત્રિની નજ હોવી જોઇએ એ કોઇ બીજી સ્ત્રીની હશે, એમ નકી કરી, વિશેષ વાત નહિ કરતાં સ્ત્રિને એટલુંજ કહ્યું કે હું તો માત્ર તમને કહેવાજ આવ્યો હતો કે હજી બે ત્રણ દીવસ થશે માટે ફિકર ચિન્તા ન કરશો. હું જાઉ છું. (પુરૂષ વિદાય થયો. સ્ત્રિ ઘરમાં ગઈ.)

પતિની આજ્ઞાથી પતીવૃતા સ્ત્રીનું પડવું, પથ્થર જેવી જમીનમાં સરોવરનું બની જવું, જળ દેવતીનું પ્રગટ થવું. મંગળાને ઝીલી લઇ તેના સ્વામીના સનમુખ ખડી કરી દેવી, એ સઘળું નજરે જોઈ, મહા મંગળા પટ લાણીતો ચકીતજ થઇ ગઈ; અને મન સાથે વિચારને ગોઠવતી ઘેર આવી કે, આ શુ આશ્ચર્ય, આ શો ગજબ, આનું શુ કારણ. અજબ ચમત્કાર. એટલે ઉંચેથી પડતાં બઈની હીમ્મત પણ ખૂબ ચાલી, લાવ પુછી આવું તો ખરી.

નવીન નવાઈ જાણવાને અતી આતુર મહામંગળા, પતીવૃતા મંગળાને ઘેર આવી બહારથી અવાજ કરી બોલી. ઘરમાં કોણ હશે બેન ? તેને પતીવૃતા મંગળા જબાબ આપે છે. જે હો તે ઉભાં રહેજો હુ બારણું ઉઘાડુ છું. (બારણું ઉઘાડી આવેલી મહા મંગળાને આવો બેન કહીને ઘરમાં લીધી.)

પ–મંગળા—કહો બેન કયાંથી આવ્યાં અને શુ કામને માટે ?

મ–મંગળા—હુ જાતની કણબણ છું. પેલા પાસમાં રહુ છું, તમને કાંઈ પુછવા આવી છું.

પ–મંગળા—બોલો બેન, તમે જે પુછશો તેનો, હું જાણીતી હઇશ એટલો સાચો ઉત્તર દઈશ.

મ–મંગળા—તમારૂ નામ શુ બેન ?

પ–મંગળા—મારૂ નામ મંગળા છે બેન.

મ–મંગળા—ત્યારે મારૂને તમારૂ નામ તો એકજ છે.

પ–મંગળા—તમારૂ નામેય મંગળા છે. ?

મ–મંગળા—હાજી; મારૂ નામ મહા મંગળા છે.

પ–મંગળા—વારૂ, હવે તમે જે પુછવું હોય તે પુછો ?

મ–મંગળા—તમારા ઘરવાળા ક્યાં છે ?

પ–મંગળા—તે તો બહાર ગામ ગયા છે, તેમનું કામ હોયતો બે દીવસ પછી આવજો.

મ–મંગળા—ના ના; હું તો સેજ પુછું છું, કામતો તમારૂજ છે ?

પ–મંગળા—ત્યારે બોલો ઝટ !

મ–મંગળા—આમ આટલાં બધાં આકળાં ઉતાવળાં શુ થાઓ છો ?

પ–મંગળા—કોઈ દીવસ ન આવતુ હોય તે માણસ આવે ત્યારે; માણસને તેના આવ્યાનું કારણ જાણવાને અતી આતુરતા રહે છે.

મ–મંગળા—આજે સાંજની તમારા સામાજ મકાનમાં હું મારા સગાને ઘેર જમવા આવી હતી, અને જમીને બહાર નીકળી તે વખત તમે બારીએથી પડયાં પણ તમને વાગ્યું નહિ, તેનું શુ કારણ ?

પ–મંગળા—બસ ! એજ કારણ અહીં આવ્યાનું છે ?

મ–મંગળા—તે કારણ કાંઈ નાનું સુનું નથી.

પ–મંગળા—વાંસ ઉપર ચઢવાનો અભ્યાસ કરતી વખતે નટના છોકરાને પડતો ઝીલવા તેના સબંધીઓ હાજર રહે છે તેજ પ્રમાણે. નિરંતર પતી સેવામાં પ્રિતી રાખનાર પતીવૃતા સ્ત્રિઓને પગલે પગલે પ્રભુના પાસ્શાદો ફરે છે.

મ–મંગળા—પતીવૃતા સ્ત્રિ કોને કહેવી ?

પ–મંગળા—પતીવૃત ધર્મને પુરે પુરો જાણનારી. અને પતીવૃત ધર્મને પાળનારી સ્ત્રી તે પતીવૃતા કહેવાય.

મ–મંગળા—પતીવૃત ધર્મ એટલે શુ ?

પ–મંગળા—સ્વામીની આજ્ઞામાં રહેવું અને તેને પ્રભુ તુલ્ય ગણી તેની સેવા ઉઠાવવી.

મ–મંગળા—મને ઝટ સમજણ પડે તેમ સમજાવો.

પ–મંગળા—આપણા ધણીને દીશા જંગલ જવા પાણી આપવું, એમને દાતણ પાણી આપવાં, તેમને તેલ મર્દન કરીને, શરીર ચોળીને ઉંના પાણીથી નવરાવવા, રૂડી રીતે રૂડા પ્રકારે રસોઈ કરી તેમને જમાડવા, સુવાને માટે સ્વચ્છ અને સુંદર ઓછાડ બીછાવી સુવાડવા, તેમની પગ ચંપી કરી અને પંખા કરી ઉંઘાડવા, જાગ્રત થાય ત્યારે શુ માગશે ને શુ કહેશે તે સાંભળવા આતુર રહેવું.

મ–મંગળા—બસ ! આજ પરતીવરતા ધરમ ?

પ–મંગળા—હા હા એજ, એતો નથી કાંઇ સેજમાં થઇ જાય તેવુ. એવી રીતે સેવા કરવી કે કોઇ દીવસ સ્વામીનું મન ઉંચું ન થાય ?

મ–મંગળા—આ પ્રમાણે વરતીએ તો મેડેથી પડતુ મુકીએ તોય વાગે તો નહિંજને ?

પ–મંગળા—નાનાના. વાગે પણ નહિં અને મરી જવાય પણ નહિ !

મ–મંગળા—પાળુ ત્યારે કાલથી પરતીવરતાનો ધરમ ?

પ–મંગળા—બહુ સારી વાત ! એથી વિશેષ ધર્મ કે પુન્ય સ્ત્રિયોને માટે બીજું નથી, શ્રેષ્ટ અને સર્વોપરી ધર્મ તેજ છે.

પતીવૃતા મંગળા ઘેર આવી અને રાત્રીમાં વિચાર શુન્ય થઇ ગઇ. કાલ સવારથી આપણે પરતીવરતા ધરમ પાળવા માંડવો.

[ કર્તા ] હમેશાં સવા પહોર દિવસ ચઢયા પછી જાગ્રત થતી હતી અને આજે સવા પહોર રાત્રી બાકી રહી છે ને જાગ્રત થઈ ગઇ. દીશા જંગલ જઈ આવી, દાતણ પાણી કરી પરવારી નહાવાનું ઉંનું પાણી કરી પોતે નાહીને બેઠી. ત્યાર પછી સ્વામીને માટે પાણી ઉકાળી મુકયું. રોજના અભ્યાસે વખતસર પટેલ જાગ્રત તો થાય, પણ આજે નારીનો ગણુસારો સાંભળી આંખ મીંચીને પડી રહ્યા છે. એમ જોવા અને જાણવા માટે કે શુ કરે છે. એટલામાં તો લ્યો ઉઠો હવે ! જૂવો ઝાડે ફરવા જવાના લોટામાં પાણી ભરી મુકયું છે તે લઇને જાઓ ! ને આવશો ત્યારે હાથ પગ ધોવાને ફુંનું પાણી આપીશ; એમ મહા મંગળા પટલાણી બોલ્યાં.

પટેલ—હજી મારે ઉઠવાનો વખત થાય છે.

પટલાણી—થાય છે થાય છે નહિં. ઉઠો ઝટ !

પટેલ—પણ આટલુ બધુ વહેલું ઉઠીને કરવું છે શુ ?

પટલાણી—કરવું કાંઇ નથી પણ ઉઠો !

પટેલ—(ઉઠીને) લ્યો થયું, આ ઉઠયા !

પટલાણી—એમ નહિં ! હવે બેસશો નહિં ! જાઓ ઝાડે ફરવા, ભાગોળે જઈ આવો !

પટેલ—થયો હોઉ તોય જઉ ! ને ના થયો હોઉ તોય જઉ ?

પટલાણી—હા હા ! જઇ આવો ઝટ !

પટેલ—હોકો પીધા વિના ઝાડોજ નહિ ઉતરે !

**પટલાણી**—લ્યો હોકો ભરી આપુ પી લ્યો ઝટ !

પટેલ હોકો પી ભાગોળે જઇને આવ્યા એટલે પટલાણીએ પાણી આપ્યું. ત્યાર પછી દાતણુ કરાવરાવ્યું. પછી કહ્યું નાહી લ્યો ઝટ !

**પટેલ**—આજે ઝટ ઝટ ! કેમ થઈ રહ્યું છે તે સમજાતુ નથી ?

**પટલાણી**—મારે પરતીવરતાનો ધરમ પાળવો છે, ઉતાવળ કરો ! ન્હાવા બેસો; હું શરીરે તેલ મસળીને ગરમ પાણીથી નવરાવું ! પટેલ નાહિ ધોઇને તૈયાર થયા. ત્યારે પટલાણીએ રસોઇ તૈયાર રાખેલી હતી. દાળ, ભાત, શાક, ને પતીવ્રત ધરમ પાળવાનો પહેલો દીવસ એટલે કંસાર. તે પીરસી દીધી.

**પટેલ**—આંજે તો ખાવાનું પણ કર્યું છેને શુ ?

**પટલાણી**—હા, જમી લ્યો ઝટ !

રોજ તો પટેલ રોટલો પણ સુખ્ખે દેખતા નહોતા તે આજે કંસાર ચોળતાં વિચાર કરે છે કે, રખ્ખે ને કાંઈ કપટ તો નહિ હોય ! કાંઇ ખવરાવીને મારીને ચાલી તો નહિ જવાની હોય ! ચાલો જોઇએ છીએ શુ થાય છે. પટેલને જમાડીને હોકો ભરી આપ્યો. પટેલ હોકો પીએ છે એટલામાં ઉતાવળે ઉતાવળે લાલુશ પોતે ખાઈ લીધું. પછી ખાટલો પાથરી તૈયાર કરી પટેલને કહ્યું ! સુઈ રહો ! હું પગ ચાંપુ ! જરા પંખો નાંખુ.

**પટેલ**—મને ઉંઘ નથી આવતી !

**પટલાણી**—ના આવતી હોય તોય સુઈ રહો !

થોડીવારમાં નિદ્રા વશ થઇ ગયા. સાંજનો એકાદ પહોર દીવસ બાકી રહ્યો એટલે, ઘેનમાં ઘેરાએલા પટેલને જાગ્રત કરીને કહ્યું કે બહાર જાઓ !

**પટેલ**—ક્યાં બહાર જઉ ?

**પટલાણી**—થોડેક છેટે જઇ આવો ! સંધ્યાકાળ પહેલાં પાછા વળજો અને જેવા આવો તેવા રસ્તા ઉપર ઉભા રહીને મને બોલાવજો. હે નારી ! કહેજો, અને હું આવીને બારીએ ઉભી રહુ એટલે હાથ ઉંચો કરી આગળાથી સાંન કરીને કહેજો કે, એક દમ નીચે આવ !

**પટેલ**—આ બધુ શુ કરવા કરવું પડે છે ?

**પટલાણી**—તમે તમારે હું કહું એમ કરોને ? તમારે "પાડા પાડીનું શુ કામ છે" ?

**પટેલ**—બહુ સારૂ ભે આ ચાલ્યો, બરાબર સંધ્યા કાળે આવીશ.

પટેલ લુગડાં પહેરીને બહાર નીકળ્યા. પટલાણી ત્રીજે માળ ચઢીને બેઠાં છે, અને પટેલનો અવાજ સાંભળવાને આતુર થઈ રહ્યા છે. ઘણીવાર થઇ, પટેલ ના આવ્યા ત્યારે, વારે વારે ઉઠીને બારીએ ડોકીઆં કરવા લાગી. એમ કરતાં થોડી વારે પટેલે અવાજ કર્યો. હે નારી ! ધસી ઉઠીને બારીએ આવી બોલી બલીહારી !

**પટેલ**—( હાથ ઉંચો કરીને અને આંગળીથી સાન કરીને ) એકદમ નીચે આવ !

પટલનો અવાજ થતાંની સાથે પટલાણીએ બારીએથી પડતુ મુક્યું. ત્યાં નિચે કઠણ જમીમાં માંથુજ આવી ગયું. માંથુ ફુટી ગયું અને બેભાન થઇ ગઈ. તે વખતે અડોસી પડોસી દોડતા આવ્યા. સારવાર કરતાં જરા તમ્મર ઓછા થયા, અને ભાન આવ્યું ત્યારે પતીવ્રુતા મંગળાને ગાળો ભાંડવા લાગી. એ રાંડ ભટાણી ! એ તારૂ કાળુ થાય ભટાણી ! ખબર સાંભળી પતીવ્રતા મંગળા, ખબર કાઢવા આવી, રાંડ મને મારી નાંખવાની ધારી હતી કે શુ ! રાંડ કહેતી હતી કે જરાય નહિ વાગે અને કેમ વાગ્યું !

**પતીવ્રુતા મંગળા**—ખરી પતીવ્રુતાઓને તો પહાડ ઉપરથી પડે તોય શરીરે ઉની આંચ આવતી નથી, ને તમારૂ માંથુ ફુટી ગયું એ શુ ! તોપણ હજી તમને નથીજ વાગ્યુ એમ કહીએ તોય ચાલે. જૂવો હજી શરીરે કોઇ પ્રકારની ખોડ આવી નથી. એકાદ હાથ કે પગ ભાગ્યો નથી, આટલે ઉંચેથી જાણી જોઇને પડનાર માણસ જીવતુ શી રીતે રહી શકે.

**મહા મંગળા**—ત્યારે હજી તો તારે હાથ પગ ભાગવાનો વિચાર હશે કેમ ? પતીવરતાનો ધરમ પુછવા આવી એ ગુનો કર્યો કેમ ! બળ્યો તારો પરતી વરતાનો ધરમ.

**પતીવ્રુતા**—બળ્યો બળ્યો કહીશ નહિં, તારાથી ના બને તો ના પાળીશ.

**મહા મંગળા**—એક દહાડો પાળ્યો એટલામાં તો રાતુ થઈ ગયું ત્યારે ઝાઝા દીવસ પાળીએ તો રોજ પછાડ્યો ખાવી પડે !

**પ–મંગળા**—હા તેમતો ખરૂ, સ્વામીની જીભ હાલે તેમ આપણા પગ હાલવા જોઇએ.

**મ–મંગળા**—એવું વળી પહેલું ક્યારે કહ્યું હતુ ? હાય હાય ! તમને ના વાગ્યુ ને મને કેમ વાગ્યું !

**પ–મંગળા**—પાળવામાં કાંઈ ખામી હશે ! શી રીતે પાળ્યો તે કહે જોય ?

**મ–મંગળા**—રોજ કરતાં વહેલી ઉઠીને તૈયાર થઈ ગઈ. પછી એમને ઉઠાડયા.

**પ–મંગળા**—ઉઠાડયા કે એમની મેળે ઉઠયા ?

**મ–મંગળા**—ના...મેં પરાણે ઉઠાડયા. ઉઠાડીને ઝાડે ફરવા મોકલ્યા.

**પ–મંગળા**—મોકલ્યા કે ગયા ?

**મ–મંગળા**—તમે સાંભળો ! વચમાં ન બોલો. મેં મોકલ્યા. એમને તો વાર હતી. આવ્યા કેડે હોકો ભરી આપ્યો તે પીધો. ત્યાર પછી નવરાવ્યા, જમાડયા, સુવાડયા, પગચંપી કરીને ઉંઘાડયા, ને સાંજ પડવા આવશે તો પડતુ મુકવાનો વખત થઈ જશે એમ જાણી ઉઠાડયા. ઉઠાડીને કહ્યું કે તમે ગમે ત્યાં બહાર જાઓ ! જો કે એમને તો જવું નહોતુ પણ મેં જાણે ધક્કા મારીને કાઢયા. મેં એમને સમજણ પાડીને મોકલ્યા કે, બહારથી આ- વીને, તાબડતોબ મને અવાજ કરવો, અને હું બારીએ આવું એટલે મને સાંન કરી કહેવું કે નીચે આવ ! એમના ગયા પછી હું બારીએ ડોકીઆં કરીને થાકી. પછી થોડીવારે આવ્યા. એમણે ઘાંટો પાડયો ને મેં તરત પડતુ મેલ્યું.

**પ–મંગળા**—તમે ધરમ પાળ્યો એતો ખરો, પંણ હજી ખામી ઘણી. આપણાથી એમને પરાણે મોકલાય નહિં, એમની ઇચ્છા મુજબ સેવા થાય ત્યારે તે ધર્મ પાળ્યો કહેવાય. માટે હજી ઝાઝા દીવસ અભ્યાસ રાખશો. તો તમે પણ નિર્ભય પણે પાળી શકશો. એ એક દીવસમાં બની જાય તેમ નથી, એ કાંઈ લાડવો નથી કે મોમાં મુકી દેવાય. પતીવ્રતાને માટે સ્વર્ગનાં દ્વાર સદા ખુલ્લાં છે.

**અમર**—અહાહાહા ! પતીવ્રત ધર્મનો પ્રતાપ તો અદભૂત છે, હું તો સાંભળીને ઠરીજ ગયો. હવે સતી સુકન્યાનું ચરિત્ર શરૂ કરો !

**મહંત**—આતો લૌકીક દ્રષ્ટાન્ત કહ્યું, તેમાં તુ ઠરી ગયો, ત્યારે સુ- કન્યાનું ચરિત્ર સાંભળીને તો હેરત પામી જઇશ. સાંભળ !

એક સમયને જોગે, સતી સુકન્યા નાહીને માન સરોવર ઉપર વસ્ત્ર બદલે છે. તેનું એકજ વસ્ત્ર, તે પણ પવનના સપાટાથી અંગથી અળગુ ઉડી રહ્યું છે, જેનું મુખ ચંદ્રના તેજને લજાવી રહ્યું છે, તે વખતે સંજ્ઞા (અશ્વરૂપા) સ્ત્રિની નાસીકાથી, સુર્યની સંજ્ઞાએ ઉત્પન્ન થએલા, એવા દેવતાઓના વૈદ, અશ્વનીકુમાર, નામે નાસત્ય અને દસ્ત્ર સ્વર્ગમાંથી ઉતર્યા, અને નિર્જન વનને શોભાવતી સુવસ્ત્રાલંકાર રહીત સુંદરીને જોઇ મોહ પામ્યા, તથા દોડતા પાસે આવી, હર્ષાને બોલ્યા.

[ અશ્વનીકુમાર. ] રાગ; એતો પુજ્ય પુરૂષ પુન્યશા...ળી.

અમો વારી વદન પર વા...રી,
વાહ ! નિર્જન વનમાં ના...રી. અમો.
વાહ વાહ વાન, જેણે ભુલાવ્યું છે ભાન;
શુ ! સુંદર દેહ શણગા...રી. વાહ ! નિર્જન, અમો.
કામ દેવની કામના, રંગ રૂપનું ધામ;
યાચક નર આવી ખડા; જુવો જાળવી આ...મ.
અમો આવ્યા રમવા જા...રી. વાહ ! નિર્જન, અમો. ૧
વરી હોય વામા કદા; છળ બળ કરીને છાંડય,
અંતરથી અળગો કરી; સુર સાથે સુખ માંડય;
તમો અમથી બાંધો યા...રી. વાહ ! નિર્જન, અમો. ૨
લલના થાશો લાખનાં, સ્વર્ગ સુખની સાથ;
અસ્ત ઉદયની જાળમાં, કશો ન જોશો કાથ;
નવ તરૂણી દયો તુચ્છ કા...રી. વાહ ! નિર્જન, અમો. ૩

ત્હારા પરણેલા પતીને તજીને સ્વર્ગના દેવતાને વરી સ્વર્ગનું સુખ માણી લે ! આવાં હલકાં, અણગમાં, અને નીચાં વચન સાંભળીને અતી ક્રોધાયમાન થએલી સુકન્યા, ક્રોધ વચન બોલી.

( સુકન્યા ) રાગ. રૂડા દીસો છો રાજેશ્વર મદીર;

ભુંડા લાગો ! ! ! છો; લ્યા [1]ભૌડાં ભુંડુ ભાંખતાંરે. ભૂંડા લાગો !
હસી ધસી શુ સામા આવો ! મુજ ઉપર શો છે તમ [2]દાવો !
ધુળ ભરાશે મુખમાં, મુજને ધાંખતાંરે. ભૂંડા લાગો ! ૧
દેવ તણા દીસો છો સાળા; કરતા આવ્યા ચટકા ચાળા;
નંખાશો, મુજ ઉપર નજરો નાંખતાંરે. ભૂંડા લાગો ! ૨
નજરે નીર્ખી નૌતમ નારી; વણુ તેડયા આવ્યા વ્યભિચારી;
જુલમ ગુજરશે ગંડુ, જુવતી ઝાંખતાંરે. ભૂંડા લાગો ! ૩
સુકન્યા શર્યાતી પુત્રિ, ચ્યવન રૂષીની હું ઘર સુત્રી,
નામ સાંભળી, નથી ખરે [3]ખર ખાંખતારે. ભૂંડા લાગો ! ૪

ભૃગુકુળના ભાનું એવા ચ્યવન મુનીની સ્ત્રિના સામુ જોવા સ્વગના દેવતા સમર્થ ન થાય, તો તમે નીચ વ્યભિચારી, અગ્નિની ઝાળમાં પડવા

૧ ભૌડાં–વગડે ભટકતા જંગલી લોકોની એક જાત. ૨ દાવો-હક ૩ ખર–ગધાડો,

શા માટે તૈયાર થાઓ છો ! જન્મતાંજ જેની દ્રષ્ટિયે પુલોમા રાક્ષસ બ-ળીને ભષ્મ થઇ ગયો ! તે રૂષીનો તમને કેમ ભય લાગતો નથી.

[અશ્વનીકુમાર] રાગ; ગોવિંદ ગુણ ગાઓરે;

એ મડદામાં શુ મોહ્યાં રે. મન મોહની.
સંસાર સુખ સૌ ખોયાં રે. મન મોહની.
કરચોલી કાયામાં પડતી, ખરે લબડતી ખાલ;
દીલ ઉપર ડાઘા બહુ દીસે; બુઢ્ઢો દીસે એ હાલ રે. મન મોહની. ૧
અંગતણું આચ્છાદન જોતાં; વરવા વાંકા વાળ;
લીંટ નાકથી બહાર દરડતુ, મુખ્ખે દરડતી લાળ રે. મન મોહની રે
કાને કંઇ સંભળાય નહિ, વળી આંખેથી નવ સુજે;
ડગલુ દેતાં હૈય્ય પોકારે; કાયા તો થર થર ધ્રુજે રે. મન મોહની ૩
આંખે જોતાં આંખ ઠરે નહિં, હૈયુ ન થાએ હળવું;
વિષય સુખમાં વિશ્વ ઝલાયું, તે તુજને ક્યાં મળવું રે. મન મોહની. ૪

[ કવિ ] નિરંતર પતી સેવામાં પ્રિતીમાન એવી સતી સુકન્યાથી, સ્વામીની નિંદા સહન થઈ શકી નહિ તેથી, અશ્વની કુમારને ધિક્કારીને વળી ક્રોધ વચન બોલી.

[સુકન્યા] રાગ; એતો ગજબ ગણાય, ગણાય પછી ગામમાં;

આવ્યા છો ક્યાંથી ગુમાર ! !
ગુમાર તમે [૧]ગાંગલા, આવ્યા છો ક્યાંથી ગુમાર !
આપને અધીક ગણો; બીજાને તુચ્છ ભણો;
ખાતે રાખીને [૧]ખુમાર. ખુમાર તમે. ૧
હલકા ઉચ્ચારથી, હલકા જણાઓ છો;
કોના દીસો છો કુમાર. કુમાર તમે. ૨
નીચાનો નિચ બોલ, પડઘા પાડે છે ઢોલ;
બોલીનો રાખો શુમાર. શુમાર તમે. ૩

અશ્વનીકુમાર કહે છે; અમુલ્ય હીરાને છાંણથી ઢાંકનારી, ઢીંગલાની રમતમાં રાજી રહેનારી ઢીંગલી, ઢીમ્મરની જાળમાં ફસાઇને, અષાડ માસનાં અળસીઆની માફક જીવન વૃથા ન ગુમાવ ! સમજ વિચાર કર ! તુ શુ સમજીને આવા વૃદ્ધ કુરૂપ સ્વામીને વરી; અને તારા બાપે શુ સુખ જોઇને વરાવી ! પોતાના સ્વાર્થે દીકરીઓને દુઃખમાં નાંખનાર પીતા રવ રવ ન-ર્કના અધીકારી થાય છે. કાંઇ ફિકર નહિ ખેર જે થયું તે ખરૂ પણ આ-

ટલેથી સમજી જા ! એ વૃદ્ધ કદરૂપ પતીને તજી દે અને અમને વરી લે, દેવને દુર્લભ એવું ભર જુવાનીનું સુખ મિથ્યા ન કર !

અશ્વનીકુમારનાં વચનને સાંભળી સતી સુકન્યા બોલી.

## ગિતી.

સતિ ધર્મને જાણું; સુકન્યા હું સતી બાળ જાણુ;
પતી પાદમાં અર્પણ, નિશ્ચે મારા તન મન ધન પ્રાણુ.

આવી અડગ વૃત્તી વાળી સુકન્યાને જોઈ, અશ્વનીકુમારો પ્રસન્ન થયા અને બોલ્યા, હે મહા સતી સુકન્યા !

## ગિતી.

ધન્ય ધન્ય હે બાળા; પતી સેવામાં સાચો તુજ પ્રેમ;
આશીશ દઇએ આજે; દંપતી બંન્ને રહો કુશળ ક્ષેમ.

હે નારી તારી સ્વામી ચરણમાં સાચી પ્રિતી જોઈ અમો પ્રસન્ન થયા છીએ. અમો દેવતાઓના વૈદ છીએ; માટે તારી અને તારા સ્વાંમીની ઈચ્છા હોય તો ઉત્તમ પ્રકારની ઔષધીના ઝાડોના રસથી સુંદર સરોવર ભરી, મુનીને સ્નાન તથા પાન કરાવીએ તો, મુની વૃદ્ધ મટી યુવાન અને અંધ મટી આંખે દેખતા થાય ! પુછી જો તારા પતીને ! પણ સાંભળ; અમો ત્રણે એકજ સરોવરમાં સ્નાન કરી બહાર નીકળીએ ત્યાર પછી જેને તું વરે તે તારો સ્વામિ !

દેવ વૈદનાં વચનને સાંભળી સતી સ્વામીની પાસે જઇ બોલી ! હે પ્રાણેશ્વર ! અહીં સ્વર્ગના દેવતાઓના વૈદ અશ્વની કુમારો આવ્યા છે; અને તેઓ એમ કહે છે; કે, રૂષીની ઇચ્છા હોય તો અમો તેમને ઉત્તમ ઔષધીના રસમાં સ્નાન કરાવી, જુવાની તથા આંખો આપીએ.

**ચ્યવન**—નારી; વૈદને કોણે બોલાવ્યા ?

**સુકન્યા**—બોલાવ્યા કોઇએ નથી; એમની મેળેજ આવી ચઢયા છે.

**ચ્યવન**—મારૂ વૃદ્ધ રૂપ ફેરવી જુવાની આપવાની અને અંધાપણું મટાડવાની ઈચ્છા એમને શાથી થઇ ?

**સુકન્યા**—તે તો હું કેમ કહી શકુ. પણ એમ માનુંછું કે આપ જેવા પ્રતાપી મુનીની કૃપા મેળવવા માટે હશે.

**ચ્યવન**—જેમ તુ અનુમાન કરે છે તેમ હું પણ અનુંમાન કરૂ છું કે; મારા કદ્રુપપણાથી કંટાળીને તેં તેમને સ્તુતી આરાધન કરી બોલાવ્યા હોય !

**સુકન્યા**—ના નાથ; એમ નહિં. હું તો તમને ઇંદ્ર સમાન દેખુ છું, હું તો સ્વરૂપવાનજ જોઉ છું. અને ત્રિલોકમાં તમારાથી વધારે રૂપાળો કોઈ નર નથી એમ માનું છું.

**ચ્યવન**—ભલે નારી, ત્યારે તેં અશ્વનીકુમારોને આજ્ઞા કર કે, ઔષધીનું સરોવર ભરી મને સ્નાન કરાવે.

મુનીની આજ્ઞા થતાંની સાથે, અમુલ્ય ઔષધીઓ ખોળી તેનો રસ કાઢી એક સરોવર ભરી દીધું, અને સુકન્યાને કહ્યું તારા સ્વામીને આ સરોવરમાં નવરાવ ! અશ્વની કુમારોએ આજ્ઞા કરેલી સતીએ પતીનો હાથ પકડી તળાવનો કાંઠો દેખાડી દીધો. ત્યારે ચ્યવન મુનીએ ધિરે રહી તળાવમાં ઉતરી ડુબકી મારી વરૂણ દેવનું ધ્યાન કર્યું. ચ્યવન મુનીના ઉતર્યા પછી બંન્ને અશ્વની કુમારો પણ ઉતર્યા, તેમણે પણ ડુબકીઓ મારી દીધી. થોડીવારે ત્રણે જણ સરખે સ્વરૂપે બહાર આવ્યા અને સુકન્યાની સનમુખ ઉભા રહ્યા.

અશ્વની કુમાર બંન્ને ભાઇ સુકન્યાની ડાબી બાજુએ અને ચ્યવનમુની જમણી બાજુએ ઉભા રહ્યા છે; તે ઉપરથી સતીએ અનુંમાન કર્યું કે આ બંન્ને સ્વર્ગના દેવના વૈદ્ય અશ્વનીકુમાર છે, કારણ કે પ્રથમથી બંધાએલો, પ્રેમ તુટતો નથી અને નવો પ્રેમ ઝટ જોડાતો નથી. વળી એ બંન્ને વારંવાર ઉતાવળા બોલવા લાગ્યા કે; ઉતાવળ કરો ! બોલો અમારા ત્રણમાંથી તમારો સ્વામી કયો ? બતાવો ઝટ ! ઝટ કરો ! ઉતાવળ કરો !

સતી સુકન્યા વિચાર કરે છે કે, આ બંન્ને બક બક કરી રહ્યા છે તે મારા સ્વામી નથી. કારણ કે જેની હું થઇ ચુકેલી છું, તેને હાજી પડાવાની પીડા હોયજ નહિં. જેમ કોઇ સ્ત્રિ પોતાના નાના બાળકને લઈ બીજા મહેલ્લામા જાય, જ્યાં રમાડવા જેવા બાળકને અનેક સ્ત્રિયો રમાડી રહી છે, ઉછાળી રહી છે, કુદાવી રહી છે, હસાવી રહી છે, વારા ફરતી ઝડપીને બાળકને ઝુંટાવી લે છે. રમાડતાં ધરાતીજ નથી, પણ તેની માતાતો જાણે જાણતીજ નથી. કોણ જાણે કોનોય બાળક છે કે જાણે ઓળખતી પણ નથી, એવી રીતે બેઠી બેઠી બીજાની જોડે વાતો કર્યા કરે છે; કારણ કે તેના પેટમાં ટાઢક રહેલી છે કે, રમાડી લેવા દયો સર્વને, આખરતો મારે રમાડવાનો છેજ. આવી રીતે અનુંમાનથી પ્રમાણ બાંધી પતીને ઓળખી કાઢી સ્વામીના ચરણમાં પડી. તેજ વખતે ધન્ય સતી કહીને બંન્ને અશ્વની કુમાર પણ પોતાના અસલ રૂપે થઈ ચ્યવન મુનીના પગમાં માંથાં મુકી નમ્યા.

( કવિ ) રાગ; છપ્પો.

રૂષીએ કરીયું સ્નાન, પાન ઔષધનું કરીયુ,
ધર્યું વરૂણનું ધ્યાન, વાન વપુ કેરૂ ફરીયું,
વૃદ્ધા વસ્થા મટી જુવાની આવી જોરે:
આંખે આવ્યું તેજ, દેખતાં *કાળજ કોરે,
સુકન્યા સુંદર સતી, નમી નાથના ચણરમાં;
અશ્વની કુમારો ઓળખી, આવ્યા રૂષીના શરણમાં.

પોતાનો ઉપકાર કરીને વળી ચરણમાં ને શરણમાં આવેલા જોઇને, રૂષી પ્રસન્ન થઇ કહેવા લાગ્યા. હે દેવતાઓ હું આપી શકુ એવું મારી પાસે કાંઈ માગો ! તે સાંભળી અશ્વની કુમારો બોલ્યા. હે મુની મહારાજ, અમો દેવ છીએ પણ વૈદુ કરીએ છીએ તેથી દેવને માટે કરેલા યજ્ઞમાંથી, સોમવલ્લીનો રસ પામતા નથી.

ચ્યવનમુની કહે છે ભલે યાદ કર્યું. મારી પણ એજ ઇચ્છા છે કે. તમને ઇંદ્રની સમક્ષમાં સોમવલ્લી રસ પાન કરાવું. અને વળી તમને આપ્યા સિવાય ઈંદ્ર પાન કરેજ નહિં, એવું સદાને માટે ચાલુ રખાવુ. તે સાંભળી પ્રસન્ન મુખે હરખાતા બંન્ને અશ્વની કુમારો સ્વર્ગે ગયા.

અહીં જુવાની અવસ્થાને પામેલા ચ્યવનમુની, સુકોમળ સતી સુકન્યા ની સાથે સંપુર્ણ સુખના સરોવરમાં ઝીલી રહ્યા છે હાસ્ય વિનોદ કરી રહ્યા છે ત્યાં કોઇ વખત શિકારે નીકળેલો શર્યાતી રાજા આવી ચઢયો.

જ્યારે પોતાની પુત્રીને, વૃદ્ધ ચ્યવનમુનીને બદલે બીજા જુવાન બ્રાહ્મણના બાળકની સાથે, રમતી, બોલતી વીહાર કરતી અને પતી પ્રત્યે પતિ ભાવ ભાવ કરતી હોય તેવા ભાવભાવ કરતી જોઈ, ત્યારે શર્યાતી રાજા અતી ખેદ કરવા લાગ્યો, તથા ત્યાં જાહેર નહિ થતાં છાનો છૂપો ચાલ્યો ગયો.

રંગ મહેલમાં આવેલા રાજાનો રંગ જૂદોજ જોઇને; તેના નેત્રમાં ક્રોધ વરસતો જોઇને તથા તેનાં ભવાં ચઢેલાં જોઇને બીહીતે બીહીતે રાણીઓએ પુછયું. હે નાથ, આજે કાંઇ અતીક્રોધાયમાન થયા છો તે કોના ઉપર ? રાજા કહે છે, આજ મને એ ક્રોધ થયો છે કે મેં પુત્રીને પર પુરૂષની સાથે પ્રિતી અને પતી ભાવથી રમતી જોઈ. અરે હાય દીકરીએ દાટ વાળી નાંખ્યો; નાક કાપી નાંખ્યુ. લાવ્ય તલવાર લઇ એનું માંથુજ કાપી નાંખી આવું એટલે ફરીને તેનું મોંઢુ જોવાનો સંભવજ ન રહે. રાણીઓ

* કાળજ—કાળજુ.

કહે સ્વામી, તમો આપણી પુત્રીને મારશો! અને કદાચ તે બ્રાહ્મણનો બાળક શ્રાપ આપશે તો ! રાજા કહે છે. અપરાધીએ દીધેલો શ્રાપ કદી લાગતો નથી; "બંધાએલો બાળી શકતે.જ નથી."

**( રાજા ) રાગ; કૈયાજી હયોને પયની પ્યાલી હાથ.**

ધોઝારી કેરો ઘડવા જાઉં ઘાટ; (૨)
દીકરીએ વાળ્યો દા...ટ. ધોઝારી.
સુકન્યાની સંગમાં, દીઠો બ્રાહ્મણ બાળ,
જમાઇને જોયા નહિ, લમણે લાગી ઝાળ. ધોઝારી. ૧
સુંદર રૂપે શોભતો; ×છોભતો નહિ જરાય,
સુકન્યાના કંઠમાં, બેડો [1]બાંહ્ય ભરાય. ધોઝારી. ૨
દુર્બળ વર દારા વરી; દોર્યાં જમને દ્વાર,
વિષય સુખને કારણે, પરથી બાંધ્યો પ્યાર. ધોઝારી. ૩
અસીને ધારી હાથમાં, મારૂં બેઉને ઠાર,
કન્યા મુખ જોવું નહિ; કલંક લગાવણ હાર. ધોઝારી. ૪

હાય ! કલંક લગાવનારી કન્યાને સુકન્યા કહેતાં જીભે કાંટા વાગે છે માટે કુકન્યા કહીશ.

સતી સુકન્યા, ચકોર ચદ્રની સનમુખ જુવે તેમ એકી નજરે પતીના સામૂ જોઇ રહી છે. બંન્ને સામા સામી બેઠાં છે, ત્યાં જરાક દ્રષ્ટિ દૂર જતી રહી અને પોતાના પિતાને હાથમાં ઉઘાડું ખડ્ગ લઇ ક્રોધમાં આવતા જોઇને બોલી.

**[ સુન્કયા ] રાગ; છત્રપતી દુર્યોધન રાજા.**

સુકન્યા કહે શીરછત્રને; પીતા મારા આવે છે;
ખરૂં ખડ્ગ ખેંચીને કરમાં; [2]અધર દંતથી ચાવે છે. ૧
ક્રોધ રહ્યો કાયામાં વરસી; આંખે આંસુ લાવે છે;
રોમે રોમે રહ્યો કાળ તે, તંન તાતનું તાવે છે. ૨
ભય લાગે ભરથાર અતીષે; ભય તો ભાન ભમાવે છે;
આપ વિના પડતી પીડાને, સ્વામી કોણ શમાવે છે. ૩

રક્ષણ કરો ! ના...થ.

---

× છોભાતો-ઓશંઆતો. છુપાતો; લજવાતો. ૧ બાંહ્ય-હાથ. ૨ અધર-નીચેનો હોઠ.

ભામનીને ભયમાં પડેલી જોઇ, રૂષીએ પાછું વાળી જોયું. ત્યારે રાજાને પુર વેગમાં ધસતો આવતો જોયો. રૂષી બોલ્યા. સબુર! એટલે રહેજે નહિ તો બળીને ભસ્મ થઇ જઈશ! ક્રોધમાં આવતો કાળો નાગ મંત્રથી સ્થિર થઈ જાય તેમ સ્થિર થઇ ઉભો રહ્યો. તેના મનમાં ભરાએલા ક્રોધનું કારણ બરાબર સમજીને વળી રૂષિ બોલ્યા.

[ ચ્યવન ] રાગ; નાથ ના કરો વાત ઘર જવાની રે.

અહો રાજવી, સધ્ય શાન્ત થાઓરે,
સતી એ બાળ, કરો ન કાળ; આવે ન આળ, લ્યોને સંભાળ;
ક્રોધને શમાવોરે. અહો રાજવી. ૧
દેવ વૈદથી, વળીયુ મારૂ વાનરે,
વૃદ્ધ કુરૂપ, થયું સુરૂપ; અતી અનુપ, સાંભળ ભૂપ;
સરોવરે કર્યું સ્નાનરે. અહો રાજવી. ૨

રાજા: હું આંખથી અંધ અને શરીરે વૃદ્ધ છતાં, તારી પવિત્ર પુત્રિએ, મારી પાર્વતી શંકરની સેવા કરે તેમ કરી, તે પતીવ્રત ધર્મના પ્રતાપે સ્વર્ગમાંથી અશ્વની કુમારોએ આવી, ઉત્તમ ઔષધીથી સરોવર ભરી, મને સ્નાન કરાવ્યું અને આંખો તથા જુવાની અર્પણ કરી.

( કવિ ) મરાઠી સાખી.

મુની મુખના શબ્દ સાંભળી, ભૂપત પડીઓ પાય;
કર જોડી કરગરવા લાગ્યો, પુરણ ત્યાં પસ્તાય,
મુકયું ચરણે શીશ, ચ્યવન રૂષીની થઈ આશીષ મુક્યું.

ચ્યવન—રાજા તારો જય થાઓ! હું પ્રસંન્ન છું.

રાજા—વળી મને કાંઇ આજ્ઞા કરો કે જેમાં મારૂ પણ હીત સમાયું હોય?

ચ્યવન—સ્વર્ગના જે દેવતાએ, મને જુવાની તથા આંખો આપી, તે વૈદો છે માટે યજ્ઞમાંથી સોમવલ્લી રસ મળતો નથી, તેમને મેં વચન આપ્યું છે કે, હું તમને ઇંદ્રના દેખતાં તે રસનું પાન કરાવીશ! માટે વૈદુર્ય પર્વતની અને નર્મદાની પારના પ્રદેશમાં યજ્ઞની સઘળી સાહીત્ય તૈયાર કરાવ! ત્યાં હું પંડે આચાર્ય થઇ યજ્ઞ કરાવીશ, અને અશ્વનીકુમારોને સોમવલ્લી રસ પાન કરાવી, મારાં બોલેલાં વચન સાચાં કરીશ.

શર્યાતી—જેવી આજ્ઞા; હું હમણાંજ તે કામનો આરંભ કરૂં છું.

મુનીની આજ્ઞા મુજબ, બતાવેલા પ્રદેશમાં રાજા શર્યાતીએ સઘળી સાહીત્ય તૈયાર કરાવી, મુનીને બોલાવ્યા. યજ્ઞમાં આચાર્ય પદવી ધારણ કરી.

રૂષી બેઠા, અને યજ્ઞની પુર્ણાહુતીએ, યજ્ઞ નારાયણની ઉત્તમ પ્રસાદી એવું સોમવલ્લીના રસનું ઉત્તમ પાત્ર અશ્વનીકુમારોને આપવા માટે ઉઠાવ્યું.

**રાગ; મામેરા માટે મહેતે તૈયારી કીધી.**

( કવિ ) દેવોને દેવા, પાત્ર ઉઠાવ્યું જ્યારે;
અહંકાર આણતો, ઇંદ્ર આવીઓ ત્યારે. ૧
( ઇંદ્ર ) ક્યાં છે? સુર સાથમાં, વૈદુ કરે છે માત્ર;
તમે કેમ બનાવ્યા, સોમ પામવા પાત્ર. ૨
( ચ્યવન ) અલ્યા સુર સૂરના, અમથો ન થઇશ ઉદાસ;
સોમવલ્લી પાનની, મેં આપી છે આશ. ૩
( ઇંદ્ર ) ભલે આપી આશ, પણ નાશ થશે લેતાંમાં;
પસ્તાવો પામશો, રૂષી તમો દેતાં માં. ૪
( કવિ ) ધાર્યું પાત્ર રૂષીએ, વૈદોને મન ભાવ્યું;
મુનીને મારવા, ઇંદ્રે વજ્ર ઉઠાવ્યું. ૫
કર્યો ક્રોધ મુનીએ, ધારી ન રાખી ધીર;
એ હાથ ઇંદ્રનો તર્ત રહ્યો ત્યાં સ્થિર. ૬

મુનીને મારવા વજ્ર લઈ ઉંચા કરેલા હાથને સજડ કરી નાંખી, રૂષીએ મંત્ર ભણીને યજ્ઞ નારાયણની સમક્ષ જળ છાંટયું. તેજ વખત જેના શરીરનું પ્રમાણ દેવતાઓથી ન કળી શકાય એવો ભયંકર, યોજન યોજન લાંબી દાઢો વાળો, પ્રચંન્ડ શરીરવાળો, તીક્ષણ અણીદાર ચાર ચાર ગાઉ જેટલા લાંબા દાંતવાળો; મદ નામનો રાક્ષસ ખાઉ ખાઉ કરતો નિકળ્યો; તેને જોઇ ભય પામેલો ઇંદ્ર, રૂષીની ક્ષમા માગવા લાગ્યો.

( ઇંદ્ર ) **રાગ; અધમ કરમ હું તો નહિ કરૂં.**

મારીરે આપો હો મુની મને, આપો જીવત દાન;
કાળથી બચાવો કૃપાનિધી, આવી છે શુદ્ધ સાન. મારીરે. ૧
પુર્ણ પ્રતાપને પેખીને, નમ્ર થઈ ગયો આજ;
ભૃગુના પુત્રને પાએ પડુ, કરો ચાહો તે કાજ. મારીરે. ૨
અશ્વની કુમારો હવે પામશે, સોમવલ્લીનું પાન;
આપ પ્રતાપની આગળે, મારૂં મુકયું માન. મારીરે. ૩

હે પ્રતાપી મુની મહારાજ, મેં તમને નહિ આપવા દેવા માટેજ અટકાવ કર્યો નથી, પણ શુકન્યાના પિતા શર્યાતીની કિર્તિ અને આપના તપનો પ્રતાપ જગતમાં જાહેર કરવાને માટે આ કામ કર્યું હતું. હવે મારા

કરેલા અપરાધની ક્ષમા કરી, મને જીવતદાન આપો! આજથી અશ્વની-કુમારો સદાય સોમવલ્લી રસ પાન કરવાને યોગ્ય થયા છે.

ઈંદ્રનાં આવાં નમ્ર વચન સાંભળી, દયાળુ રૂષી પ્રસંન્ન થયા; સ્થીર કરેલા હાથને મુક્ત કર્યો અને મદ દહીતના ચાર ભાગ કરી, ચાર જગાએ મુકી દીધો. એક ભાગ મદીરા પાનમાં, બીજો સ્ત્રિયોમાં, ત્રિજો [1]દ્યુત રમવામાં, ચોથો શિકાર રમવામાં. મદીરા પાનના કરનારા, સ્ત્રિયોની સાથે વિહારના કરનારા, ઝાઝા પૈસે જુગારના રમનારા, અને શિકારને ખેલનારા, એ સર્વે મદના ભરેલાજ હોય છે.

( કવિ )　　રાગ; એણેરે લક્ષણે સાધુ સમજીએ.

સુકન્યા એ સતી શીરોમણુ સાધવી;
સ્વામી સેવી, પામી અઢળક સુખજો;
કદ્રુપ નાથને [2]કંદર્પ સરખા સેવતી;
તેથી ટળીઆં આ ભવ કેરાં દુઃખજો.　　　　સુકન્યા. ૧
માતા કેરી કુખ દીપાવી કામની,
બાળા તારી બુડતી પેઢી સાત જો;
સુર સ્વર્ગના નમીઆ તારી ચરણુમાં.
આશીશ દીધી ધન્ય જનેતાની જાત જો.　　　　સુકન્યા. ૨
સતી સાધવી નાથ ચરણુ નમતી રહે,
તેને ના હોય, મિથ્યા મન મરોડ જો;
કિમ્મત તેની કળી ન જાએ કોઈથી,
લલના પામે લખ્ખો, લાખ કરોડ જો.　　　　સુકન્યા. ૩
અલ્પ મતીએ, આજ લખ્યુ આખ્યાન આ;
નારીને શીખામણુ કેરે કાજ જો,
શુદ્ધ દીલથી સેવક બાપાલાલ કહે;
ઇશ્વર રાખે લલના કેરી લાજ જો.　　　　સુકન્યા. ૪
મહા સતીના સત્યે સુરીનર રીઝતા;
[3]પરમેષ્ટિ પુરે તેના મન કોડ જો;
રૂડી નારી રૂડી રીતે બોલજો;
જોર કરીને જય જય શ્રીરણછોડ જો.　　　　સુકન્યા. ૫

---

૧ દ્યુત–જુગાર. ૨ કંદર્પ–કામદેવ. ૩ પરમેષ્ટિ–બ્રહ્મા.

# ❦ માધવદાસ. ❦



( કવિ ) દોહરો.

શ્રી ગુરૂ ગણપતિ શારદા, જગંનાથ જુગદીશ;
દાસ દીન થઇ મુકતો, ચરણુ કમળમાં શીશ.

**રાગ; શ્રી જગતપતી પ્રભુ આપ સનમતી.**

શ્રી જગ્તકેરા ઇષ, ધર્યું નામ જુગદીશ;
પ્રેમ સહીત પાગ માંહે, સેવક નામે શીશ.
અજર અમર અવિનાશી નિરંજન, નામી નીરાકાર;
ભક્ત જનોની ભીડ ભાગવા, સધ્ય થયા સાકાર. શ્રી. ૧
કાંઇક જન્મમાં નિતી શીખવી, કાંઇક જન્મમાં ન્યાય;
કાંઇક જન્મમાં ક્રોધ કરીને, કર્યા દુષ્ટને ઘાય. શ્રી. ૨
સાધુ જનનાં સંકટ હરવા, કરવા સેવક કાજ;
દાસપણું દામોદર ધરીયું, લેશ શરમ કે લાજ. શ્રી. ૩
માતા રૂપે ગયા મલપતા, ચાહી ચાકરી ખાસ;
બ્રાહ્મણ બાળક ભક્ત આપનો, **મહંત માધવદાસ.** શ્રી. ૪

( કવિ ) **રાગ; વણસીધર જાય નરસઇ નોતરવા.**

હાંરે જગદીશ પુરીની પાસ; થયા મહંત **માધવદાસ.** ૧
એતો બ્રાહ્મણ કેરા બાળ, જેને વહાલા છે શ્રી ગોપાળ. ૨
એતો સુશીલ શિરોમણ ભક્ત, જેને જાણે છે ગુણથી જગ્ત. ૩
અન્ન ભિક્ષા માગીને લાવે, ભગવાન ભજન મન ભાવે. ૪
એવા સાધુને થઇ સંઘરણી, કહો કીયારે જનમની કરણી. ૫
થયો રોગ ભયંકર ભારી, જેની જનુની તે હીમ્મત હારી; ૬
ધોયાં માતા થઇ મળમુત્ર, માતા **માધવ** માધવ પુત્ર. ૭
જેને માધવ વસીઆ મુખમાં, તેતો દુઃખમાં પડ્યા પણ સુખમાં. ૮

[ **કર્તા** ] શ્રી જગંનાથ પુરીની પાસે કોઇ ગામમાં, ગરીબ બ્રાહ્મણને ઘેર ગરીબ સ્વભાવનો બાળક હતો, જેનું નામ માધવ પાડેલું હતું, દીન અતીદીન ઉછરતો બાળક, માતા પીતાને પુરણ સુખ આપતો, જેમ જેમ સમજણના ઘરમાં આવતો ગયો તેમ તેમ તેનું લક્ષ ઇશ્વર ભક્તિ પારાયણ થતું ગયું. બાળપણમાં બાપે ગુરૂદ્વારાએ વિદ્યાભ્યાસ શરૂ કરાવરાવ્યો,

પણ બાપ તો માત્ર ભીક્ષા માગવાનોજ ધંધો કરતો હતો. પુર્વ જનમની રૂડી કરણીએ માધવદાસનું ચીત્ત નીરંતર હરી સ્મરણમાં; સતસંગમાં દેવ દર્શનમાં સંતની સેવામાં, ભગવત્ ભજનમાં ભમ્યા કરતુ, અને પોતે તેનો લાભ પણ પુર્ણ રીતે લેતો. માતા પીતાના ગરીબ મળતાવડા, અને શાંન્ત સ્વભાવને લીધે માધવદાસનું લગ્ન પણ બાળપણમાંજ થયું હતું.

( કવિ )  રાગ; ગિતી.

સત્ત સંગતમાં શુરા, ભજન ભાવમાં જોતામાં જાય;
દેવ દર્શને દોડે, એહ લક્ષણે કોપ્યાં છે માય.

[ કર્તા ] માધવદાસ સંસારની વ્યવહારીક સમજણના થરમાં આવે છે એટલામાં બાપ દેવલોક પામી ગયા. તેથી માધવદાસને ઘણુંજ માઠુ લાગ્યું. મનથી માઠુ લાગ્યું પણ જગતને જાહેર ન કર્યું. માધવદાસને એમ માઠુ નથી લાગ્યુ કે, હાય, બાપ મરી ગયા હવે હું શું કરીશ, આ સંસાર વહેવારનો બોજો મારે માથે પડયો તે કેમ ઉઠાવીશ, પણ મનમાં ફિકર એજ થવા માંડી કે બાપ હતા ત્યાં સુધી આપણે ભજન, કિર્તનમાં દોડતા હતા, તે નભતુ હતું, હવે તે કામમાં ખલેલ લાગશે. વારૂ ફિકર નહિ, પ્રભુનો ચાકરી કરીશુ તો તે કળની કુંચી પ્રભુજ બતાવશે.

દેવ દર્શનમાં દોડવું, હરી કથામાં જવું, સતસંગમાં જવું. તે બધુ પ્રથમ ચાલે છે તેમનું તેમ ચાલતુંજ રાખ્યું, માત્ર ગુરૂદ્વારે ભણવાનું બંધ કરી ભીક્ષા ચાલતી કરી. વિશેષમાં કોઇ કોઇ વાર માધવદાસ બાળકને તેડવા સારૂ સાધુ વેરાગીના ચેલા આવવા માંડયા. સાધુ પુરૂષોની આવજાવ એટલા માટે હતી કે માધવદાસ પ્રભાતીઆં ગાવામાં પુરણ કુશળ હતા, જેમના ઉપર એ વાતે જગદીશની પુર્ણ કૃપા હતી; ભીક્ષા વૃત્તીમાં ધ્યાન થોડું અને સતસંગતમાં વધારે લક્ષ જોઇ માતાજી કોપ્યાં. એક દીવસ અતી ધીક્કારથી માધવદાસને ઠપકો દેવા લાગ્યાં.

( માતા )  રાગ; ભ્રમર ન મુકે ખ્યા...લ.

બહુ બહેકી ! ગયો તું બા...ળા, કાંઇ માંડયા ચેટક ચાળા.
તને કયારે ગમે છે રળવું, તારે ભુંડા સંગે ભળવું;
તે દેખી મારે બળવું, અરે આ તંન,
મુંઝાયું મંન, ભાવે નાહે અંન, ઝબકતી ઝા...ળા.  કાંઇ. ૧
તારે ભાગોળે ભટકાવું, તારે ત્રણ વખત તો ખાવું;
તારે ગાંડુ ઘેલું ગાવું, વલે શી થાય;

લાગી દીલ લ્હાય, હાય રે હાય; કરમના કા...ળા. કાંઇ. ૨
તેં જોગી જંગમ ઝાલ્યા, ગોઝારા ઘરમાં ઘાલ્યા;
તને અવળા મંતર આલ્યા, મુવો તુજ તાત,
મુવા સમ માત, અરે ખરે ખાત; બન્યાં ઓશીઆ...ળા. કાંઈ.

ભક્ત માધવદાસ ગર્જનાથી બોલતાં માતાના મુખના સામું એકી નજરે ટગર ટગર જોઈ રહ્યા છે, માતાનાં ક્રોધ વચન પુષ્પની વૃષ્ટીથી થતા સુખ રૂપ માની લે છે, સામો જવાબ દેતા નથી, તેમ દેવાની ઇચ્છા પણ કરતા નથી. વળી માતા કહેતાંજ જાય છે.

જા જોગી સંગે જાજે; ચપ્પણ લઇ માગી ખાજે;
તને દેખી દીલડું દાઝે. ઠરૂં કયાં ઠાર;
ધીખે અંગાર; હ્રદય મોઝાર; લ્હાયના લ્હા...ળા. કાંઇ ૪

માતાના બોલવાથી, માધવદાસે માઠુ ન લગાડયું. પણ વિચાર કર્યો કે હવે માતાને માઠુ ન લાગે એવી રીતે વર્તવું. આ સંત સાધુઓ ઘેર તેડવા આવે છે તેમને ન આવવા દેવા, અવકાશ મળ્યે આપણે ત્યાં જવું, તે પણ થોડું અને ચુપકીથી, કારણકે માતા તેથી પણ નારાજ છે.

જન્મની આપનારી જનેતાનું દીલ ન દુખાય તે નિશ્ચય પર આવીને માધવદાસ જે પ્રભાતીઆં ગાવાને સાધુના ઝુંન્ડમાં જતા હતા, તે પ્રભાતીઆ, સવારના પરોઢમાં ઘરમાં ગાવા માંડયાં. શ્રી જગદીશ્વરની કૃપાથી કાળજુ ઉઘડયું હતું, અને પ્રભાતીઆં ઉપર પ્રભાતીઆં ફુવારાની ધારાની માફક એક ઉપર એક છુટતાંજ હતાં.

ભીક્ષા માગવા જતા, તે પણ જાણે સ્પ્રહા વિનાનીજ વાત, કોઇને આંગણે હઠીને ઉભા રહેવુ નહિ; કોઇને ત્યાં આગ્રહ કરી કોઇ ચીજ માગવી નહિં. માત્ર પ્રભુ ઇચ્છાએ બની જાય તેજ લેવું અને લાવવું. કોઈવાર પ્રભુ નામની ધુન કરતા ચાલ્યા જવું, અને કોઈવાર પ્રભાતીયું ગાતા ગાતા ચાલ્યા જવું.

ઇશ્વર તરફ સંપુર્ણ લક્ષ; શાંન્ત, નિરાભીમાની સ્વભાવ. માનાપમાનનો ત્યાગ; તેની સાથે કિર્તન ભક્તિ, તે વડે કરીને, માધવદાસની કિર્તિ દેશ વિદેશ ફેલાવા લાગી. કોઇ કોઈ માણુસો માધવદાસનાં રચેલાં પ્રભાતીઆં લખી લેવા લાગ્યા; અને પાઠે થએલાં ગાવા લાગ્યા; જે વડે કીર્તિ વિશેષ પ્રસરી.

વાર તહેવાર અને પરવણીના દીવસે માધવદાસ જગંનાથ પુરીમાં

જતા, અને પ્રભુ દર્શન કરી આવતા. માધવદાસની સુકિર્તી સાંભળીને, જગંનાથ પુરીના રાજાને દર્શનની ઈચ્છા થઈ. તેની સાથે તેને સ્વપ્નમાં પણ શ્રી જગદીશ કહી ગયા કે ગુરૂ કરે તો મારા માધવદાસને કર !

જે રાત્રે સ્વપ્ન થયું તેના બીજા દીવસના સવારમાં સભાની વચમાં પુછ્યું કે, આપણા નગરમાં કે પાસેની સરહદમાં, માધવદાસ કોણ છે. જેની સુકિર્તિ આટલી બધી પ્રસરી ગઈ છે ?

**પ્રધાન**—સરકાર; મેં પણ સાંભળ્યું છે કે માધવદાસ કરીને કોઈ પ્રતાપી, અને પ્રભુ ભક્ત છે, પણ તે સાધુ, વેરાગી, જોગી, જંગમ, સન્યાસી કે બ્રહ્મચારી છે, તે જાણ્યું નથી.

**રાજા**—આજે તો શ્રી જગદીશ્વરની સ્વપ્નમાં આજ્ઞાં થઈ છે કે, ગુરૂ કરે તો માધવદાસને કર ! તપાસ કરો ! તે માધવદાસને શોધી કાઢી માન ભેર મારી પાસે બોલાવી લાવો !

[ **કર્તા** ] જેટલી નામની ખ્યાતી છે, એટલો શરીરનો આડંબર નથી. માધવદાસતો માત્ર એક ગરીબ બ્રાહ્મણનો બાળક, સાધારણ સ્થિતીને લઇ સદા સાધારણ વસ્ત્રને ધરનાર, અને પ્રભુનું ભાન કરાવી, પ્રભુ મેળવે તેમાંથી નિર્વાહનો કરનાર, એટલે રાજાના સેવકોને ઝટ જડી આવ્યો નહિં.

એક દીવસ માધવદાસ ભીક્ષાને અર્થે ફરતો હતો અને મુખથી પ્રભુ ઉચ્ચાર કરતો હતો.

**[ માધવદાસ ]** **રાગ; ધુન.**

જે જે જે શ્રી જગના નાથ; મેરી લજ્જા તેરે હાથ.
જે જે જે શ્રી જગના નાથ; મેરી લજ્જા તેરે હાથ.
જે જે જે શ્રી જગના નાથ; મેરી લજ્જા તેરે હાથ.
જે જે જે શ્રી જગના નાથ; મેરી લજ્જા તેરે હાથ.
જે જે જે શ્રી જગના નાથ; મેરી લજ્જા તેરે હાથ.

આ અવસરે માધવદાસ જરા ઉમરમાં આવ્યા છે; ઘરમાં સ્ત્રિને પુત્ર પ્રસવ થયો છે, તે પાંચેક વરસની ઉમરનો છે. માધવદાસને પુત્ર પ્રાપ્તિ થવાથી મતા તો રાજી રાજી થયાં છે. સ્ત્રિ ખુશી થઇ છે;પણ માધવદાસને તો ફાળ પડી કે, આ વળી એક બંધન વધ્યું, એક બેડી વધારે પડી. અગ્નિની એક જવાળા વધારે પ્રગટ થઈ.

માધવદાસે એક જગાએ પાંચ પચીસ માણસોને ઉભેલાં જોયાં એટલે જરા થોભીને પ્રભાતીયુ બોલ્યા. તે એવા વિચારથી કે ઉભેલા માણસો કાંઇ સાંભળે ને સમજે તો એમનાં હૈયાં ઉઘડે.

( માધવ ) "પ્રભાત." રાગ, પઢોરે પોપટ રાજા રામના.

જાપ જપો જુગદીશનો, ભવ શંકટ ભાગે;
આંની હાંહાંરે ભવ સંકટ ભાગે;
કૃપારે થાય શ્રી કૃષ્નની, વાજાં વિજયનાં વાગે. જાપ જપો. ૧
તાપ ટળે ત્રિવીધના, જગદીશને જપતાં;
આંની હાંહાંરે જગદીશને જપતાં;
કોટીક કલ્પો વહી ગયા; તેત્રા તાપમાં તપતાં, જાપ જપો. ૨
મુકીને જાવું મહેલને; મુકી ગાડીને વાડી;
આંની હાંહાંરે મુકી ગાડીને વાડી.
લક્ષણવંતી *લાડલી, એ નવ થાય અગાડી. જાપ જપો. ૩
[1]ખર [2]ખર બુદ્ધિ શુ કરો, ખોટો મમ્મત ખાલી;
આંની હાંહાંરે ખોટો મમ્મત ખાલી,
પળમાં પ્રલય થઇ જાય છે, જાએ જમડા ઝાલી. જાપ જપો. ૪
દીનનો ભરૂસો નહિ દેહનો, નહિ નહિ પા પળનો;
આંની હાંહાંરે નહિ નહિ પા પળનો;
ક્યારે કડાકો વાગશે, આ કાળની કળનો. જાપ જપો. ૫
કાચા તે કુંભ કુંભારના, જાએ ફટ ફટ ફુટી;
આંની હાંહાંરે જાએ ફટ ફટ ફુટી.
કરડી નજર થઇ કાળની, તેની ખલકમાં ખુટી. જાપ જપો. ૬
સાંધી તે સંધાય નહિં, આવરદાની દોરી;
આંની હાંહાંરે આવરદાની દોરી.
બાળક બાપાલાલની તાંણી નાંખી છે [3]તેરી. જાપ જપો. ૭

માધવદાસનાં ગાએલા કિર્તને વાર્તા કરતા ઉભેલા સર્વનું ધ્યાન એંચ્યુ. માધવદાસના મધુરા કોમળ કંઠમાંથી નીકળતા પ્રભાતના પહોરમાં ગવાતા પ્રભાતીઆં સાંભળી સર્વે ગુમ થઇ ગયા, અને એકી ટશે ભક્તરાજના સામુ જોઇ રહ્યા.

કિર્તનને અંતે સર્વે માધવદાસને પગે લાગ્યા અને જે બોલાવી. શ્રી હરીના ભજનનો ભાવ આ લોકના હૃદયમાં બરાબર થયો છે, એમ સમજી

* લાડલી–સ્ત્રિ. ૧ ખર–ગધાડો ૨ ખરબુધિ ગધાડાબુધિ ૩ તોરી–મીજાજ. તમરી.

માધવદાસે મનમાં વિચાર્યું કે આ લોકોને વળી કાંઈક સંભળાવુ, તો તેમની વૃત્તિઓ ઇશ્વર ભજનમાં દોરાય ખરી.

**પહેલો**—(પગમાં પડીને) આપનું નામ શું કૃપાનાથ?

**માધવદાસ**—દાસનું નામ માધવ છે?

**બીજો**—વાહ! ત્યારે માધવદાસ નામ સાંભળીએ છીએ તે આપનુંજ કે?

**માધવદાસ**—તમે નિરંતર સાંભળો છો, તે માધવ નામ તો વિશ્વપતિનું છે, પણ તે નામ પાડવાથી પ્રભુ નામનો જાપ થાય એમ સમજી મારૂ નામ મારાં માબાપે માધવ રાખ્યું છે.

**ત્રીજો**—ઘણા દીવસથી આપની ખ્યાતી સાંભળતા હતા પણ દર્શન તો આજેજ થયાં; આપનાં દર્શનથી અમો પાપી પાવન થયા.

**માધવદાસ**—અહીં ભેગા થઇ શું શું વિચાર કરો છો?

**ચોથો**—કાશી જાત્રા કરવા જવું છે, તેને માટે વિચાર ચાલે છે. આપ પધારશો? પધારો તો સારૂ.

**માધવદાસ**—મારે આવ્યાની ઘણી ઉમેદ છે, પણ મારાં માતાજી આજ્ઞા આપે તો અવાય. હું મારા માતાજીને વાત તો કરીશ.

**પાંચમો**—ગમે તેમ કરીને પણ આપ આવશો તો અમને વાટમાં આનંદ થશે; અને ત્યાં પણ દીવસ સુખમાં જશે. ભલા તમારે બીજા પ્રયાસે જાત્રા થશે. હજી જવાની દશ દીવસની ઢીલ છે; ત્યાં સુધીમાં નિશ્ચય કરી મુકજો.

કાશી જાત્રા કરવા જવા તૈયાર થએલા માણસોની મુલાકાતથી માધવદાસનું મન પ્રફુલિત થઇ ગયું. પોતાને પણ જવાની ઇચ્છા થઈ, ઘેર આવી માતાજીને અરજ કરી, માજી; આપ આજ્ઞા કરો તો કાશી વિશ્વનાથનાં દર્શન કરવાની ઇચ્છા થઇ છે.

**માતા**—દીકરા જાત્રા કરવા જવું, એ વૃદ્ધાવસ્થાનું કામ છે, અત્યારે તો કેડય બાંધીને રળવાનો વખત છે.

**માધવદાસ**—માજી; જાત્રામાં કાંઈ જન્મારો કાઢી નાંખવાનો નથી; અને રળવાનું તો રોજ છે.

**માતા**—તારા બાપ બાવન વર્ષે મરી ગયા, પણ કયા મલકમાં કાશી છે તે જાણ્યું નહિ. અને પણ પચાસ થયાં તોપણ હજી કાશીનું સ્વપનુંય આવ્યું નથી, અને તને જાત્રાને માત્રા કેમ સુજે છે! (માતાનાં વચન સાંભળીને માધવદાસનું મોઢુ ઉદાસ થઈ ગયું, તે જોઈ માતાએ કહ્યું. કેમ તારૂ મોઢુ પડી ગયું? શુ તારૂ બગડી ગયું!)

( માધવદાસ ) રાગ; ઇસ તન ધનકી, કોન બડાઈ.

મુખ પર માજી આવી ઉદાસી,
હૃદય કમળમાં કેવળ કાશી. મુખપર માજી.
નિર્મળ ગંગા સ્નાનજ કરવા;
સેવન કરવા [1]સુ સંન્યાસી. મુખપર માજી. ૧
વિશ્વનાથનાં દર્શન કરવા,
પરસન કરવા એ અવિનાસી. મુખપર માજી. ૨
મનડુ પડ્યું છે વિચાર વમળમાં,
કાલે સ્વપ્નમાં કાશી ભાસી. મુખપર માજી. ૩
માતાની આજ્ઞા કેમ ઓલંઘુ;
પામ્યા વિસરજન વિચાર વાસી. મુખપર માજી. ૪
માત વચન હું માંથે ચઢાવું,
છાનો છપનો નવ જાઉ નાસી. મુખપર માજી ૫

**માતા**—કાશીની જાત્રા કર્યા વગર અસદ્ ગતી થતી હોય તો જરા કેડ્યનો અંકોડો નમાવીને ચાર ઘર વધારે ફરીને થોડા દીવસ ચાલે એટલી અનાજ પાણીની ખરચી ભરીને જા !

**માધવદાસ**—બહુ સારૂ માતાજી; ભરનાર તો વિશ્વંભર નાથ છે, તો પણ તમારી આજ્ઞા માથે ચઢાવું છુ. આજથી ભીક્ષામાં વધારે ધ્યાન રાખીશ, હજી મારે જવાની પણ આઠેક દીવસની વાર છે.

**માતા**—હશે કોઈ વેરાગી બે રાગીનો સંગાથ.

**માધવદાસ**—બે રાગીનો સંગાથ નથી માજી, પણ એક રાગીનો છે.

**માતા**—ગમે તેનો સંગાથ હોય અને ગમે ત્યારે જવું હોય, પણ તારી બાઇડી અને તારા છોકરાને પુરૂ પડે અને તુ પાછો આવે ત્યાં સુધી નભે એટલું અનાજ ભરીને જા !

**માધવદાસ**—કેમ બઇરી ને છોકરોજ, ગણાવ્યો ! તમારે ખાવા નહિ જોઇએ માજી ?

**માતા**—મારે જોઇએ, તેની તારે ચિન્તા ન કરવી. હું તો મહેનત મજુરી કરીનેય મારૂ પેટ ભરીશ, દયણાં ખાંયણાં કરીનેય મારો નિભાવ કરીશ ! પણ તારી બાઈડી શેઠાણી છે, એટલે એનાથી કોઈનું વૈતરૂ થાય પણ નહિ અને દહાડા વળે પણ નહિં.

---

૧ સુ-સારા, પવિત્ર,

**માધવદાસ**—ઠીક કહો છો માતાજી; સ્ત્રિ અને પુત્ર એ દુઃખ રૂપ છે, બંધન રૂપ છે, બેડી રૂપ છે, ઉપાધી રૂપ છે, પણ ઇશ્વરે વળગાડેલી માયા છે. તેને નાંખી દેવાતી નથી.

**માતા**—વળી નાંખી દેવાનું કોણે કહ્યું; કોટે માદળીયું કરીને બાંધ્યું!

[ **કર્તા** ] કાશી જવાની રજા મળી તેથી મનમાં આનંદતો થયો પણ માતાજીનાં કહેલાં વચન ક્રોધ કરાવે છે, ખેદ કરાવે છે. માતા પીતાએ મને પરણાવ્યો ન હોત તો ઘણું રૂડુ થાત; પણ એ મારા ભાગ્યનોજ વાંક છે એમાં એમનો શુ દોષ.

હે પ્રભુ! હે વીશ્વેશ્વર ભગવાન મને આવું બંધન શા માટે કર્યુ! વળી એટલે સરતું નહોતુ તે પાછુ,બંધનના ઉપર બંધન છોકરો! એમની હયાતી સુધીમાં મારે એમની સંભાળ લેવીજ? શ્રી હરી શ્રી હરી, પ્રભુ સર્વની સંભાળ લેનાર તો તમે છો. તેથીજ તમે સર્વેશ્વર કહેવાઓ છો, તેથીજ તમે વિશ્વંભર કહેવાઓ છો, કાંઇ નહિ હવે મારા સમજવામાં વાત આવી, સર્વની સંભાળ લેનાર તો તમેજ, પણ અનેકને એકના આધાર ઉપર રહેવા રાખવાની ગોઠવણી પ્રભુ તમે કરી મુકી છે.

વિચાર શુંન્ય થઇ ગએલા માધવદાસ વસ્તીમાં ફરવા નીકળ્યા છે. ત્યાં માર્ગમાં, પેલા કાશી જનારા જાત્રા વાસીઓ, કે જેમની સાથે વાત થઈ હતી, તેઓ મળ્યા, અને કહ્યું કે, કાલે સવારમાં જવાનું છે માટે તૈયાર થઈ જજો. અમો તમને તેડવા માટે માણસ મોકલીશું.

**માધવદાસ**—કેમ; તમે તો કહેતા હતા ને કે આઠ દશ દીવસ બાદ જવાનું થશે, વળી વિચાર ફરી ગયો કે શુ?

**બન્ને**—બધાનો. મત એમ થયો કે; જેમ બે દિવસ વહેલું જવાય તેમ સારૂ! કારણ કે સો. માણસે સંપીને નીકળવું, તેમાં વળી કોઇને કાંઇ વિઘ્ન આવી જાય ને રહી જાય તો તેનો આત્મા બળી જાય, માટે અહીંથી નીકળ્યા એટલે તેની ફિકર તો નહિ?

**માધવદાસ**—બહુ સારૂ બહુ સારૂ! એ વિચાર ઘણોજ ઉત્તમ; આપણે તો જ્યારે બોલાવા આવશો ત્યારે તૈયાર છીએ. હાલતો હું ભીક્ષને માટે જાઉ છું.

( કવિ. ) **રાગ; સાખી મરાઠી.**

પ્રભુ દર્શનની પુરણ પ્રિતી, અંતર માંહે જાગી;
માધવદાસના મનની માંહે, કાશીની લેહ લાગી;
વાધ્યો અતી ઉમંગ, નહાવા ઇચ્છા નિર્મળ ગંગ. વાધ્યો.

ભિક્ષા માગવા નીકળેલા માધવદાસ ભિક્ષા માગવાનું તો ભૂલીજ ગયા, અને વિચારશુન્ય થઇ ગયા કે, શ્રીકાશીપુરી જઇશુ અને વિશ્વનાથનાં દર્શન કરીશુ, પ્રભુ દર્શન કરીશુ ને પાવન થઇશું.

તે દીવસે બધા ઘરનાંને દશ પંદર દીવસ ચાલે એટલું શીધુ ભિક્ષામાં આવ્યું, જે માધવદાસથી ઉચકાયું નહિ, એટલે પ્રેમી ભક્ત જનો ઘેર આ-વીને મુકી પણ ગયા. લ્યો માજી આ અનાજ ભગવાને આપ્યું, હવે હું કાશી જાઉ છું.

**માતા**—પાછો વહેલો પાછો આવજે ? આટલું થઇ રહેશે એટલે તારી બાઇડીને છોકરો, શુ ખાશે ?

**માધવદાસ**—માજી; પછીની ફિકર શા માટે કરવી, શ્રી હરી સૌને ખાવા આપેજ છે.

શીધા. સામગ્રીનો બંદોબસ્ત કરીને, માધવદાસ કાશી જાત્રા કરવાને માટે ગયા, ગંગા સ્નાન કરી, શ્રી વિશ્વનાથ ભગવાનનાં દર્શન કરી સાધુ સંત સન્યાસીનો સમાગમ કરી પોતાની કિર્તીને ફેલાવતા, ઘણા દીવસ રહ્યા. અહીં મુકેલું શીધુ પુર્ણ થયું, તેજ દીવસે; માધવદાસની પડોસમાં, એક વણિક ગ્રહસ્થ રહેતો હતો: અને જે માધવદાસનાં પ્રભાતીઆં સાંભળતો હતો તેણે માધવદાસની ખબર પુછી. પૂછતાં માલમ પડયું કે, માધવદાસ આ પ્રમાણે ગોઠવણી કરી કાશી જાત્રા કરવા ગયા છે, એટલે તેણે વગર માગ્યે બીજા વીસેક દીવસ ચાલે એટલું શીધુ આપ્યું.

ઘણે દીવસે માધવદાસ ઘેર આવ્યા, અને ઘરનાં માણુસોને ખાઇ પી આનંદ કરતા જોયા, એટલે ખુશી તો થયા, પણ વિચાર કરવા લાગ્યા કે આ બન્યુ શી રીતે હશે ? નારીને પુછતાં માલમં પડયું કે. પડોસમાં રહે છે તે શેઠે બીજુ શીધુ આપ્યું. તે સાંભળી માધવદાસના મનમાં નિશ્ચય થયો કે,સર્વેશ્વર સર્વની સંભાળ લેછેજ; આપણે કરીએ એ ચિન્તા ફોગટ છે.

પ્રથમની માફક ભિક્ષા અને ભજન ચાલતાં રાખી લીધાં. વસ્તીમાં ફરવું, પ્રભુ ભજન કરવું, સાધુ સંતનો સમાગમ કરવો, વળી વાર પરવ, શ્રીજગદીશનાં દર્શન કરવા પણ જવું,આવા આડંબર વિનાના ડોળ વિનાના સાદા અને સુશીલ સ્વભાવના માધવદાસ રાજાને ન જડયા. તેમના બદલામાં, બીજા ઢોંગી ધુતારા અને વેષ ધારીઓ સત્કારને પામી ગયા પણ રાજાએ હજી સુધી કોઇને ગુરૂ કરી કંઠી બંધાવી નથી.

એક દીવસે માધવદાસ ઘેરથી નીકળ્યા તે વખતે, માતાએ કહ્યું કે, તારી દેવ સેવામાં ભડકો કરવા રૂ નથી. તે લેતો આવજે। આ ઉચ્ચાર સાંભળી માધવદાસ ચિન્તા કરતા ચાલ્યા. હે ભગવાન, દીવેટ કરવા રૂ ઘરમાં નથી આજે તમારી આરતી શી રીતે થશે, પ્રભુ, રૂ જેવી વસ્તુ માગવી એ ઠીક નહીં. હાલમાં પાસે પૈસા પણ નથી કે વેચાથી લાવી શકાય, શુ કરવું. જો આજનો દીવસ નીકળી જાય તો કાલે તો વળી કાંઇ બીજી ગોઠવણ થઇ જાય. આમ વિચાર કરતા કરતા માધવદાસ વસ્તીમાં ફરે છે.

નગરના રાજાની સવારી તે દિવસે તે ગામમાં આવી છે, રાજા મેલ્લે મેલ્લે ફરી તકરારી મકાનોની તપાસ કરે છે. જેને જેવા જોઇતા હોય તેવા સવડો કરી આપ્યે જાય છે. ન્યાયના ધારાને અનુસરીને સર્વને સંતોષ પમાડતો રાજા ચાલ્યો જાય છે. ત્યાં એક દ્વાર સામી દ્રષ્ટિ કરીને ઉભેલા અને મધુર સ્વરે પ્રભાતીયું ગાતા. માધવદાસને જોયા.

માધવદાસનો મધુરો કંઠ, જુવાની અવસ્થા, પણ મુખ ઉપર શાન્તિના શેયડા જોઇને રાજા ત્યાં ઠરીજ ગયો, અને પોતાના માણસો સહીત સાંભળવાને ઉભો.

જે ઘરના સન્મુખ ઉભા રહી માધવદાસ કિર્તન ગાય છે તે ઘરમાં સ્ત્રિ, ઘણા દિવસની એંઠવણી કાઢતી હતી, એક લુગડાનો ડુચો લઈ, પલાળેલી માટીમાં બોળી બોળી, ચુલા ઉપરની મેંશ ધોતી હતી. આમથી માધવદાસનું કિર્તન થઈ રહ્યું, અને બાઇનું કામ પણ થઇ રહ્યું. મેલુ અને ગંધાતુ પોતુ હાથમાં લઇ નારી ઉમરો ઓળંગી ઓટલાપર આવી, અને ઘણા માણસોને ઉભેલા જોઇ, માધવદાસના ઉપર ક્રોધમાં આવી જઇ, રોસમાં તે પોતુ છાતીમાં માર્યું.

( કવિ ) રાગ, સાખી મરાઠી.

એક દ્વાર પર ઉભા રહીને, કોડે કિર્તન ગાયું;
રામા રોષે પોતુ ફેંકયું, છાતીમાં ભચકાયું;
પામ્યા મનમાં હર્ષ, નારી જીવો ઝાઝાં વર્ષ. પામ્યા.

સ્ત્રિએતો પોતુ રીસમાં અને રોષમાં માર્યું, પણ માધવદાસે જેમ કોઇએ ફુલનો દડો નાંખ્યો હોય અને હર્ષથી ગ્રહણ કરીલે તેમ ગ્રહણ કરી લીધુ. અને વળી તેને વિનય વચન કહ્યાં: જય થાઓ, બેન તારૂ કલ્યાણ થાઓ, ઘણું જીવો।

પોતુ મારતાં તો માર્યું, પણ પછી રાજા વિગેરેને દેખી નારી ઘરમાં

જતી રહી, માધવદાસ પણ ઘેર ગયા, અને રાજા વિસ્મય પામી વિચાર કરતો; ત્યાંનું તે દીવસનું કામ અધુરૂ મુકી ઘેર ગયો.

ઘેર જઈ રાજા વિચાર કરે છે કે બ્રાહ્મણ કેવો નિરાભીમાની છે, એણે ક્રોધને જીત્યો છે. મુર્ખ સ્ત્રિયે પોતુ માર્યું, પણ પોતે ખમીને ચાલ્યો ગયો. ના ના પણ મારી ભુલ્ય છે, ભિક્ષુકને બોલવાનો હકજ નથી. તે બોલી શકતાજ નથી, કારણ કે આળસુ ઉદ્યોગને તજી પેટને ખાતર પારકા ઓશીઆળા થઇ; ઘેર ઘેર માગે છે.

માધવદાસે ઘેર આવી, ગરમ પાણીમાં તે પોતુ ધોઇ નાંખ્યું, તથા તેને વળગેલો મેલ દુર કરી નાંખ્યો. પછી તેને ખારાના પાણીમાં ધોઈ, સાફ કરી નાંખ્યું; ત્યાર પછી તેના તારે તાર ખેંચી કાઢ્યા, તે તારની દીવેટો તૈયાર કરી; ઘીમાં બોળી દીધી, પછી પ્રભુની સેવા કરવા માંડી. ત્યારે માએ પુછયું કેમ રૂ લાવ્યો કે નહિં, માધદાસ કહે આજેતો એક ભાવીક પ્રેમી બાઇએ સુતરના તારની દીવેટો આપી છે, તે તૈયાર કરી છે, હમણાં દીવા તથા આરતી કરીશુ. શ્રીવિષ્નુ ભગવાનને નવરાવી, ચંદન પુષ્પ ચઢાવી. દુપ નિવેદ કરી, પછી ઘીનો દીવો કરી આરતી ઉતારવા માંડી.

**[ માધવદાસ ] આરતી; રાગ, જય શીવ ઓંકારા; હર શીવ.**

જય જય શ્રી જુગદીશ; હર હર શ્રી જુગદીશ;
આરતી કરમાં ધારી, ચરણે નામું શીશ. હર હર શ્રી.
શહસ્ત્ર સુર્યનું તેજ, તમમાં છે સ્વામી;
સ્વામી સેવા કરતાં, દુઃખ ગયાં વામી. હર હર શ્રી. ૧
મુંઝાયો મહારાજ, તાર નહિં ઘરમાં;
આપે જઇને ઉભા, નારી અંતરમાં. હર હર શ્રી. ૨
અંજાણ્યું શુ આપ, અંતરના જામી;
જે જોઇએ તે અરપો, રાખો નહિ ખામી. હર હર શ્રી. ૩
મંન સહિત મહારાજ, આરતી ઉર ધરજો;
અબળાના અંતરમાં, અજવાળુ કરજો. હર હર શ્રી. ૪

અહીં માધવદાસે દીવો પ્રગટ કર્યો તેજ વખતે સ્ત્રીના હ્રદયમાં જ્ઞાનનો પ્રકાશ થયો. જેમ જેમ આરતી ઉતરતી ગઇ તેમ તેમ સ્ત્રિના હ્રદયમાંથી અજ્ઞાન ખસતુ ગયું, પોતે પસ્તાવા લાગી, અરેરે મેં પવિત્ર બ્રાહ્મણને એંઠુ જુઠુ પોતુ માર્યું, બહુ ખોટુ કર્યું, હવે એજ બ્રાહ્મણને દેખુ તો મારા અપરાધની ક્ષમા માગુ. હે પ્રભુ ગમે તેમ કરીને એ બ્રાહ્મણ આવે એવી પેરવી કરજો.

આમથી રાજા પણ રાત્રીમાં વિચારમાં પડી ગયો છે, કે ભીક્ષા માગવા આવેલો બ્રાહ્મણ નિરાભીમાની તો ખરો, કાલે પાછુ ત્યાંજ જવું. અને રોજનો અભ્યાસી રોજને રોજ તે મહેલ્લામાં આવતોજ હશે. તેને મળી કાંઈક વાત પણ કરવી અને માધવદાસનો પત્તો બતાવે તો, તેમને ખોળી કાઢી કંડી બંધાવી લેવી.

બિજે દીવસે બઈના દ્વાર પાસે રાજા આવે છે. આમથી રાજા આવે છે અને સામેથી માધવદાસ પ્રભુ સમરણ કરતા કરતા આવ્યા.

[ માધવદાસ ] રાગ; ત્રોટક છંદ.

જનમી જગમાં જગદીશ જપો,
તનમાં નહિ ત્રીવીધ તાપ તપો;
ટંકાર કરી સૌ સ્વર્ગ ટપો,
મનુ તન મળ્યુ ખરમાં ન ખપો. ૧
બહુ માણી મનથી મોઝ મઝો,
હવે અંતરથી અભીમાન તજો;
સૌ સત્ય શિયળ શણગાર સજો,
ભાઇ ભાવ થકી ભગવાન ભજો. ૨
જુગદીશ જપ્યે જશ લેઇ જશો,
વળી વીસ વસા જઇ સ્વર્ગ વસો;
ભજતાં ભવ સાગર પાર થશો,
કાથે કમલે નહિ કાથ કશો. ૩
મહા મોંઘી મનુષા દેહ મળી,
જેની કીમ્મત કોથી ન જાય કળી;
ખરે ખાત થશે એ ખાખ બળી,
જ્યાં જીવન જાશે દબ દળી. ૪
મનુષા દેહ દૈવત મુલ્ય મણી,
હરી નામ અખંડ હીરાની કણી;
રૂદીઆમાં રાખો લક્ષ લણી,
બસ બોલી બાપાલાલ તણી. ૫

[કર્તા] આ પ્રમાણે સવારના પહોરમાં શીખામણના શબ્દોનો ઉચ્ચાર કરતા,આવતા માધવદાસનો અવાજ ઓળખી, વરસાદની માફક વાટ જોઈ રહેલી સ્ત્રિ, દોડતી બહાર આવી, માધવદાસના ચરણમાં પડી, કાલાવાલા કરી અપરાધની ક્ષમા માગવા લાગી.

[ કવિ ] રાગ; ગિતી.

નારી નમતી આવી, પાર વિનાની પસ્તાવા લાગી;
આરતને અજવાળે, દુષ્ટ દીલમાં શુદ્ધ મતી જાગી.

સ્ત્રિ—હે મહારાજ મારો અપરાધ ક્ષમા કરજો; મારી ભૂલ્ય થઈ; તમે તો બ્રાહ્મણ પવિત્ર અને પુજ્ય ગણાઓ, તેમને મેં એંઠુ જુઠુ પોતુ માર્યું એ મોટી ભૂલ કરી છે.

માધવદાસ—બેન મારે તો ઉલટો તમારો પાડ માનવા જેવું છે, તેને બદલે તમો કાલાવાલા શાના કરો છો ?

સ્ત્રિ—શું બોલો છો મહારાજ: મેં તમારો અપરાધ કર્યો, જેથી મને કાંઈ શીક્ષા થવી જોઇએ, તેને બદલે પાડ કેવી રીતનો ?

માધવદાસ—બેન, કાલે ઘરમાં બીલકુલ રૂ નહોતુ, પ્રભુને આરતી કરવાની પણ અડચણ આવી પડી હતી, રૂ વેચાથી લાવવાને ઘરમાં પાઇ પણ નહોતી, તેથી હું વિશેષ ચિન્તામાં પડી ગયો હતો, તે વખતે તમે જે પ્રેમ ભાવથી પોતુ આપ્યું, તેને ધોઈ ધાઈ સાફ કરી સુકવી તારે તાર જુદાં કરી ઘીમાં પલાળી પ્રભુમે આરતી કરી. તારો જય થાઓ. બેન, તારૂ કલ્યાણ થાઓ !

આટલુ કહી માધવદાસ ત્યાંથી ચાલ્યા, તે વખતે રાજા જે અત્યાર સુધી સઘળુ સાંભળતા હતા અને જોઇ રહ્યા હતા, તે માધવદાસની વાંસે દોડયા અને તેમને ઉભા રાખી પુછ્યું. આપ શી ગ્નાતી છો અને ક્યાં રહો છો ?

માધવદાસ—હું બ્રાહ્મણ છું, અને પાસેના ગામમાં રહુ છું.

રાજા—તમારૂ નિરાભીમાનીપણું; તથા ક્ષમા કરવા પણાની બુદ્ધિ જોઈ હું ચકીત થઇ ગયો છું.

માધવદાસ—શ્રી જુગદીશ, શ્રી જુગદીશ, શ્રી જુગદીશ જપો !

રાજા—સત્ય છે મહારાજ; તમો [1]માધવને ઓળખો છો ?

માધવદાસ—હાજી, ઓળખું તો છું.

રાજા—એ તમને કોઈ કોઈ વાર મળતા તો હશે ?

માધવદાસ—હાજી, મળે ખરા.

રાજા—હવે મળે તો જરૂર તેમને મારી પાસે તેડી લાવજો. હું આ ગામનો રાજા છું.

---

૧ માધવ-રાજા માધવ એટલે માધવદાસને ઓળખો છો ? એમ પુછે છે. અને માધવદાસ સમજ્યા કે માધવ નામ ભગવાનને ઓળખો છો ?

**માધવદાસ**—બહુ સારૂ જરૂર તેડી લાવીશ, પણ આપને તેનું શુ કામ છે ?

**રાજા**—મારે એમની પાસે કંઠી બંધાવવી છે, મારે એમને ગુરૂ કરવા છે.

**માધવદાસ**—એ માણસ ગુરૂ કરવા લાયક નથી.

**રાજા**—તમે શા ઉપરથી એવો અભિપ્રાય આપો છો મહારાજ !

**માધવદાસ**—હું સારી પેઠે ઓળખુ છું. એના સ્વભાવનો બરાબર ભોમીઓ છું, તેથી કહુ છું કે કોઈ બીજાને ગુરૂ કરી લ્યો.

**રાજા**—મેં તો ઘણી સારી ખ્યાતી સાંભળી છે, અને આપ જ્યારે આમ કહો છો, ત્યારે ખરૂ શુ તે હવે સમજાતુ નથી.

**માધવદાસ**—પ્રથમ તો એ પોતેજ તમારો ગુરૂ થવાની ના પાડશે. ગુરૂ થવું એ કાંઈ જેવી તેવી વાત નથી.

**રાજા**—કંઠી બાંધી, મંત્ર આપી, કાનમાં ફુંક મારી દેવી. એ ગુરૂ

**માધવદાસ**—એમ નહિ; શિષ્યનો સઘળો બોજો ગુરૂને શીર છે. શિષ્યના કિર્તિયે ગુરૂની કિર્તી છે, અને શિષ્યની અપકિર્તી એ ગુરૂની અપકિર્તી છે.

**રાજા**—એક વાર તેમનાં દર્શન તો કરૂ, પછી ગુરૂ કરતાં જરા વિચાર કરી લઈશ.

**માધવદાસ**—જરા નહિં, પુરેપુરો વિચાર કરીને કરજો. પછી વિચારમાં વાણીઆ જેવું ન થાય.

**દ્રષ્ટાંન્ત**—એક વણિક હતો તે બહુ વિચારવાન હતો; જેના આંગણામાં હમેશાં એક ગાય આવીને ઉભી રહેતી હતી, તે ગાયને એવીજ ટેવ પડી ગઈ હતી કે બરાબર વખતે આવતી અને ઘડી બે ઘડી ઉભી રહીને ચાલી જતી, વાણીઆને દાતણ કરવા બેસવાનો વખત ને ગાયને ઉભુ રહેવાનો વખત તે બન્ને એકજ હતાં.

ગાયના દેખાવમાં વિચીત્રતા ભગવાને એ કરી હતી કે, તેના શીંગડાં બરાબર ગોળાકાર ઉંચાં વળીને એક કુંડાળુ થઇ ગયું હતું. અને ગાય દેખાવમાં નીચી હતી.

હમેશાં દાતણ કરતી વખત ગાયને પોતાની પાસે ઉભી રહેતી દેખે છે, અને વીચારવંત વાણીઓ વિચાર કરે છે કે, આ ગાયના શીંગડાંમાં પેસુ તો આર પાર નીકળાય કે નહિં, એવો વિચાર પોતાના મનથી ને મનથીજ કરે છે, પણ તે વિચાર બીજા કોઇને જાહેર કરતો નથી.

આમ વિચાર કરતાં કરતાં છ માસ થયા, ત્યારે તેણે શીંગડાં વચ્ચેની

પ્હોળાઇનું માપ લીધુ, અને પોતાની કેડયનું માપ લીધુ, ઘડીમાં લાકડાથી ભરી જુવે ને ઘડીમાં દોરીથી ભરી જુવે.

એ રીતે માપી જોતાં પાંચે દીવસે નક્કી કર્યું, કે શીંગડામાં પેસુ તો જરૂર આરપાર જવાય ખરૂ !

નક્કી થયું તેને બીજે દીવસે સવારમાં જે વખતે ગાય આવી ને ઉભી તેજ વખતે ઉભો થઈ ગયો, દાતણ હાથમાંથી ફેંકી દીધુ, પહેરેલા ધોતીઆનો કચ્છો મારી લીધો, અને ધીરે રહી આગળથી પેઠો.

પેસતાં પ્રથમતો ગાયને એમ લાગ્યું કે, મને પંપોળે છે, એમ સમજી ગાય સ્થિર રહી, પણ વાણીઓ બરાબર અડધો પેઠો, પછી એનાથી આગળ પેસી શકાયુ નહીં, પાછળથી પગે ધક્કો મારીને આગળ વધવાનું હોય તો આગળ જવાય, કે આગળથી હાથે પકડી ખેંચવાનું હોય તો આગળ વધાય, તે બંનેમાંથી એકે બાજુએથી મદદ મળી શકી નહિ. મદદ ન મળી શકી એટલે ટાંટીઆ લટક્યા.

ટાંટીઆ લટકયાને ગાય ભડકી. ભડકી એવીજ દોડમ દોડ કરવા લાગી. દોડતી જાયને ઉછળતી જાય: વાણીઓ મરી ગયો રે...બાપરે...હાય હાય રે...એમ બુમ પાડતો જાય, અરે કોઇ દોડો રે.

વણીકનો અવાજ સાંભળીને કાંઈક ઉંઘમાંથી જાગ્યા, ને દોડતા આવ્યા. આવીને ગાયને ઝાલવાના ઘણા પ્રયત્ન કર્યા પણ ગાય ઝલાઈ નહિ. પણ ઉલટી વધારે માણસને દેખીને વધારે ભડકી.

લોકોને દેખીને ગાય વધારે વધારે ઉછળવા લાગી. ને દોડમ દોડ કરવા લાગી, હવે વાણીઓ તો બુમો પાડી પાડીને થાકયો.

એવામાં એક બે ભરવાડ આવ્યા; તેમણે બન્ને પાસે ડાંગો ઉંચી કરીને ગાયને ઘેરી લીધી, અને તેના પગમાં દોરની આંટી નાંખીને તેને પાડી નાંખી, પછી તો ઘણા માણસો ગાયને ઝાલી રહ્યા અને કેટલાક માણસોએ સાચવીને વાણીઆને બહાર ખેંચી લીધો.

બહાર કાઢયા પછી ભરાએલા બધા માણસો ફટ ફટ કરવા લાગ્યા, થોડીવારે વાણીઆને ભાન આવ્યું ત્યારે, કેટલાક કહેવા લાગ્યા. મેર મુરખા ગાયના શીંગડામાં શુ લેવા પેઠો હઇશ, એમાં તે શો તારા બાપનો લાડવો દાટયો હતો; છેક ગમાર બુદ્ધિ કરી, નાનું છોકરૂ હોય તો એમેય માનીએ કે કમ અક્કલ છે, વરસ પચ્ચા થવા આવ્યાં છે ને ગાયના શીંગડાંમાં પેઠો. કાંઈ વિચારેય કર્યો હશે કે નહિ કર્યો હોય ?

**વણિક**—છ મહીના સુધી !

**બીજો**—શુ છ મહીના સુધી ?

**વણિક**—છ મહીના સુધી વિચાર કરીને પછી ગાયના શીંગડામાં પેઠો.

**ત્રીજો**—અંદર પેસવાનો હેતુ શો હતો.

**વણિક**—હેતુ બેતુ કાંઈ નહિ, માત્ર આગળથી પેસીને આરપાર નીકળી જવું તેને માટે છ મહીના સુધી વિચાર કર્યો અને આખરે નિશ્ચય કર્યો કે જરૂર પાર નીકળાશે, એટલે પેઠો, ને ગાય ભડકી. ( સર્વે લોકો વેરઇ ગયા. )

[ **કર્તા** ] સંત પુરૂષો એવા વિચાર કરતા નથી કે, જેના પરીણામે દુઃખ થાય પસ્તાવો થાય કે સંકટ આવી પડે.

હમેશાં સારા વિચાર કરવા; હમેશાં ઉચાં વિચાર કરવા અને ખૂબ વિચાર કરીને તેમાંય જે જે વિચારમાં જે જે માણુસની સલાહ લેવી ઘટતી હોય તેની લેવી.

**રાજા**—ના ના; તેમ તો ન થાય !

માધવદાસ પોતાના મકાન તરફ ગયા, અને રાજા પણ રવાના થઈ ગયા, માર્ગમાં ચાલતા રાજાને માધવદાસ તરફના રૂડા વિચાર આવવા માંડયા. વાહ કેવો નિરાભિમાની બ્રાહ્મણુ ! બાઇએ પોતુ માર્યું, તેનો ઉલટો પાડ માન્યો. એના એજ વિચારમાં રાત્રિ પડી, થોડી વાર પછી સુઇ ગયા, ઉંઘી ગયા અને ઉંઘમાં સ્વપ્ન આવ્યું કે, જે માધવદાસને તુ ખોળે છે, તે તેજ છે કે, જેની છાતીમાં બાઇએ પોતુ માર્યું. છતાં જેને ક્રોધ થયો નથી, પણ ઉલટો ઉપકાર માન્યો કે, આજે ઘરમાં પ્રભુ સેવામાં રૂ ન હતુ, અને તમે જે કપડુ આપ્યુ તેથી પ્રભુની આરતી થઇ.

રાજા ઝબકીને જાગી ઉઠયા, વિચારમાં ગુમ થઇ ગયા કે, હાથમાં આવેલો હીરો ખોવાયો; હવે શુ કરૂ ક્યાંથી ખોળી કાઢુ ! એના ગામનું નામ પણ યાદ ન રહ્યું માત્ર મોંનો ચ્હેરો યાદ રહ્યો કે ફરીથી જોવામાં આવે તો ઓળખાય ખરા.

વાહ ! મહાત્મા એતો મહાત્મા ! પોતે માધવદાસ છે. પણ મારી સાથે વાત કરતાં કહે છે કે તે તો ગુરૂ કરવાને લાયક નથી, એતો બડો અપલક્ષ-ણુવાળો છે, વાહ પ્રભુ વાહ તેં કેવા કેવા શાંન્ત અને સંતોષી નર પેંદા કર્યાં છે. જાઉ, ખોળી કાઢુ એ માધવદાસને !

રાજાને માધવદાસના દર્શનની લગની લાગી છે; જેથી માધવદાસની

ખોળ્ય કરાવે છે, પોતે બહાર જતાં આવતાં બારીક તપાસથી જોયા કરે છે, વળી મનમાં ખ્યાલ કર્યો કે, શ્રી જુગદીશના દર્શન કરવા માધવદાસ વાર પરબ તો આવતાજ હશે, માટે તે મંદીરનાં દ્વાર પકડીને બેસી રહું. તે પ્રમાણે ઘણા દીવસ કર્યું પણ માધવદાસ મળ્યા નહિ. કારણ કે જ્યારથી રાજાએ દેવ મંદીરેથી માધવદાસને પકડી કાઢવા નિશ્ચય કર્યો ત્યારથી, માધવદાસને મંદીરમાં પેસતાં કે નિકળતાં કોઈ દેખી શકે નહિ, એવી સર્વની દ્રષ્ટિ કરી.

એમ કરતાં એક સમે માધવદાસને શ્રી વૃંદાવન વીહારી શ્રી કૃષ્ન ચંદ્ર ભગવાનનાં દર્શનની ઇચ્છા થઈ, ત્યારે ચિન્તા એ પડી કે. સંસારના સખત બંધનથી બંધાએલો હું, પ્રભુ દર્શન પામવાને લાયક નથી, પામરોને પરમેશ્વર પોતાના પદરજથી *પરા રાખે છે. તિર્થમાં જવાની ઇચ્છા તો ઘણી થાય છે, પણ બઇરી બંધન રૂપ છે, તે દીવસે કાશી જવામાં પણ કેટલી બધી અડચણ આવી હતી, બાઇડી બંધન રૂપ એટલુંજ નહિ, પણ છોકરો તે વળી તે ઉપરનું બીજુ સખત બંધન. શ્રીકૃષ્ન, શ્રીકૃષ્ન, શ્રીકૃષ્ન.

**[ માધવદાસ ] રાગ: વહાલા વેગે આવો રે, ભીરા;**

શ્રીકૃષ્ન કૃપાના સાગરરે, બેળે બંધન છોડજોરે જી;
નહિ છોડો તો, બાળક બંધાયો રહેશે બાપ. (૨)
રહ્યા છો રત્નાગરરે, માયા બંધન મોડજોરે જી. શ્રીકૃષ્ન.
માયા કાયાને નડે, જીવનેજ જોખમ થાય;
ભક્ત જનોની ભીડમાં, હસી ધસીને ધાય;
બાળક રૂપી બેડીરે, તાણી નાંખી તોડજોરે. જી. શ્રીકૃષ્ન. ૧
અબળા બેડી આકરી, એ હું પામ્યો અંધ;
શોધુ જ્યાં સુવાસના, અતી ઉડે દુરગંધ;
દીનના દયાળુરે, દાસ દુઃખમાં દોડજોરે જી. શ્રીકૃષ્ન. ૨
નાજુક નખરાં નારનાં, ભક્તિમાં ભંગાણ;
૧"ચતુરાને જે ચાહના," તેનીજ તાણા તાણ;
લક્ષ રૂડુ લાગેરે; જુગ્તિ એવી જોડજોરે જી. શ્રીકૃષ્ન. ૩
વંદ્રાવન વાસો વસુ, માધવ મળવા માટ;
પત્નિ પુત્ર કયાં પાડવું, આજ એજ ઉચાટ;
ફિકર ફાળને ફેડવારે, કદ ફટાકો ફોડજોરે જી. શ્રીકૃષ્ન. ૪

---

* પરા-છેટા. ૧ હીરા, રત્ન, માણક, મણી, મોતી, અને સોનાના શણગાર.

[ કર્તા ] ભક્તને માટે ભગવાનને સદા સ્હાય ક્રુળ રહેવું પડે છે, અને ભક્તનું ધાર્યું કરવું પડે છે. આમથી માધવદાસનું માગવું છે, અને આમ બાળક તથા સ્ત્રિના સંસારમાં વાયરા ખાવાના દીવસ પણ પુરા થઈ ગયા છે. એમના આવરદાની દોરીના છેડે, મહીના મહીનાને આંતરે બન્ને સ્વર્ગવાસ થઈ ગયાં; ત્યારે માધવદાસે મહાસુખ માન્યું. થોડા દિવસ વીત્યા બાદ શ્રી કૃષ્ન પ્રભુનાં દર્શનને માટે, ગોકુળ મથુરાં, વંદ્રાવન જવાની તૈયારી કરી.

માધવદાસની મુસાફરીમાં એક ગામ આવ્યું, જ્યાં ભક્તરાજ શીવજીના દેવળમાં પડી રહ્યા હતા. ત્યાં એક બ્રાહ્મણી ડોસી દર્શન કરવા આવી. બ્રાહ્મણને શીવજીની સન્મુખ બેઠેલો જોઇને આગ્રહ કરી પોતાને ઘેર જમાડવા માટે તેડી ગઇ, અને ઉત્તમ પ્રકારે રસોઇ કરી પ્રેમ પુર્વક ભોજન પીરસી પોતે સામી બેઠી. માધવદાસ જમે છે, તેમના સામુ શુદ્ધ મતીથી નીહાળીને બાઈ જોઇ રહી છે, તે વખતે સુંદીર ઘનસ્યામ સ્વરૂપ નાના બાળકને મહારાજના ભેગો જમતાં જોયો, તે જોઈ બઇની આંખમાં આંસુ આવ્યાં, ત્યારે માધવદાસે પુછ્યું કે, બેન તમને દીલગીરી શાથી થઇ ? બાઈ કહે મહારાજ, આ નાનો બાળક કે જે તમારી સાથે આવી તમારા ભેગો જમવા બેઠો છે, તેની વિયોગી માને તેના વિના કેમ ગમતુ હશે ! એનું કેવું ઘનસ્યામ સુંદર રૂપ છે. એનું મુખાર્વિંદ કેવું તેજ મારે છે.

આ વચનો સાંભળી માધવદાસ સમજ્યા કે જરૂર શ્રીકૃષ્ન ચંદ્ર ભગવાન મને સુધો અને સરળ રસ્તો બતાવી, ઝટ લઇ જવા સામા આવ્યા હશે, તેમણે આ બઇને દર્શન આપ્યાં પણ મને ન આપ્યાં, એટલી મારી ભક્તિમાં ખામી હશે.

ત્યાંથી જમીને માધવદાસ વિદાય થઇ ગયા. વળી માર્ગમાં જતાં બીજુ એક ગામ આવ્યું, કે જે ગામમાં પોતાનો એક શિષ્ય રહેતો હતો, તે વરસમાં પાંચ સાત વખત દર્શન કરવા આવતો હતો; અને જ્યારે આવતો ત્યારે કહેતો હતો કે એક વાર આ દાસનું ઘર પાવન કરો પ્રભુ !

તે વાત યાદ આવતાં તેનું નામ અને ઠામ પુછીને ભક્તરાજ તેને ઘેર ગયા, તે પહેલાં, થોડીવારે કોઇ બીજો મુસાફર સાધુ અગાઉથી મહેમાન તરીકે આવ્યો હતો. જેને ઘરના માળ ઉપર ઉતારો આપ્યો હતો, અને તેને રાંધી ખાવાને શીધુ સામગ્રી પણ આપી દીધી હતી.

શિષ્ય કાંઈ જરૂરના કામ સારૂ, થોડીજ વારને માટે બહાર ગયો હતો પણ તેની સ્ત્રિ કે જે, પોતાના પતીના કહેવાથી. માધવદાસને નામથી ઓળખતી

હતી, તે સવિનય સત્કાર કરી બોલી. આવો આવો પધારો, તમારા દાસ હમણાં આવશે. માધવદાસે વિચાર કર્યો કે, પુરૂષની ગેર હાજરીમાં સ્ત્રિની પાસે બેસવું એ સાધુ પુરૂષોને કલંક રૂપ છે, પણ દુર દેશથી આવીને ક્યાં જવું. માટે મુંગા રહેવું.

માધવદાસ નિચે બેઠા છે અને સ્ત્રિએ માળ ઉપર જઈ, પેલા પ્રથમથી આવેલા સાધુને કહ્યું કે, હું બીજુ શીધુ આપુ છું ને તમે બે જણનું ભેગુ રાંધો !

**સાધુ**—કોન હે દુસરા ?

**સ્ત્રિ**—એ પણ સાધુ છે, અમારે ઘેર મેમાન છે.

**સાધુ**—દુસરેકે બાસ્તે કોન પકાતા હે ? મેં કીસીકા ચેલા નહિ હું, મેંતો મોકળી જગાકા મહંત હું !

**સ્ત્રિ**—રાંધ્યા ભેગુ રાંધવું છે, તેમાં તમને વાર નહિ લાગે ! માટે લાવવા દયો તો સારૂ ?

**સાધુ**—એસી ગરબડ મત કરો અમેરે સામને; વો આપકે હાથસેં કયું નહિ પકા ખાતા હે ! સાધુ હે કે કોઈ વેશ ધારી ધુતારા હે !

ઉપર થતી વાત સાંભળીને માધવદાસ બોલ્યા. મારે જમવું નથી હું હમણાંજ જમ્યો છું બેન ! હુ જાઉ છું મારે સંગાથ જતો રહેશે. હુંતો ઉભો ઉભો મળવાજ આવ્યો હતો. તમારા સ્વામી આવેતો કહેજો કે આવતાં પાછા જરૂર મળવા આવશે. સ્ત્રિને રોકવાની તો ઘણી ઇચ્છા હતી. પણ માધવરાસે વાત એવી ગોઠવીને કરી કે સ્ત્રિથી બોલી શકાયું નહિ અને સુખે જવા દીધા.

માધવદાસ હજી દુર ગયા નથી ને તે સ્ત્રિનો ધણી ઘેર આવ્યો, કે તુરત સ્ત્રિયે વધામણી ખાધી કે, શ્રી જગંનાથ પુરીથી મહંત માધવદાસ આવ્યા હતા.

**પુરૂષ**—(ઝબકીને) ક્યાં છે ? ક્યાં ગયા !

**સ્ત્રિ**—હજી હમણાંજ ગયા.

**પુરૂષ**—જવા કેમ દીધા; રોકી કેમ ન રાખ્યા ?

**સ્ત્રિ**—મેં આગ્રહતો ઘણો કર્યો પણ એમણે કહ્યું કે મારે સંગાથ જતો રહેશે તો પછી મારે એકલાને અથડાતાં કુટાતાં જવું પડશે.

**પુરૂષ**—ત્યારે એમને જમાડવાતા તો ખરા !

**સ્ત્રિ**—મેં આ મેમાન સાધુને કહ્યું કે તમે તેમનું ભેગુ રાંધો, ત્યારે

તેમણે ના પાડી, એટલામાં તો પોતે બોલી ઉઠયા કે, હું હમણાંજ જમ્યો છું ને મારે જમવું નથી.

**સાધુ**—ક્યા ટીટીઆરા મચાયા. હે, સાધુકુ શીધા દીયા ઈસમેં રાજપાટ દે દીયા ક્યા! ધણી ધણીઆણી દોનું એસે પાજી કાંહાંસે હો!

**પુરૂષ**—મહારાજ, આપ ખોટું લગાડશો નહિ, સાધુના તો અમે દાસ છીએ, પણ મારા ગુરૂ આવીને ચાલ્યા ગયા અને મને દર્શન ન થયાં તેથી વીમાસણ થાય છે.

**સાધુ**—કોન હે તેરા ગુરૂ! કાં ચલા ગયા?

**પુરૂષ**—મારા ગુરૂ, માધવદાસ છે. અને તે હમણાંજ આવ્યા હતા!

**સાધુ**—હાં હાં! માધવદાસકા દર્શનકી તો હમકુ બી ઈચ્છા હે! કહાં હે વો મહાત્મા?

**સ્ત્રિ**—મેં તમને કહ્યું કે, બીજાનું ભેગુ રાંધો તે તેમનેજ માટે!

**સાધુ**—અરરરરર; હમારી ભૂલ્ય હો ગઇ, તુમને માધવદાસકા નામ કાં લીયાથા! એસે સંત મહાત્મા કે તો હમ દાસ હેં? ચલો દર્શન કરે!

સાધુ અને તે પુરૂષ બંન્ને દોડતા આવ્યા, માધવદાસને પહોચી વળ્યા, આવીને દંડવત્ પ્રણામ કરી હાથ જોડી ઉભા રહ્યા, પોતાના શિષ્યને રૂડો આશીરવાદ આપી માધવદાસ બોલ્યા કે હાલતો હું વૃંદાવન જાઉછું, સંગાથ આગળ જાય છે. આવતાં મળાશે તો મળીશ, પ્રભુ ભજન કરજો!

**સાધુ**—પ્રભુ; હું મારા થએલા અપરાધની ક્ષમા માગુ છું.

**માધવદાસ**—દુનીઆમાં મારો કોઇએ અપરાધ કર્યોજ નથી, અને કોઇ કરી શકનાર પણ નથી, અપરાધ થાય છે, તે શ્રી હરીનો થાય છે, થતાંની સાથે ધર્મ રાજને ચોપડે લખાય છે. તે ટાળવા કોઈ સમર્થ નથી. તમે અપરાધ શાને માનો છો?

**સાધુ**—આપને રસોઇ કરી જમાડવાની બાબતમાં મેં ત્રણ વખત ના પાડી, પણ હું એમ ન સમજ્યો કે, મારા જેવા પામરને હાથે પ્રભુ સેવા ક્યાંથી, મેં રસોઇ કરી આપને જમાડયા હોત તો હું આ દુનિયામાં કૃતારથ થાત, મેં પાપીએ પ્રભુ ન ઓળખ્યા.

**માધવદાસ**—તમારો વેષ સાધુનો છે, પણ લક્ષણ સાધુનાં નથી, તે કહેવાથી દીલગીર છું.

**સાધુ**—સંત પુરૂષનાં લક્ષણો કેવાં હશે બાપજી?

**માધવદાસ**—સંત પુરૂષો તમારા જેવા આપ સ્વારથીઆ ન હોય! સંત પુરૂષો તમારા જેવા મિથ્યા અભિમાની ન હોય, સંત પુરૂષો તમારા જેવા મમતા વાળા ન હોય; સામાની સેવા ઉઠાવી લે, પારકા દુઃખે દાઝે, હળી મળી સંપી સર્વની સાથે ચાલે, તેને સંત પુરૂષ કહે છે.[1]

મહંત માધવદાસ વૃંદાવનની નજીક આવી પહોચ્યા. જેને [2]અજાચક વ્રત પાળવું છે તેને કોઈ કોઇ વખત સંકટ સહન કરવું પડે છે. તેમજ જે શુદ્ધ શરમાળ છે, તેમને પણ. મહાત્મા માધવદાસ પર્વતની ટેકરીની ગુફામાં થાક ખાવાને માટે બેઠા છે, શ્રી હરીની નજીક આવી તો પહોચ્યો છું હવે તો કાલે સવારમાં દર્શન થવાનાંજ છે. એમ વિચાર કરે છે, પણ માધવદાસને અપવાસ ત્રણ થયા છે. ભૂખ વડે કરીને કાળજામાં ચુંથારો થાય છે. એટલે શ્રી કૃષ્ન શ્રી કૃષ્ન શ્રી કૃષ્ન. શ્રી જુગદીશ શ્રી જુગદીશ એમ ઉચ્ચાર કર્યા કરે છે.

પોતાના ભક્તને ભૂખ્યોને તરસ્યો જાણી મંદીરના માધવે દયા લાવી [3]મહાલક્ષ્મિને સાવધાન કર્યાં. ઉઠો તૈયારી કરો !

**લક્ષ્મિ**—ક્યાં પ્રભુ! શુ કાર્ય કરવાનું છે ?

**ભગવાન**—પેલા પહાડની ટેકરીની ગુફામાં મારો ભક્ત માધવદાસ બેઠો છે. જે ત્રણ દીવસનો અપવાસી છે. આ સોનાના થાળમાં ભરેલી સામગ્રી અને સોનાની જળ ઝારી લઇ જાઓ! તેને જમાડીને આવો.

**[ ભગવાન )** રાગ, મરાઠી સાખી.

કંચન થાળી કરમાં ધારો, સામગ્રી સૌ સાથે;
ભક્ત માહરો ભૂખ્યો બેઠો, જાઓ જમાડો હાથે;
લ્યો જળ ઝારી, વહેલાં આવો ઓ નારી. લ્યો.

પ્રભુની આજ્ઞા પ્રમાણે લક્ષ્મિજી તૈયાર થઈ ગયાં; માધવદાસ, જે પહેલી રાત્રીનીનિદ્રામાં અડધા ઉંઘતા અડધા જાગતા પડી રહ્યા હતા,તે ઝાંઝરનો ઝમકારો સાંભળીને બરાબર જાગી ગયા, અને નિહાળીને જોતાં ચંદ્રના પ્રકાશથી સમજાયું કે કોઇ દેવી પધારતાં હોય એમ લાગે છે. લક્ષ્મીજી પાસે આવી બોલ્યાં, લ્યો આ સામગ્રી જમો! ભાવના ભુખ્યા ભક્ત, જે ભોજનના પણ

---

૧ સાધુનાં લક્ષણ. ભાગ-૨-જો-પાનું-૨૩૨-લીટી ૮ થી. પાનુ ૨૩૩ લીટી ૩ જી સુધી. ૨ અજાચક-કોઈ પણ પદાર્થ કોઈની પાસે કદી માગવોજ નહિ. ૩ મહાલક્ષ્મિ-શ્રી લક્ષ્મિજી.

ભૂખ્યા થઇ ગયા છે, તે જમવાને બેઠા અને લક્ષ્મિજી થાળી તથા ઝારી મુકીને ચાલ્યાં ગયાં. જમ્યા પછી બરાબર નિદ્રાવશ થઇ ગયા. શિયાળાની ઠંડી રાત્રી એટલે માધવદાસને તાઢ ચડી, તે વાત પણ અંતરજામીને ન ગમી. પોતાના ભક્તને તે દુઃખથી પણ મુક્ત કરવાને પોતે જાતે ઉઠી, પોતાના અંગ ઉપરની બનાત કાઢીને ઓરાડી.

( કવિ )                    રાગ, ગિતી.

શિત ઘણેરી વ્યાપી; કડ, કડ, કડ, કડ, બોલે છે દાઢી:
તરત તણાતા આવી, બળના ભ્રાતે બનાત ઓરાડી.

સવારના પરોઢમાં, મંદીરના પુજારી જાગ્યા, તે વખત ભગવાનને ઓરાડેલી બનાત ન જોઈ, ત્યારે ઉંડા વિચારમાં પડી ગયા, અરે મંદીરમાં ચોરી પ્રભુની બનાત ગઈ. બીજો પુજારી કહે જુવો જુવો તપાસ કરો ! વળી બીજુ કાંઈ ગયું ન હોય ! સેજ તપાસ કરતાં સમજાયું કે, સોનાનો થાળ તથા ઝારી પણ ગયાં છે, મંદીરમાં ચોરીની બુમ પડી છે, તે વખતે, જગંનાથ પુરીનો રાજા, માધવદાસને ખોળતો ખોળતો ત્યાં સુધી આવી પહોચ્યો છે. તે આ ચોરીની વાત સાંભળી ચકીત થઇ ગયો છે કે, આ શુ ? ચોર લોક, શ્રી વિષ્નું ભગવાનને પણ ગણુતા નથી; આમથી મંદીરના સેવકો પણ બુમ મારી રહ્યા છે. અને બીજા નોકર ચાકર, ચોકીયાટોને જગાડી રહ્યા છે.

( સેવક )          રાગ; ખબર નહિ આ જુગમેં પલકી...

મૂંઢ થઈ મંદીરમાં ચોરી...
હૈયા ઉપર હાથ ધરીને ઉંઘ્યા અઘોરી. ૧.
નથી ભાઈ તોડયાં કાંઈ તાળાં...
શ્રીજી સનમુખ ચોરી કીધી, કોનાં કરમ કાળાં. ૨.
વળી નવ ખાતર તો પાડયું...
અરે અધર્મિ પેઠો કયાંથી, કએ દ્વાર કાઢયું. ૩.
સોનાનો થાળ અને ઝારી...
બહુનામીની બનાત શ્રિજી ગજબ થયો ભારી. ૪.
રખે જો પકડાએ પાપી...
ગમારને ગધ્ધે બેસારો, નાક કાન કાપી. ૫.

ખોળી લાવો ! ખોળી લાવો ! પકડી લાવો પાપીને જલદી ! સેવક, તથા

સીપાઈ દોડમ દોડ કરવા મંડી પડયા. એટલામાં આખા ગામમાં ખબર થઇ ગઇ કે પ્રભુ મંદીરમાં ચોરી થઇ ભઈ!

**પહેલો**—મારે બેટે ભગવાનને પણ ન છોડયા, તેમનીએ બનાત ખેંચી લીધી.

**બીજો**—બધાંના કાંઈ ભગવાન છે, ભગવાન માને તેના ભગવાન.

**ત્રીજો**—જ્યારે ભગવાન શીધી રીતે ના આપે ત્યારે, ચોરી કરીને પણ લેવું પડે.

**ચોથો**—શુ બોલો છો ? પ્રભુ દ્વારમાં ચોરી ?

**પાંચમો**—હા હા; પ્રભુ તે કાંઈ માંથુ લાવ્યા !

**છઠો**—ભાઈ ચોરને શુ ! જ્યાંથી લાગ આવે ત્યાંથી લઈ લે, એનું નામ ચોર !

**સાતમો**—હવે શાન્તિ રાખો ! આવી ભારે ચોરી કરનાર પકડાયા વિના રહેવાનો નથી.

**આઠમો**—ચોરી કરતાં શુ કરી, પણ એને આવડી નથી. એ ત્રણમાંથી એક ચીજ વેચવા જશે કે તુરત પકડાશે.

**નવમો**—બરાબર છે તમારૂ કહેવું, એવી ભારે અને તુરત ઓળખાય તેવી બનાત તેનાથી ઓઢાવાની નથી, તેમ વેચાવાની પણ નથી.

**દશમો**—વારૂ હવે જે થાય તે જોયા કરો !

ખોળવા નીકળેલા માણસમાંના બે ચાર, માધવદાસની નજીક આવ્યા. ત્યાં તપાસ કરતાંની સાથે, તેમની ગુફામાંથીજ ત્રણે વસ્તુઓ હાથ આવી; બસ આજ ચોર ! પાકો ગઠીઓ, વેષ વેરાગીનો લીધો છે, અને ચતુરઈથી ચોરીઓ કરે છે. પકડી લ્યો ! બાંધો.

માધવદાસને ડાબે હાથે દોરથી બાંધીને, તેમના જમણા હાથમાં ચોરીના ત્રણે મુદા ઝલાવીને, મંદીરના અને સાથે રાજના સીપાઇ દોરીને લાવે છે અને માર પણ મારતા જાય છે. તે જોઇ પુરવાસીઓ અનેક તર્ક વિતર્ક કરી રહ્યા છે. રાજા કે જેને માધવદાસને માટે ઉંચા અને ઉમદા વિચાર હતા, તે પલટાઇ ગયા. અરેરે હું તો કાંઇ કાંઇ ધારતો હતો અને આતો ઉલટુ નીકળ્યું. આવા ચોરની વાંસે વાંસે ફરવું એ પણ એબ લગાડનાર છે! એ પોતેજ મને કહેતો હતો કે; માધવદાસ તો ચોર ધુતારો ને ઢોંગી છે, તેજ વાત આજે સાચી પડી. ચાલો બીજા કોઇને ગુરૂ કરી લઇશુ.

બસ બે દીવસ રહીને પાછા વળી જઇશુ. અતીશે માર પડવા માંડયો અને તે સહન ન થયો ત્યારે ભક્ત માધવદાસ, પોકારી ઉઠયા.

**[ માધવદાસ ] રાગ; એતો પુજ્ય પુરૂષ પુન્ય શા...ળી.**

વળી વીરા વાત વિચા...રો.
મને મિથ્યા શાને મા...રો, વળી વીરા વાત વિચારો.
મેં મંદીર જોયું નથી, હજી ન જોયું ગામ;
કહો ચોરી કયાંથી કરી, જો નવ જોયું ધામ.
હું નહિં ચોરી કરના...રો.　　　　મને. વળી. ૧
કોણ માલ મુકી ગયું, મુને ન તેની જાણ;
કહો તમને કયાંથી કહું, ભલે લેઇ લ્યો પ્રાણ.
તમો હલકા વાકય ઉચ્ચા...રો.　　　　મને. વળી. ૨
ઉત્તમ અન્ન જમાડીયું, આવી આનંદ ભેર;
ભયમાં નાંખ્યો ભક્તને, જમણ કર્યું સૌ ઝેર;
કોઈ શત્રુ મળીઓ સા...રો.　　　　મને. વળી. ૩

બીજુ શુ ચોર્યું છે,? કયાં મુકયું છે! એવા એવા ઉચ્ચાર કરતા અને હુંસા મારતા સેવકોને અટકાવવાને શ્રી હરીએ ત્રણ ગેબી અવાજ કર્યા કે, બસ કરો, બસ કરો, બસ કરો! મારાથી માર સહન થતો નથી. મંદીરના મહંતે આજ્ઞા કરી કે એ ચોરને આપણા મંદીરમાં નજર કેદ રાખો; અને જ્યાં સુધી આખા મંદીરની દરેકે દરેક ચીજનો તપાસ થઇ જાય ત્યાં સુધી ન છોડો. બેસારી મુકો બાજુ પર!

માધવદાસને મંદીરમાં કેદી તરીકે રહેવાનું થયું તેથી પોતે પ્રસન્ન થયા. વાહ પ્રભુ વાહ; ચોરી ચઢાવીને પણ સેવકને સાનીધ્યમાં લીધો ખરો! મંદીરના મહંતો વિના દર્શનના વખત વિના મંદીરના પગથીએય ચઢવા દેતા નથી, તે આજે મંદીરમાં રાત્રી રહેવાનું કહે છે, ત્યારે તો ભગવાનની કરૂણા થઇ એમ સમજાય છે. શ્રીકૃષ્ન શ્રીકૃષ્ન શ્રીકૃષ્ન.

મંદીરના મુખ્ય આચાર્યને રાત્રીમાં સ્વપ્નું આવ્યું, અને સ્વપ્નમાં પ્રભુના પાર્ષદો, નિદ્રામાંથી જાગૃત કરી કહી ગયા કે, હે આચારજી મહારાજ અમને ઓળખો છો, અમો પ્રભુના પાર્ષદ છીએ, અમને શ્રી વિષ્નુ ભગવાને મોકલ્યા છે, તે એટલાજ માટે કે, જે માણુસને તમે નજર કેદ રાખ્યો છે, તે મારો પરમ ભક્ત માધવદાસ છે, જેને તમે ચોર ઠરાવી માર માર્યો પણ તેણે તે ચોરી કરીજ નથી. ભક્તને ભુખ્યો જાણી, સોનાના થાળમાં

સામગ્રી ભરી જળની ઝારી લઇ મેંજ લક્ષ્મીજીને મોકલ્યા હતાં, અને બનાત તે તો હું જાતે ઓરાડી આવ્યો છું, માટે તમે તેના કરેલા અપરાધની માફી માગી, છોડી મૂકો, વળી વિશેષમાં તમારા ભાગ્યમાં હોય તો તેની સારી સેવા કરો! મારા ભક્તની સેવા મારી સેવા કરતાં વધારે ફળ આપનારી છે.

મહંત માધવદાસની ઓળખાણ પાડી, પાર્ષદ વિદાય થયા તે વખત સવાર પણ થયું, અને આચાર્ય જાગ્યા; જાગ્યા તેવાજ સ્વપ્નનો સઘળો વિચાર કરવા લાગ્યા. શુ સ્વપ્નું સાચુ હશે, નાના સ્વપ્નાની વાતો સાચી હોતીજ નથી.

રાગ; દોહરો.

સ્વપ્નામાં સંપત મળે, ચળે ઉઘડતાં આંખ;
ગાંધ્રવ નગરી ગાજતી, નહિ મચ્છર કે માંખ. ૧
મૃગતૃષ્ના જળ જૂઠ છે, ભ્રાન્તિનો છે ભાસ;
જોતાં આંખે ઝાંઝવાં, તાણી કરો તપાસ. ૨

ઠીક યાદ આવ્યું, એક રીતે સ્વપ્નની વાત સાચી માનવી પડશે. મને પ્રભુ પાર્ષદોએ એ ચોરનું નામ કહ્યું છે, અને આપણે હજી સુધી તેનું નામ જાણ્યું નથી. જો તેજ નામ હોય તો તો સ્વપ્નાની વાત સત્ય. લાવ નામ પુછી જોઉ. અરે...કોણ છે! સેવકો કહે શી આજ્ઞા છે પ્રભુ? મહંત કહે આપણે પેલો ચોર પકડયો છે તેનું નામ તો જરા પુછો!

**સેવક**—તેનું નામ માધવદાસ છે મહારાજ.

**આચાર્ય**—તમે પુછી જોયું છે?

**સેવક**—મેં પુછ્યું નથી, પણ મને સ્વપ્નમાં કોકે કહ્યુ છે, અને સાથે ધમકી પણ આપી છે કે; મારા ભક્ત માધવદાસને માર્યો છે પણ યાદ રાખજો!

**આચાર્ય**—ચાલો આપણે તેનું તેજ નામ છે કે નહિ તે પુછીને ખાતરી કરીએ.

માધવદાસની પાસે આવીને નામ પુછ્યું, અને માધવદાસે પોતાનું ખરૂ નામ કહ્યું તે સાંભળીને, આચાર્ય કાલાવાલા કરી કરગરીને કહેવા લાગ્યા.

**( આચાર્ય )** રાગ, છપ્પો.

માફ કરો મહારાજ, થયો અપરાધ અમારો;
ફરી કરો નહિ યાદ, કર્યો અપરાધ તમારો;
શ્રીજી દેરી સહાય, લક્ષ્મિ લઇ આવ્યાં થાળી;

ઓરાડી બનાત પ્રભુ, તમ ભક્તિ ભાળી;
ધન્ય તમારી ભક્તિને, ધન્ય તમો વિશ્વાસને;
વાર વાર ચરણે નમું, મહંત માધવદાસને.

ક્ષમા કરો ! ક્ષમા કરો, સેવકના અપરાધ ક્ષમા કરો ! અમોએ આપને ન ઓળખ્યા, એજ અમારી આંખનો ખરે ખરો અંધકાર!

સુગંધીદાર પુષ્પોથી વધાવી અગર ચંદનના લેપ કરી, ફુલના હાર ગળામાં આરોપી, રૂપાના સુંદર સિંહાસન બીછાવી માધવદાસને પધરાવ્યા. તે વખતે શણગાર ભોગના દર્શનનો સમય હતો, એટલે હજારો મનુષ્યો દર્શને આવતા અને ચોરને પુજન અર્ચન પામેલો જોઇ વિસ્મય પામતા. એવામાં જગંનાથ પુરીનો રાજા પણ આવ્યો, અને પુજ્ય આસને બેઠેલા માધવદાસને જોઈ વિચારમાં પડી ગયો કે કાલ તો બંધાયા હતા ને આજે પુજાયા છે, તેનું કાંઇક કારણ હોવું જોઇએ. આચાર્યને પુછતાં બરાબર સમજાયું કે, માધવદાસે ચોરી કરી નથી, પણ પ્રભુએ પોતે નિવેદ મોકલ્યું હતું.

ત્યાંથી વળી રાજાને વિશેષ પ્રિતી ચોટી, ફેર ગુરૂ કરવા દ્રઢ નિશ્ચય થયો. મન સાથે સંકલ્પ કર્યો કે આવતી કાલે સવારે માધવદાસ પાસે કંઠી બંધાવી દેવી. રાજાને ઓળખી માધવદાસ બોલ્યા:

**માધવદાસ**—કેમ રાજા; તમે ખોળતા હતા તે મહાત્મા મળ્યા કે નહિં ?

**રાજા**—મળ્યા તો છે, પણ પોતે પોતાના રૂપની બરાબર ઓળખાણ આપતા નથી; અને મને જાળા વાંસે ફેરવે છે. હવે તો મેં બરાબર પકડયા છે. કાલે સવારે કંઠી બંધાવી લેવી છે.

**માધવદાસ**—બહુ સારૂ તેમ થવુંજ જોઇએ. રાજા તારો જય થાઓ !

બીજે દિવસે સવારના પહોરમાં ભક્ત મથુરામાં આવ્યા; ત્યાં જુમનાં પાન કરી, મંદીરમાં પ્રભુ દર્શનને માટે ગયા, તે વખતે મંદીરમાં ભગવાનની પ્રસાદી વહેંચાતી હતી. વહેંચનાર માણસ ઓળખી ઓળખીને શમ વિસમ બુદ્ધિથી, કોઇને વધારે, કોઇને થોડુ, કોઇને સુકુ, કોઇને તાજુ, આપ્યા કરતો હતો, તેમાં માધવદાસે હાથ ધર્યો ત્યારે પ્રભુની પ્રસાદી ન આપતાં બીચારો મુસાફર પાણી પીને પેટ ભરશે એમ સમજી, ખોબો ભરીને શેકેલા ચણા આપ્યા પણ પ્રસાદ આપ્યો નહિં.

માધવદાસ ચણા લઈ, જુમના કાંઠે જઇ, જમી ગયા, અને ઠંડુ શીતળ પાણી પી, બપોરના સમય પહેલાં જુમના કિનારે ઘાટમાં આળોટી પડયા.

**[ કવિ ] રાગ; મરાઠી સાખી.**

સદા સદાવ્રત લેઈ ચણાનું, આવ્યા જુમનાં તીર;
પ્રથમ ચણાથી પેટ ભરીને, પછીથી પીધુ નીર;
પ્રેમે પોઢયા ત્યાંય, પ્રેમ પ્રસાદી લીધી જ્યાંય. પ્રેમે.

અહીં મંદીરમાં પ્રભુને રાજભોગનો થાળ આવ્યો; નિવેદ થયું પણ પ્રભુ જમતા નથી. આરતીના કાકડા રહેતા નથી, શ્રી હરીના મુખાર્વિંદ ઉપર તેજ દેખાતુ નથી; તે પ્રમાણે જોઈ પુજારીઓ કાલાવાલા કરવા લાગ્યા, હે પ્રભુ અમારો અપરાધ થયો હોય તો ક્ષમા કરો, પણ આરોગો !

**[ પ્રભુ ] ગેબી અવાજ; રાગ; દોહરો.**

સામગ્રી શા કામની, શુ [1]અગ્નિ વિન [2]આજ્ય;
બધતાં વહેરો આંતરો, કર્મે કથલે કાજ.
શેઠ અંન્ન સુકુ જમે, સેવકને શા [3]ભોગ;
ચણા જમ્યો હું ચાહીને, જાળવવાને જોગ.

**રાગ; છપ્પો.**

મહંત માધવદાસ આવીઆ, આ મંદીરે,
મુજ પ્રસાદી માટ મૂખથી, બોલ્યા ધીરે,
ચાપુ આપી ચણા, તેને કાઢયા તુચ્છકારી;
કરી પ્રસાદી પુર, પીધુ છે શીતળ વારી;
ભક્ત પામીઓ શુષ્ક અંન્ન, હું પડીઓ ઉચાટમાં;
સામગ્રી શુ કામની, સુતો સરીતા ઘાટમાં.

શ્રી હરીનાં વચન સાંભળી મંદીરના આચાર્ય પોતાના સઘળા સેવકો લઈ; માધવદાસને ખોળવા જુમનાજીના ઘાટ ઉપર ફરવા લગ્યા. અહીં જગંનાથ પુરીનો રાજા સવારમાં ઉઠી ખોળતાં માધવદાસ ન જડયા એટલે તે પણ ખોળ કરતા જુમનાં કીનારે આવ્યા છે. ત્યાં સર્વે આવીને ઉભા રહ્યા છે. કે જ્યાં માધવદાસ સુતા સુતા શ્રીહરીને સમરે છે.

**( માધવદાસ ) રાગ, તમે એકવાર આંગણે આવોરે ભાગ્યશાળી.**

હરી એકવાર દર્શન આલોરે. માધવજી.
હરી બુડતાની બાંહ્યડી ઝાલોરે. માધવજી.
દર્શન આલો, બાંહ્યડી ઝાલો;
છેક હું કાલો, તમને વહાલો, ઠાલો માલો.

---

૧ અગ્નિ-દેવતા, જઠરા અગ્નિ. ૨ આજ્ય-ઘી. ૩ ભોગ-વૈભોગ.

લાલ લટકાળા, લાલજીનો લાલોરે. માધવજી. ૧
આવજો દોડી, કામને છોડી;
થોડી થોડી, મોડી મોડી, પ્રિત ન તોડી;
કહું કર ગરીને, બેઉ કર જોડી રે. માધવજી. ૨

માધવદાસની મધુરી વાણીથી થતા ઉચ્ચારને સાંભળી સર્વે પ્રસન્ન થયા; અને મંદીરના સેવકો, વિનંતી કરી બોલ્યા કે, હે ભક્તરાજ; આજે આપનાં પવિત્ર પગલાં મંદીરમાં પડયાં. જેથી સુધુ થવું જોઇએ તેને બદલે ઉંધુ અને વિપરીત દેખાય છે, આપ પ્રભુ પ્રસાદીની દરકાર ન કરતાં ચણા લઇ પાછા વળી ગયા, અને તે જમી જળ પી પોઢી ગયા, જેથી પ્રભુ પણ રીસાયા છે અને જમતા નથી, માટે ચાલો અને ભગવાનને જમાડો!

**( આચાર્ય ) રાગ, ચીતના ચાળા જાણું સરવે રહે ચતુરા.**

મહેર કરી મંદીર પધારો, મહંત માધવદાસ.
આપ છો મહંતજી મહારાજ, સારજો સેવક કેરાં કાજ,
લેશ નવ આવી અમને લાજ; અમો સૌ દીન તમારા દાસ. મહેર. ૧
દેઇને *દગ્ધ અંન્નનું દાન; આપનું અમે કર્યું અપમાન;
રહ્યું નહિં ભવિષ્ય કાળનું ભાન; ખરે પસ્તાવો પુરણ ખાસ. મહેર. ૨
જરૂર જુગદીશે કરીયું જાણ; આપતો અમુલ્ય રત્નની ખાણ;
માગીએ માફી જોડી પાણ; પધારો પ્રિતે પ્રભુની પાસ. મહેર. ૩

સર્વના મુખની વિનંતી સાંભળીને; અને ભગવાન ભૂખ્યા બેઠા છે એવું જાણીને, માધવદાસ ઉઠયા, અને ઉતાવળે બોલ્યા.

**( માધવદાસ ) રાગ; મરાઠી સાખી.**

મહંત કહે મંદીરીએ આવું, જુગ્તે [1]જુઠુ જમવા;
નેહ ભરેલાં નયણાં ઢાળી, નારાયણને નમવા;
મેં કરીયુ પાન, ભૂખ્યા બેઠા શ્રી ભગવાન. મેં.

રાજા કે જે અત્યાર સુધી નીકળતાં વચન સાંભળ્યા કરતો હતો તે, માધવદાસ સેવકોની સાથે જવા તૈયાર થયા ત્યારે ગુરૂના ચરણમાં નમન કરી બોલ્યો, હે મહારાજ ધન્ય છે આપની વૃત્તિને, સાધુ તો ઘણા જોયા પણ અપમાનને સહન કરનાર તો તમેજ છો. સાધુનું ખરૂ લક્ષણ તો મેં આપનામાંજ જોયું.

* દગ્ધ=શેકેલા. ૧ જુઠુ=પ્રભુનું એઠું જુઠું.

[ રાજા ] રાગ, મરાઠી સાખી.

ગુણને જાણી પુર્ણ પ્રમાણી, ગુરૂ માન્યા મેં તમને;
દિવ્ય માર્ગને દર્શાવીને, પાર ઉતારો અમને;
બાંધો કંઠી આપ; મેં જાણ્યો છે પુર્ણ પ્રતાપ. બાંધો.

**માધવદાસ**—રાજા ધીરાજ; આપ પૃથ્વિપતી અને હું રંક આપની રૈયત, જેથી આપને કંઠી બાંધવાને યોગ્ય નથી.

**રાજા**—જ્ઞાની; ભક્ત, બ્રાહ્મણ, સંત, અને સદાચારી એ સર્વને માન્ય છે.

**માધવદાસ**—એમ સમજતા હો તો કંઠી બાંધેલીજ છે એમ સમજો અને ઈષ્ટનું સ્મરણ કરો ! રૈયતનું રૂડી રીતે પાલન કરો ! રાજને ખપ પુરતો કર લઇ પોતાના બાળ બચ્ચાંની માફક સર્વને સંભાળો. દંડ કરતાં દેવને વચમાં રાખો ! શ્રી કૃષ્ન, શ્રી કૃષ્ન, શ્રી કૃષ્ન, શ્રી જાુગદીશ, શ્રી જાુગદીશ.

રાજા સર્વ સાંભળી આનંદ પામી ગયો. પગમાં પ્રણામ કરી કૃતારથ થયો, માધવદાસને અતી આગ્રહની સાથે મંદીરના સેવકો મંદીરમાં લઈ ગયા જ્યાં જવા માટે માધવદાસની સંપુર્ણ મરજી હતી. અહીં રાજા માધવદાસના ગયા પછી વળી વિચાર કરે છે કે રાજપાટ મુકીને તિર્થ યાત્રામાં ફર્યાજ કરીએ, અને ગુરૂ માધવદાસને સદા સાથેજ રાખીએ એજ ઠીક. હવે ભક્તરાજ મંદીરથી પાછા ફરે ત્યારે વાત.

માધદાસ માંદીરમાં ગયા. એટલે ગેબી અવાજ થયો. પધારો ભક્ત રાજ; માધવદાસ કહે મને પ્રભુ પ્રસાદી આપો, ! ત્યારે જે પાત્રમાં ઘાલીને પ્રસાદ વહેંચવામાં આવ્યો હતો તે પાત્ર જોયું તો તેમાં પ્રસાદ બીલકુલ ન મળે પણ તે પાત્ર ધોઇ નાંખ્યું નહોતુ એટલે તેના ઝીણા ઝીણા કણ ચૅાટી રહ્યા હતા ખરા; તે સઘળા લઇને માધવદાસને આપ્યા. માધવદાસે મુખમાં મુકયા કે તરત પ્રભુની પાસે પીરસેલા થાળમાં ખડ ભડાટ થયો. બોલો શ્રીકૃષ્ન ભગવાનકી જે.શ્રીગીરીવરધારીલાલકીજે. શ્રીકુંજબીહારીલાલકીજે.

પ્રભુ જમ્યા, પ્રભુની આરતી થઇ ત્યાં સુધી માધવદાસ મંદીરમાં હતા, ત્યાર બાદ ત્યાંથી [2] અગિયારા ગણી ગયા. સેવકો શોધતાજ રહ્યા, પણ માધવદાસનો પત્તો ન મળ્યો, ત્યારે રાજા ખોળતો મંદીરમાં આવ્યો, ત્યાં સમાચાર મળ્યા કે અહીંતો માધવદાસ નથી. એતો પધારી ગયા, મંદીરના આચાર્યને માધવદાસ સાથે સમાગમની ઇચ્છા રહી ગઇ. રાજા સમાચાર સાંભળીને પોતાના માણુસો લઇને માધવદાસને ખોળતોજ ત્યાંથી નીકળી પડ્યો.

---

૧ પ્રમાણી=પ્રમાણ કરી; નક્કી કરી. ૨ અગીયારા ગણવા=નાસી જવું.

મંદીરથી નીકળી માધવદાસે પોતાના ગામની સીધી વાટ પુછી. ધિમે ધિમે મુસાફરી કરતાં માર્ગમાં એક મંદીર આવ્યું; જે રામાનુંજાચાર્યના પંથનું હતું. જેનો મહંત મોટો આડંબર વાળો હતો; અને મંદીરમાં શ્રી રામચંદ્ર ભગવાનની મુરતી પધરાવેલી હતી. ચાલતી મુસાફરીમાં સેજ સ્વભાવે તે મંદીરમાં માધવદાસ દર્શન કરવા ગયા તે વખતે ભગવાનનાં દ્વાર વાસેલાં હતાં.હમણાં દ્વાર ઉઘડશે, એટલે પ્રભુ દર્શન કરીશુ એમ સમજી માધવદાસ આમતેમ ફરવા લાગ્યા. કોઈ અજાણ્યા સાધુને મંદીરમાં ફરતો જોઈ, મહંતે પુછયુ કોન ફીરતા હે ઇધર ઉધર, ઇધર આવ ! માધવદાસ મહંતની પાસે ગયા. એટલે મહંત કહે કહાંસે આતે હો ઓર કાયકુ ફીરતે હો ?

**માધવદાસ**—જાત્રા કરવા નીકળેલા રમતા રામ છીએ, આ પ્રભુ મંદીર જાણી, દર્શન કરવા આવ્યા છીએ, દર્શન બંધ છે, એટલે આમ તેમ ફરીએ છીએ.

**મહંત**—કહાંસે આતા હે ! કહાં જાતા હે, ઓર કીસકા ચેલા હે !

**માધવદાસ**—વંદ્રાવનથી આવું છું, જગદીશપુરમાં જાઉ છું, ચતુ ભૂજનો ચેલો છું.

મહંત વિચાર કરે છે કે, દેખાવમાં જુવાન લઠ્ઠા જેવો છે, જો મંદીરનું કામ સોંપ્યું હોય તો ઉઠાવી લે તેવો છે. જરા પુછું તો ખરો. ભાઈ આંપણા મંદીરમાં થોડા દહાડા રહી જાઓ. આરામ કરો ? થાક ખાઓ !

**માધવદાસ**—હાજી; રહી જાઉ; જો પ્રભુ સેવામાં ભાગ મળતો હોયતો?

**મહંત**—અહીંતો ગાયોની સેવા માટે માણુસની જરૂર છે.

**માધવદાસ**—તેતો વધારે રૂડુ; ગાયોના સેવા તો હું સારી રીતે કરીશ.

**રાગ, મરાઠી સાખી.**

સારી સેવા કરૂ ગાયની; જાણું જગની માતા;
સર્વેશ્વરનું સમરણુ કરશુ, પામીશુ સુખ શાતા;
પાતાં પ્રિતે જળ, નકી કાયા હોય નિર્મળ. પાતાં.

રામજી મંદીરમાં રહી માધવદાસ ગાયોની રૂડી ચાકરી કરવા લાગ્યા. સવારના પહોરમાં વહેલું ઉઠવું, ગાયનું છાણુ વાસીદુ, પુંજા, ઓગાળ વિગેરે કાઢી નાંખી સાફ કરી નાંખવું, ગાયોને ચાર પુળા નીરવા પાણી પાવાં, અવસરે સ્નાન કરાવવું, પુછડું ધોઈ, આચમન લેવું, ગૌમુત્ર તથા છાણુથી અંગ પવિત્ર કરવું, છાંણુનાં છાંણાં થાપવાં વિગેરે સઘળુ કામ સારી રીતે કરી, મહંતને સંતોષ આપ્યો.

મંદીરના મહંત હમેશાં સવારમાં ઉઠી પ્રભાતીઆં ગાતા હતા, તેમાં એકવાર માધવદાસનુંજ બનાવેલું પ્રભાતીયું ગાવા લાગ્યા. ત્યારે માધવદાસ ધ્યાન દઈ સાંભળવા લાગ્યા. મહંતના ગાવામાં ભૂલ્ય થઈ, જરા અવળ સવળ થયું ત્યારે માધવદાસે કહ્યું આમ નહિં, પણ આમ ગવાય ! અહીં આ શબ્દ નહિં, પણ આ શબ્દ જોઈએ. એવી બરાબર સમજણ પાડી. ત્યારે અહંકારી મહંત ગર્વ વચનથી માધવદાસને અપમાન પહોચાડી તીરસ્કાર કરીને બોલ્યા.

[ મહંત ] રાગ; દોહરો.

છોકરવાદી છોકરા, તુને ન તેનો ભાસ:
કર્તા જેનો મહા કવી, મહંત માધવદાસ.

(માધવ) સીયાવર રામચંદ્રકી જે, રાજા રામચંદ્રકી જે.

મહંતનું બોલવું સાંભળી માધવદાસતો ચુપજ થઇ ગયા. થોડીવારે મહંતને કહ્યું પ્રભુ મારો અપરાધ થયો હોયતો ક્ષમા કરજો, હું પામર અજ્ઞાન આપને શીખવવા રૂપ વચન બોલ્યો, એ મારી મુરખામી થઈ.

**મહંત**—ઠીક હેં, મગર સમજ કે બોલના ચાહીએ. બડેબડે મહાત્માઓકી, વાણી વિલાસમેં તુમ કયા સમજો !

**માધવદાસ**—ખરૂ છે મહારાજ ? આપે માધવદાસને જોયા છે ?

**મહંત**—હાં...દેખે હોંગે કભી. મગર બરાબર યાદ નહિં; મીલે હોંગે. અબ જાના હે ઉનકે દર્શન કે લીએ.

**માધવદાસ**—મહારાજ; એમનાં દર્શનથી શુ વધારે છે ! અહીંઆં રહ્યા રહ્યા એમનાં કિર્તન ગાઇનેજ સંતોષ માનો !

**મહંત**—દર્શન કયું ન કરે; દેખે તો સઇ, કે જીસકી ઇતની સારી કિર્તિ ચલી હે, તો વો મહાત્મા કેસે હોંગે.

**માધવદાસ**—એ પણ આપણા જેવો;માણુસ જેવો માણુસ છે અમારેતો એમનો હીસાબ પણ નથી. હું એમનાજ ગામમાં રહું છું. એમના મુખેથી ગવાતાં કિર્તન સાંભળેલાં તેથી વચમાં બોલી ઉઠયો.

**મહંત**—અહોત ઠીક ? તુમ તુમારા કામ કરો ! શીર ન ફોડો !

મંદીરનો બીજો ચેલો કે જે, જેમાં બે માણુસની જરૂર પડે ત્યાં માધવદાસને મદદ કરતો હતો. તે હમેશાં મંદીરમાં જોઇતુ પાણી કુવેથી ભરી લાવતો હતો; તે એક દીવસ ઓચ્છવના પ્રસંગમાં વધારે પાણીની જરૂર પડવાથી માધવદાસને પાણી ભરવા સાથે લઇ ગયો. બહુ બોલકણો અને

ગર્વનો ભરેલો સાધુ કુવા ઉપર ચઢીને, ઘડાના ગળામાં દોરનો ગાળો ભેરવી કુવામાં ફાંસવા લાગ્યો, ત્યારે પાણી ભરતી સ્ત્રિયોમાંથી એક બાઇ ધીમેથી બોલી. ઉતાવળ ના કરો મહારાજ! જરા ધીરા રહો!

**ચેલો**—(ડોળા કાઢીને) કૈસે ધીરા રહો! કૈસે ધીરા રહો! મંદીર કે કામમેં ધીરજ કૈસે ચલે!

**બીજી**—અત્યાર સુધી ઠાકોરજી નાહ્યા વના બેસી રહ્યા હશે!

**ચેલો**—તુ કાયકુ બોલતી હેં બીચમેં સંતકે સામને બકબક મત કરો

**ત્રીજી**—આવા થયા ને વળી મીજાજ કેટલો છે!

**ચેલો**—ક્યા તેરે પર મીજાજ હે, રોટીતો રામજી દેતાહે તુ નહિ દેતીહે!

**ચોથી**—રામજીને ઓળખ્યા હોય તો આવાં ક્રોધનાં વચન નીકળેજ નહી, આતો નાગા બાવા,' દુનીઆને દુઃખ દેનારા બાવા.

**ચેલો**—ટેં ટેં ક્યા કરતી હે. ઘઠા મારૂંગા તો શીર તોડ ડાલુંગા. ક્યા તુ સંતકુ છીટા ઉડાયગી!

**પાંચમી**—મહારાજ તો બીચારા સારા છે, આ ચેલોતો છેજ છછું-દર જેવો!

**ચેલો**—ક્યા બોલતી હે. ક્યા હમ છછુંદર! છછુંદરકી છોકરી.

**છઠ્ઠી**—છાંની રહો બેનો! એવાએ બાવલાને આપણે નહિ પહોચીએ. આ જોડે છેજ તો બીજો બાવો, પણ મોંમાંથી ચુંબાં કરે છે.

**ચેલો**—પહોચના ક્યા હે આ જાઓ પહોચના હો તો! સરકાર મેં ફરીયાદ કરૂંગા તો સબકા જળ ભરનેકા બંધ કરાદુંગા!

છેવટ સાતમી સ્ત્રિ કે જે વિશેષ બોલનારી હતી પણ અત્યાર સુધી બોલીજ નહોતી, તેનાથી રહેવાયું નહિ. તે બોલી ઉઠી. રળતાં ખપતાં હાડકાં ન વહે, ને દીલ મતાલાં નાંખે ત્યારે બાવા થાય; માબાપનું રૂણ રાખીને ભગવાન ભજે, ને ભગવાન પ્રસંન્ન થાય એવા ભોળા નથી ભગવાન. મા બાપની સેવામાંજ શ્રી રામચંદ્રની સેવાનો સમાવેશ થએલો છે.

**ચેલો**—ક્યા બોલતી હે, ક્યા બકતી હે! ક્યા કહેતી હે સંતકું?

[ સ્ત્રિ ] **રાગ. આ ભ્રમર ન મુકે ખ્યાલ.**

ખરે ખરથી; ખરે ખરથી;
ખરે ખરથી દીસો ખો...ટા. લ્યા લાજ વિના લંગોટા.
રાજી થઈ રખીઆ ચોળી; બુડ્ડુ પેઢી બાપની બોળી,

હૈયામાં સળગે *હોળી;
ધુત ધિક્કાર; કરોડો વાર; જગત મોઝાર;
મુરખમાં મો...ટા ભ્યા લાજ વિના. ૧
તમે રૂણ માતનું રાખ્યું. તમે ચુલે ચુલે ચાખ્યું,
ભટકાતા ભૂડું ભાંખ્યું,
નીચ નાદાન; માંડયું તોફાન; દુષ્ટ હેવાન,
છોરૂથી છો......ટા. ભ્યા લાજ વિના ૨

શાન્તીથી સઘળુ સાંભળીજ રહ્યા છે, એવા સદગુણના સાગર સંત માધવદાસને સ્રિયોનાં વચનો રામબાણ જેવાં લાગી ગયાં. સત્ય છે આ બેનોનું કહેવું. માતાને નિરાધાર મુકી મોજમાં મહાલવું એ ઠીકતો નહિજ, હવે ઘેર જવું, માતાની સેવા કરવી. પ્રથમની માફક ભિક્ષા માગી માતાને સંતોષ આપી હરી સ્મર્ણ કરવું, આમથી આમ ભટકવું નહિ.

માધવદાસ વિચારમાં ગુમ થઇ ગયા છે, ઘેર જવાની ગોઠવણ કરી રહ્યા છે, મહંતની આજ્ઞા લેવી કે કેમ, તે તર્ક મનમાં પસારી રહ્યા છે, એટલામાં રાજા ફરતો ફરતો ત્યાં આવ્યો. રાજાનું અંદર દાખલ થવું થયું તે વખતે માધવદાસ છાંણા થાપવાને ગયા હતા. રાજાને જોઈ મંદીરના સાધુઓ આતુર દ્રષ્ટિથી સામુ જોઇ રહ્યા. ત્યારે રાજાએ પુછયું કે મહાત્મા કયાં છે! સાધુએ તે જગાના મહંતને બતાવીને કહ્યું કે પેલા બેઠા. રાજા પાસે આવ્યો એટલે સિધ્ધઇનો ડોળ ઘાલી મહંત જરા અક્કડ બેઠા. રાજા માધવદાસને ખોળે છે, અને મહંત જાણે છે કે મારૂ કામ થઈ ગયું. આવોજી બેઠા! રાજા બેઠા પણ ચેન પડતુ નથી તે આમ તેમ જોયા કરે છે, એટલામાં માધવદાસ છાંણા થાપીને આવ્યા. તેમને જોઇ આંખમાં ઝળ ઝળીઆં લાવી રાજા હર્ષ ભેર ઉભો થઇ હાથ જોડી રહ્યો છે.

[ કવિ ] રાગ: મરાઠી સાખી.

ગુરૂને દેખી થયો ગળગળો, રાજા પ્રણમ્યો પાય;
મહંત જે મોટેથી બોલ્યો, તે પુરણ પસ્તાય;
આ કોણ હશે, રાજા જેને જુવે [૧]ટસે. આ.

**મહંત**—( રાજા તરફ જોઇને ) આ મારા મંદીરમાં ગાયોની સેવા કરવા રહેલા સાધુમાં શુ મહતા દીઠી કે જેને તમે નમ્યા, અને ગમ્યા ?

**રાજા**—એ મારા ગુરૂ છે.

* હોળી-વિષયની ઈચ્છાના ભડકા. ૧ ટસે-એકી નજરે.

મહંત—ગાયનાં છાંણુ વાસીદાં કરનારો માણસ ગુરૂ થવાને શી રીતે લાયક થાય છે, તમારે ને એને પ્રથમની કાંઈ ઓળખાણુ હશે?

[ રાજા ] રાગ; હરીગીત છંદ.

તમ ²તિમીર આંખે આવીઆં, નમાવીઆ મહા જંનને;
અપમાન તો આપ્યું હશે, પસ્તાવો પામ્યા મંનને; ૧.
નાણું ભર્યું છે નામનું, વળી તિવ્ર તાલેવંત છે;
સેવા કરે ³સુરભી તણી, એ શુદ્ધ સાચા સંત છે; ૨.
જે નામથી નવનિધ પ્રગટે, અવનીમાં ઉજાશ છે;
જગદીશપુરમાં જાગતા, મહંત માધવદાસ છે. ૩.

અજાણથી થઇ ગએલાં પાપને માટે જાણુ થતાં પુરણુ પસ્તાવો થાય છે, તેમજ માધવદાસને કરેલા તિરસ્કારને માટે મહંતને પસ્તાવો થયો, તે દિવસે રાજાનો મુકામ ત્યાં રહ્યો. મંદીરમાં સામગ્રી આપી પ્રભુ નિવેદ કરી રાજા પ્રસંન થયો, તે રાત્રીએ માધવદાસે કિર્તન કર્યું. સવારમાં વહેલા ઉઠી ચાલવા માંડવું એવો નિશ્ચય કરી સુઇ રહ્યા. સવારના પરોઢમાં વહેલા ઉઠી માધવદાસ રવાના થઈ ગયા. રાજા ઉઠયા, દર્શન કરવાને માટે ગુરૂ માધવદાસને ખોળ્યા તે ન જડયા ત્યારે વિમાસણુ કરતા વાંસે ને વાંસે નિકળી પડયા.

માર્ગમાં આવતાં એક ગામ આવ્યું, ત્યાં માધવદાસ એક શેઠની દુકાન ઉપર થાક ખાવાને બેઠા, તે શેઠને શ્રી હરીએ રાત્રીમાં સ્વપ્ન આપ્યું હતું કે કાલે તારી દુકાન ઉપર એક સાધુ આવશે જેનું નામ માધવદાસ છે, તેને હુંડી લખી આપજે, કે તેના પોતાના ગામમાં રૂપીઆ મળે, તે સ્વપ્નાની વાત યાદ કરી, બેઠેલા મહારાજનું નામ પુછી હુંડી લખી આપીને કહ્યું કે, આ પત્ર તમારા ગામમાં અમુક ફલાણા શેઠને આવજો. માધવદાસે વારૂ કહી પત્ર લીધો, ગામમાં આવ્યા તો ખરા પણુ પત્રની વાત ભુલી ગયા. થોડે દીવસે તે શેઠેજ બોલાવીને માધવદાસને અમુક એટલે હુંડીમાં લખેલા રૂપીઆ ગણી આપ્યા, તે રૂપીઆ માધવદાસે સંતોને ભોજન કરાવવામાં ખરચી દીધા.

ઘણે દીવસે દીકરો ઘેર આવ્યો, જેથી ડોસી ઘણાં ખુશી થયાં, કે આજે મારે સોનાનો સુરજ ઉગ્યો.

[ રાગ ] રાગ; સેવક તમારો હું સુંદરી;

આજનો દિવસ રળી આપણો, પાછો આવ્યો પૂત્ર;
મુંઝવણુ મટી મારા મંનની, થયું સઘળું ⁴સુત્ર. આજનો. ૧

૨ તિમીર-અંધારાં, પડળ. ૩ સુરભી-ગાય. ૪ સુત્ર-સુતર, પાંસરૂ, રૂડુ.

વિયોગ થએ વહાલા બાળનો, લેવાયુ નહિં અંન;
ચિન્તા મટી મારા ચીતની, દીઠો ઉજ્વળ દંન. આજનો. ૨
દુનિયામાં દઇવત દીકરો; અતી ઉજ્વળ ધંન;
સોનાનો, સુરજ ઉગીઓ, વધ્યાં સઘળાં વિત્રંન. આજનો. ૩

[ કર્તા ] માધવદાસ અનન્ય ભક્તિથી માતાની સેવા કરવા લાગ્યા, માતાના મુખમાંથી નીકળતા બોલને ઝડપી, આજ્ઞામાં રહી સર્વ કામ કરવા લાગ્યા. દીકરાની પ્રથમની બધી રીતભાત ફરી ગએલી જોઇને માતા પણ ખુશી થયાં.

[ કવિ ] રાગ; દોહરો.

ઇચ્છા નહિં કાંઇ અંતરે, નહિ સ્વર્ગની આશ;
સેવા કીધી માતની; મહંત માધવદાસ.

[ કર્તા ] માતાની સેવા કરી સુખમાં દીવસ ગુજારે છે, અને પ્રભુની ભક્તિ કરે છે, દરમીયાનમાં, ભક્તરાજના શરીરે, સંધરણીનો ભયંકર રોગ લાગુ પડયો. દીનપર દીન શરીર ગળવા લાગ્યું. શરીરની લાલાઈ નાશ પામી ગઇ, મોઢુ ફીકુ પડી ગયું. દેફરાએલા અને મુવેલા દેડકાના પેટ જેવું મોઢું દેખાવા લાગ્યું, ડાચાં બેસી ગયાં અને દાંત બહાર પડતા દેખાવા લાગ્યા. પગના નળાનાં હાડકાં માત્ર ચામડે મઢેલાં ચોખ્ખાં દેખાવા લાગ્યાં, પાંસળીઓ હારબંધ ગોઠવાએલી જોવામાં આવી, વારંવાર ઝાડો થવા લાગ્યો, કોઈવાર ઢીલો થાય, પણ ઘણીવાર તો ભડભડ અવાજ થઇ, પાણીની પીચકારીઓ વાગવા લાગી. દીવસે દીવસે ઝાડો વિશેષ ગંધાવા લાગ્યો; તેના ઉપર રેત નાંખતાં પણ ગંધ દબાઈ નહિં, સગાં સબંધી કોઈ જોવા આવે તો આરણાની બહારથી ખબર પુછી ચાલ્યા જવા લાગ્યાં. માધવદાસની માતાને પુરેપુરી ફાળ પડી કે, હવે દીકરો જીવે એમ લાગતું નથી.

[ માતા ] રાગ; ગોવિંદ ગુણ ગાઓરે, હે......નરનાથ.

ક્યાં કર્મ ક્વાયુ મારૂ રે; હા...શ્રી હરી.
દીકરાને દુઃખ નઠારૂ રે. હા...શ્રી હરી.
દીકરા કેરૂ દુઃખ દેખીને; સદા રહે સંતાપ, ૧
ત્રણ જનમનાં ટોળે મળીઆં; પીડવા પુરણ પાપરે. હા...શ્રી હરી.
મળ મુત્રાદી વહે વાટથી; બેજે ન થાએ બંધ; ૨
સગાં સબંધી સૌકો ત્રાસે; દીન દીન ×દુની દુરગંધરે. હા...શ્રી હરી.

× દુની–બમણી.

બ્રહ્મ હત્યાઓ કરી હશે; કાંઈ ગાય તણા સંહાર; ૩
સ્ત્રિ હત્યાએ તાણી નાંખ્યો; દીકરાને દશમે દ્વારરે. હા...શ્રી હરી.
ઝાંખીને જોયું નવ જાએ; અધીકુ ક્યાં ઉચ્ચારૂ; ૪
નરક ખાણુમાં નજરે નીરખું; છૈઓ છુટે તો ઘણું સારૂરે. હા...શ્રી હરી

શ્રી જુગદીશ. શ્રી જુગદીશ. હે ભગવાન. પરમેશ્વર બાપ હવે તો છુટકો કરે તો સારૂ. દીકરાનું દુ:ખ જોયું નથી જતું મારા પ્રભુ! કોણ જાણે શા પાપ કર્યાં હશે કે, આવું ગોઝારૂ દુ:ખ આવ્યુ. હાય હાય હાય! ગંધ ગંધ ગંધ ગંધ.

( કવિ ) રાગ; ગિતી.

જોરે ઝાડો છુટયો; ખસતાં ખસતાં શરીર ખરડાયું;
ગંધ ઘણી ઘેરાણી; માતા કેરૂ મોઢુ મરડાયું.
મરડેલુ મુખ દેખી, માધવ મનમાં ઝુરે છે ઝાઝુ,
હાથી પડયો અજારે; દીન રાત આ દુ:ખ થકી દાઝુ.

દુરગંધીની બુરી બાસથી મરડાયું મોઢુ અને ચરડાયું નાક જોઈ, માધવદાસ ચીન્તાતુર થયા; અરે હાય; મારા શરીરના વ્યાધીને લઇને મારી માને અથાગ દુ:ખ વેઠવું પડે છે, માટે ઘરમાંથી જઇને દરીઆને કાંઠે પડુ તો સારૂ. લોટી આળોટી, પરાણે પાણીની પાસે જઇ મારી મેળ મળને ધોઇ નાંખીશ; આવા વિચારમાં મધરાત થઈ ત્યારે માધવદાસ ધિરે ધિરે ગાંડ ઘસતા ઘસતા ઘરમાંથી બહાર નીકળ્યા; અને એજ રીતે બેઠે બેઠે ચાલ્યા. ઘડી ઘડી થાક ખાતા જાય છે અને હરીના ગુણ ગાતા જાય છે.

( માધવદાસ ) રાગ; કૈયાજી હવોને પથની પ્યાલી.

રે સેવકને શ્રી...જી સ્હાય;
જી જરૂર કરો જગરાય. રે સેવકને,
સ્હાય કરો શ્રીજી મને; આજ અશર્ણાં શર્ણ,
અરજ કરૂં હું એટલી, માગ્યુ આપો મર્ણ. રે સેવકને. ૧
રોગ થકી રીબાઇને; બાળક બનીઓ બ્હોત;
નર્ક વિષે નખરાં કરૂ, મહા સુખ! આવે મ્હોત. રે સેવકને. ૨
માતા ચાહે ચાકરી; પણ માંથુ ફાટી જાય;
વિષ્ટા વાળી નાંખતાં; મસ મોંઢુ મરડાય. રે સેવકને. ૩

અતી દુઃખે અથડાતાં કુટાતાં પછડાતાં; માધવદાસ દરીઆને કાંઠે આવ્યા. ત્યાં શરદીને લીધે વિષેશ ઝાડા થવા લાગ્યા; પોતે આળોટતા જાય છે, પાણીની પાસે જઈ ધોતા જાય છે અને માતાને પડેલા સંકટને સંભારી રોતા જાય છે. હે જુગદીશ ! હા જુગદીશ ! શ્રી જુગદીશ ! (માતાનું રૂપ લઇને ભગવાન આવ્યા.)

( કવિ ) **રાગ, એ છે સતી એની ન્યારી ગતી,**

થઇને માતા આવ્યા સુખના દાતા;
નીજ ભક્તની ચાકરી ચીત્ત ધરી.
ત્રિભુવન ત્રાતા; ચીત્ત ભક્તિ ચહાતા;
મન મલકાતા મલકાતા, આવ્યા હરી.
[1]ખરી માતા, ખરૂ દુઃખ ખુવે છે;
માધવનાં મળ મુત્ર ધુવે છે;
મળને ધુવે છે, ને [2]રાગે રૂવે છે;
માધવ માતાનાં આંસુ લ્હુવે છે. થઇને માતા.
વહાલોજી વહાલથી વિષ્ટાને વાળે,
આણી પાણી, પગ [3]પાણી પખાળે;
પુત્રની પ્રિતીથી ભક્તને ભાળે;
હરતાંને ફરતાં, આસુડાં ઢાળે. થઇને માતા.
આદરી બેઠા છે માધવ મરવા;
ચત્રુભૂજ આવ્યા, ચાકરી કરવા;
ચાકરી કરવાને હરકત હરવા;
છેલ છબીલોજી છત્રને ધરવા. થઇને માતા

વિષ્ટાની ગંધે કાયર થઈ જે માતાએ મોઢું મરડયુ હતું અને નાક ચરડયુ હતું, તે માતા મને શોધતી આવેજ નહિ, અને આવે તો આવી ચાકરી કરે નહિ, માટે માન ન માન પણુ માતાથી અધીક લાગણીને દર્શાનાર જરૂર ભગવાન. અરરરર હું નિર્ભાગી મારી ચાકરી શ્રી હરી પોતાને હાથે કરે છે. હવે તો માફ કરો પ્રભુ ! મેં આપને ઓળખી લીધા.

**[ માધવદાસ ] રાગ; રે જારે જાજા; પુછે શુ વારે વારે;**

રે જાણ્યા જાણ્યા; (૨) છો જગના તાત;
રે ઠીક થઇને આવ્યા છો મુજ મા...ત. રે જાણ્યા જાણ્યા.

---

૧ ખરી માતા-ભગવાન. ૨ રાગે-ડસકાં ખાતા. ૩ પાણી-હાથ.

[1]જૂઠ્ઠી જનેતા ઉભી, મુખને મરડી;
મુખને મરડી; ને નાકને થરડી;
ખરડી ખરડી; જાતને મારી [2]જાત. રે ઠીક, રે જાણ્યા જાણ્યા. ૧
શાશા સંભારૂં મારી માતના બોલો;
અવગુણ માતાના માને ખરે ખર ખોલો,
રાખો રાખો; સદા [3]રળીયાત. રે ઠીક, રે જાણ્યા જાણ્યા. ૨
[4]તનને તિરસ્કારી માતા ધાય નહિં ધોવા;
ધાય નહિ ધોવા કે, ધાય નહિ રોવા,
લ્હોવા લ્હોવા; ન આવે આંસુ પાત. રે ઠીક, રે જાણ્યા જાણ્યા. ૩

**માધવદાસ**—હે પ્રભુ; આપ કર્તુ અકર્તુ અન્યથા કર્તુ, શ્રી હરી; કહેવાઓ, તો શા માટે દુઃખ દાબી દેતા નથી ?

**ભગવાન**—કરેલાં કર્મથી, બંધાએલા કર્મમાં નિર્માણ કરેલા, સુખ કે દુઃખનો ભોગવ્યા વિના છુટકો નથી, દુઃખ જેમ અણધાર્યું અનાયાસે આવી મળે છે, તેમ સુખ પણ અણધાર્યું અને અનાયાસેજ આવી મળે છે.

**માધવદાસ**—નિર્માણ કરેલું દુઃખ જ્યારે ભોગવવુંજ પડે છે, તો તમારી મેળવેલી કૃપા શુ કામ કરી શકે છે ?

**ભગવાન**—મારી કૃપા મેળવનારને "શુળીનો ઘા સોયે ચુકે:" વિંછીની વેદના કીડીના ચટકા જેવી લાગે. દુઃખના દરીઆમાં સુખની લહેર સમજાય !

**માધવદાસ**—દુઃખનો અંત ન લાવો તો દેહનો અંત લાવો પ્રભુ !

**ભગવાન**—દેહનો અંત પણ વગર આવરદા પુરો થયા વિના આવી શકતો નથી. છતાં છુટકો થાય તો ફરી બીજો અધુરો અવતાર, એનું એજ અધુરૂં રહેલું દુઃખ ભોગવવાને માટે ધારણ કરવો પડે.

**માધવદાસ**—ના પ્રભુ ત્યારે તો હવે ભોગવીજ લેવા દયો એટલે છુટકો !

**ભગવાન**—હવે તારા દુઃખનો છેડો આવી રહ્યો છે. તેમ તારી કાયાનો પણ !!

**માધવદાસ**—હે પ્રભુ આપે માતા થઇ મારી સેવા કરી મને મહા સુખ આપ્યું, પણ દીન દયાળુ દાસને દર્શન દેવાં જોઇએ.

---

૧, જુઠ્ઠી-નાશવાન. ૨, જાત-દેહ; કાયા; ૩, રળીયાત-રાજી, ખુશી, ૪, તન-દીકરો.

રાગ; ગિતી.

મહાસુખ આપ્યું માતા; સુખના દાતા સહજ કરી શાંન્તિ;
દાસનું દુઃખ નિવારી; કમળા સ્વામી, દર્શાવો કાંન્તિ.

દાસની વીનંતી સાંભળી, માતા રૂપમાં રહેલા માધવ જગદીશ રૂપ થયા, અને માધવદાસને દર્શન આપ્યાં. દર્શન કરી માધવદાસ કૃતારથ થયા. પ્રભુ અંતરધ્યાન થતાં બોલ્યા.

( માધવ ) રાગ, ગિતી.

મનથી મુજને જાણ્યો; બુદ્ધિ બળથી નિરમ્યું નિર્માણ;
વહેલો આવ્યો વારે; ભલો ભક્ત તું માધવ મુજ પ્રાણ.

( કવિ ) રાગ; મામેરા માટે મહેતે તૈયારી કીધી.

એવા ભક્ત દુઃખમાં, આવ્યા છે ભગવંત;
દર્શનને પામ્યા, માધવદાસ મહંત. ૧
માતા થઇ માધવ, માધવ દુઃખમાં આવ્યા;
હરી કરી ચાકરી; ભક્ત તણે મન ભાવ્યા. ૨
ભક્ત વત્સળ પ્રભુજી; દોડે ભક્તના દુઃખમાં;
માટે સૌ સજ્જન, માધવ રાખો મુખમાં. ૩
ભક્તિથી ભાગે, સકળ દુઃખને સાલ;
કહે કર જોડીને, સેવક બાપાલાલ. ૪
ભક્તોને ભાળી, સધ્ય નમાવું શીશ;
હરી જન સૌ બોલો, જય જય શ્રી જુગદીશ. ૫

## અમરીષ.

[ કવિ ] રાગ; દોહરો.

સેવા શ્રી ભગવાનની; કરવી લેવા લ્હાવ,
મેવા મનથી ત્યાગતાં, સદા સુતરા દાવ. ૧
સેવા કીધી સ્વામની, તજી દામની આશ;
વળી વાસના કામની, તેને પૂર્ણ પ્રકાશ. ૨

હરી સેવા અળગી કરે, માયા તણા મજુર;
*ખોખાં ખોળ્યાં નવ જડે, તો ક્યાંથી ખાય ખજુર. ૩
સાચે દીલ સેવા કરી, હરીને કરે હજુર;
સકળ વસ્તુ જ્યાં સાંપડે, શો છે સ્વાદ ખજૂર. ૪
માટે તન મન ધનથી, કરવી શ્રીજી સેવ;
અંતરમાં આનંદ રહે, દાસ થઈ રહે દેવ. ૫

[ કવિ ]　　રાગ; મનવા ભજીલે હરી;

સેવા શ્રીજીની કરી;
સેવા લેવા સુખના મેવા આ... શ્રીજીની કરી.
સેવાથી દુઃખ દૂર પળાયાં;
દુસ્મનો ગયા છે ડરી.... સેવા શ્રીજીની. ૧
સેવાથી સુખ આગળ આવે;
પીડા વહે છે પરી ... સેવા શ્રીજીની. ૨
સેવા કીધી સર્વેશ્વરની;
ઠેકાણે બેઠા છે ઠરી.... સેવા શ્રીજીની. ૩
સેવા દેખી શ્રીનો સ્વામી;
કરૂણા કરે છે ખરી.... સેવા શ્રીજીની. ૪
બાપુ સેવા બહુ કરનારા;
ગયા છે ત્રીવેણી તરી.... સેવા શ્રીજીની. ૫

[ કવિ ]　　રાગ; મરાઠી સાખી.

શુક મુનીને શરણે રહીને; પુછે પરીક્ષત રાય;
શુદ્ધ હ્રદયથી સર્વેશ્વરની, કોણે કરી સેવાય;
શુ ફળ મળ્યું, દુઃખ દારીદ્ર કેમ ટળ્યું. શું.

બાળ બ્રહ્મચારી શ્રી શુકદેવ ભગવાન, પરીક્ષત રાજાને શ્રીમદ્ ભાગવતની કથા સંભળાવે છે; જેમાં પુછવાપણું કે શંકા કરવા પણું રહેતુજ નથી, તોપણ, કોઇ કોઈ જગાએ જ્યાં જ્યાં પરીક્ષતને અની આનંદ ભરેલી લાગે છે ત્યાં ત્યાં વારંવાર શંકાઓ કરીને કે, ઉળટ ધરીને ફરી ફરી સાંભળવાની ઈચ્છા બતાવે છે. પરીક્ષત પુછે છે હે મહામુની, નાભાગનો પુત્ર અમરીષ જે શ્રી હરીની સેવા કરી તરી ગયો; તે સામરાજ્ય પદવીને ધારણ કરી, ચક્રવર્તિ રાજા થઈ શી રીતે સેવા ભક્તિ

૧. ખોખાં–કાચાં ખારેક.

કરી શક્યો; તેણે રાજ્ય વૈભવનો ત્યાગ કેવી રીતે કર્યો, અને પવનને સપાટે ફરકતા પીંપળાના પાંદડા જેવા ચંચળ મનને શી રીતે વશ કર્યું, એ કથા મને સંભળાવો ! શ્રી શુકમુની ભગવાન કહે છે; બહુ સારૂ, સેવાના પ્રતાપે 'અમરીષ રાજા સહકુટુંમ્બ પરીવાર સ્વર્ગે ગયો તે કથા સંભળાવું છું.

[ કવિ ] રાગ; ગિતી.

અમરીષ નામે રાજા, રાજ પાટને લાવે નહિ ચિત્તે;
કથા કહું હું તેની, શ્રવણ ધરીને, સાંભળજો પ્રિતે.

હે રાજા પરીક્ષત: અયોધ્યાના નભગ નામે રાજાનો સૌથી નાનો દીકરો કે જેને બાળપણમાં ગુરૂને ઘેર ભણવા મૂક્યો હતો,જે વિશાળ બુદ્ધિને અનુસારે; ઘણાં વરસ સુધી ભણ્યો, અને અતી વિદ્વાન થઈ ઘેર આવ્યો. તેની ગેરહાજરીમાં, તેના ભાઇઓએ મીલકતના ભાગ પાડી વહેંચી લીધા હતા, અને તેનો ભાગ બીલકુલ ગણ્યોજ નહોતો. તેણે આવીને પોતાનો ભાગ માગ્યો ત્યારે બીજા ભાઇઓએ કહ્યું કે.

રાગ; ગિતી.

ખંત વિના સૌ ખોયું, વળી ખંત વીણ બીજુ બહુ ખોશો !
તુજ ભાગમાં આવ્યો, બાપ આપણો બુઢો, આ ડોસો.

પોતાના સર્વ ભાઇઓની પાસે માગણી કરતાં, જવાબ મળ્યો કે, ના: તારો ભાગ નહિં, જેથી તે નાના પુત્રનું નામ " નાભાગ " પડયું. ઇશ્વર કૃપાથી તે મહાવિદ્વાન હતો તેમજ મહા જ્ઞાની હતો માટે તેને તે વાતનો જરાય શોચ ન થયો ! પણ મનમાં વિચાર તો થયો કે, આ દુનિયાનો વહેવાર લક્ષ્મિ વડે છે, લક્ષ્મિ વગરના મનુષ્યો પાણી વિનાની નદી અને પાંદડા વિનાના ઝાડ જેવા શોભે છે; લક્ષ્મી વગરનું જીવવું, તથા ગ્રહસ્થાશ્રમમાં રહેવું દુ:ખદાયક છે, વગડે નિવાસ કરી તપ કરી પ્રભુને શરણ જવું. બસ એજ નિશ્ચય. ચાલો પીતાની આજ્ઞા લઇ લઇએ.

નાભાગ બાપની પાસે આવી કહેવા લાગ્યો કે હે પીતાજી મને આજ્ઞા મળવી જોઇએ.

**પિતા**—હે પ્રિય પૂત્ર, શી આજ્ઞા લેવા મારી પાસે આવ્યો છું ?

**પૂત્ર**—પિતા હું, મેરૂ પર્વતને વીષે જઈ તપ કરીશ; અને હવે પછીનું આયુષ્ય ત્યાં ગુજારીશ.

**પિતા**—દીકરા: હજી ગ્રહસ્થાશ્રમ ભોગવ્યો નથી, ત્યાં સુધી ત્યાગ બની શકશે નહિં, વિષયની વાસના ત્યાગમાંથી તાણીને પાછો લાવશે; માટે ગ્રહ-

સ્થાશ્રમમાં રહી, વિષય સુખનો અનુભવ લઈ, પછીથી એટલે વૃદ્ધાવસ્થામાં તે વિચાર કરવાનો છે.

**પૂત્ર**—પિતાજી; લક્ષ્મિ વગરનો ગ્રહસ્થાશ્રમ ચલાવવો એ ઘોડા વીનાની ગાડી તાણી જવા બરોબર મુશ્કેલ છે. તે લક્ષ્મિ તો ભાઇઓએ વહેંચી લીધી; અને મને આપવાને બીલકુલ ના કહ્યું. સર્વ ભાઇઓથી જવાબ મળ્યો કે, આ મીલકતમાં તારો ભાગ નથી, જેથી મેં **નાભાગ** એવું નામ પણ સ્વીકારી લીધું.

**પિતા**—હે પૂત્ર નાભાગ, તે નામ સારૂ પસંદ કર્યું. પણ તારા ભાગમાં કાંઇજ નથી આવ્યું ?

**પૂત્ર**—પિતાજી, મારા ભાગમાં તમો ? તેટલુંજ મને અતી લાભ કારીછે.

**પિતા**—લાભ કારી સમજતો હો તો, વગડામાં જવાની વાત ન કર ! હવે તો મારે તું અને તારે હું. તારા ગયા પછી મારૂ કોઈ રહ્યુંજ નથી, કારણ કે જે પુત્રોએ મને બોજા રૂપ ગણી, મનથી કાઢી નાંખ્યો, તે પૂત્રો હવે પછી મને પરમેશ્વર તુલ્ય પુજી પકવાન પીરસે તોપણ તે મારે ઝેર રૂપ છે.

**પૂત્ર**—પિતાજી આપનું કહેવું મારે માન્ય છે. આપની સેવા અને સર્વેશ્વરની સેવા હું સરખીજ માનું છું. આપને મુકીને મારે નજ જવું જોઇએ. પણ......

**પિતા**—હે દીકરા ! ગભરાઇશ નહિં ! તેં વિદ્યા પ્રાપ્ત કરી છે તેના મોં કને લક્ષ્મિ તુચ્છ છે. વિદ્વાન સરવત્ર પુજાય છે, વિદ્વાનને પગલે પગલે પૈસો છે.

**પૂત્ર**—બહુ સારૂ પીતાજી; હું રૂડી રીતે તમારી સેવા કરીશ ! અને સર્વેશ્વર જે સ્થિતિમાં રાખશે, તે સ્થિતીમાં રહીશ.

**પિતા**—હે પુત્ર, અંગીરા રૂષીના કુળના બ્રાહ્મણ બાળકો યજ્ઞ કરે છે; તે દર છઠ્ઠે છઠ્ઠે દીવસે કર્મ કરવામાં ભૂલે છે; ત્યાં તુ જા ! પાસે બેસી સાંભળજે, જ્યાં ભૂલ્ય પડે ત્યાં તુ બતાવજે અને તેમનો યજ્ઞ પુરો કરાવજે ! જેથી તેમની ગતી થશે. એટલે હું ધારૂ છું કે યજ્ઞ કરતાં વધેલું દ્રવ્ય તને આપશે.

પિતાની આજ્ઞા થતાંની સાથે, નાભાગ, જે જગાએ અંગીરા રૂષીના વંશજો યજ્ઞ કરતા હતા ત્યાં ગયો; અને પીતાના કહેવા પ્રમાણે છઠ્ઠે

દીવસે એ [1]સુક્ત બોલી, તેમનું કાર્ય કરાવી ગતી કરી. તે બ્રાહ્મણો બોલ્યા, હે; વેદના સર્વ અંગને જાણુનાર, અમો તારા જ્ઞાનથી પ્રસન્ન થયા છીએ; જેથી વધેલું સઘળું દ્રવ્ય તને અર્પણ કરીએ છીએ. એમ કહીને સર્વે સ્વર્ગમાં ગયા. પછી નાભાગે દ્રવ્ય સમેટવા માંડયુ. એટલામાં.

( કવિ ) રાગ; લાવણી. ( ઝડપથી )

એવે તુટયું આકાશ; થયો અંધકારનો નાશ;
પરી પુરણ પ્રકાશ, જાણે સુરજ સર્યો. ૧
મહા પ્રૌઢ મજબુત, જાણે જમડાનો દુત;
આવ્યો કાળો કાઝો ભૂત, ખરી ખાંતે ખર્યો. ૨
જ્યારે જોયું નાભાગ, પામ્યો હેરત અથાગ;
ઉઠી અંતરમાં આગ, મન માંહી ડર્યો. ૩
જેમાં કશો ન [2]કાથ, જાણે ઉભો અનાથ;
બંન્ને જોડીને હાથ, પ્રીતે પ્રણામ કર્યો. ૪

નાભાગના સમેટતામાં, અચિંતો આકાશમાં પર્વત ફાટે એટલો અવાજ થયો, તેની સાથે પ્રકાશ; પ્રકાશમાં સ્યામ અને ભયંકર મુરતીએ આવીને કહ્યું, સબુર કર ! કોણ છે, શા માટે દ્રવ્ય લે છે? તે દ્રવ્ય લેવાનો હક તારો નથી પણ મારો છે.

**નાભાગ**—જે બ્રાહ્મણો યજ્ઞ કરતા હતા, તેમણે મને અર્પણ કર્યું છે.

**રૂદ્ર**—તેમને કોઇને અર્પણ કરવાનો હકજ નથી, પારકુ દ્રવ્ય એક માણુસ બીજાને શી રીતે આપી શકે ?

**નાભાગ**—જ્યાં સુધી માણુસ હયાત હોય, ત્યાં સુધી પોતાના ધનની ઇચ્છા મુજબ વ્યવસ્થા કરી શકે છે કોઈને આપવું હોયતો આપી શકે છે.

**રૂદ્ર**—યજ્ઞ કરતાં વધેલા દ્રવ્યનો માલીક હુંજ છુ. બીજાથી આ દ્રવ્ય લઈ શકાયજ નહિં.

**નાભાગ**—આપ સમર્થ છો એટલે જોર જૂલમથી પણ લઇ જશો, જેથી હું ના ઇલાજ છું.

**રૂદ્ર**—તને શંકા રહેતી હોય તો તારા બાપને પુછી આવ ! ત્યાં સુધી હું ઉભો છું. તારા આવ્યા વિના તે દ્રવ્યને હું અડીશ નહિ.

રૂદ્રનાં વચન સાંભળી નાભાગ પીતાની પાસે ગયો અને બનેલી બધી બીના કહી. તે સાંભળી, તેના બાપે કહ્યું ભાઈ સાચી વાત છે. યજ્ઞ કરતાં

૧, સુક્ત-યજ્ઞ સમયે બોલાતા વેદના મંત્ર. ૨, કાથ-જોર; નુર; શક્તિ.

વધેલું, અને પૃથ્વિ ઉપર પડી રહેલું દ્રવ્ય લેવાનો હક રૂદ્રનોજ છે, એવો આગળ રૂષીઓએ ઠરાવ કરેલો છે અને ભૂત રૂપે આવી તને અટકાવનાર તે રૂદ્ર નામ શંકર પોતેજ હશે.

પિતાના મુખની હકીકત સાંભળી, નાભાગ પાછો ગયો, અને શંકરના ચરણને શરણ થઈ, પગમાં પ્રણામ કરી કહ્યું હે પ્રભુ, તે દ્રવ્ય ઉપર તમારોજ હક છે માટે તમે લઇ જાઓ !

**રૂદ્ર**—હે નાભાગ; હું તારા પિતાના બોલેલા ન્યાય વચનથી, અને તારી વદેલી સત્ય વાણીથી પ્રસંન્ન થયો છું માટે, તુ આમાંથી તારે જોઇએ તેટલું દ્રવ્ય લઇજા !

**નાભાગ**—મારે આ દ્રવ્યમાંથી કાંઈના જોઇએ, મને વળી શ્રી ભગવાન બીજુ આપશે; પણ *નાહક્નું લેવું એ હું યોગ્ય માનતો નથી, સત્યથી પ્રાપ્ત કરેલું હોય તેજ સુખ શાન્તિ આપે છે.

**રૂદ્ર**—તારા સંતોષી સ્વભાવથી વળી વધારે પ્રસંન્ન છું માટે આ બધુ દ્રવ્ય તું લઇજા !

**નાભાગ**—ના મહારાજ; આપ મારા ઉપર દયા રાખો ! તમે હક કરીને માગેલું દ્રવ્ય મારે કાંઇ કામનું નથી.

**રૂદ્ર**—હે નાભાગ ! તું મને ઓળખ, હું રૂદ્ર છું. મારે દ્રવ્યથી કાંઇ મતલબ નથી, તેમ ઈચ્છા કરૂ તો ખોટ નથી. હું દ્રવ્યની લાલચે કે ઈચ્છાએ આવ્યો નથી, પણ તારી વિધ્યાનું બળ જોવા આવ્યો છું. કે જે વિધ્યા વડે તેં પીતાની સેવા સ્વીકારી લીધી અને ભાઇઓ ઉપર માઠું ન લગાડયું. હજી પણ મારૂ આપેલું દ્રવ્ય નથી લેતો તે તારી વિદ્યા વડે થએલા ગ્નાનનોજ પ્રતાપ છે.

**નાભાગ**—હે પ્રભુ ! આપની ઓળખાણ પડી; તથા આપનાં દર્શન થયાં જેથી હું મારા મળેલા મનુષ્યા અવતારને કૃત કૃત માનું છું, અને એમ પણ માનું છું કે પ્રભુ દર્શન થયા પછી કોઈ વાતની કમીના રહેતી નથી. આપની કૃપા છે એજ અષ્ટ મહા સિદ્ધી તથા નવમા નિદ્ધી છે.

**રૂદ્ર**—હે નાભાગ ! એમ માનતો હોય તો ઠીક છે, પણ સર્વ સિદ્ધીઓ સત્યને આધીન છે. રિદ્ધી અને સિદ્ધી સત્ય બોલનારની વાણીમાંજ વસેલી છે.

(દ્રષ્ટાંન્ત) કોઈ એક ગામમાં, અને પોતાના સંપ્રદાયના મંદીરમાં એક કુંજબીહારીદાસ નામનો બાવો રહેતો હતો, જે ગુરૂની સેવા સારી રીતે ઉઠા-

---

* નાહકનું-વગર હકનું.

વતો હતો, પણ મનમાં તૃષ્ના કર્યા કરતો હતો કે આપણે ચેલા મટીને ગુરૂ ક્યારે થઇશુ? ગુરૂ આપણને સિદ્ધી ક્યારે બતાવશે કે, જે સિદ્ધી વડે, સર્વ વસ્તુની પ્રાપ્તિ સહજમાં થાય છે, તે સિદ્ધી શી રીતે પ્રાપ્ત થાય! રિદ્ધી સિદ્ધીને આધીન છે પણ સીદ્ધી શાને આધીન છે તે સમજાતુ નથી. સીદ્ધી ગુરૂ કૃપાને આધીન હશે? હવે સીદ્ધી મેળવવા માટે,કોઇ જંગલમાં જવું.ત્યાં મહાત્માઓનું સેવન કરવું આમ વિચારી બિહારીદાસ બાવો ચેલો મટી ગુરૂ થવાની અને મહંત પદવીની, ઈચ્છાએ, મંદીરથી નીકળી, મહા ઘોર વનમાં ગયો, કે જે વન, અનેક પ્રકારનાં જંગલી ઝાડોથી ભરપુર હતું, વળી વખતે વખતે તેની મુસાફરીમાં પહાડની ટેકરીઓ પણ આવતી હતી, એવા ઝાડ બીડથી બીહામણા અને પહાડ પર્વતથી શોભીતા વનમાં ફરતાં ફરતાં વરસનાં વરસ વીતી ગયાં, આખર સિદ્ધી તો પ્રાપ્ત ન થઇ પણ એક જંગલની બુટ્ટી હાથ આવી ગઈ. જે બુટ્ટી અડવાથી પોતાની પાસે રહેલો લોઢાનો ચીપીઓ સોનાનો થઇ ગયો. આ ચીપીઓ સોનાનો શાથી થઇ ગયો તેનો તપાસ કરતાં સમજાયુ કે અનાયાસે મળી આવેલુ રસ્તામાં રખડતું આ કોક ઝાડનું મુળાડીયું, મારા હાથમાં ઝાલેલું અડયું, જેથી ચીપીઓ સોનાનો થયો. વાહ, આનંદની વાત! માત્ર લોઢાને અડવાથી સોનું થાય છે, ત્યારે તો પારસ મણી કરતાં પણ વાત વધી ગઇ. હવે તો વસ્તીમાં જાઉ અને સર્વ સુખ ભોગવું, જે વખતે જે સુખની ઇચ્છા થશે તે પ્રાપ્ત થઈ શકશે. કારણકે, સિદ્ધીમાં રીદ્ધી અને રીદ્ધીમાં રાજ છે.

આમ વિચારી તે સાધુ બીહારીદાસ પોતાના વતનમાં આવ્યો; થોડાંક વરસ મોજ શોખ આનંદ ભોગવી લીધો. એક વખત તેને જાત્રાએ જવાની મરજી થઈ. લાલ પીતાંબર પહેરીને અને લાલ પીતાંમર માંથે બાંધીને હાથમાં રૂપાનો લોટો લઇને: ગળામાં ગળચવો ઘાલીને, પગમાં સોનાનો તોડો પહેરીને ખાંધે ઝોળી ભેરવીને અને ઝોળીમાં જડી બુટ્ટી રાખીને કુંજ બીહારીદાસ ચાલ્યા. સારાં સારાં તીર્થોમાં સ્નાન ધ્યાન કરતા કરતા, કાશી નગરમાં આવી પહોચ્યા. લાંબી મુસાફરી થવાથી નુંકશાન એ થયું કે પગના જોડા ફાટી ગયા, અને તે બીજા તૈયાર કરાવાની જરૂર જણાઇ. એટલે ફરતા રામ મોચીની દુકાન પર આવ્યા.

**સાધુ**—મોચી ભગ...ત!

**મોચી**—કેમ મહારાજ?

**સાધુ**—હમારા પેરકા જુતા બનાયગા?

**મોચી**—બનાવીશ મહારાજ.

**સાધુ**—ક્યા લેગા બોલ દે ?

**મોચી**—અઢી રૂપીઆ લઇશ બાપજી.

**સાધુ**—અઢાઇ તો નહિ, મગર દો રૂપીઆ દેઉંગા દો.

**મોચી**—( હશે સાધુ છે ) સારૂ મહારાજ બે આપજો; ચોથે દહાડે લઇ જજો !

સાધુએ મનમાં વિચાર કર્યો કે, બે કહેતાંની સાથે તુરત હા કહી દીધી, કદાચ દોઢ કહ્યો હોત તોપણ હા કહેત ખરો ! માટે બીજી દુકાને જવું.

**સાધુ**—મોચી ભગત, અભી તો મેં જાતા હું ! ફીરકે આઉંગા, ઓર બાના દે જાઉંગા.

**મોચી**—બહુ સારૂ મહારાજ.

**સાધુ**—( બીજા મોચીની દુકાને ) મોચી ભગત ! હમારા પેરકા જુતા બનાયગા કયા ?

**મોચી**—બનાવીશું મહારાજ. બે રૂપીઆ લઇશું !

**સાધુ**—દોઢ રૂપીઆ દેઉંગા દોઢ !

**મોચી**—સારૂ બાપજી, દોઢ આપજો ! પરમ દિવસે લઇ જજો.

**સાધુ**—( મનમાં ) મેં રૂપીઓ કહ્યો હોત તોય મોચી હા કહેત ખરો ! મોચી ભગત ઠીક હે મેં આતાહું. ત્રીજાને ત્યાં જઇને ! મોચી ભગત હમારા પેરકા જુતા બનાયગા કયા !

**મોચી**—બનાવીશું પ્રભુ, પરમ દિવસે આપીશું. દોઢ રૂપીઓ લઇશું !

**સાધુ**—નહિ ભાઇ હમ તો સાધુ હેં, એક રૂપીઆ દેઉંગા એક ?

**મોચી**—( સાધુ જાણીને ) સારૂ મહારાજ એક રૂપીઓ આપજો !

**સાધુ**—( મનમાં ) આ ગામમાં જોડા સોંઘા હોય એમ લાગે છે. માટે ચાલ ચોથી દુકાને ! ચોથી દુકાને ગયા, ત્યાં એક મોચી નીચુ જોઇ પોતાનું કામ કર્યા કરે છે. મુખેથી શ્રીહરીનું સમરણ કર્યા કરે છે. ત્યાં સાધુએ આગળનો પડદો ઉંચો કરીને પુછ્યું. કયુંરે મોચી ભગ...ત !

**મોચી**—બોલી જાઓ કામ હોય તે !

**સાધુ**—હમારા પેરકા જુતા બનાયગા કયા ?

**મોચી**—બનાવીશું.

**સાધુ**—કયા લેગા ?

**મોચી**—અડધો રૂપીઓ.

**સાધુ**—પા રૂપીઆ દઉંગા પા રૂપીઆ !

**મોચી**—( કરડી નજર કરીને ) સાચો સાધુ છે કે કોઇ વેષ ધારી બાવો ? દુકાનેથી નીચે ઉતર !

**સાધુ**—( મનમાં ) હવે અડધા રૂપીઆથી ઓછે જોડા બને તેમ નથી, એમ સમજી કહ્યું. કબ દેગા ભાઈ ?

**મોચી**—કાલે બપોરે મધ્યાને બાર વાગે ?

**સાધુ**—ફજરમેં નહિં દેગા ફજરમેં ? હમારે જલદી જાનેકા હે.

**મોચી**—જવું હોય તો જાઓ, બીજે બનાવરાવી લ્યો; અહીં તો એકજ વખત બોલાય છે.

**સાધુ**—અચ્છા કલ બારા બજે આઉંગા ? ઓર આધા રૂપીઆ લાઉંગા !

કહીને ગયા પછી બીજે દિવસે સવારમાં બાવો ગંગા સ્નાન કરવા ગયો હતો ત્યાંથી પાછા ફરતાં માર્ગમાં વિચાર આવ્યો કે, માર્ગમાં આવે છે માટે લાવ પેલા મોચીની ખબર કાઢતો જાઉ કે તેણે જોડા શીવવાનું કામ શરૂ કર્યું છે કે નહિં ! વાહ: મોચીનું ઘરતો આવ્યું. મોચી શીવે છે પણ ખરો ! તે જોડા મારા હશે કે કોઇ બીજાના; કેમ મોચી ભગત ! જૂતા બનાયા કે નહિં ?

**મોચી**—કેટલા વાગ્યા છે; મહારાજ ?

**સાધુ**—કોઇ નવ બજે હોંગે !

**મોચી**—તમને કેટલા વાગ્યાનો વાયદો કર્યો છે ?

**સાધુ**—બારા બજેકા.

**મોચી**—ત્યારે નવ વાગ્યાથી શી ધાડ આવી છે. તમે તે સાધુ છો કે બુદ્ધિ વગરના બાવા ! બાવા થયા તોય જરાય ધરપત તો રહેતીજ નથી.

સાંભળીને સાધુ મુકામ પર ચાલ્યો ગયો. દેવ દર્શનથી પરવારી, પ્રસાદ પાણી લઇ, જવાની તૈયારી કરી, બરાબર મધ્યાન સમએ મોચીની દુકાને આવ્યો. બાવાને જોઇને તરત મોચીએ જોડો મૂકી દીધો. મહારાજે પગમાં પહેરી જોયા. બરાબર બેસતો આવ્યો એટલે રૂપીઓ એક આપ્યો અને કહ્યું કે અડધો રૂપીઓ પાછો આપ ! તે વખતે મોચીની પાસે અડધો રૂપીઓ નહિ હોવાથી સાધુને દુકાન પર બેસારીને પરચુરણ લેવા ગયો.

મોચી ભગતના ગયા પછી બાવાજી મનમાં વિચારે છે કે, આ મોચી ભગત એક વચની અને સાચુ બોલનારો છે. ઘરનો ગરીબ છે અને મજુ-

રીમાં પૈસા થોડા લે છે. લાવ્ય તેનું દળદર કાઢી નાંખતો જાઉં, એમ વિચારી પોતાની ઝોળીમાંથી જડી બુટ્ટી કાઢી, રાંપડી, સોઇઆ તથા બીજાં લોઢાંને લગાડી દીધી. અડતાંની સાથે ઓજાર સોનાનાં બની ગયાં. એટલામાં મોચીને સામેથી આવતો જોયો; ત્યારે બાવાજી ઉઠીને સામા ગયા; તે એમ સમજીને કે રખ્ખે મોચી ભગત જાણશે કે મહારાજ લોઢાનું સોનું કરે છે તો મને અહીંથી જવા નહિ દે! મોચીએ મહારાજના હાથમાં અડધો રૂપીઓ આપીને કહ્યું કે એટલામાં શુ શેકઈ જતુ હતુ કે દુકાન સુની મુકીને ઉઠી ગયા! બાવાજી બોલ્યા ચાલ્યા વિના મુંગે મોંઢે અગીઆરાજ ગણી ગયા. રસ્તે ચાલતાં વિચાર કરે છે કે; મોચી ઓજાર જોશે એટલે ખુશી થઇ જશે; મને હમેશાં યાદ કરશે; તથા મારો ઉપકાર માનશે. એના વૈભવમાં વધારો થશે; સર્વ વાતે સુખી થશે, જ્યારે જગંનાથ પુરીથી પાછા ફરીશુ ત્યારે જોતા જઇશું એની સાહ્યબી.

દુકાનપર આવી ઓજાર હાથમાં પકડતાંની સાથે સોનાનાં જોઇને મોચી પશ્ચાતાપ કરે છે. અરેરે મેં બાવાને ભરૂસે દુકાન મુકી એજ ખોટુ કર્યું. થોડીજ વારમાં મારાં ઓજાર બગાડી નાંખ્યાં તો વધારે વખત રહે તો શુ ન બગાડે. સાધુ સમજી [1]સવાંકા રળવાની ઇચ્છા ન રાખી કામ કરી આપ્યું તેનો બદલો વાળ્યો. રૂપીઆ સાડા આઠનું નુંકશાન કરતો ગયો. હવે આ ઓજાર કશા કામમાં નહિ આવે! નાંખવા દે કોઠીમાં બનાવવા દે બીજાં.

સોનાનાં ઓજાર કોઠીમાં નાંખી દેઇને, બીજા નવાં બનાવરાવીને; પોતાનો ધંધો ચાલુ રાખ્યો. ૭ મહીના પછી એનો એજ બાવો ફરતો ફરતો ત્યાં આવ્યો અને કાશીપુરીમાં પેસતાંજ વિચાર કર્યો કે, હવે તો પેલો મોચી મહેલમાં રહેતો હશે; ઝુંપડામાં નહિ રહેતો હોય! ચાલ્ર ખોળી તો કહાડુ. (મોચીની દુકાન જોઇને) અરે આતો એનું એજ છે; નક્કી સોનાનાં જોઇને કોક ચોરી ગયું હશે! મહારાજે ધિરેથી દુકાનની આગળ રાખેલો પડદો ઉંચો કર્યો. મોચીએ ઉંચુ જોયું અને બાવાને ઓળખીને તરત નિચુ જોઇ પોતાનું કામ કરવા માંડયું. મહારાજે જાણ્યું કે મને ઓળખ્યો નથી. પુછું તો ખરો!

**સાધુ**—કેમ મોચી ભગ...ત! હમકુ [2]પેચાના નહિં કયા?

**મોચી**—(ક્રોધ કરીને) પેચાના પેચાનાં! ઓજાર બગાડી ગયો હતો એજ કે બીજો?

---

૧ સવાંકા—પૈસો. ૨ પેચાના—ઓળખ્યા.

**સાધુ**—ઓજાર બીગાડ દીયા કે સોના કર દીયા ! કયા બકતા હે કે બોલતા હે ?

**મોચી**—બકતો નથી બોલું છું બાવલા ! શુ કરે સોનાને, હરામનું સોનું શુ કામ કરે; વગર મહેનતે મળેલા માલથી સુખ થતું હોયતો, સોનાની શી ખોટય છે. તારે જોઇએ છીએ સોનું ? બોલ્ય કેટલું જોઇએ છીએ ! થઈ જા પથ્થર સોનું !

મોચીની પાસે પડેલો પચીસ શેરનો પથ્થર થઈજા સોનું કહેતાંજ સોનાનો બની ગયો ! તે જોઇ બાવાજીની આવડી ખુલી ગઈ; વિચારમાં ગુમ થઇ ગયા; આ શુ ? મેં વરસોના વરસો જંગલમાં ફરી જડી બુટ્ટી મેળવી છે, અને આને તો જીભમાં સોનું છે.

**મોચી**—કહાવો મહારાજ સોનું !

**સાધુ**—નહિજી હમ કયા કરે સોનાકુ.

**મોચી**—થઈજા લ્યા પાછો પથ્થર ! ( તેજ વખતે પાછો પથ્થર બની ગયો. )

આ ચમતકાર જોઇ વળી મહારાજને વધારે અચંબો આવ્યો. વાહ વાહ શુ કૃતિ ! આ મોચી ભગત પાસે ખરેખરી સિદ્ધી છે, કારણ કે સિદ્ધિને આધિન રીદ્ધી છે. મોચીને ગુરૂ કરી એને ઘેર રહુ તો થોડે દહાડે સિદ્ધિ પ્રાપ્ત થાય ખરી.

**સાધુ**—મોચી ભગત ! હમકુ ચેલા બનાવ ! તુમ હમારા ગુરૂ બનજાવ ! ઓર હમકુ સિદ્ધી બતાવ !

**મોચી**—હમેતો કાંઇ સિદ્ધી બિદ્ધી જાણતા નથી ! તમે તમારે આવ્યા હો એ રસ્તે ચાલ્યા જાઓ !

**સાધુ**—ભગત; તુમને પથ્થરકા સોના બનાયા; ઓર સોનેકા પથ્થર કર દીયા વો સિદ્ધી હે. વો કિસ તરેસે હુવા વો હમકુ બતાવ ! હમ તમારા ચેલા બન જાય !

**મોચી**—મરજી હોય તો હમેશાં વખત મળે એટલી વખત દુકાનપર આવીને બેસજો !

**સાધુ**—અહોત અચ્છા !

સાધુ ત્યાંથી ચાલ્યો ગયો. એક શીવજીના દેવળમાં ધર્મશાળા જેવા ધામમાં મુકામ રાખીને, સવારના પહોરમાં ભિક્ષા માગીને નિર્વાહ કરવા લાગ્યો. બાકીનો બધો વખત મોચીની દુકાનપર બેસીને ગાળવા લાગ્યો.

લગભગ બે ત્રણ માસ વીતી ગયા ત્યાં સુધી મોચી તેની સાથે વાત પણ કરતો નથી; નિચુ જોઈ પોતાનો ધંધો કર્યેજ જાય છે અને આવતા ગ્રાહકોને ઉત્તર દેતો જાય છે. પરીણામે સાધુને એમતો સમજાયું કે આ મોચી સતવાદી છે; જુઠુ બોલતો નથી; કોઈની સાથે અતીશે બોલી કડાકુટ કરતો નથી; એકજવાર બોલે છે. જે બોલે છે તે પળે છે, અને વાયદા પ્રમાણે સામાનું કામ કરી આપે છે. ફિકર નહિ આપણે પણ હવે એક બે દિવસમાં સિદ્ધિ સાધ્ય કરવાની માગણી કરીશુ.

એક દિવસે મોચીની બાઈડી પાણી ભરવા ગઈ. પોતાના નાના બાળકને ઘોડીઆમાં સુવારી, તે ઘોડીઆને બાંધેલી દોરીનો છેડો પોતાના ધણીના હાથમાં આપતી ગઇ, અને કહેતી ગઇ કે જોજો રૂવે તો જરા દોરી તાણજો. મોચીએ દોરી પગમાં ભેરવી પોતે પોતાનું કામ કરવા માંડયું. તે વખતે બાવાજી ત્યાં બેઠેલાજ હતા; તેમણે કહ્યું, લાવો તમારા પગેથી મને દોરી છોડી આપો હું હીંચોળુ.

**મોચી**—નાના ! તમે તમારે બેસો !

**સાધુ**—લાવો લાવો ! હમ બેઠે બેઠે બઠતેં હે કયા !

**મોચી**—તમે તમારે બેસો, આતો મોચીનાં છોકરાં. મોચીનાં છોકરાંની સેવા સાધુ પાસે ના કરાવાય.

**સાધુ**—ઈસમેં મોચી હે કાં; એતો બાલકહે. બ્રહ્મ સ્વરૂપ હે ! મોચીકા સંસ્કાર પડેગા જબ મોચી હોયગા ! ( દોરી હાથમાં ઝાલી લીધી. )

**મોચી**—સંસ્કારતો જનમ્યો ત્યાંથીજ પડી ચુકયા છે.

**સાધુ**—હાં વોતો હય ! મોચીકા લડકા વોતો મોચીજ હોગા ! મગર ઈસ દુનિયાકી હવાકી બાત ન્યારી હય !

સાધુ વાતો કરતો જાય છે અને બાળકની દોરી તાણતો જાય છે, એટલામાં બાળક જાગ્યો અને રોગ્યો. એટલે સાધુએ જરા તાણીને હીંચોળવા માંડયો. તોપણ છાનો ન રહ્યો; પણ વધારે રોવા લાગ્યો, ત્યારે મહારાજ બોલ્યા. છાનો રહે છાંનો રહે ! તારી મા લાડવો લેવા ગઈ છે. તારી મા લાડવો લેવા ગઈ છે, એ શબ્દો સાંભળીને મોચીને અતી ક્રોધ ચઢયો, અને સાધુના સામી કરડી નજર કરી રીસ ચઢાવીને બોલ્યો. શુ બોલ્યો બાવલા ! એની મા લાડવો લેવાં ગઈ છે કે પાણી ભરવા ગઇ છે ? કેમ જુઠુ બોલ્યો !

સાધુ—હાં...બોલ તો ગયા! મગર ઈસમેં ક્યા [1]હર્જ હે! લડકેકું સમજાનેકે લીએ એસા બોલા જાતા હે.

મોચી—બોલાય કેમ! બોલીએ તોજ બોલાય! જુઠુ બોલી સિદ્ધી મેળવવી છે તેતો નહિં મેળવાય! સિદ્ધીતો સત્યને આધીન છે.

મોચીનો મિજાજ ગયો એટલે બાવો દોરી મુકીને વિદાય થયો. પોતાને પંથે ચાલવા લાગ્યો, માર્ગમાં વિચાર કરવા લાગ્યો કે, મોચી ઉપર રીસ ચઢાવા જેવું નથી, કારણ કે તેને જુઠા ઉપર ઘણી ચીડ છે અને પોતે જુઠુ બોલતો નથી. હાંસી મશ્કરીમાં કે બાળક રીઝવવામાં પણ જુઠુ નજ બોલવું જોઇએ. સર્વ સિદ્ધિયો સત્યને આધીન છે.

નાભાગ—મહારાજ; આપે વળી મને વિશેષ જ્ઞાન આપ્યું. હવે કોઇ વાર જુઠુ નજ બોલાય, એવી સુરતા બરાબર રાખીશ!

રૂદ્ર—હે નાભાગ; તારે હવે ચિંન્તા કરવા જેવું નથી, બાળપણથીજ સાચુ બોલવાની ટેવ આગળ ઉપર અઢળક સુખ આપે છે. હું તારી સત્યતા ઉપર પ્રસંન્ન થયો છું; માટે આ સઘળું દ્રવ્ય,જે તને યજ્ઞ કરનારાએ આપ્યું છે, તે હું કબુલ કરી આપી દેઉછું. લઇજા; પ્રસંન્ન થા, અને જા!

રાગ; દોહરો,

(રૂદ્ર) સતથી પત ખોવાય નહિ, થાવું ન પડે [2]દીન;
અષ્ટ સિદ્ધ નવ નિદ્ધ તે; છે સતને આધીન. ૧

(નાભાગ) જુઠુ બોલું જીવતાં, તો મુજ મનખો ધીખ;
સાધન સાધુ સત્યનાં; શીર ચઢાવું શીખ. ૨

(રૂદ્ર) અઢળક સુખ [3]વર આપવા, રહ્યું ઉછળી રક્ત;
પુત્ર થશે એક પ્રાક્રમી; પુરણ પ્રભુનો ભક્ત. ૩

શ્રી શુકમુની ભગવાન કહે છે હે પરીક્ષત રાજા, તે નાભાગ શ્રી શંકર ભગવાનની આશીષ લઈ પિતાની પાસે આવ્યો. તેણે પિતાની રૂડી રીતે સેવા કરી, સુખી જીંદગી ગાળી. પિતાના સ્વર્ગવાસ થયા પછી, પ્રભુ ઈચ્છાથી નાભાગને રાજ્ય મળ્યું. રૂડી રીતે રાજ્ય ચલાવતાં, ઘણાં વર્ષ વિત્યાં. એક પુત્ર થયો, કે જેનું નામ અમરીષ પાડયું. તે અમરીષ સાત દ્વીપનો સાર્વ ભૌમ ચક્રવરતી રાજા થયો.

[ કવિ ] રાગ; કલ્યાણ, ઢબ; શ્રી જગતપતી.

અમરીષ રાય, રાજા છત્રપતી કહેવાય;

---

૧ હર્જ-હરકત. ૨ દીન-દુઃખી. ૩ વર વરદાન

અહોનીષ આદરે છે, શ્રીજીની સેવાય.
સેવાની સામગ્રી સર્વે, સજતા આપો આપ;
પગ પેસારો કરે અન્ય, તો તનમાં ઉપજે તાપ. અમરીષ રાય. ૧
નિવેદ નવલેં અરપી નાથને; ધરતા ધણીનું ધ્યાન;
આરોગીને ઉઠે શ્રીજી, કરે પ્રસાદી પાન. અમરીષ રાય. ૨
પ્રભુને અર્થે પુષ્પ વિણતાં, પ્રેમ તણો નહિ પાર;
કરમાં ગ્રહીને કોમળ કંઠે, અર્પે ઉજ્વળ હાર. અમરીષ રાય. ૩
ધુપ, દીપ, નૈવેદ આરતી, મનને રાખી સ્થીર;
નવસેં નારી નજરે જોતાં, નરપત ભરતા નીર. અમરીષ રાય. ૪
વિણાજંત્ર, વાજીંત્ર ગ્રહીને, કરતા ઘડીભર ગાન;
સાત પહોર સેવામાં વીતે, [1]ઉદાસીન રાજાન. અમરીષ રાય. ૫

શ્રી શંકર ભગવાનનાં આશીર વચનથી, જન્મ પામેલો રાજા નાભાગનો પુત્ર "અમરીષ" ભગવાનનો પુરણ ભક્ત થયો. સાત દ્વીપનું રાજ્ય મળ્યું છતાં તેને તુચ્છ અને સ્વપ્નવત્ ગણી શ્રી હરીની સેવામાં આઠે પહોર ગાળવા લાગ્યા.

[2]નવધા ભક્તિમાંથી સેવા ભક્તિ રાજા અમરીષને અતી પ્રિય હતી. જેથી તે નિરંતર સેવામાં મગ્ન રહેતા હતા. હજારો નોકર ચાકર દાસ દાસીઓ હાજરને હજુર છતાં; સેવા સબંધીનું સઘળું કાર્ય પોતાની જાતેજ કરતા હતા.

સેવાની સઘળી સાહિત્ય તથા નિવેદ સામગ્રી તૈયાર કરી, મંગળા, ગોવાળ, શણગાર, રાજભોગ, ઉત્થાપન, સખડીભોગ અને સેનભોગ સુધીની સઘળી સેવા રાજા કોઈની પણ મદદ લીધા સિવાય પોતાની જાતેજ કરતા હતા. પ્રભુની મંગળા તથા શણગાર આરતી થયા પછી રાજા પોતે શ્રી સર્વેશ્વરના મંદીરના ઓટલા ઉપર બેસી સોનાની શીંગડીઓથી, અને સોનાની ખરીઓથી શણગારીને હમેશાં સવારમાં ત્રીસ હજાર(૩૦,૦૦૦) ગાયોનું દાન, સુપાત્ર બ્રાહ્મણોને દેતા હતા. ત્યારબાદ રાજભોગ ધરી, બ્રાહ્મણોને ભોજન આપી પોતે પ્રભુની પ્રસાદી લેતા. બપોરના વખતમાં પુષ્પ વિણવાં ગુંથવાં, વિગેરે કામ કરતા. શ્રીહરી પોઢી જતા ત્યારે હાથમાં વિંણાજંત્ર

૧ ઉદાસીન—સંસાર વ્યવહારથી અલગ, ત્યાગી. વૈરાગી. ભકત; ૨ નવધા ભક્તિ—નવ પ્રકારે પ્રભુની ભક્તિ. ૧ શ્રવણ ૨ કિર્તન. ૩ સમરણ. ૪ સેવન. ૫ અર્ચન. ૬ વંદન. ૭ દાસ્ય. ૮ સખા. ૯ આત્મ. નિવેદન. તે ઉપરની દશમી પ્રેમલક્ષણા ભક્તિ.

લઈ પગમાં ઘુઘરા બાંધી, પ્રભુની સનમુખ નાચતા, અને ગાન કરતા. સવારના પરોઢમાં વહેલા ઉઠી, નાહીને સોનાની ગાગરમાં સેવાનું જળ પણ પોતેજ ભરી લાવતા હતા. મહારાજા અમરીષને નવસો નારીઓ વરી હતી. પણ તેમાંની કોઇ પ્રભુની સેવામાં ભાગ લઇ શકતી નહોતી. એક દિવસ રાજાએ વિચાર કર્યો કે રાત ને દિવસના મળી આઠ પહોર, તેમાં સાત પહોર સેવામાં જાય છે, અને એક પહોર ઉંઘમાં જાય છે, જે ઉંઘમાં જાય છે તે અવરથા જાય છે. તે પહોર પ્રભુની સેવામાં મજરે પડે તો આઠે પહોર ભગવાનની સેવા થાય, અને મનુષ્ય જનમ ધારણ કર્યો ધન્ય ગણાય.

**( અમરીષ ) રાગ; ઓ રઘુવરજી, અમથી અંતર ધ્યાન;**

જીવ જંજાળી, જનમ ધર્યો તે જુગના જીવન જાણુવા;
જો ઝાંખીને; નેત્ર મળ્યાં છે નારાયણને [1]નાંણુવા.
આ મનુષ્ય દેહ છે અમુલ્ય મણી,
કિમ્મત નવ કીધી તેહ તણી;
ખર [2]ખુટલ જાશો માંથુ ખણી. જીવ જંજાળી. ૧
જેણે સેવા કીધી સ્યામ તણી,
ઘડી ઘડી પલક પળ ગણી ગણી;
તેને રાજી રહેશે રામ ધણી. જીવ જંજાળી. ૨
તને લલના સુખની લેહે લાગી,
તારી [3]વંટે ઘડીઆળો વાગી;
તું નરક જવાનો નિર્ભાગી. જીવ જંજાળી. ૩
તું લેવા ધારે છે લંકાં,
સુરતામાં આવે સો શંકા;
[4]દુશ્મનના વાગ્યા ત્યાં ડંકા. જીવ જંજાળી. ૪
ભવસાગર તર ! ભગવાન ભજી,
વળી કામ ક્રોધ મદ લોભ તજી;
છે અવસર હરી ગુણ ગાને હજી. જીવ જંજાળી. ૫
નવ શીખામણનો બોલ સહ્યો,
વરણાગી વર ખર ભાર વહ્યો;
તું [5]રોડા સમ રખડીને રહ્યો. જીવ જંજાળી. ૬

---

૧, નાણુવા—નીરખવા, ૨, દેવાળીઓ. ૩, ઘટના અવાજથી થતા ટકોરા, ૪, મહોતના ૫, જુનો ઢેખાળો.

આવરદા પલકે જાય પળ્યો,
તુ રિદ્ધી રોળી રાખ રળ્યો;
તારો અમૃત પ્યાલો આજ ઢળ્યો. જીવ જંજાળી. ૭
તુ ખૂંચી રહ્યો છે [1]ખાણીમાં,
તું ધુંચાયો છે ધાંણીમાં;
તારાં વરસ વહ્યાં છે પાણીમાં. જીવ જંજાળી. ૮
જો જોર હોય તો ઝુકીલે,
મહા જળમાં મોતી [2]ફુંકી લે;
કાંઇ બળતામાંથી ભુકી લે. જીવ જંજાળી. ૯
નયણે નવ નીરખો [3]નારીને;
વળી [4]વાણી રાખો વારીને;
જમડા જાશે જખ મારીને. જીવ જંજાળી. ૧૦
બાપુના બોલ વિચારીને;
ગરજીને ગા ગિરધારીને;
તને ત્રિકમ લેશે તારીને. જીવ જંજાળી. ૧૧

શ્રી હરીની સેવા સિવાયનો ખંખત, નક્કી નિષ્ફળ છે. ભગવાનના ભજન વિનાનું જીવન નકામુ છે. ઇશ્વરના સ્તવન વિનાનું કામ કાથ વગરનું ગણાય. હું સાત પહોર સેવામાંજ રહું છુ, તેતો ઠીક, પણ એક પહોર જે ઉંઘમાં જાય છે, તે જો મજરે પડે તો જનમ્યું અને જીવ્યું પ્રમાણ કહેવાય.

**[ અમરીષ ] રાગ: મરાઠી સાખી.**

સાત પહોર સેવામાં વીતે; નિદ્રામાં એક તણાય;
સફળ સાત ને એક અવરથા; ખરી ખામી એ ગણાય;
પાકુ મજરે પહોર; સેવા ફળ તે સોના મહોર. પાકુ.

તેને માટે શુ કરવું, સેવાનું કામ સેવામાંથીજ કાઢવું; સેવામાં કાંઇ ખામી હોય તો તે પુરી કરવી; અગર સેવાનું કાર્ય કોઈ બીજાથી થતું

---

૧ ચાર ખાણ. ( ૧, અંડજ. ૨, સ્વેદજ; ૩, ઉદ્દભીજ, ૪, જરાયુજ,'
૨ ફુંકીલે–સમુદ્રમાંથી મોતી કાઢનારા મચ્છ દરીએ વહાણ લઇને જાય છે. મોતી કાઢનાર માણસ મોંઢામાં તેલ ભરી કોઠીમાં બેસી જાય છે પછી બીજા માણસો તે કોઠી દરીઆમાં ઉતારી દે છે. તળીએ પહોંચ્યા પછી–તેલ ફુંકી નાંખે છે. એટલે સેજ ઊજાસ થાય છે એટલામાં લેવાય તેટલાં મોતી ઊસરડી લે છે. ઊપરવાળા તાણી લે છે. ૩ પરનારીને. ૪ જુઠીવાણી.

હોય તો તે જાતે કરી લેવું, પણ માત્ર પહોર મજરે પાડવો, નવું વધારવું નહિ. વાહ; ઠીક યાદ આવ્યું. જેટલું દળવાનું કામ છે, તે દાસીઓ કરે છે.

**( અમરીશ ) રાગ; ગિતી.**

સેવા સજીએ હાથે; અન્ન પીસણું અન્ય થકી થાય;
જો તે દળીએ જાતે; તો તે સેવા પુરણ કહેવાય.

**[ કવિ ] રાગ; મામેરા માટે મહેતે તૈયારી કીધી;**

રાજા અમરીષ તે બેઠા ઘંટીએ દળવા;
શ્રીજીની સેવા જન્મ મરણને ટળવા. ૧
પુરા પ્રેમ ભાવથી; પુર્ણ પીસણું પીસે;
જેમ જેમ થાકે; તેમ હૈયુ અઢળક હીસે. ૨
હવે પ્રભુ સેવામાં; પરનો રહ્યો નહિ ભાગ;
કાંઈ શ્વેત વસ્ત્ર પર હતો એટલો ડાઘ. ૩
માન્યુ મન સાથે આજે જુગમાં જીત્યો;
વળી આજ સુધીનો, વખત વૃથા સૌ વીત્યો. ૪
રેલા મુખ ઉપર, પુર્ણ પસીનો છુટયો;
લક્ષ્મિજી કરથી; હરીએ વીંઝણો ઝુંટયો. ૫

શ્રી છત્રપતી મહારાજાધીરાજ, ઘંટીએ દળવા બેઠા અને જ્યારે જોર કરી ઘંટી ખેંચી ત્યારે અતી શ્રમથી ઉતપન્ન થતા પરસેવાના રેલા; લમણેથી પ્રગટ થયા. જેમ ચંદ્રમાની ઘેરમાં તારા આવીને અડયા હોય; જેમ સમુદ્રની પાળ ઉપર ખરાં મોતીનો ઢગલો થઇ ગયો હોય, જેમ કમળનાં પાંદડાં ઉપર વરસાદના છાંટા છવાઇ ગયા હોય, તેવો દેખાવ થઇ રહ્યો. મુખ તો લાલ કસુંબાના રંગ જેવું દેખાવા લાગ્યું. પોતાના ભક્તને; સંપુર્ણ શ્રમ થયો છે. તે જાણીને જેની સેવામાં અમરીષ છે, તે શ્રી હરી અમરીષની સેવા કરવા તૈયાર થઇ ગયા.

**[ કવિ ] રાગ; કાળી કંઠી તે સવા લાખની, સાજનીઆ લોકો;**

ઝબકીને જાગ્યા; ઘંટીનો સાંભળીને ઘોર; રે ઝબકીને જાગ્યા.
હબકીને જાગ્યા; ભૂધરજી ભભકી થાતાં [1]ભોર. રે હબકીને જાગ્યા.
ઉઠયા ઉઠયા; ભક્ત વત્સળ ભગવાન; રે એ ઉઠયા ઉઠયા.
ત્રુઠયા ત્રુઠયા; [2]ધરણીધર ધરતા જેનું ધ્યાન. રે એ ત્રુઠયા ત્રુઠયા.
પુરણ સુખમાં પોઢીઆ, [3]વામા ઢોળે વાય;

---

૧ ભોર-મળસકુ; પરોઢ. ૨ ધરણીધર-શેષનાગ, ૩ વામા-સ્ત્રિ, લક્ષ્મીજી.

નારદને [૧]શારદ સદા...ગાંધર્વો ગુણ ગાય. રે ઝબકીને જાગ્યા. ૧
[૨]સુરત સાંધી શ્રી હરી [૩]મુરત આણી મંત્ર;
દળતાં દેખી દાસને; ત્રીકમ તાગ્યું તંત્ર. રે ઝબકીને જાગ્યા. ૨
સુખ સજજામાં શામળા સુતા શ્રીની સાથ;
વામા કરથી વીંઝણો; લીધો લક્ષ્મિનાથ. રે ઝબકીને જાગ્યા. ૩
જાય ઝડપથી દોડવા; બેબે ભરવા બાથ;
રીઝી આવ્યાં રૂક્ષ્મણી, આડા ધરીઆ હાથ. રે ઝબકીને જાગ્યા. ૪

રૂક્ષ્મણી, લક્ષ્મિ, સતભામા; જાંબુવતી, કાલીંન્દ્રી. મિત્રાબિંદુ, સત્યા; અને ભદ્રા, એવી આઠે પટરાણીઓ પ્રભુને ઘેરીને ઉભી રહી; અને હાથ જોડી ઉચ્ચાર કરવા લાગી.

(પટરાણીઓ) રાગ; રૂડા દિસોછો રાજેશ્વર.

જીવન ઝુંટી; વિંજન, જાશો ક્યાં ? ક્ષણુવારમાં રે. જીવન ઝુંટી.
સુખ સજજાથી સુતા ઉઠયા,
અમો જાણ્યું જે અમ પર રૂઠયા;
જગદીશ જાગ્યા; જાણે વિવીધ વીચારમાં રે. જીવન ઝુંટી. ૧
આવી ઉતાવળ કદી ન દીઠી;
શુ! સ્વપનામાં વાંચી ચીઠી;
ભૂધર ભભકી ઉઠયા, ભક્તની વ્હારમાં રે. જીવન ઝુંટી. ૨
આપં પધારો ઉત્તર આપી,
ક્યારે વળશો ? [૪]કામને [૫]કાપી.
નાથ નજર રાખીને, [૬]નંદન નારમાં રે. જીવન ઝુંટી. ૩
(પ્રભુ) ક્રોડ વાર હું થાકયો કહીને;
પુછો જ્યારે આવું જઇને;
સમજુ થઇને રહો ભામની ભારમાં રે. જીવન ઝુંટી. ૪
(કવિ) મન મોહન મંદીરમાં પેઠા,
વાલમ આવી વાંસે બેઠા;
વળતી વાયુ ઢોળે, પ્રિતમ પ્યારમાં રે. જીવન ઝુંટી. ૫

[ કર્તા ] સનકાદી આદી મુનીઓ; ઈંદ્રાદી દેવતા; મહા યોગેશ્વર

૧ શારદ-શારદા, સરસ્વતી ૨ સુરત-સુરતા ૩ મુરત-મુરતી. ૪ કામને-કામ કરવાનું તે. ૫ કાપી-ટુંકુ કરી, પુરૂ કરી, ૬ નંદન-આનંદને આપનાર, હર્ષ ને વધારનાર.

શીવજી સદા જેનુ ધ્યાન કરે છે; બ્રહ્માજી વેદ પાઠ કરે છે; શેષ શહસ્ત્ર જીવ્હા વડે જેનો જાપ કરે છે, તે ભગવાન. પ્રેમ પ્રિતીને વશ થઇ, પંખો કરે છે.

**[ કવિ ] રાગ; એ મડદામાં શુ મોહયાં રે, ( સુકન્યા )**

પરમેશ્વર પંખો કરતા રે; અમરીષને.
પ્રભુ પવન ઉડાડે ફરતાં રે. અમરીષને.
સુખ સજ્જાથી સુતા ઉઠયા; જાગ્યા જાદવરાય;
પ્રેમી ભક્તની પુંઠળ રહીને; વિઠ્ઠલ ઢોળે વાય રે. અમરીષને. ૧
વનિતા વાતે લક્ષ ન લીધુ, સર્વ શીર પર સેવા,
સેવા જાણી શ્રીજી આવ્યા, સેવકને સુખ દેવારે. અમરીષને. ૨
કરતુ, અકર્તુ, અન્યથા કરતુ, સમર્થ સંકટ ખોવા;
શ્રીજી ચરણમાં સેવા ભક્તિ; જુગદીશ આવ્યા જોવારે. અમરીષને. ૩

[૧]ધામથી ઘેરાએલા અને તાપથી તપેલાને, હીમગીરીના બરફની શીતળતાને સમેટીને આવેલો પવન અંગને અડતાં જે અસર થાય, તેવી અસર અમરીષને અંગે થઇ, કે તુરત પાછુ વાળી જોયું.

**[ કવિ ] રાગ; મરાઠી સાખી.**

પ્રેમી ભક્તે પુંઠળ જોયું; ત્યાં જોયા જુગદીશ;
હબકી ઝબકી હરી ચરણમાં; સેવક નામે શીશ,
કરે સ્તુતી અપાર; કરો [૨]કારમુ શું કીરતાર ? .. કરે.

વાહ ! વાહ ! પ્રભુ વાહ ! તમારી લિલા તો તમેજ જાણો છો ? પુષ્પને વીણી વજ્રને કાઢી પાથરેલી સુખ સજ્જામાં સુવારેલા; શુ જોઇને જાગી ગયા; ઉંધ કેમ ના આવી મારા નાથ ?

**( કવિ ) ગિતિ.**

કમળાવરના કરમાં, વાયુ વીંજન શુ સુંદર શોભે;
સેવકને શીતળતા; નીર નેવનાં ગરી ગયાં મોભે.

ભગવાન કહે છે હે અમરીષ તેં મારી સાચા પ્રેમથી સેવા કરી છે; અને હજી પણ કર્યા કરે છે; તન મન અને ધનને અર્પણ કરી; રાજપાટ અને રત્ન ઉપરથી પ્રિતી ઓછી કરી; તારા સમાન સેવા વિર્લાજ કરે છે.

**( અમરીષ ) રાગ; અહો દિલદાર જરી દેદાર;**

સ્વામી છું સનાથ; કમાયો છું [૩]કાથ;

---

૧ ધામ—ઉકળાટ, ૨ કારમુ—નવાઇનુ, હેરત પમાડે તેવું; તાજુબી પમાડે તેવું, ૩ કાથ—દૈવત, શક્તિ.

હરી ઝાલી હાથ તા...રો ને.
હરી ઝાલી હાથ તારોને, હરી ઝાલી હાથ તારોને. સ્વામી છું.
અહો જગદીશ; ધરા ધર ધીશ;
અમર વર ઇશ, હું નામુ શીશ.
વિશ્વાધાર, સેવામાં છે સાર;
આ ભળજળ પાર, ઉતારોને. સ્વામી છું.
સુખ સજ્જા સુંદર સજી; છાંટી સરસ સુગંધ;
ફરતાં વેરી ફુલડાં; કર્યાં બારણાં બંધ. સ્વામી છું. ૧
જાગ્યા શાને જાદવા; ખુંચી આવ્યું ખાલ;
વજ્જર કાંટો વાગીઓ; હબકી ઉઠયા હાલ. સ્વામી છું. ૨
વાયુ ઢોળો વીઠલા; એજ અઘટતું કાજ;
ઠાકરને ચાકર થતાં; લેશ ન આવી લાજ. સ્વામી છું. ૩
સેવક ઉપર શુ ! કૃપા; આજ કરી કીરતાર;
દર્શન આપ્યાં દાસને; વાલમ નવ થઇ વાર. સ્વામી છું. ૪
સેવા સજવા સ્યામની: આઠે પહોર ઉમંગ;
ખાલી ખોટી શુ કરો ! પોઢી જાઓ પલંગ. સ્વામી છું. ૫

ભગવાન કહે હે અમરીષ; હવે તારી પાસે એ માગુ છુ કે માત્ર એક પહોરતો ઉંઘવામાં ગાળ ! તેને પણ હુ સેવામાંજ ગણી લઇશ.

તારાથી સેવાનું કાર્ય સુખ્ખેથી થઈ શકે એટલા માટે તારા રાજ્યને સંભળાવવા હું સુદર્શન ચક્ર મુકુ છું.

( કવિ ) રાગ; ગિતી.

નીજ ભક્ત અમરીષને, દુઃખ નવ આપે દેવ દહિત [1] શક્ર;
રાજપાટ સાચવવા, મધુસુદને મુકયુ છે ચક્ર.

ભક્ત શિરોમણી, છત્રપતી મહારાજા શ્રી અમરીષ મહારાજા ધીરાજ હમેશાં સવારમાં વહેલા ઉઠી નાહી ધોઇ અબોટ પાટલા વાસણુ કરી; ખભા ઉપર કાવડ ભેરવી, બે બાજુ બે સોનાની ગાગરો મુકી દેવ સેવા માટે જળ લેવા ગંગાજી ઉપર જતા હતા કે જે વખતે કોઈ ન હોય.

એક દિવસે એક બ્રાહ્મણની પુત્રિ જળ ભરવા માટે ગંગાજી ઉપર આવેલી હતી, તેણે પોતાનું બેડુ ઉટકીને તૈયાર કરેલું હતું. તે ભરવાની તૈયારીમાં હતી તેવામાં શ્રીકૃષ્ન નામનો ઉચ્ચાર સંભળાયો. જેમ

૧ શક્ર-ઇંદ્ર.

જેમ વાર થતી ગઇ તેમ તેમ અવાજ નજીક આવતો ગયો. થોડીવાર સુધી કાન માંડીને ઉભી એટલામાં મહારાજાધીરાજની સ્વારી આવી. બાઈ રાજાને ઓળખીને આનંદ પામી; કે આજે હું મહારાજાનાં, સેવામાં દર્શન કરી કૃતાર્થ થઇ.

આમથી ગાગરને બોળી કાઢી, ભક્તરાજે પાણી ભરવા માંડયું તેની સાથે બાઇએ પણ ભરવા માંડયું. પોતાના કામમાં ઉતાવળ કરતાં બાઇના ઘડાના પાણીનો એકાદ છાંટો ઉડયો ન ઉડયો થયો. જેથી શંકા લાવીને અમરીષ રાજાએ કહ્યું. જરા જોઇને કામ કરો; સાચવીને કામ કરો !

**બાઈ**—શુ થઈ ગયું ? કાંઇ બગડયું ?

**રાજા**—બગડયું કાંઇ નથી પણ બગડતાં વાર ન થાય. છાંટો છુટી ઉડી જાય તો......

**બાઈ**—તો...શું; તો...મારાથી કાંઇ વટલાઈ નહિ જાઓ ! હું બ્રાહ્મણની પુત્રિ છું.

**રાજા**—તે વાત ખરી છે; પણ આ જળ દેવ સેવામાં વપરાવાનું છે.

**બાઈ**—તે પણ મારૂં અજાણ્યું નથી. તેટલા માટે તમેજ પાણી ભરો ને બીજા ઉભા થઇ રહે ? તમારે ઉતાવળ હશે ને બીજાને નહિ હોય !

**રાજા**—ઊતાવળ સર્વને ખરી ! પણ ઉતાવળે ઉતાવળે ફેર; કામે કામે ફેર ! આ ઉતાવળ પ્રભુ સેવા માટે છે !

**બાઇ**—ત્યારે હું પણ ઘેર છોકરાને સુતો મુકીને આવી છું. તે જાગી ઉઠે તો મારા વિના કલ્પાંન્ત કરે, દેવ સેવા કરતાં છોકરાંની સેવા ઓછી ન ગણાય.

**રાજા**—ભલે બાઈ, જેમ જેને ફાવ્યું. પણ જરા ધીરી થા !

**બાઈ**—અહોહોહો ! ભગતની પુંછડી જોને ભગતની પુંછડી ! ગંગાનું જળ લેવાને સૌનો સરખો હક છે.

**[સ્ત્રિ] રાગ, ભુલી ભમે છે ભોળી ભામની, ( મીરાં. )**

સેવા સજવાને સુંદીર સ્વામની; [અમરીષ] શ્રી કૃષ્ન કૃષ્ન.
આવી ઉતાવળ આખા ગામની; ,, શ્રી કૃષ્ન કૃષ્ન.
પરને શી પીડા તારા રામની; ,, શ્રી કૃષ્ન કૃષ્ન.
જીવ્હાને જરૂર છે લગામની; ,, શ્રી કૃષ્ન કૃષ્ન.
કોને ઉતાવળ નથી કામની. ,, શ્રી કૃષ્ન કૃષ્ન.

સ્વારથ એ [1]સાર છે રે, પર ઉપર ખાર છે રે;
એ નરની અવની માંહે હાર છે. „ શ્રી કૃષ્ન કૃષ્ન. ૧
ભક્તિમાં ભાર છે રે, બેડો પેલે પાર છે રે;
બોળી જો ખાંડા કેરી ધાર છે. „ શ્રી કૃષ્ન કૃષ્ન. ૨
જીવણુને જાપવા છે, પરને સંતાપવા છે;
[2]કિલ્મીશો કોટી ભવનાં કાપવાં છે. „ શ્રી કૃષ્ન કૃષ્ન. ૩
જુઠી આ જક છે રે, ખોટી ટક ટક છે રે;
સર્વેનો સરખી રીતે હક છે. „ શ્રી કૃષ્ન કૃષ્ન. ૪
કાળની [3]કુચડી છે, મિથ્યા આ મુંછડી છે;
ભોળી ભગતની પુંછડી. „ શ્રી કૃષ્ન કૃષ્ન. ૫

છત્રપતી મહારાજને ભગતની પુંછડી કહેતાં શુ કહ્યું તો ખરૂ, પણ પછી પાણી ભરી વિમાસણ કરતી ચાલી. અરેરેરે મેં ભુલ્ય કરી, રાજાધીરાજને ટુંકું વચન કહ્યું. તિરસ્કાર રૂપ વચન કહ્યું. જો એ ખરા ને સાચા ભક્ત હોય તો તો મારે ડરવાનું કાંઇ કારણ નથી; પણ જો ભક્તિમાં કચાસ રહી ગઈ હશે તો મને મારા બોલ્યાનો કાંઈક બદલો મળશે ખરો ! એક તરફથી બ્રાહ્મણની બાળકી આમ વિચાર કરતી ચાલી જાય છે અને બીજી તરફ રાજા પણ ઉતાવળ કરીને કાવડ ભરી ખભે ભેરવીને પાછળ પાછળ આવે છે. માર્ગમાં આવતાં નગરના રક્ષણને અર્થે તથા રાજનું રૂપક બતાવવાને માટે ફરતા રાખેલા અનુંચરમાંના એકને જોઇને, રાજાએ કહ્યું. પેલી બાઇ પાણી ભરીને જાય છે, તેની વાંસે વાંસે જાઓ અને એ ઘેર પહોંચે ત્યારપછી તેને સુખપાલમાં બેસારીને આપણા મંદીરે લાવો !

રાજાની આજ્ઞાને અનુસાર, બાઇને સુખપાલમાં બેસારીને લાવવામાં આવી. રાજ મહેલમાં, રાજ સેવામાં તથા રાજાની હજુરમાં લાવીને ઉભી રાખવામાં આવી. ભગતની પુંછડી કહેનાર બાઇને બરાબર ઓળખી રાજા ઉઠીને પુજન કરી પગમાં પડયા; તથા સુંદર વસ્ત્ર અલંકાર સાથે અઢળક ધન આપી સાસરવાસો કર્યો. ત્યારબાદ ગામમાં ઘેર ઘેર તોરણ બંધાવી સાકર, તથા પ્રભુ નિવેદ કરી મિઠઇ વહેંચાવરાવી ! આ પ્રમાણે થએલી ધામધુમ જોઇ રાણી તથા પ્રધાન વર્ગે પુછ્યું કે હે મહારાજા ધીરાજ; શું હર્ષના પ્રસંગમાં આમ અઢળક ધન ખરચાય છે ?

---

૧ સાર–ખરૂ તત્વ, ૨ કિલ્મીષ–પાપ. ૩ કુચડી–કોળીઓ કરી ચાવી કાઢી નાંખેલી વસ્તુ. કાયા રૂપી કુચડી.

રાજા—હે પ્રધાનજી! આજના જેવો હર્ષનો દિવસ આવ્યો નથી અને આવશે પણ નહિ. આજે હું માણસની ઓળમાં આવ્યો; મનુષ્યની ગણત્રીમાં આવ્યો. મારા જન્મનો પ્રથમ દિવસ દેખાયો.

( રાજા ) રાગ, દોહરો.

કહ્યો " ભગતની પુંછડી, " થયો કતારથ આજ;
આવ્યો કાંઇક હિસાબમાં, કદી ન કથલે કાજ.

એક સમે, એકી વખતે ( ૧૦,૦૦,૦૦૦) દશ લાખ યોદ્ધાઓની સાથે યુદ્ધ કરી ફતેહ મેળવી હતી, એવા મહાન પરાક્રમી અમરીષ રાજાએ; અભિમાન તથા ગર્વને તજી સેવા ભક્તિવડે ઈશ્વરને ઓળખી, બ્રાહ્મણની બાળકીને ગુરૂ તુલ્ય માની પુજી તથા વસ્ત્ર ઘરાણાં આપી સાસર વાસો કર્યો. તે વાર્તા ધિમે ધિમે દેશ દેશાંન્તરમાં ફેલઈ ગઇ.

એક દેવજન નામે રાજા કે જે પુર પરાક્રમી પણ અમરીષનો ખંડીઓ હતો તેને ઘેર શુભ [1]લગ્નમાં જન્મેલી; અને પુર્વાં અવતારથીજ સમજણની સાથે ભક્તિને લઇ આવેલી શરમિષ્ટા નામે બાળકી હતી. તેની જન્મપત્રિકા જોઇને જોષી લોકો કહેતા હતા કે હે રાજા; આ પુત્રિ ચક્રવરતી રાજાની રાણી થશે અને પ્રભુને વશ કરશે.

( કવિ ) રાગ; વણસીધર જાય નરસઈ નોતરવા.

એક દેવજન નામે રાય;
જેને શ્રી હરી કેરી સ્હાય. ૧
નિત્ય જાપ પ્રભુનો જાપે,
અમરીષ ઘેર ખંડણી આપે. ૨
તેની દીકરી તેજનું ધામ;
જેનું શરમિષ્ટા ધરીયું છે નામ. ૩
પુત્રિ પુર્વ તણી પુન્યશાળી;
જેને વહાલા છે, શ્રી વનમાળી. ૪
જાણી અમરીષ રાયની ભક્તિ;
થઈ વરવા તણી રે [2]આશક્તિ. ૫

સુગ્ન, સુશીળ, અને ભક્તિમાં પ્રિતીવાન શરમિષ્ટાને કાને અમરીષની હકીકત આવી ત્યારે તેણે પોતાનાં માતાપિતાની પાસે અમરીષનાં દર્શન કરવા જવાની ઇચ્છા જણાવી: જેવી ઇચ્છા શરમિષ્ટાને થઇ છે તેવીજ,

૧ લગ્ન-રાસી (મેષ, વરખ, મિથુન વિગેરે.) ૨ આસક્તિ-ઇચ્છા,

રાજા દેવજનને પણ થઇ છે, જેથી તે વાત તરત મંજુર થઇ. રાજારાણી તથા પુત્રિ ત્રણે કેટલાક અનુચર, નોકર ચાકરને લઇ, ચક્રવરતી મહારાજાધીરાજ, ભક્ત શિરોમણી અમરીષ રાજાના નગ્રમાં આવ્યાં, અને મેમાન તરીકે ઉતર્યા. જેમ જેમ દિવસ જતો ગયો તેમ તેમ વિશેષ વિશેષ વાત જાણ થતી ગઇ. શરમિષ્ટાને ખબર પડી કે રાજાને નવસેં રાણી છે, તોપણ પ્રભુ સેવાને માટે ગંગાજીથી જાતે પાણી ભરી લાવે છે. આ ઉપરથી તેને રાણીઓની મુલાકાત કરવાની ઇચ્છા થઈ. ઇચ્છા થતાંની સાથે રાણી વાસમાં ચાલી ગઇ, જ્યાં અનેક રાણીઓની મુલાકાત થઇ. દેવજન રાજાની દીકરી જાણી રાણીઓએ તેની સાથે રૂડી રીતે અને શાન્તિથી વાતો કરી. વાતેવાતમાં શરમિષ્ટા આગળ વધી ગઇ અને સર્વને શિખામણના રૂપમાં ઉપદેશ દેવા લાગી.

**શરમિષ્ટ:**—તમે ચક્રવરતી રાજાને પરણી; વિશેષ સુખ શુ ભોગવ્યું ?

**એક**—કાંઈજ નહિં.

**બીજી**—કેદખાનું ભોગવ્યું કેદખાનું !

**ત્રીજી**—આથી તો કોઈ સાધારણ રાજાને વરાવ્યાં હોત તો કાંઈક સુખ દેખત.

**ચોથી**—મહેલમાં પુરી મુક્યાં છે અને દીવસમાં બે વાર ખાવા મળે છે, જેમ કેદીને મળે છે.

**પાંચમી**—સુખ ભોગવવું એ આપણા પુર્વ સંચિતનું બળ છે.

**છઠ્ઠી**—ખરી વાત ! મા બાપે તો સુખનો સાગર સમજીને વરાવ્યાં હશે કે નહિ ?

**શરમિષ્ટા**—તમો સર્વે અઢળક સુખ ભોગવો છો ! તેમાં કદાચ દુઃખ માનતાં હો તો તમારી પોતાનીજ મુરખામી છે. તમો રાજાની સેવા ઉઠાવતાં નથી, તેમ રાજા પ્રભુ સેવા કરે છે તેમાં ભાગ લેતાં નથી.

**એક**—રાજાજી. પ્રભુ સેવા કરે છે; તેમાંતો બીજાને કાંઇ કરવાજ દેતી નથી, એટલે તે બને તેમજ નથી, અને સેવામાંથી આઠ પહોરમાં એક ઘડી પોતે નવરા થતા નથી, કે તેમના અંગની સેવા ઉઠાવવાનો લાભ લઇ શકાય ? એમનાં દર્શનજ કોઇ દિવસ થાય છે, તો સેવા કરવાનીતો વાતજ શી !

**શરમિષ્ટા**—તમારી કોઇની ઇચ્છાજ સેવા ઉઠવાની નહિ હોય, નહિ તો ન શુ કરવાદે ? પતીને વશ વરતાવવો એ પુર્ણ પતિવ્રતાનું કામ છે; અને પર પુરૂષને વશ કરવો એ પુર્ણ વ્યભિચારીણીનું કામ છે.

**બીજી**—પતિની મુલાકાત થયા વિના, સ્વામિના સંગમાં રહ્યા વિના, પતિવ્રતા ખરી છે કે ખોટી તે પારખવાનો કયો રસ્તો છે.

**શરમિષ્ટા**—પતિના સંગ વિના પતિવ્રતા કહેવાઇ શકેજ નહિ, માટે તમો સર્વે, તમારા સ્વામિની આજ્ઞા કરી સેવામાં તત્પર થઇ જાઓ !

**ત્રીજી**—તેમાંનું કાંઇ બનવાનું નથી; માટે મિથ્યા માથાફોડ શી કરવી !

**શરમિષ્ટા**—જો તેમ ન બને તો સમજવું કે તમારો મનુષ્યા દેહ અવતાર એળે ગયો છે, અને મિથ્યા ધાન [૧]વણુસાડયું છે. આયુષ નદીના પુરની પેઠે ચાલ્યું જાય છે, હમણાં સુર્ય આથમી જશે, અંધકાર થઇ જશે, મનની વાતો મનમાં રહી જશે; જમના દુતો આવી દેવ દરબારમાં [૨]લેખાં લેવા લઇ જશે, હું જાઉ છું.

**(રાણીઓ) રાગ; મરાઠી સાખી.**

અમથી સેવા કશી બની નહિં, વહેલાં વળજો વરવા;
શોક્ય થઈ ને આવો સવેળા, સ્વામિ સેવા કરવા;
ભવ જળ તરવા, સ્વામિનાં સંકટ હરવા. ભવ જળ.

પંજામાં સપડાએલો શિકાર સટકી જવાથી જેમ વાઘણ [૩]વિફરી જાય, અને પુંછડું પકડાવાથી નાગણ છંછેડઇ જાય, તેમ રાણીઓનું બોલવું સાંભળીને શરમિષ્ટા ક્રોધ યુક્ત અને ખેદ યુકત થઈ ગઇ.

**[ કવિ ] રાગ; ગિતી.**

વચન વજ્ર જ્યાં વાગ્યું, રૂંવે રૂંવાટે પડીઆ છે છેદ;
અમરીષને વરવું છે, એહ વિચારે અંતરમાં ખેદ.

શરમિષ્ટાએ, અમરીષ રાજાને વરવાની ઇચ્છા પોતાના માતા પિતાને જણાવી; તે ઉપરથી રાજા દેવજને મહારાજા અમરીષને વિનંતી પત્રથી ખબર આપી કે, હે મહારાજા ધીરાજ, મારી પુત્રિ શરમિષ્ટા આપને વરવાની ઇચ્છા કરે છે; અને તે મને પણ સર્વ રીતે ગમતી વાત છે, માટે આટલુ કેણ સ્વિકારશોજી ? તેના જવાબમાં અમરીષે કહેવરાવ્યું કે દુઃખરૂપ દરીઆમાં મિથ્યા સુખની વૃદ્ધિ સમજી, માયાની ઘોર ઘુંચવણીમાં ફસાવા મારી મરજી નથી, જીવનનું સારથક કરવા લાગેલા લક્ષને બીજી બાજુ ખીંચવા મારી ઇચ્છા નથી; કોમળ કાયા ઉપર બેડી રૂપ બોજો નાંખવા મારી મરજી નથી.

---

૧ વણુસાડવું-બગાડવું. ૨ લેખાં-જન્મથી મરણ સુધીનાં કરેલાં સારાં નરસાં કરમનો હિસાબ. ૩ વિફરી જાય=કોધાયમાન થઇ જાય.

અમરીષનાં કહેવરાવેલાં વચન શરમિષ્ટાએ સાંભળ્યાં, એટલે પિતાની આજ્ઞા લઇ અમરીષની પાસે આવી બોલી.

[ શરમિષ્ટા ]　રાગ; વહેલા ઘેર આવો છેલ઼ ઝંડા;

અરજ સ્વિકારો...આજ રાજા.
નવસેં નારી નીજની રે; નારીમાં નહિ તુલ્ય;
ગુણવંતા ગુણને વરી રે, જાણું પુરવનું પૂન્ય. અરજ સ્વિકારો ૧
સંસારની તૃષ્ના નથી રે, છે મુજને સંતોષ,
ભક્તિ વરી છે આપને રે; સેવા કરવા હોંષ. અરજ સ્વિકારો ૨
સેવા ભક્તિ આપની રે; પ્રભુ ચરણમાં પ્રીત;
ભક્તિને વશ ભગવાન છેરે; ચોટયું ચરણમાં ચીત. અરજ સ્વિકારો ૩

**અમરીષ**—હે, સંસારની અપેક્ષા વાળી બાળા; હુંતો વૃદ્ધ છુ, સંસારની ઇચ્છા રહીત છું, માટે બીજા વરને વરીને તારા મનની ઇચ્છાપુરી કર !

**શરમિષ્ટા**—સંસાર વહેવારની કે વિષય વાસનાની ઇચ્છા અંતરમાં કદી ઉભરાવાની નથી; માત્ર ઇશ્વર પારાયણ થઇ સેવામાં જન્મ ગુજારવા મરજી છે. તે લાભ આપને વરવાથીજ પાર પડશે માટે આ દાસીની અરજ ઉરમાં લઈ હા પાડી દ્યો !

સુકોમળ અંગવાળી કોમળ અવાજથી બોલતી, ભક્તિ ભાવની ભરેલી, ભામનીનું હારદ સમજીને રાજાએ કહ્યું કે, તમો તમારા પિતાને ત્યાં જાઓ ! હું રજવાડાની રીતે [૧]ખાંડુ મોકલીશ. રાજાનાં સંતોષ કારક વચન સાંભળીને કન્યા પોતાના બાપને ત્યાં ગઇ. થોડા દિવસે વચનથી બંધાએલા સત્યવાદી રાજા અમરીષે, ખાંડુ મોકલી શરમિષ્ટા સાથે લગ્ન કર્યાં. છત્રપતી મહારાજાને પરણી છું એમ મોટમ ન માની પણ ભક્તરાજને વરી એમ મોટમ માની. પરણતાંની સાથેજ પ્રેમદા સાસરે આવી, પછી ફરીને માતા પિતાને ત્યાં જવાની ઇચ્છા ન કરી પણ સ્વામી સેવાની ઇચ્છા કરી.

એક દિવસ શરમિષ્ટાએ રાજાની પાસે માગણી કરી કે, મને પણ સેવાનું કાંઇક કામ બતાવો તો સારૂ ? રાજા કહે હું પ્રભુ સેવામાં કોઇને પેસવા દેતોજ નથી, છતાં તમો પ્રેમ પુર્વક માગણી કરો છો, તો લ્યો આટલી જળની ગાગર ભરી લાવો ! પણ જોજો ગર્વ અને અહંકારનો ત્યાગ કરીને લાવજો ! બહુ સારૂ કહી રાણી શરમિષ્ટા શ્રીઠાકોરજીની સેવા માટે જળ ભરવા ચાલ્યાં. ગંગાજી પહોચી જળ ભરી પાછા વળતી વખતે; મહારાણીના

૧. ખાંડુ-તલવાર,

મનમાં એમ આવ્યું કે, મને કાંઈ ઉંચુ કામ ન બતાવ્યું; પણ જળ ભરી લાવવાનુંજ કામ બતાવ્યું. જળ લઈ મંદીરમાં પેસતાંની સાથે મુખ મુદ્રા જોઈ રાજાએ કલ્પના કરીકે નક્કી એના મનમાં કાંઈક ઓછું આવ્યું છે. કેમ રાણી, શું શંકા થઇ ? રાણી કહે કાંઇ નહિ પ્રભુ, માત્ર એમજ થયું કે, ભીતરની સેવા ન બતાવી ને બહારની સેવા બતાવી. રાજા કહે હે રાણી; સર્વ સેવા એક સરખી છે, છતાં તમે આવી ખોટી શંકા કરી માટે એ ગાગર છોવઇ, હવે તે જળ,પ્રભુ સેવાને અર્થે નહિ આવે.રાણી શરમિષ્ટા ભૂંડી પડી ગઇ. રાજાએ તેના મનનું સમાધાન કરવાને માટે કહ્યું કે, આ જળ નાંખી દેવાનું નથી, પણ તે જો કોઇને જોઇતું હોયતો, સોનાના ભારોભાર આપવાનું છે. વાત સાંભળી પ્રધાનને ઇચ્છા થઇ. તેજ વખતે બીજી ગાગર ધડાબંધ ત્રાંસમાં મુકીને અંદર જળ રેડી દીધું, પછી બીજા ત્રાજવામાં સોનું નાંખવા માંડયુ. પ્રધાનના ઘરનું સઘળુ સોનું નાંખી દીધું પણ તે જળની બરોબર ન થયું. રાણી સમજી કે, છોવાએલા જળની આટલી બધી કિંમ્મત છે, તો વગર છોવાએલાની તો વાતજ શી ? જરૂર મારી ભૂલ્ય થઈ. મને નીચી નહિ પણ શ્રેષ્ટ સેવા સોંપી હતી.

એક દિવસ શરમિષ્ટાના મનમાં એમ આવ્યું કે. ગમે તેમ કરીને પણ રાજાની સેવામાં ભાગ લેવો તો ખરો ! જે વખત રાજાને ઉંઘવાનો છે, તે વખત હું જાગ્રત થઇ જાઉ, અને રાજા ન જાણે તેમ ચુપકીથી. પખાળ તથા વાસણ માંજવાનું કામ કરી લઉ. જે પ્રમાણે વિચાર ગોઠવાયો તેજ પ્રમાણે બિજે દિવસે કરી પણ જોયું. રાજા જાગ્રત થયા અને આ પ્રમાણે સેવા થએલી જોઇ ત્યારે વિચારમાં પડી ગયા કે આ ચોરી કોણે કરી હશે ! આતો ગજબ કહેવાય, અન્ન ધનની ચોરી ખમાય પણ સેવામાં ચોરી એ સહન કેમ થાય ! ચોરને શોધી કાઢવો, અને તેને આજીજી સાથે મના કરી દેવી. ઠીક ઠીક. રાણી શરમિષ્ટા વિના આ કામ કોઇનું નથી. જરૂર એ છુપી રીતે સેવા કરી લેતી હોવી જોઇએ. બોલાવીને પુછ્યું.

**રાજા**—તમે મારી સેવામાં ચોરી કરી ખરી કે નહિ ?

**રાણી**—સેવામાં સેવા કરવી એ ચોરી ન કહેવાય, પણ બમણી સેવા કહેવાય ! કારણ કે મારે સેવા થાય અને આપને આરામ થાય !

**રાજા**—આ શરીરને આરામ જોઇતો નથી, માટે તમને મના કરૂં છું કે તમારે મારી દેવ સેવામાં પગ ન મૂકવો !

**રાણી**—હે કૃપાસાગર; શ્રી સર્વેશ્વરની ભક્તિમાં લીન થએલા જોઇનેજ

હું આપને વરી છું, જેથી ભગવાનની સેવાનો કાંઈક લાભ મળી શકે, માટે કૃપા કરી મને થોડી ઘણી સેવા સોંપો ! એટલું તો મને માગ્યું આપો.

**રાજા**—ભલે મને વરીને સેવા કરવાનીજ મરજી હોય તો, મારી ના નથી; છતાં હું જેજે સેવા કરૂં છું તેમાં તો લેશ આઘુ પાછુ થાય તેમ નથી, માટે તમો તમારે મંદિરે શ્રીહરીની બીજી મૂરતી પધરાવીને રૂડી રીતે સેવા કરો !

રાજાની આજ્ઞા મુજબ રાણી શરમિષ્ટાએ પોતાના મહેલમાં પ્રભુને પધરાવીને સેવા પુજા શરૂ કરી; રાજાને આરામ એક પહોરનો હતો; અને રાણીએ અડધા પહોરનો રાખ્યો. પુરા પ્રેમથી અનન્ય ભાવથી; ધુપ દીપ નૈવેદ આરતી કરી, હાથમાં વીંણા લઇ, મધરાત્રિની વખતે રાણી શ્રીહરીના સ્વરૂપનાં વખાણ કરતી ગાયન કરતી હતી. જે વખતે રાણી ગાયન કરતી હતી, તે વખતે શ્રી સર્વેશ્વર ભગવાન, પ્રેમને વશ થએલો પાતળીઓ બાળ સ્વરૂપે પગમાં ઝીણા ઝીણા ઘુઘરા બાંધી મધુરા મધુરા અવાજથી થન થન થન થન થન થન, નાચ કરતા હતા. એક દિવસ રાતના મધ્ય ભાગે સઘળુ કામ પરવારી, નિદ્રા લીધા પહેલાં, રાજા અમરીષને ઇચ્છા થઈ કે, આજ કાલ કરતાં લગભગ છ માસ થવા આવ્યા, રાણીને સેવા સોંપી છે, પણ ત્યાર પછી તે શું કરે છે તેનો તપાસ કર્યો નથી માટે આજે તો જોઉ.

રાજા આવ્યા તે વખતે રાણી શરમિષ્ટા મધુર સ્વરે, પ્રભુના શણગારનું વર્ણન કરતી ગાયન કરે છે, અને વિણાને નાદે નાદે ભગવાન નાચ કરે છે.

**[ શરમિષ્ટા ] રાગ; ગાજ્યા ગિરધારી ! ( ઢેઢવાડે ઓચ્છવ. )**

સુંદીર શામળીઆ.
સુંદીર મુખ સોહામણું; સુંદીર છે શણગારરે; સુંદીર.
સુંદીર કંઠે શોભતા, મણી મોતીના હારરે. સુંદીર. ૧
જરકસી જામા પહેરીઆ, સોનેરી સુરવાલરે; સુંદીર.
મુસ્તક બિરાજે મોળીઆં, મોહી છું મોહનલાલરે. સુંદીર. ૨
આંટા ઉપરણી તણો, તેને કુંદન કસબની કોરરે; સુંદીર.
ભાળી વધે છે ભાવના, નંદના નંદ કીશોરરે. સુંદીર. ૩
રસીઆ તારા રંગની, ચટકી ચીતડા માંયરે; સુંદીર.
વિઠ્ઠલ વારે આવજો; છેલા તમારી છાંયરે. સુંદીર. ૪
અચળ તમારો આશરો, નહિ બીજાની આશરે; સુંદીર.
આઠે પહોર આરાધીએ, દામ વિનાના દાસરે. સુંદીર. ૫

સુરીવર મુનીવર સેવતા, વેદ કરે છે વખાણુરે; સુંદીર.
નયન ઠરે છે નિહાળતાં, કોટી [1]કંદર્પ ભાણુરે. સુંદીર ૬
મન મંદીરમાં મ્હાલજો, દેહ દેવળ મોઝારરે; સુંદીર.
આપુના એલી ઝાલજો, ઉતરતાં ભવ પારરે. સુંદીર. ૭

રાણી શરમિષ્ટાને; પ્રભુની સ્તુતિ કરતાં એકતાર થએલી; અને કોટી બ્રહ્માંન્ડના નાથને ભક્તિને વશ થઈ નાચતા જોઇને, અમરીષ રાજા આનંદ પામી ગયા, અને દોડતા આવી રાણી સરમિષ્ટાને જાગ્રત કરી કહેવા લાગ્યા. હે રાણી ધન્ય છે તમારૂં મનુષ અવતારને ધારણ કરવું. તમે પ્રભુને વશ કરી પોતાના પગની પાસે નચાવ્યા.

[ અમરીષ ] રાગ; માઢ.

છે શરમિષ્ટા ધન્ય ધન્ય, રે કર્યા પરમેશ્વર પરસંન.
પુરણ પુન્યે પામીઆં; ઉત્તમ આ અવતાર;
સેવા સાધી [2]સર કર્યા, વાલમ વિશ્વાધાર. રે કર્યા. ૧
[3]હાથી હાથે વશ કર્યો, અંકુશ વીના [4]અનંગ;
નજરે [5]નાથ નચાવીને, રામા રાખ્યો રંગ. રે કર્યા. ૨
કરી કમાણી [6]કારમી, એજે છુટયાં બંધ;
કાળી કસ્તુરી વિષે, રહે છે સદા સુગંધ. રે કર્યા. ૩

શરમિષ્ટાના શુદ્ધ મનથી થએલી શ્રીહરીની સાચી સેવાના વિચારમાં ગુમ થએલા અમરીષ, પ્રભુ સમરણમાં એકાકાર થઈ એકતાર થએલી શરમિષ્ટા અને ભક્તિને વશ થઈ ઉભેલા ભગવાન; ત્રણેનો એક રંગ અને એકતાર જોઇ દેવતાઓ દોડતાં દર્શન કરવા આવ્યા. આકાશમાં ફુદાં ઉડે તેમ વિમાન ઉપર વિમાન ઉડવા માંડયાં. પુનમની મધ્ય રાત્રી એટલે ચંદ્રમાના તેજથી તેના પડછાયા રાણીના મહેલમાં પડવા માંડયા, તેજ વખતે નારદે આવી પ્રભુ નામની જે બોલાવી દીધી. શ્રી ગિરીવરધારી લાલકી જય.

મધ્ય રાત્રિની વખતે થતો ઘોંઘાટ સાંભળી નવસેં રાણીઓ જાગી ઉઠી, શરમિષ્ટાને મહેલે આવી; અને તેના ચરણમાં પડીને કહેવા લાગી કે ધન્ય છે તમને; તમે બોલ્યા હતાં તે પળ્યાં ખરાં! તે વખતે શરમિષ્ટાના મુખમાંથી શ્રીરામ નામની અને મનને ઉપદેશ કરતી, ધુનની ધારા ચાલી રહી છે.

---

૧ કંદર્પ–કામદેવ. ૨ સર કરવું–તાબે કરવું. ૩ હાથી–કામદેવ રૂપી. ૪ અનંગ–કામદેવ. ૫ નાથ–પરમેશ્વર. ૬ કારમી–અઢળક, પુષ્કળ.

રાગ; ધુન.

તેરી કેસી ગતી હોયગી; રામ બીના;
રામ બીના, સુંદીર સ્યામ બીના. તેરી.
તેરી કેસી ગતી હોયગી, રામ બીના;
રામ બીના, સુંદીર સ્યામ બીના. તેરી.
તેરી કેસી ગતી હોયગી, રામ બીના;
રામ બીના, સુંદીર સ્યામ બીના. તેરી.
તેરી કેસી ગતી હોયગી, રામ બીના;
રામ બીના, સુંદીર સ્યામ બીના. તેરી.

શરમિષ્ટાએ સર્વ પ્રકારે સ્વામિને વશ કરેલા જોઇ નવસો સ્ત્રિયો ચરણમાં પડી કરગરી કહેવા લાગી કે, અમોને વળી કાંઇ રૂડા રસ્તો બતાવો કે જેથી આખર અમારૂં કાંઇક શ્રેય થાય ! શરમિષ્ટાએ કહ્યું તમો ઘેરેઘેર શ્રી હરીને સ્થાપન કરી સેવા કરવા માંડો ! સેવા કરી પ્રભુને વશ કરો !

શરમિષ્ટાના કહેવા પ્રમાણે, તુરત ઘેરે ઘેર પ્રભુ સેવા ચાલતી કરી દીધી. કોઇની આની તો કોઇની આઠઆની અને કોઇની વળી સોળ આની, એમ તો એમ પણ નવસો મંદીર નવાં થયાં. સવળે શ્રી હરીની આરતી એકી વખતે ઉતરતી તે વખતે ઘંટ અને ઘડીયાળોના નાદથી આખુ ગામ ગરજી રહેતુ હતું.

શ્રી સરવેશ્વરની કૃપાથી શરમિષ્ટા રાણીને ત્રણ પુત્ર થયા, તેમાં વડો અને રાજનો અધિકારી વીરૂપ મોટો હતો; તે વીરૂપને રાજ કાજ તથા સેવા સોંપી વનવાસ કરી બાકીનું આયુષ પુરૂ કરવું એમ રાજા રાણી બંન્નેનો વિચાર થયો. વિશેષમાં રાજાના હ્રદયમાં એમ આવ્યું કે, હું જે એકાદશી વ્રત ઘણા વખતથી કરૂ છું તેને ઉજવી લેઉ, પછી જાણે તો ઠીક. રૂડી ઇચ્છા પ્રભુ પહેલી પાર ઉતારે છે.

રાજા અમરીષની સુકિર્તી સારી શ્રૃષ્ટિમાં ફેલાઇ ગઇ, જેથી હજારો અને લખ્ખો મનુષ્યો અમરીષ રાજાનાં દર્શન કરવા આવવા લાગ્યા, રાજા અમરીષ એકાદશી વ્રત કરે છે અને બારસને દિવસે, હજારો બ્રાહ્મણોને ભોજન આપી; પોતે બારસ બેસતાંજ પારણાં કરી લે છે.

[ કવિ ] રાગ, મરાઠી સાખી.

અત્રિ પુત્ર દુર્વાસા રૂષિ, અનુસુયાના તંન;
શિષ્ય વર્ગને લઇને આવ્યા, અમરીષને ભોજન;

જેથી હરખ્યો રાય; પ્રેમ ધરીને લાગ્યો પાય. જેથી.

અમરીષની આવી સુકિર્તિ સાંભળીને અત્રિ રૂષીને ઘેર, મહાસતી અનસોયાના અંગથી ઉત્તપન્ન થએલા; અતી ક્રોધી, શંકરનોજ અવતાર એવા મહાન રૂષી દુર્વાસા આવ્યા. દુર્વાસાને જોઇ રાજા અતી પ્રસંન્ન થયો, તેમાં વળી વિશેષ પ્રસન્ન થવાનું કારણ એ બન્યું કે, દશ હજાર શિષ્યની સાથે દુર્વાસા બારેસની સવારમાં પધાર્યાં છે. રાજાએ આસન આપી અર્ઘ્ય પાધ્ય પુજા કરી કહ્યું કેઃ—

[ અમરીષ ] રાગ; ગિતી.

ઉત્તમ વખતે આવ્યા, મુજ ભાગ્યને માનું હું ધન્ય;
દેવ રૂપ દુર્વાસા, આજે લેજો અહીંઆં ભોજન.

ભોજન કરવા ઉઠો! દુર્વાસા કહે અમો ગંગાજી સ્નાન કરીને આવીએ છીએ. રાજાએ કહ્યું બહુ સારૂ વહેલા પધારજો! બારસ ઉતરી તેરસ બેસી જશે તો મારૂ વૃત ભંગ થશે. વારૂ ઠીક કહી રૂષી પોતાના શિષ્યોની સાથે ગંગાસ્નાન કરવા ગયા, ત્યાં પોતે સ્નાન સંધ્યા પુજામાં મગ્ન થઇ ગયા. શિષ્યો અરસ પરસ જળમાં રમતો કરવા, તથા ખેલવા લાગ્યા. એવામાં ઈંદ્ર કે જે અમરીષ રાજાને વૃતથી ભંગ થએલો જોવાની ઇચ્છાજ કરતો હતો તેણે આવી રૂષીને અનેક પૃષ્ન કરી ખુલાસા માગી વિલંબ કરાવ્યો.

અહીં ઘડી પછી ઘડી ગણાતી જાય છે, અને અમરીષ અકળાય છે બારસ ઉતરી જવાની તૈયારી છે; તે વખતે અમરીષ રાજા ધીરે રહી પોતાના પુરોહિતને પુછે છે.

[ અમરીષ ] ગિતી.

કહો મુની કેમ કરવું, બારસ વીત્યે ભોજન નવ થાએ;
બ્રાહ્મણો નોતરીઆ; ભોજન લેતાં ખોટુ કહેવાએ.
ક્રોધ કરે દુર્વાસા, ક્ષય કરી દે વાર નહિ ક્ષણમાં;
રૂદ્ર અંશ જો રૂઠે; રિદ્ધિ રોળી રઝળાવે રણમાં.

ગુરૂ કહે હે અમરીષ રાજા; પ્રભુને ધરેલું જળ અને તેમાં રહેલું તુળશીપત્ર તે પ્રભુની સમક્ષમાંજ લઈ લેવું, જેથી બ્રાહ્મણની પહેલાં ભોજન કર્યું પણ ન ગણાય અને એકાદશી વૃત સુખેથી સચવાય. [1]પુરોહીતનાં વચનને પ્રમાણમાની રાજાએ સેવાનું જળ આચમન કરી લીધું.

અહીં અમરીષે પોતાનું વૃત સાચવી લીધું. રૂષી જયાં ગંગા સ્નાન

૧ પુરોહીત—ગોર.

કરે છે, તથા ઇંદ્રની ઇચ્છાથી રાજાનું વ્રત ચુકાવા જાણી જોઇ વાર કરે છે ત્યાં પોતાના સમાધી બળથી જાણી લીધું. તેજ વખતે ક્રોધ કરતા દોડતા આવ્યા, અને અતી તિરસ્કારની સાથે અમરીષને કહેવા લાગ્યા. હે અમરીષ તુ પારને પામી શકે એટલી ભક્તિ તેં પ્રભુની કરી છે, છતાં મારો અપરાધ કર્યો તેથી હું તને શ્રાપ આપું છું કે, હજી તારે પૃથ્વિમાં અવતાર ધરવો પડશે.

**( દુર્વાસા ) રાગ; ચિત્તના ચાળા જાણું સરવે; ( સૈરંધ્રિ. )**

ધિક્ ધિક્ તને અમરીષ રાજા, ધિક્ તુજ આવતાર.
ધીક તુજ ગર્ભે ધર્યો જે માત;
ધીક તુજ પાલણ હારો તાત;
અલ્યા ધીક ધીક તુજ પેઢી સાત;
વળી કહું ધિક્ છે વારંવાર.　　　　　ધિક્ ધિક્. ૧
નોતર્યા બ્રાહ્મણ કેરા બાળ:
ધરાવી ઇષ્ટ દેવને થાળ:
ચિત્તથી ચુકયો નહિ ચંડાળ:
પાપીઆ પામીશ કયારે પાર.　　　　　ધિક્ ધિક્. ૨
અલ્યા હું આપુ સેજમાં શ્રાપ,
જુઠડા જીરવાશે કેમ તાપ:
પાપીઆ પુરણ મળીઆં પાપ;
આજ અવનીમાં પામ્યો હાર.　　　　　ધિક્ ધિક્. ૩
વિપ્રનું આજ કર્યું અપમાન:
કરીને ગંગા જળનું પાન:
જહરથી લેવાશે તુજ જાન:
ભોમીનો [૧]ભટ્ટ ઉતારૂ ભાર.　　　　　ધિક્ ધિક્. ૪

દુર્વાસાના ક્રોધ વચનને ન ગણકારતો, તેમના તાપથી ભય ન પામતો પણ બ્રાહ્મણો સદામાન્ય છે એમ જાણી બે ×ભુજા જોડીને ઉભો રહ્યો. તેજ વખતે અતી ક્રોધાયમાન થએલા દુર્વાસા રૂષીએ પોતાના માથાના કેશ ખંખેરી માંહીથી કૃત્યા નામની રાક્ષસી ઉતપન્ન કરી. ભૂતળમાં સર્વને ભય ઉપજાવે તેવી ભયંકર, મહા વિકાળ રૂપ વાળી, ખાઉ ખાઉ કરતી નિકળી પણ રાજા લેષ માત્ર ડગ્યો નહિ. એક તરફથી કૃત્યાને ભક્ત શિરો-

૧ ભટ્ટ—તરત. × ભુજા--હાથ.

મણી અમરીષના ઉપર ધસતી જોઇ; રાજ્યના રક્ષણ અર્થે મુકેલું, એક હજાર આરાવાળું સુદર્શન ચક્ર આવ્યું. આવતાંથી સાથે કૃત્યાનો નાશ કરી દુર્વાસા તરફ ધાયું. સો સુર્યના તેજ જેટલા તેજ વાળુ એક હજાર આરા-વાળુ, અને [1]સજઇઆની ધાર જેવી ધાર વાળુ ચક્ર જોઇ દુર્વાસા જીવને બચાવા માટે નાઠા.

( કવિ ) રાગ; મરાઠી સાખી.

હરી ભક્તને પીડા પાડે; તેને સમજી રૂઠે;
સુદર્શન જે ચક્ર હરીનું, ધાયું રૂષીની પુંઠે;
નાઠા દુર્વાસા; પ્રાણુ તણી છોડી આશા. નાઠા.

દૈવી બળવાળુ ચક્ર દુર્વાસની વાંસે જ્યાં જ્યાં દુર્વાસા ગયા ત્યાં ત્યાં ગયું. પહાડ પર્વતની ગુફાઓમાં દોડતાં થાકી શેષ નાગને શરણે ગયા. હે પ્રભુ મને શરણે રાખો,ચક્રથી મારૂ રક્ષણ કરો ! શેષ કહેછે હે દુર્વાસા રૂષી,એકતો હું વૃદ્ધ થયો છું જેથી મારૂ બળ કમી થઈ ગયું છે, બીજુ ભગવાને વાસુકી નાગનાં નેત્રાં કરી મેરૂ પર્વતને વીંટાળી સમુદ્ર મથન કર્યું ત્યારનું નાગનું બળ ઓછું થયું છે. ત્રિજુ શ્રી વિષ્નુ ભગવાનના ભક્તના અપરાધીને બચાવા કોઈ સમર્થ નથી, વિના શ્રિના ભક્ત. છતાં બ્રહ્મલોકમાં જાઓ ત્યાં તમારૂ રક્ષણ થાય તો થાય ! શેષનાં વચન સાંભળી દુર્વાસા દોડતા બ્રહ્માજીની પાસે ગયા અને હાથ જોડી સ્તુતી કરી ઉભા રહ્યા. બ્રહ્મા કહે છે હે શ્રી વિષ્નુ ભક્તના અપરાધી, તમે મારે શરણે આવ્યા છો તે મેં જાણ્યું પણ તેમાં કાંઈ બની શકે તેમ નથી. એક વખત મારા મનમાં સેજ ગર્વ થયો કે આખુ જગત એક મુખે પ્રભુ નામનો પાઠ કરે છે; અને હુ ચાર મુખે કરૂ છું, તેજ વખતે પ્રભુ પોતે આવી મને વિમાનમાં બેસારી, બીજા બ્રહ્મ લોકમાં લઇ ગયા. ત્યાં આઠ મુખના બ્રહ્મા બતાવ્યા. તેમને સાથે લઇને ગયા ત્યાં બત્રીસ મુખના, ત્યાંથી ગયા ત્યાં ચોસઠ મુખના, એમ આગળ આગળ વધાને વધારે મુખના બ્રહ્મા બતાવી બતાવી એકે એકના ગર્વને ગાળી નાંખ્યા, એવા ગર્વના ગંજન શ્રી હરીના ચોરને કોણ શરણે રાખી શકે, કોણ રક્ષણ કરી શકે, કોણ બચાવી શકે, ચક્રને કોણ પાછુ વાળી શકે ! પળમાં કરોડો બ્રહ્માંન્ડની રૂચના રચે, અને કરોડોની ભાગી નાંખે એવા ભગવાનના ચોરને કોઈ બચાવનાર નથી. વિના ભક્ત.

ત્યાંથી દુર્વાસા શંકરને શરણે ગયા. શંકર કહે હે દુર્વાસા, હું નવ હોયતો

૧ સજઇઓ—અણીઓ, છાર.

યુદ્ધ કરીએ, પણ શ્રીકૃષ્નના શત્રુને શરણે રાખવા કોઇ સમર્થ નથી. તમે લક્ષ્મીપતીના શરણમાં જાઓ! ત્યાંથી દુર્વાસા શ્રી વિષ્નુ ભગવાનને શરણે ગયા. ત્યારે ભગવાન કહે છે, હે દુર્વાસા તમો પ્રાણના બચાવને માટે મારે શરણે આવ્યા પણ મારી સત્તા અમરીષની સત્તાને આધીન છે. જે મને ભજે છે તેને હું નિરંતર ભજુ છું. હું મારા ભક્તને આધીન છું, તો મારૂ ચક્ર આધીન રહે તેમાં શુ નવાઇ; માટે અમરીષ જીવાડશે તોજ જીવાશે, તે શીવાય નહિ. અહંકારને તજી અમરીષને ભજો!

(કવિ) રાગ, મરાઠી સાખી.

સર્વ દેવનાં શરણાં માગ્યાં, મુકી મનનો તોર;
કોઇ દેવે શરણું નવ આપ્યું, સર્વેશ્વરના ચોર;
આવ્યા અમરીષ પાસ, શરણે રાખો હરિના દાસ. આવ્યા.

આગળ દુર્વાસા અને પાછળ ચક્ર, દેવતાના સર્વ સ્થાનને ફરતાં એક વરસ વિત્યું ત્યાં સુધી અમરીષ રાજા અન્ન જળનો ત્યાગ કરી તેને તેજ જગાએ સ્થિર ઉભો રહ્યો છે, ત્યાં દુર્વાસા બચાવો બચાવો, હે ભક્તરાજ બચાવો! કહી ચરણમાં પડયા.

અમરીષ તથા રૂષી બંન્ને જણે ચક્રની સ્તુતિ કરી. હે ગર્વને ગાળનાર અને સાધુને પાળનાર, સુર્ય ચંદ્ર સમાન તેજને ધારણ કરનાર સુદર્શન તમો મારાં કરેલાં સર્વે શુભ કૃત્યને વિચારી મારૂ કેણ માની, આ પ્રતાપી દુર્વાસાને બચાવો! એવામાં શ્રી વિષ્નું પરમાત્મા આવ્યા; અમરીષની આજ્ઞાને માન્ય કરી ચક્ર પોતાના સ્થાન કે ગયું. ભગવાન કહે છે. દુર્વાસા, તમે મારા ભક્તને શ્રાપ દીધો, તે મિથ્યા ન થવા દેવાને; અને તમારા જેવા પ્રતાપી બ્રાહ્મણના વાક્યને મિથ્યા ન જવા દેવાને; મારા ભક્તને બદલે, હું અવતાર લઇશ. દુર્વાસા ભગવાનના ચરણ કમળમાં નમીને કહે છે હે પ્રભુ, તમારા ભક્તથી કોઇ મોટુ નથી.

પરીક્ષત પુછે છે હે શુકમુની ભગવાન: રૂદ્રનો અવતાર દુર્વાસા રૂષી અતી પરાક્રતી છતાં, આવા નિર્બળ અને નિરમાલ્ય કેમ બની ગયા; તેનું કાંઈ કારણ હોય તો કહેવા કૃપા કરો?

શુકમુની ભગવાન કહે છે હે પરીક્ષત રાજા; એક ઉરૂ નામના રૂષી હતા, જેમને એક પુત્રિ હતી; તે બહુ બોલનારી હતી, કામના અને વગર કામના લવારા કર કર કરતી હતી, જેથી તેનું નામ પણ બોલકીજ રાખ્યુ હતુ. તે કન્યા દુર્વાસા સાથે વરાવી હતી, તેના બહુ બોલકણા સ્વભાવથી,

દુર્વાસા કાયર થઇ ગયા હતા. એક વખત નારી બહુ બોલ બોલ કરવા લાગી; ત્યારે અતી ક્રોધમાં દુર્વાસાએ કહ્યું કે મરી જા! તેજ વખતે તે નારી મરી ગઈ, ત્યારે ઉરૂ રૂષીને બારણે બાંધેલી ગાયો સુનમુન થઈ ગઈ. રાત્રે ગાયો બરાડવા લાગી અને દીવસે કુતરાં રોવા લાગ્યાં. આકાશમાંથી તારાખરવા માંડયા, તે ઉપરથી શંકા યુક્ત થએલા ઉરૂ રૂષી એકની એક પુત્રિની ખબર કાઢવા આવ્યા.

પોતાની પુત્રિને મરેલી જોઈ, રૂષીએ ધ્યાનથી જોયું કે, શુ અપરાધે પુત્રિને મારી છે! તપાસ કરતાં, તેના બોલકણા સ્વભાવ સિવાય કાંઇ બીજો અપરાધ જણાયો નહિ. આવા જુજ અપરાધને લઇ, છેક મૃત્યુને ગત કરી નાંખી એતો ગજબ ગણાય, જેથી ઉરૂ રૂષીએ શ્રાપ આપ્યો કે મારી નિર-અપરાધી પુત્રિને તમે મારી નાંખી, માટે દેવતા તમારા દૈવતનું હરણ કરશે; તથા એક વખત તમારે પ્રાણના બચાવને માટે ત્રિલોકમાં દોડવું પડશે.

[ કવિ ] રાગ; છપ્પો.

ઉરૂ રૂષીની બાળ બોલકી, નામે નારી;
દુર્વાસાને વરી, અતીસે આનંદ કારી;
બહુ બોલી એ નાર, બાકી સૌ લક્ષણ સારાં;
વજન વિનાનાં વચન, રૂષીને લાગે ખારાં;
ક્રોધ રૂષીને આવીઓ, મર! કહેતાં ગઇ છે મરી;
દૈવત રૂર્વાસા તણું, હરીએ લીધું છે હરી.

મહાન પ્રતાપી અત્રિ રૂષી, સરખા તમારા પિતા અને પ્રતિવ્રત ધર્મને સાબીત કરવા પથ્થરના તથા લોઢાના ચણા ચાવી ગયાં હતાં એવાં મહા સતિ અનુસોયા; તમારાં માતા. તેમનાથી પ્રગટ થએલા રૂદ્રનો અવતાર હે દુર્વાસા રૂષી, આપના ચરણમાં મારા કોટીવાર પ્રણામ છે.

**ભક્તરાજ અમરીષકી જય !**

શ્રી શુકમુની ભગવાન કહે છે, હે પરીક્ષત રાજા પૂત્ર વીરૂપને રાજ્યાસન પર બેસારી, અમરીષ રાજા રાણી શરમિષ્ટા સાથે મધુવનમાં તપ કરવાને ગયા.

[ કવિ ] **રાગ; મામેરા માટે મહેતે; (મામેરૂ)**

શુકદેવ વદે છે; સાંભળ પરીક્ષત રાય;
તુજને સંભળાવી; અમરીષરાય કથાય. ૧.
મહા ભક્ત શિરોમણી, સેવા કીધી સારી;
રાંઈ કામ ક્રોધને અહંકારને મારી. ૨.

જે કથા સાંભળે તેનાં પાતક જાય;
શુદ્ધ ભક્તિ કરતાં; શત્રુ પડશે પાય. ૩.
રિદ્ધીને અરપી; રાખે કુશળ ક્ષેમ;
જુગદીશ જુવે છે; ભક્તનો પુરણ પ્રેમ. ૪.
ધન ધન એ નરને, હરી ચરણ આશક્ત;
આખ્યાન વદે આ, દીન બાપાલાલ ભક્ત. ૫.
કોઇ કથે સાંભળે, તેના પહોચે કોડ;
હરીજન સૌ બોલો, જય જય **શ્રી** રણછોડ. ૬.

# જ્ઞાનદેવજી મહારાજ.

( કવિ ) ગિતિ.

[1]ગિરીજાસુતને સમરૂ, ધરૂ નિરંતર નારાયણ ધ્યાન;
ભક્ત તણા ગુણ ગાવા; ભવસાગરમાં ભલુ રહે ભાન. ૧
શારદ સ્હાયક થાજો: [2]આજો દોડી આખરની અણીએ,
સેવકનો કર સ્હાજો. [3]ગુણાતીતના ગુણ ઘણા ગણીએ. ૨

**રાગ; ઓ ભુધરજી; અમથી અંતર ધ્યાન; (વિવાહ)**

ભવ સાગરમાં ભક્તિનું [4]સાધન, તે સૌથી સાર છે;
[5]રત્નાગરમાં, હાથે તરતાં તરતાં આખર હાર છે.
જેને ભૂતળ વહાલી ભક્તિ છે;
જેને હરી ચરણ આશક્તિ છે;
તેની નવસેં નાડી [6]તગતી છે. ભવ સાગરમાં ૧
જેની જીભે જપ ઓંકારા છે;
જેનાં સઘળા લક્ષણ સારાં છે;
તેને સ્હાયક સરજન હારા છે. ભવ સાગરમાં. ૨
નિત્ય જાપ પ્રભુનો જાપે છે,
તેનાં કોટી સંકટ કાપે છે;
તેને અઢળક સુખ, હરી આપે છે. ભવ સાગરમાં. ૩

૧. ગિરજાસુત-ગણપતી. ૨ આજો-આવજો. ૩ ગુણાતીત-ઇશ્વર; ૪ સાધન-ભક્તિરૂપી નાવ; ૫ રત્નાગર-સમુદ્ર દરીઓ. ૬ તગતી-તેજ મારતી; ઝળકતી.

જેને હરી નામની હુંડી છે,
જેને ચતુરભૂજની ચુડી છે,
તેની રેખા કરમની રૂડી છે. ભવ સાગરમાં. ૪
જેણે મોહ મમતાને મારી છે,
ભગવંત ભરૂસો ભારી છે,
તેણે પાંચ પેઢીઓ તારી છે. ભવ સાગરમાં. ૫
જેને રાધાવરથી [1]રક્તિ છે.
જેને વિઠ્ઠલવરથી લગતી છે;
તેની સર્વ શિરોમણ શક્તિ છે. ભવ સાગરમાં. ૬
જેમ [2]નૌકા [3]નિધી તારે છે;
ભક્તિ ભવ પાર ઉતારે છે,
બાપાલાલને ભરૂસો ભારે છે. ભવ સાગરમાં. ૭

રાગ; ગિતી.

રિદ્ધિ [4]સિદ્ધી સર્વે; ભાળી જોતાં ભક્તિની દાસી;
સાધ્ય કરે સિદ્ધી પણ; અણીએ આવે અઢળક ઉદાસી.

[ કર્તા ] મહાત્મા મહાન યોગેશ્વર એવા મચ્છેન્દ્રનાથની મહા સિદ્ધીના પ્રયોગથી ઉકરડામાંથી ગોરખનાથ પ્રગટ થયા. જેમણે પોતાની સિદ્ધી સત્તાબળ વડે ઘણા શિષ્યો કર્યા. તેમ ઘણાકને પ્રભુ પારાયણ કરી નાંખ્યા. તેમની શિષ્ય સંખ્યા પેઢીમાં; એક નિવૃત્તિરાય પ્રભુના મહાન ભક્ત થયા; અને વળી તેમના શિષ્ય જ્ઞાનદેવજી મહારાજ; તે પંઢરપુરમાં પુરણ ભક્ત થયા, જે "બાર પહોર બત્રીસ ઘડી;" શ્રી વિઠ્ઠલનાથ પ્રભુના નામનો જાપ જપ્યાજ કરતા અને પ્રભુનામની ધુન લગાવતાજ રહેતા.

[ કવિ ] રાગ; છત્રપતિ દુર્યોધન રાજા, ( સૈરંધ્રિ. )

જ્ઞાન દેવ એક ભક્ત પ્રભુના; પુર્વ જન્મના મહા જોગી;
આઠ પહોર દિવસને રજની; શ્રી વિઠ્ઠલના વૈભોગી. ૧.
સદાય સમરે નામ હરીનું; પુરણ પ્રિતી પુરણકામ;
પવિત્ર નગરી પાવન પોતે; પંઢરપુર છે પ્રભુનું ધામ. ૨.
એક દિવસના હરી કિર્તનમાં, ધણી ધામની વાતો થઇ;
કુબેરની અલકાપુરી નગરી; હરીજન કોઇએ ઉત્તમ કહી. ૩.

---

૧ રક્તિ–સંધાન, પ્રિતી. ૨ નૌકા–વહાણ. ૩ નિધી–સમુદ્ર; દરીઓ. ૪ સિદ્ધિ–અષ્ટ મહાસિદ્ધિ.

નિત્ય ભજે ભગવાન ભક્તને; ભક્ત હૃદયમાં એ ભિતી;
અલકાપુરી નગરી જોવાની; થઈ મનથી પુરણ પ્રિતી. ૪.
બીહીતાં બીહીતાં બોલી બોલી; ઉભા રહી આજ્ઞા માગી;
કુબેરનાં દર્શન કરવાની; જલદી જીજ્ઞાસા જાગી. ૫.
વિઠ્ઠલ કહે વેળાસર જાઓ; રૂડી રીતે ત્યાં રહેજો;
પરમેશ્વર પ્રિતીથી પુછે; સમાચાર સારા કહેજો. ૬.
હરી હરમાં અંતર નવ ગણશો; શુદ્ધ મને સેવા કરજો;
અહોનીશ એકાંન્ત રહીને, ધ્યાંન ધણીનું ત્યાં ધરજો. ૭.

જ્ઞાનદેવજી મહારાજ જાતે બ્રાહ્મણ હતા; તેમનું લગ્ન નાનપણમાંજ થયું હતું અને તેમનાં ધર્મ પત્નિનું નામ મુક્તા બાઇ હતું, પુર્વ જન્મના રૂણાનુંબંધ સબંધે મુક્તા બાઈ પણ ભક્તિવાન હતાં.

નિરંતર શ્રી વિઠ્ઠલનાથજીનું ભજન કરતાં હતાં; એક દિવસે કિર્તનમાં કોઇ પરદેશી ભક્તોએ આવી શ્રી કુબેર ભંડારીની અલકાપુરી નગરીનાં અતી વખાણ ર્ક્યાં; તે સાંભળીને જ્ઞાનદેવજી મહારાજને તે નગરી જોવાની અને શ્રી સિદ્ધેશ્વરનાં દર્શન કરવાની ઇચ્છા થઇ. એક દીવસ રાત્રિયે શ્રી વિઠુબા મહારની સ્તુતિ કરી, અલકાપુરી જવાની આજ્ઞા માગી ત્યારે ગેબી અવાજથી ભગવાને જવાબ આપ્યો કે હે ભક્તરાજ સુખએથી પધારો. હરીને હરમાં જરાય જુદાઇ ન માનશો અને ત્યાં રહીને ભજન કરજો. પ્રભુની આજ્ઞા લઇને જ્ઞાનદેવજી મહારાજ મુક્તા બાઈ સાથે અલકાપુરીમાં આવ્યા.

( કવિ )　　રાગ, ચિત્તી.

અલકાપુરીમાં આવ્યા; જ્ઞાનદેવ છે; જ્ઞાન તણી મુરતી;
શીવજીની સેવામાં; શુદ્ધ ભાવથી સાંધી છે સુરતી.

રાગ; તેડયોરે બ્રાહ્મણનો સાથ ( ચંદ્રહાસ.)

આવી રહ્યા છે જ્ઞાનદેવ, અલકાપુરી આવી રહ્યા છે.
કાડે કરતા એ શીવજીની સેવ, દીવસ પર દિવસ ગયા છે.
શુદ્ધ ભાવે સેવા કરે; સમરણ સ્વાસો સ્વાસ;
વચમાં વિઠ્ઠલ આવતા; એતો હરદમનો અભ્યાસ. અલકાપુરી. ૧
ભજતાં ભાન રહે નહિ; પાછળ પશ્ચાતાપ;
હરશંભુ સંભારતાં; હુતો જપુ હરીનો જાપ. અલકાપુરી. ૨
સ્વપ્નામાં શંકર કહે; સાબુ ભક્ત સજ્જન;
વિઠ્ઠલ મુખથી તુ ભજે, તેતો થાય છે મારૂ ભજન. અલકાપુરી. ૩

જ્ઞાનદેવના જ્ઞાનથી, જ્ઞાની થયાં તમામ;
નાના મોટા સૌ જપે; નારાયણનું નામ. અલકાપુરી. ૪
હરમંદીર હરજી ભજે, હૈએ રાખી હામ;
જ્ઞાન દેવની કીરતી, ચાલી છે ગામો ગામ. અલકાપુરી. ૫

શ્રી સિદ્ધેશ્વર મહાદેવની સેવા; તેમનું ભજન, તેમનુંજ કિર્તન કરતાં શ્રી વિઠ્ઠલ નાથજીનું નામ આવીજ જાય. કારણકે રોજનો આભ્યાસ, પ્રથમતો ઘણા માણસોએ નિંદા કરી; પણ પછી જ્ઞાન દેવની પ્રબળ ભક્તિના પ્રતાપથી લોકોનું વલણ તેમની તરફ થયું. દીનપર દીન, લોકોની પ્રિતી વધતી ગઇ; જબર મંડળી જામી ગઇ; મહંત મંડળી તથા શિષ્ય મંડળી વધી ગઇ; અને જ્ઞાનદેવજી મહારાજને ગુરૂ કરી, શ્રી વિઠ્ઠલનાથ ભગવાનના નામની ધુન કરવા લાગી. **રાગ; ધુન.**

જય જય વિઠુબા મહાર, કરો બેડો મારો પાર;
બેડો મારો પાર, પ્રભુ બેડો મારો પાર. જય જય.
જય જય વિઠુબા મહાર, કરો બેડો મારો પાર;
બેડો મારો પાર, પ્રભુ બેડો મારો પાર. જય જય.
જય જય વિઠુબા મહાર, કરો બેડો મારો પાર;
બેડો મારો પાર, પ્રભુ બેડો મારો પાર. જય જય.
જય જય વિઠુબા મહાર, કરો બેડો મારો પાર;
બેડો મારો પાર, પ્રભુ બેડો મારો પાર. જય જય.
જય જય વિઠુબા મહાર, કરો બેડો મારો પાર;
બેડો મારો પાર, પ્રભુ બેડો મારો પાર. જય. જય.

શંકરના ગામમાં અને શંકરના દેવળમાં; શ્રી વિઠુબા મહારના નામની ધુન થઈ રહી છે જેથી અજ્ઞાન માણસોને અવળુ તો લાગે પણ પ્રભુની આજ્ઞાથી સવળુ થાય છે, એટલે સૌને પ્રિયજ લાગે છે. આ પ્રમાણે અલકાપુરીમાં રહીને પુર્ણ ભક્તિના પ્રતાપે પોતાની સુકિર્તિ આખા જગતમાં ફેલાવી નાંખી.

સંવત વિક્રમનું અથવા શાલીવાહન શકનું; એક વરસ; તે દેવતાઓનો એક દીવસ; એવા પંદર દિવસ અને પંદર રાત્રિ થાય ત્યારે એક પક્ષ નામ પખવાડીયું ગણાય. એટલે વિક્રમનાં ત્રીસ વર્ષ. એવાં એવાં બે પખવાડીઆં જાય ત્યારે થાય એક માસ, એવા બાર માસનું એક વર્ષ; તેવાં હજાર વર્ષ જાય ત્યારે થાય ચાર યુગ; એવા એક હજાર યુગનો બ્રહ્માનો એક દિવસ.

બ્રહ્માના એક દિવસના પહેલા પહોરમાં એક ઈંદ્રાણીનું રાજ અને એકજ ઈંદ્રાણીના વખતમાં ચૌદ ઈંદ્ર બદલાય. એક ચાંગા નામનો ઈંદ્ર ઈંદ્રની પદવીને પામી અસંતોષ માનવા લાગ્યો, દુઃખ દેખવા લાગ્યો અને આ દુઃખ ફીટી જઈ અઢળક સુખની પ્રાપ્તિ કયારે થાય તેની ઈચ્છા કરવા લાગ્યો.

[ કવિ ] રાગ; મામેરા માટે મહેતે; ( મામેરૂ )

બ્રહ્માના પેહોરમાં; શુદ્ધ શચી હોય એક;
ઈંદ્રાણી એકને; ચૌદ ઈંદ્રનો નેક. ૧
એક ચાંગા નામનો; ઈંદ્ર આવીઓ ગાદી;
મહા મહા દુઃખ દેખી; આવી સુખની યાદી. ૨
[ચાંગા] જપ તપ કરીને; પામ્યો ઈંદ્રની પદવી;
ગુણ લઈ ગર્વને; ધરતી ધુળમાં ગદવી. ૩
પામી [1]નાકપતી પદ; ચિત્ત રાખવું ચપસી;
શુ સુખ સંભારૂ; તપવું જોઈને તપસી. ૪
ચિન્તાના ડુંગરા; ચિત્તથી કયારે ચળશે;
બ્રહ્માનંદ પદવી; મોક્ષ ગતી કયાં મળશે. ૫

જપ તપ યજ્ઞ યાગ કરીને ઇંદ્રની પદવીને પામ્યા પછી પણ સુખ ન દીઠું. તપસ્વીઓને તપ કરતા જોઇ, મન સદા ચિન્તાતુરને ડગતુ રહે છે; હાય હાય મારૂ ઈંદ્રાસન જતુ રહેશે.

રાગ; દોહરો.

[1]નાકપતિ પદ પામીઓ; તોપણ સુખમાં [2]સુંન;
ચાંગા ચિન્તાતુર થયાં; આવ્યા નારદ મુન્ય.

કોઈ એક સમયને વિષે, ચાંગા ઈંદ્રના રાજ્યમાં; નારદમુની આવ્યા. જાત્રા કરતી ઈંદ્રની ગાદીના સર્વે ઉમેદ વારોને મળી; છેવટ ચાંગાને મળ્યા. ચાંગા ઈંદ્રે નારદ મુનીનો સત્કાર કર્યો.

નારદ—કેમ પ્રસન્ન તો ખરા ?

ચાંગા—મહારાજ પ્રસન્નતા શુ પુછો છો, ચિન્તા પુછો ચિન્તા.

નારદ—ઈંદ્રાસન પામ્યા પછી ચિન્તા હોય કે ?

ચાંગા—મહારાજ ! ઈંદ્રાસન પામ્યા પછીતો ચિન્તા વધી છે.

નારદ—શુ ચિન્તા વધી છે; દેવતા દેવને શી ચિન્તા ?

ચાંગા—સાંભળો મુની મહારાજ.

---

૧ નાકપતી-સ્વર્ગપતી; ઇંદ્ર. ૨ સુંન-મીંડુ. કાંઈ નહિ.

[ ઈંદ્ર ] કાળી કંઠી તે સવા લાખની, સાજનીઆ લોકો.
તપસીને દેખી; તનડુ તપે છે તેના તાપથી; તપસીને દેખી.
પુણ્યઈને પેખી, મનડુ દબે છે તેના દાબથી. પુણ્યઈને દેખી.
[1]અશ્વમેધ સો યજ્ઞ કરે, કોઈ રૂડી રીતે રાય;
ફાળ પડે હૈયામાં ફોગટ, લમણે લાગે લ્હાય. રે તપસીને દેખી. ૧
અણુધાર્યાં હણુવાને આવે, દુષ્ટ દહીતનાં કુળ;
જરાવાર જંપી નવ બેઠા, સદાય આવે શુળ. રે તપસીને દેખી. ૨
અરે હાય ઇંદ્રાસન જાશે, એ ધડકારો ઉર;
સુખ શાંન્તિ તે શામાં રહી છે, દુઃખ થાય કેમ દૂર. રે તપસીને દેખી. ૩

નારદ—તમારા કહેવા પ્રમાણે તો સંકટ ખરૂ !

ચાંગા—મહારાજ; ત્યારે કેવળ સુખજ દેખાય, અને દુઃખનો વાયરો પણ ન વાય, એવું સ્થાન ક્યાં હશે ?

નારદ—હે ચાંગા; શ્રી સર્વેશ્વરની નિષ્કામ ભક્તિ કરી કેવળ પ્રભુને ભજી, પ્રભુ પારાયંણ થવાથી; દુઃખની વરાળ પણ અડતી નથી અને સુખના સુર્યનો ઓચિંન્તો ઝળકારો થાય છે.

ચાંગા—મહારાજ; મને એ નિષ્કામં ભક્તિની વિધી બતાવો ? હું તે કરૂ.

નારદ—હે ચાંગા; મૃત્યુ લોકમાં મનુષ્યા દેહ ધારણ કર્યા વિના તે સાધન સાધી શકાય તેમ નથી, તેમ ઉત્તમ પદવી મળી શકે તેમં નથી.

ચાંગા—મનુષા દેહ ધારણ કર્યા વિના તે પદવી મળી શકે તેમ નથી !

નારદ—ના, કારણકે એક લોકમાંથી બીજા લોકમાં જવાને; અને મોક્ષ ગતી યા પુરણ પદ પામવાને, મનુષ્યા દેહ વિના બીજી સાધના નથી.

ચાંગા—મનુષ્યા દેહની મહતા કેટલી છે ?

નારદ—અહાહાહાહાહા ! મનુષ્ય દેહની મહતા ! મનુષા દેહની કિમ્મત તો કળીજ ન જાય ?

ચાંગા—એવી કારમી કિમ્મનો મનુષા દેહ છે ?

નારદ—જો કરણી રૂડી હોય તો, મનુષ્ય દેહ ક્રોડથી પણ વધારે કીમ્મતનો છે, અને ભુંડી હોય તો કોડીથી હલકી કિમ્મતનો છે.

રાગ; દોહરો.

કોડી કિમ્મત દેહની; ખરે થવાની ખાખ;
કરણીથી કિમ્મત ઘણી; લખ્ખો લખ્ખોં લાખ.

---

[1] સો અશ્વમેધ યજ્ઞ કરનાર ઈંદ્રપદનો અધીકારી થાય છે.

રાગઃ નામ જેણે લીધું રે; ( વિવાહ )
પામ્યો પુરા પુન્યે રે, મનુષ્યા દેહ મોંઘો મણી,
કિમ્મત ના કીધી રે, ગુમાવ્યો પ્રાણી પહાણો ગણી.
*ક્ષિતીને ખણતાં મણી મળ્યા; તેને મુકમા માળા માંય;

---

* કોઇ એક પાટીદાર, હોળ ફેરવી પોતાનું ખેતર ખેડતો હતો, ખેડતાં ખેડતાં વાડના થડમાં અને ઝાડના મુળમાં હળની અણી વાગી ગઈ, જેથી હોળ અચકી ગયું, અને બળદ અમળાઈ પડયા. તે ઉપરથી પટેલને ખોટુ લાગ્યું, એટલે ખેડવાનું રહેવા દઈ તે ઝાડને ઉખેડી ફેંકી દેવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તે જગાએ ઘણા વરસો ઉપર, વટેમાર્ગુ વણઝારાએ, મણી ભરેલું એક હાંલ્લુ દાટયુ હતું અને તેના ઉપર નિશાન રૂપે તે ઝાડ રોપેલું હતું, તે મણીનું હાંલ્લુ તો ભાગી ગયું પણ સાચા મણી નીકળ્યા તે પટેલે લઇ લીધા અને તેને પથરા માની માળામાં મુકી દીધા. સારાને સુંવાળા એટલે વારંવાર હાથમાં લઇ ફેરવે ઉછાળે એમ રમત કર્યા કરે. એમ કરતાં બે ત્રણ મહીના વિત્યા અનાજ ઉગી નીકળ્યું. અને તે પાકી પણ ગયું, ત્યારે, હોલા હુડા વિગેરે પક્ષીઓ આવી આવી તે ખેતરનાં દાણાં ખાવા લાગ્યા. તેમને ઉરાડી મુકવાને; નિત્યના નિયમ પ્રમાણે પટેલે પથ્થર ઘાલી ઘાલી ગોફણો મારવા માંડી. તેમાં પેલા સાચા મણી કે જેને પથરાજ સમજ્યો છે, તે પણ મારવા માંડયા, મારતાં મારતાં તે સઘળા મણી થોડે દિવસે ખુટી ગયા,આખર એક મણી રહ્યો,તે પોતાના ઘુંજામાં નાંખ્યો. ઘુંજામાં પડેલો મણી ઘણા દીવસ રહ્યો છે. એક દીવસ પટેલ મોદીની દુકાને ઘી લેવા ગયા. મોદીએ પટેલની તપેલીનો ધડો કરવાને કાંકરા પથરા વિગેરે મુકયા; તેમ કરતાં સેજ ખુટી પડવાથી મોદીએ કાંઇક ખોળતો હોય એમ ડોળ કરી ફાંફાં મારવા માંડયાં. તે વખતે પટેલે પેલો મણી કાઢીને મુકી દીધો, એટલે બરાબર થઇ રહ્યું, ઘી જોખીને આપ્યા પછી મોદીએ પટેલને પુછયું કે આ તમે ક્યાંથી લાવ્યા ! અને ઘુંજમા ઘાલીને કેમ ફરો છો ?

પટેલ—આવા પથરાતો મારા ખેતરમાંથી દાટેલા ઘણા નીકળ્યા હતા.

મોદી—તે ક્યાં ગયા ?

પટેલ—મેં તો હુડા ટોયા; ગોફણમાં ઘાલી ઘાલીને ફેંકી દીધા.

મોદી—તે શોધવા જાઓ તો ફરી હાથ લાગે તેમ છે ?

ગોફણમાં ઘાલી હુડાને ટોયા; ફેંક્યા જ્યાં ને ત્યાંય;
જાણ થયું જ્યારે રે, ચતુરને ચિન્તા ઘણી. પામ્યો. ૧

**પટેલ**—ના ના, તે વાતને તો ઘણો વખત થઈ ગયો ! અને વળી આવા સારા સુંવાળા શુશોભીત પથરા હાથમાં આવે એટલે કોઇ રહેવા દે ખરૂ કે ! જૂવો તમારી પણ ઇચ્છા થઇ હશે કે આપે તો બાળકને રમવા થાય !

**મોદી**—એમ તો મારી ઇચ્છા નથી થઇ પણ વળી કાંઇ જુદીજ ઇચ્છા થઈ છે. હાલતો તમે આ પથ્થર અહીં મૂકીનેજ જાઓ ! પાછા ફુરસદની વખતે આવજો; એટલે હું તમને તેના બદલામાં કાંઇક આપીશ.

**પટેલ**—મારે તો કાંઇએ બદલો જોઇતો નથી; આમાં શી ભારે મામલત છે કે બદલો લેવો છે !

**મોદી**—વારૂ ઠીક તો પણ તમે આવજો તો ખરાજ !

**પટેલ**—ત્યારે જે કામ હોય તે અત્યારેજ કરી લ્યો ! કહેવાનું હોય તે કહી દયો આપવાનું હોય તે આપી દયો વળી ફરી અવાય ન અવાય, જરા ખોટી થઇશુ લ્યો તપેલી મુકો !

ઘીની તપેલી બાજુ પર મુકાવી, મોદી પટેલને લઈ, ત્યાંથી ત્રણેક ગાઉ ઉપર મોટા ગામમાં એક ઝવેરી હતો તેની પાસે આવ્યો. ઝવેરી સાથે મોદીને લેવડ દેવડની ઓળખાણ હતી; તેથી જતાં વાંત આવો આવો થઈ રહ્યું.

**ઝવેરી**—આવો શેઠ કેમ પધારવું થયું છે ?

**મોદી**—હું તથા આ મારો મીત્ર બન્ને જાત્રાએ ગયા હતા, ત્યાં એક વખત એક પર્વતની ગુફામાં હવા ખાવા ગયા; તે જગામાંથી અમારાં નસીબે અમને એક મણી જડયો છે. જેવો જડયો તેવોજ તમારે ત્યાં વેચવો એવો નિશ્ચય કરી ઘેર લાવ્યા છીએ; લાવ્યા તો છીએ પણ માર્ગમાં આવતાં મોટા મોટા શહેરોમાં છેલ્લી માગણીઓ કરાવતા આવ્યા છીએ. હવે આ મણી આપ લ્યો અને તેની કીમ્મત આપો !

મણી હાથમાં લઇ ઝવેરીએ વિચાર કર્યો કે; હવે બધે બતાવતા બતાવતા લાવ્યા છે તો આપણે પણ તે પ્રમાણે કીંમત કહેવી પડશે, નહિતો ખરે ખરી ધાપ હતી. ભાઇ આના પચીસ હજાર રૂપીઆ આવશે.

**મોદી**—બહુ ફેર બહુ ફેર ! પાંચ હજારનો તફાવત !

હાંમાં કરીને રૂપીઆ સતાવીસ હજારે પતાવ્યું. સતાવીસ હજાર રૂપીઆ

× હાથમાં વિંટી એક હતી હીરાની; પહેલુ પડયું ન પીછાન,
અક્કલથી ઓળખમાં આવી, તનમાં ભરાયુ તાન,
મોહ થયો મનમાં રે; ખુશી થયા માંથુ ખણી., પામ્યો. ૨

લઈ પટેલ ઘેર જઈને પસ્તાવા લાગ્યો; અને ખેતરની આસપાસ ખોળતાં પોક મુકીને રોવા લાગ્યો. અરેરે મેં મારા સાચા મણી ફોગટ ફેંકી દીધા રે બાપ !

ઉપરના દ્રષ્ટાંતનો સિદ્ધાંન્ત સાર એ છે કે, મનુષ્ય દેહરૂપી સાચો મણી છે; જેની પ્રથમથી ઓળખાણ પડતી નથી; એટલે તેની કિમ્મત પડતી નથી. પણ જ્યારે તેની કિમ્મત સમજમાં આવે છે, ત્યારે તે અવસર એળે ગયાનો પુરો પસ્તાવો થાય છે.

× કોઈ એક ગામમાં એક ભારે ઝવેરી હતો, જેને ત્યાં ઝવેરાતનો ધમધોકાર વહેપાર ચાલતો; તેનો ઓચીન્તો દેહ કાળ થયો, તેને એકનો એકજ નાનો દશ વરસની ઉમ્મરનો દીકરો હતો; તે હતો હોંશીઆર અને ચાલાક પણ બાળક અને અજ્ઞાન એટલે ગુમાસ્તાઓ સારી રીતે ફાવી ગયા. આમથી ખઉ કે આમથી ખઉ, એમ ભૂત પલીતની પેઠે ખઉં ખઉં કરતા નોકરોની દાનત શેઠનું સુધારવા પર રહેતી નથી, પણ પોતાનું ભરાઈને ઉભરઇ કેવી રીતે જાય. તે ઉપર વધારે રહે છે, નાની ઉમ્મરનાં શેઠાણીને બાત દાનનું ઘર; એટલે ગુમાસ્તા ઉપર પુરણ વિશ્વાસ; સગા સબંધીને પણ વચમાં પડવાની કે; પૂછ પરછ કરવાની જરૂર જેવું નહોતું કારણ કે; વાવરનાર ભોગવનાર છોકરો હતો; અને વહીઆવટ ચાલતો હતો.

શેઠનું ક્રીયા ખરચ થઇ રહ્યા પછી, લેણું લઈ લઇ માગતુ આપી દઇ; વહેવાર બંધ કરી દીધો, અને છોકરાને કોઈ બીજા ઝવેરીને ત્યાં બેસાર્યો કે જે પોતાની બરોબર હતો. આ શેઠ તે છોકરાને સવડે સવડે હીરા ઓળખાવા લાગ્યો, ચાર પાંચ વરસે તે હીરાની બરાબર કીમ્મત કરવા શીખ્યો. તેના પાણીને પણ પરખવા શીખ્યો; ત્યારે શેઠે એક પટારામાં, જુદી જુદી કિમ્મતના જુદા જુદા વડ પાડી; તેને હાથેજ હીરા મુકાવા માંડયાં, તેને થોડે થોડે દીવસે શેઠ તપાસવા લાગ્યા, એમ કરતાં લાખ લાખ રૂપીઆ સુધીના હીરાની કિમ્મતો કરવા લાગ્યો.

એમ કરતાં દેશાવરથી સવા લાખની કીમતનો હીરો આવ્યો, તેમાં તેની નજર ન પહોચી દુકાનમાંના સઘળા હીરાથી સરખાવતાં ભારે લાગ્યો; પણ પોતાના હાથમાં પહેરેલી વિંટીના નંગને મળતો આવ્યો ત્યારે તેણે

+ મહા મુલ્યનું એક મોતી જડીયું; ભીલડી ભોળી જાત;
કોડી સાતની કિમત્તે વેચી; રાંક થઇ કળીયાત;
લાખ લખી આપીરે ઘેલો થયો ગામ ધણી. પામ્યો. ૩

શેઠને કહ્યું કે આ નવો આવેલો હીરો; દુકાનના સઘળા હીરાથી ચઢીઆતો છે. પણ મારા હાથના હીરાને મળતો છે. શેઠે કહ્યું ખરીવાત; ભાઇ તે બંન્ને હીરા સવા સવા લાખના છે. હવે તારે ઘેર જવું હોયતો જા ! મે તો તને તારા હાથના હીરાની ઓળખાણ પાડવા માટેજ રાખ્યો હતો.

છોકરાએ આવી માને વધામણી ખાધી. મા ! આ મારા હાથે વીંટી છે, તેમાં હીરો છે તે સવા લાખ રૂપીઆનો છે. મા કહે શુ કહો છો દીકરા ! એવો કુચરોતો મારી પાસે ઘણોય પડયો છે ખૂણે ખોચરેથી, પેટી પટારેથી ખોળી ખોળી છોકરાના મોં કને ઢગલો કર્યો તો નાના મોટા થઈ એક ક્રોડ રૂપીઆની કિમ્મતના હીરા નીકળ્યા.

ઉપરના દ્રષ્ટાંન્તના સિદ્ધાંન્ત સારમાં સમજવાનુ એ છે કે, મનુષ્યા દેહ રૂપી સાચો હીરો, તેની ઓળખાણ જ્યાં સુધી ગુરૂ દ્વારાએ પડી નથી ત્યાં સુધી તેની કિમ્મત નથી; ઓળખાણ પડયા પછી, કોડીની વસ્તુ ક્રોડની થાય છે.

+ વગડામાં ઢોરાંને ચારતી, એક ભોળી ભીલડીને ખરૂ મોતી જડયું. તે લઇ તેણે પોતાને ઘેર નાંનુંશુ પાડુ હતુ તેના ગળામાં બાંધ્યું. તે મોતી માર્ગે જતાં એક નાગરની નજરે પડયું; તેણે ભીલડીના માગવા પ્રમાણે સાત કોડીઓ આપી, વેચાતુ લઇ લીધું. લઇને ઝવેરીને ત્યાં દેખાડવા ગયો. ઝવેરી તેની અજ્ઞાનતા જાણવા પુછે છે. બોલો શું લેવું છે ? નાગર કહે તેની કીમ્મતની મને કળ પડતી નથી, પણ અમારા ઘરમાંથી, એક જૂનો ચોપડો હાથ આવ્યો તેના એક પાનામાં મારા બાપના વડુવાના હાથનું લખેલું નિકળ્યું કે, આપણા ઘરમાં અમુક જગાએ ખરૂ મોતી મુકેલું છે; અને તેની આટલી કિંમત છે; તે ઉપરથી આ મોતી ખોળી કાઢવામાં આવ્યું છે. મારા વડુવાના લખેલા લેખ ને તમારા મોઢાના બોલ કાંઈક મળતા આવશે તો તમને આપીશુ નહિતો રામ રામ ! ઝવેરીએ ચાળીશ હજાર રૂપીઆ કહ્યા. એટલે નાગરે થોડીવાર ડોકુ તો ધુણાવ્યું, પણ આપીનેજ ગયો.

ત્યાર પછી તે ઝવેરી વળી કોઈ બીજા ભારે ઝવેરી પાસે ગયો, તેણે તેને ઘણું તાવી જોયો પણ, ડાહ્યો વાણીઓ, પોતાની કિમ્મત મોડેથી બોલ્યો નહિં ત્યારે મોટા ઝવેરીએ નવાણું હજાર રૂપીઆ આપવાના કબુલ

પહેલે સપાટે જેને પ્રીછ પડી નહિં, તેનો તપી ગયો તાલ,
સમજુને શીખામણ ઉંડી, બોલે બાપાલાલ.
ચીત્ત માંહે ચેતીરે, લક્ષ રાખી લેજો લણી. પામ્યો. ૪

ઉપરના દ્રષ્ટાંન્તનો સિદ્ધાંન્ત સાર એ છે કે; વસ્તુની કિમ્મત, કિમ્મત કરનારની બુદ્ધિના પ્રમાણમાં અંકાય છે. અમુલ્ય વસ્તુની કિમ્મત કોઇ હલકી કરી આપે તો તે તેની અક્કલની હદ છે, એથી વસ્તુની કિમ્મત ઓછી થઇ જતી નથી.

ઉત્તમ મનુષા દેહ રૂપી, મોતીની કિમ્મત જેને નથી પડી, તે અલ્પ બુદ્ધિવાળા મનુષ્યો; મનખો એળે ગમાવી નરકે જાય છે.

ચાંગા—હે નારદ મુની મહારાજ; તમે મનુષા દેહનું મહાત્મતો બહુજ વધારી દીધું.

નારદ—મેં નથી વધાર્યું પણ આપ્ય અનાપ્યથી વધેલુંજ છે. ચોરાસી લક્ષ યોનીમાં મનુષા દેહ સૌથી શ્રેષ્ટ અને ઉત્તમ છે.

ચાંગા—ચોરાસી લક્ષ યોની કઈ કઈ કહેવાતી હશે ?

[ નારદ ] રાગ; છપ્પો !

જળચર છે નવ લાખ; પક્ષી દશ લાખ દેખાએ;
લાખ અગીઆરે કીટ; વીશ પશુ લાખ પેખાએ;
સ્થાવર છે ત્રીસ લાખ; ચાર લખ માનવ દીસે;
કુલ ચોરાસી લાખ; જાણતાં હૈયુ હીસે;
કીટ, પશુ, પક્ષી વિષે; એક ઇંદ્રીનું જ્ઞાન છે,
બાપુ કહે માણસ વિષે; શુદ્ધિ બુદ્ધિ સાન છે.

વૈકુંઠપુરી, સત્યલોક, અમરાપુરી કે બ્રહ્મ લોકમાં વસનારને પણ મોક્ષ પ્રાપ્ત કરવા માટે મનુષ્ય દેહ વિના બીજી બારી નથી.

---

કર્યા, થોડીવાર આનાકાની તો કરી; પુરે પુરા કરી આપો પુરે પુરા કરી આપો એમ રટ ઝકતો કરી, પણ આખર નવાણું હજાર લઇ વિદાય થઇ ગયો. તેના ગયા પછી, તે ડોસા ઝવેરીએ ગાડી જોડાવી લુગડાં પહેર્યાં; ગાડીમાં બેસી દોડતા રાજાની પાસે આવી કહ્યું કે, આપને લાયક જોઇને હમણાંજ એક મોતી ખરીદ્યું છે, તેના એક લાખ લેવાના છે.

ઝવેરીના માંગવા પ્રમાણે લાખ રૂપીઆ ગણી આપ્યા, અને રાજા મોતી જોઇ પ્રસન્ન થયા.

ચાંગા—ત્યારે હું તે મનુષા અવતારને શી રીતે પામુ ?

નારદ—તમને મનુષા જનમ મળે તેમાં અશક્ય કે અઘરૂ નથી; અહીંથી તો મનુષા દેહજ મળવાનો છે. પુર્વનુ પુન્ય ભોગવઈ રહેશે એટલે મનુષ્ય જનમ મળશે, પછી જેવી જેની કરણી તેવી પાર ઉતરણી. પણુ હે ચાંગા *પુરંધર; મનેતો તમારૂ બોલવું વહેમ પડતુ લાગે છે.

[ નારદ ] રાગ; જુઠી જુઠી બાજી જીવડા !

જૂઠી જુઠી વાતો સુર પતી; સમજાય છે રે. જુઠી જુઠી.
ઘેલાં વચનો લાગે ગરવાં; માંડી શુ મશકરીઓ કરવા;
છૈયાને છેતરવાના ઉપાય છે રે. જુઠી જુઠી. ૧
ઈંદ્ર થઇ ઈંદ્રાસનં પામ્યા; સુખ મળ્યું, દીન દુઃખ વિરામ્યા;
છત્રપતિ છો શિરપર છત્ર ધરાય છે રે. જુઠી જુઠી. ૨
જગપતી; ખગપતી; નગપતી નમતા;
ગુણુ વડે ગુણુ પતીને ગમતા;
શમતા રાખ્યે સુખ સમીપે થાય છે રે. જુઠી જુઠી. ૩
દેવ સકળ તે પડતા પાએ; ગાંધર્વો ગુણુ રૂડા ગાએ;
નાચે નાયકા શુ શોભા શોભાય છે રે. જુઠી જુઠી. ૪

( ચાંગા ) રાગ, મરાઠી સાખી.

નાકપતી પદ નાક કપાવે, નારદ નિશ્ચે જાણો;
નથી અજાણ્યું નાથ તમારૂ, મિથ્યા મમત તાણો;
કહું સમજાઈ; દેવની પદવી દુઃખ દાઈ. કહું.

નારદ—જ્યારે તમારો દ્રઢ નિશ્ચય છે, ત્યારે તમે જંબુદ્વીપ આર્યા વર્તમાં, કૃષ્ન વીણા નદીના કીનારા ઉપર પંઢરપુર નગરમાં, જ્યાંશ્રી વિઠુબા ભગવાન વસે છે તે સ્થાનમાં અવતાર લ્યો; જ્યાં એક ઈંટ ઉપર ઉભેલા ભગવાનની ભક્તિ કરતા જીવન મુક્ત મનુષો વસે છે. તે પવિત્ર ભૂમીમાં જઈ દ્વાદશ અક્ષરના મંત્રનો જપ કરીને તમારી કાયાનો ઉદ્ધાર કરી લ્યો !

[ કવિ ] રાગ; ગિતી.

કૃષ્ન વીણાને કાંઠે, પવિત્ર પુરણુ; તેજો મય ધામ;
શ્રી વિઠ્ઠલની ભક્તિ; ગરજી ઉઠ્યું પંઢરપુર ગામ.

---

* પુરંધર-ઈંદ્ર.

**રાગ, ધુન.**

વિઠ્ઠલ રૂખ માઈ, વિઠુબા રૂખ માઈ.
વિઠ્ઠલ રૂખ માઈ, વિઠુબા રૂખ માઈ.
વિઠ્ઠલ રૂખ માઈ, વિઠુબા રૂખ માઈ.
વિઠ્ઠલ રૂખ માઈ, વિઠુબા રૂખ માઈ.
વિઠ્ઠલ રૂખ માઈ, વિઠુબા રૂખ માઈ.

**રાગ, મરાઠી સાખી.**

માત રૂક્ષ્મણી, તાત ત્રિવીક્રમ; ત્યાં ચાંગા અવતાર,
પુર્વ નામની પુરણ પ્રિતી; [1]કાયમ કર્યું કિરતાર;
શુ પંઢરપુર; સુખ શાંન્તિમાં ઉગે સુર.　　　　શુ.

નારદના આશીશ વચને; શ્રી વિઠ્ઠલનાથ ભગવાને બ્રાહ્મણનું રૂપ ધારણ કર્યું છે; અને સાક્ષાત રૂક્ષ્મણીએ બ્રાહ્મણીનું રૂપ લીધું છે, તેમણે સ્વર્ગથી પડતા ઇંદ્રને ઝીલી લીધો અને તેને બાળક રૂપે કરી ઘોડીઆમાં સુવારી દીધો. મહાન તેજસ્વિ ચાંગા આઠ વરસની ઉમ્મરનો થયો ત્યારે તેને જનોઈ દીધું, ત્યાર પછી તેને દેહાભિમાન થયો.

[ કવિ ]　　　　**રાગ; ગિતી.**

ઉપવિત્ત આપ્યું [2]આડે, [3]પાઠે કરીઆ વળી વેદ ચાર;
કૃષ્ન કૃપાએ પામ્યા; બ્રહ્મજ્ઞાનને બ્રાહ્મણ અવતાર.

ઇંદ્રની પદવીએ જે ચાંગા નામ હતું તે કાયમ રહ્યું છે. ચાંગા મહા-વિદ્વાન થયા. ચાંગદેવ જે જે કલ્પના કરે તે તે વસ્તુ હાજર થવા લાગી. યમ નિયમ; ધારણા; ધ્યાન; પ્રાણાયમ, સમાધી શમદમનાં સઘળાં સાધનો વિગેરે. ચાંગાને, સહેલ થઇ પડયાં.

( કવિ )　　**રાગ, એલોચનની પેટીનો !**

ચાંગા પુરંધર પૃથ્વિમાં જનમ્યા; વેદ કર્યા મુખ પા...ઠ રે;
ચૌદ સો શિષ્ય કર્યા મહા સમરથ; વરસ થયાં જેને સા...ઠ રે.　　૧.
યમ નિયમની સાથે પ્રાણાયમ; સાધી સમાધીને ધ્યા...ન રે;
ઇંદ્રિજાળ જંત્ર મંત્રની વિધ્યા; સમજે કરતાં સા...ન રે.　　૨.
ગોરૂ શરીરને ગંભીર વાણી; દેહ તણું અભીમા...ન રે;
બ્રાહ્મણ જાતી ને વૃતિઓ [4]તાતી; તેહ ભૂલાવે ભા...ન રે.　　૩.
સિદ્ધિ વડે તેણે સૌ વશ કીધા; વાઘ નાગ કલિયા...ર રે;

---

૧ કાયમ-તેનુ તે. ૨ આડે-આઠમે વરસે. ૩ પાડે-મોઢે. ૪ તાતી-તિવ્ર.

હરિયલ હંસ ને સિંહ શિયાળો; હાથી ઉપાડે ભા...ર રે. ૪.
વિદ્યા તણો અહંકાર અતીષે; ગુણનો ઝાઝો ગ...ર્વ રે.
આપથી અધિક કોઇને આંખે ન દેખે; તુચ્છ દીસે તેને સ...ર્વ રે. ૫.

સાઠ વર્ષ વિત્યાં ચૌદસો શિષ્ય કર્યા, દેશ પર દેશમાં ખ્યાતી ઘણી વધી ગઇ, શિષ્ય ચૌદ સો કર્યા હતા, પણ ગુરૂ કર્યા ન હોતા.

બ્રાહ્મણ બીજાને ઉપદેશ કરે પણ પોતે તે પ્રમાણે ન પાળે. વૈદ બીજાને ચરી પળાવે પણ પોતે ન પાળે. ચાંગદેવના શિષ્યો સો સો વર્ષની સમાધીમાં બેસી જાય તેવા સમર્થ હતા. આથી ચાંગ દેવની સુકિર્તી ગામે ગામ ને દેશે દેશ ફેલાઇ ગઇ. ચાંગદેવે સિદ્ધીનું બળ બતાવી શિષ્યો કરી, સંપ્રદાય ચલાવ્યો; પણ પોતે ગુરૂ ન કર્યા તેનું કારણ એ હતું કે, પોતે એમજ સમજતા હતા કે મારો ગુરૂ થઇ શકે એવો સમર્થ વિદ્વાન પૃથ્વિના પડમાં કોઈ છેજ નહિં. ચાલો હવે તો દેશ દેશાન્તરમાં ફરી, સર્વ રાજ્યના અને કાશીના સમર્થ પંડીતોને જીતી. સર્વાજીત પંડીતની પદવી ધારણ કરીએ.

[ કવિ ] રાગ, મરાઠી સાખી.

સેવક શિષ્યો કર્યા અતીષે, ઝળકયુ જગમાં નામ;
સર્વાજીત પદવી મેળવવા, હૈએ ધારી હામ;
પડીઆ વાટે; દીગ વિજય કરવા માટે. પડીઆ.

ચાંગદેવજી મહારાજ મહા સમર્થ હતા. જેમણે સિદ્ધી બળ વડે કરીને વાઘ, નાગ, વિંછી વિગેરે ઝેરી અને વિક્રાળ પશુ પક્ષીઓને પણ પોતાને વશ કરી લીધાં હતાં. વાઘના મોંમાં, ચાર ચાર વિંછણોના ચોકડાં ભરાવીને; અછોડાની જગાએ. કાળા નાગને ભેરવીને, ઘોડાને બદલે વાઘ ઉપર બેસીને બીજા અનેક જાનવરોને સાથે લઇને, સો હાથી પાસે પોતાનાં પુસ્તકોનો ભાર ઉપડાવીને, દેશે દેશ ને ગામે ગામ ઉતરતા, બ્રાહ્મણોની સભાઓ કરતા, વાદ વિવાદ કરી જીત પત્ર મેળવતા, કાશી નગરીમાં આવ્યા.

( કવિ ) રાગ; દોહરો.

ચાર વિંછીનું ચોકડુ; લગામ કાળા નાગ;
પંડિત પીઠ પલાણીઆ; વશ કીધા છે વાઘ. સિયાવર ૧.
[1]નભ ધરતી નવ ખંડમાં, નિશ્ચે કરવું નામ;
જનુનીએ જનમ્યો નથી, [2]ભાઇથી બીડે હામ. સિયાવર ૨.

૧ નભ-આકાશ. ૨ ભાઇથી-મારા પોતાથી. ( અભીમાનમાં )

કાશી નગરમાં આવ્યા બાદ થોડા દિવસ રહ્યા છે, ગંગાના ઘાટ ઉપર બેસે છે. સિદ્ધાના સ્વામિને જોઇ હજારો મનુષ્યો દર્શન કરવાને આવે છે. પુછતા પંડીતોને જોઇતા જવાબ આપે છે, એમ કરતાં ૭ માસ થયા ત્યારે કાશીના સઘળા પંડીતોની સભા કરીને અતી હર્ષથી ગર્જના કરી પોતે બોલ્યા.

[ ચાંગદેવ ]　　　　રાગ; ત્રોટક છંદ.

કહેવાયા પંડીત કાશીમાં, શુ બેઠા આજ ઉદાસીમાં;
ઉચ્ચાર કરો જો હાંસીમાં, તો જાઓ ચતુર ચોરાસીમાં.　　૧.
કોઇ હિમ્મત હોય તો હામ ભરો, મુજ સંગે વાદવિવાદ કરો;
જે મુજને જીતે તેજ ખરો, બહુ દીવસે ઉતરે આજ [1]ખરો.　　૨.
હું આવ્યો ચારે વેદ ભણી, વળી શાસ્ત્રોનાં સિદ્ધાંન્ત ગણી;
હવે મુજને જીતે જેહ ધણી, ધન્ય ધન્ય જનુની તેહ તણી.　　૩.
હોય કુડ કપટ તો કાપોને, મુજ બોલ્યા બોલ ઉથાપોને;
કોઇ શુરા હો તો આપોને, જન જીત પત્ર લખી આપોને.　　૪.
હું સૌનાં શીર પર પાય ધરૂ, અભિનાન અને અહંકાર કરૂ;
દુનિયામાં દીગ વિજય કરૂ, તવ ચાંગા મારૂ નામ ખરૂ.　　૫.
હું આવ્યો [2]આલમ આજ ફરી, સૌ માનો સાચી વાત ખરી;
જે નાંખે મુજ અહંકાર હરી, મુજ મનથી માનું ગુરૂ કરી.　　૬.

[ **કર્તા** ] ચાંગદેવજીનાં અહંકાર અને ગર્વ ભરેલાં વંચનો સાંભળી, કાશીના પંડીતો તો આભાજ બની ગયા; અહાહાહા સિદ્ધીનો સાગર; ને વિદ્યાનો મહાસાગર; પણ સજમણમાં કાંઇક ખામી ખરી.હે ચાંગદેવજી મહારાજ; જગતમાં હુંજ છું અને મારી બરોબર કોઈ નથી, એ માનવું એ મોટાઇનું લક્ષણ નથી. તમને ઇશ્વરે આટલું ઐશ્વર્ય આપ્યું છે, તો વળી આથી વધારે કોઇને આપ્યુંજ હશે, તમારા અહંકારને દબાવનાર કોકને કોક તો મળશેજ. "અહંકારથી હરી દુર છે" અભિમાનથી હું કહેનારને પ્રભુ નરકનો કુંન્ડ દેખાડી દે છે.

(**દ્રષ્ટાંન્ત**) આસપાસ પાંચ પાંચ ગાઉ સુધીમાં વસ્તીનું એક ગામ નહિં, એવા જંગલમાં બેસી એક મહાત્મા તપ કરતા હતા. જંગલના તપસ્વિ પુરૂષો જંગલનાં ઝાડનાં ફળ જમીને તપ કરે છે; પણ આ પુરૂષને તો હમેશાં સવારમાં કોઈ માણુસ સવા પાશેર ચોખા આપી જતો. આપનાર કોણુ છે, ક્યાં રહે છે, શુ ઉધ્યમ કરે છે, શુ લાલચે ચોખા

આપી જાય છે, એવી કોઇ પણ જાતની તજવીજ મહાત્માએ કોઈ દીવસ કરી ન હતી, માત્ર તે ચોખા મહાત્મા એક તપેલીમાં રાંધીને જમી લેતા અને ઝાડનો આશ્રય લઈ, ઇશ્વર સ્મર્ણ કરતા.

તે મહાત્મા કોઇ કોઇ વાર કોક કોક માણસની નજરે પડતા. ઘણા દિવસ વિત્યા બાદ એક ગ્રહસ્થ ઘરમાંથી કંટાળી, મહાત્માની શરણે ગયો અને કહ્યું કે–

**બીજો**—આપના ચરણમાં મારા સદાને માટે પ્રણામ છે.

**મહાત્મા**—જય થાઓ ! બોલો કયાંથી આવ્યા અને શુ ઇચ્છાએ?

**બીજો**—હું, ઘરમાંથી કંટાળી ઇશ્વર સ્તવન કરવા આપના શરણમાં આવ્યો છું, માટે મને શરણે રાખી રૂડો રસ્તો બતાવો !

**મહાત્મા**—એ તો ઠીક, પણ ભાઇ તમે ખાશો શુ ?

**બીજો**—તમે જમશો તે હું જમીશ.

**મહાત્મા**—મને ઈશ્વર ઈચ્છાએ સવા પાશેર ચોખા હંમેશાં પ્રાપ્ત થાય છે અને તેટલા ચોખા મારે એકલાને બસ થાય છે, તેમાંથી હું કોઇને આપી શકુ નહિં; તેમ એથી વધારે મેળવવાની માગણી પણ કરૂ નહિં.

**બીજો**—વારૂ મહારાજ ! તે ચોખાને ઓસાવો છો ખરા કે નહિ ?

**મહાત્મા**—હા હું ઓસાવુ છું ખરો !

**બીજો**—ત્યારે હું તે ઓસામણ પીને ભજન કરીશ.

**મહાત્મા**—બહુ સારૂ.

આ પ્રમાણે બંન્ને હળી મળી ઈશ્વર સ્તવન કરે છે, એવામાં છએક માસ વિત્યા ને વળી ત્રિજો આવ્યો.

**ત્રિજો**—પ્રભુ આપ બંન્નેને મારા પ્રણામ છે.

**મહાત્મા**—જય થાઓ ! કામ હોય તે કહો ! કયાંથી આવ્યા ?

**ત્રિજો**—ઘરમાંથી નીકળી પ્રભુ પારાયણ થવા આપને આશરે આવ્યો છું.

**મહાત્મા**—ભલે આવ્યા, પણ જમશો શું ! દેહ છે તે અન્નનો કોઠાર છે તેને અન્નનો આધાર જોઇએ.

**ત્રિજો**—આપ શી રીત કરો છો ?

**મહાત્મા**—મને સવા પાશેર ચોખા પ્રાપ્ત થાય છે, તે જમીને ઈશ્વર સ્તવન કરૂ છું, અને આ મારો શિષ્ય તેનું ઓસામણ પીને પ્રભુ સ્તવન કરે છે.

**ત્રિજો**—હું તે ચોખાનું ઓવરામણ પીને પ્રભુ સ્તવન કરીશ !

મહાત્મા—વાહ ! ! શાબાશ !

આવી રીતે ત્રણેનો મત એક થઈ ઇશ્વર સ્તવન થાય છે, એવામાં એક ચોથો આવ્યો.

ચોથો—પ્રણામ તમો ત્રણેના ચરણમાં.

મહાત્મા—જય થાઓ ! ક્યાંથી આવ્યા ને કોણ છો ! કામ શું છે તે કહો !

ચોથો—સંસારની દુઃખી અવસ્થાને માન્ય આપી આજ સુધી રહ્યો પણ હવે કંટાળી શરણે આવ્યો છું.

મહાત્મા—જમશો શું ?

ચોથો—સૌ જમશો તે હું જમીશ.

મહાત્મા—સૌ જુદુ જુદુ જમે છે.

હું સવા પાશેરનો ભાત જમુ છું, આ બીજો તેનું ઓસામણ પીએ છે, આ ત્રિજો તેનું ધોવરામણ પીએ છે. તમે શું જમશો ?

ચોથો—તમે જે પાત્રમાં મુકીને જમતા હશો, તે પાત્ર એટલે પાંદડુ ચાટીને ઇશ્વર સ્તવન કરીશ !

મહાત્મા—ઘણુંજ રૂડું ભાઇ; તારી દ્રઢતા તો બહુ ભારે !

[ કર્તા ] આવા ચાર મહાત્મા ભેગા થઇ, [1]શમ [2]દમ સાધી; એક ચિત્તે શ્રીહરી, વિશ્વેશ્વર ભગવાનની આરાધના કરવા લાગ્યા.

ચારેના એકત્ર થયા પછી, બરાબર ત્રણ વરસ થયાં અને એમાંનો એક પણ નિયમથી ન ડગ્યો, ત્યારે ઇંદ્રનું ઇંદ્રાસન ડોલવા લાગ્યું, ઇંદ્રને ચિન્તા થઇ કે જરૂર કોઇ તપસ્વી ઘોર તપ આદરીને બેઠા છે, એવું આ ચળ આસન સુચવે છે, અરે આતો એક નહિ પણ ચાર છે, ચાર જણા ઇંદ્રાસન લેવાની ઇચ્છા કરશે તો જરૂર કલહ થશે પણ કલહ કરે તેવા મહાત્મા નથી. લાવ બ્રહ્મા વિષ્નુની પાસે જઇ વાત કરી નિરાકરણ લવરાનુ.

ઇંદ્ર—હે બ્રહ્મ દેવ !

બ્રહ્મા—કેમ ઇંદ્ર, શુ ચિન્તા પેઠી છે ?

ઇંદ્ર—ચાર તપસ્વી તપ કરે છે, તેમાંનો એક ઇંદ્રાસન માગવાનો છે, બીજો બ્રહ્માસન માગવાનો છે, ત્રિજો કૈલાશ માગવાનો છે, અને ચોથો વૈકુંઠ માગવાનો છે. કહો પછી તમે ક્યાં રહેશો ?

---

૧ શમ-મનનો નિગ્રહ, મન વશ રાખવું. ૨ દમ-ઇંદ્રીયોનો નિગ્રહ, ઇંદ્રીયોને વિષય સુખથી અટકાવવી.

બ્રહ્મા—માગનાર તો ગમે તે માગે પણ બાજી આપનારના હાથમાં છે.તમે ફિકર ન કરો હવે એમને શુ આપવું, તેના વિચાર પણ ચાલી રહ્યાછે.

[ કર્તા ] બ્રહ્માના મુખનાં વચન સાંભળીને ઈંદ્ર પોતાને સ્થાનકે ગયો; ત્યાર પછી બ્રહ્મા વિશ્નું પરમાત્મા પાસે ગયા, અને જઇને કહ્યું કે ચાર તપસ્વિને હવે તેડાવી લ્યો ! વિષ્નુ કહે હા; હવે એમને તેડાવાનો સમય થયો છે. હું જઇને ધરમ રાજાને સમજણ પાડુ છું.

વિષ્નુભગવાને ધરમ રાજાને આજ્ઞા કરી કે હવે વારા ફરતી એક એક દીવસે એક એકને બોલાવી લ્યો અને એમને યોગ્ય હોય તે આપો ભગવાનના કહેવા પ્રમાણે, ધરમ રાજાએ તેમના રહેવાના રહેઠાણની પાસે આકાશ વાણી કરાવી. ( સાંભળો. )

તમારા ચારમાંથી પહેલાને એટલે મહંત પદવી ધારણ કરી છે અને જે ચોખા જમીને રહે છે, તેને કાલે મધ્યાને વૈમાન તેડવા આવવાનું છે, અને તેને સ્વદેહીએ વૈકુંઠમાં આવવાનું છે માટે ત્યાં સુધી સંભાળી લેવું !

આકાશ વાણી સાંભળી સર્વે ખુશી થઈ ગયા ! બીજે દીવસે સર્વે મધ્યાન થવાની રાહ જુવે છે. એટલામાં એક કાગડો અને બીજો દેડકો લઢતા લઢતા આવ્યા. કાગડો ઉડી ઉડી ધસી ધસી દેડકાને ચાંચો મારે છે અને દેડકો બુમો પાડતો કુદકા ભરતો નિર્ભય જગ્યા શોધતો ફરે છે. તે મહાત્માની નજરે પડયાં. તેજ વખત મહાત્મા ઉઠીને એક લુગડુ લઇને ઝાપટો મારવા લાગ્યા, બબે ત્રણ ત્રણ ઝાપટો બંન્નેને મારી. કાગડાને દેડકા તરફ ધસતો અટકાવવાને અને દેડકાને ત્યાંથી નસાડવાને; મહાત્મા તો રૂડુ કરવા ગયા પણ ઝાપટો મારવાથી બંન્ને મરી ગયાં. થોડી વારે વિમાન આવ્યું. મહાત્મા વિમાનમાં બેઠા અને ધર્મરાજાના દરબારમાં ઉતર્યા.

મહાત્માને જોઇને ધર્મરાજાએ કહ્યું તપસ્વિ મહારાજ દયાળુ થઇ આવતાં આવતાં બે જીવની હિંસા કરી માટે તમારે સાત વરસ નરક ખાણમાં રહેવું પડશે ત્યાર પછી તમારાં સુકતનાં ફળ ભોગવવાને સ્વર્ગમાં મોકલવામાં આવશે.

મહાત્માનું નીરાકરણ થઇ ગયા પછી;ઓસામણ પીનારને માટે આકાશ વાણી કરાવી. ભાઈ તમારામાં બીજો જે ઓસામણ પીને રહે છે તેને કાલે મધ્યાને વિમાન તેડવા આવવાનું છે, માટે સાવચેત રહેવું.

વાણી સાંભળી ત્રણે જણ બોલ્યા. અમારા ગુરૂનું શુ થયું ? વાણીએ જવાબ દીધો કે, તેમને સાત વરસ નરકમાં નાંખ્યા.

ત્રણે—હાય હાય ! કેમ એમ ?

વાણી—એમણે થોડી વાર વાસ્તે કાગડો ને દેડકો મારી નાંખ્યા.

ત્રણે—ખરી બાત ? જો કે અજાણતાં પણ કરેલું પાપ નડયા વિન રહે નહિં.

[ કર્તા ] બીજે દીવસે વિમાન આવતાં પહેલાં કાગડોને દેડકો પાછા આગલા દીવસના પ્રમાણેજ લઢતા લઢતા આવ્યા. તે વખતે ઓસામણ પીનારે ઉભા થઇ બંન્નેના વચમાં આવી, મોંઢેથી અવાજ કરી; કપડેથી ઈસારા પુર્વક ઝાપટ મારી બન્નેને છૂટા કરી દીધા. વિમાન આવ્યું. વિમાનમાં બેસતી વખતે મુખેથી અવાજ કર્યો કે; **મેં તો એકેને મરવા દીધા નથી બેયને બચાવ્યાં છે.**

ધર્મ રાજાના દરબારમાં આવતાંની સાથે ન્યાય આસન પર બેઠેલા રાજા ધર્મે કહ્યું, તમે તપ તો ઘણું કર્યું પણ આવતાં આવતાં મહા પાપ કર્યું. તે એ કે, તમે અહંપદ કર્યું અહંકાર કર્યો મુખેથી એમ બોલ્યા કે મેં તો એકેને મરવા દીધાં નથી બેયને બચાવ્યાં છે. મારવું ઉગારવું એ તમારા હાથમાં છે શુ ? તમારા તે ગુનાને માટે તમારે ચૌદ વરસ નરકમાં રહેવું પડશે ત્યાર પછી તમારા તપનાં ફળ મળશે.

તેમનું નીરાકરણ થઇ રહ્યા પછી, આકાશ વાણી કરાવી કે, ધોવરામણ પીનારને કાલે મધ્યાને વિમાન આવવાનું છે.

બેય—અમારા ગુરૂ ભાઇનું શું થયું ?

વાણી—એમને ચૌદ વરસ નરકમાં રહેવાનું થયું.

બેય—શુ અપરાધથી ?

વાણી—એમણે અહંપદ કર્યું, (કાગડા દેડકાને મેં મરવા દીધાં નથી.)

બીજે દીવસે મધ્યાનની થોડી વાર પહેલાં પાછો કાગડો ને દેડકો આવ્યાં, તે વખતે જેને વિમાન આવવાનું છે, એવો ઓસામણનો પીનાર, તેણે વિચાર કરી આંખે હાથ દીધા. દેખવુંય નહિ ને દાઝવુંય નહિ, દેખવુંય નહિ ને દાઝવુંય નહિ. દેખવુંય નહિ ને દાઝવુંય નહિ.

થોડી વારે વિમાન આવ્યું તેમાં બેસી, ધરમ રોજાના ધામમાં ગયા. રાજા ધર્મે જોઇને કહ્યું. તમે તપ ઘણું કર્યું પણ આવતાં આવતાંમાં જે પાપ કર્યું તે પાપ; એટલે પરમેશ્વરે તમને હાથ, પગ, આંખ, મોં, વિગેરે અનુપમ ઈંદ્રિયો આપી, બુદ્ધિ આપી, તેમાના કશાયનો ઉપયોગ ન કર્યો. આંખે હાથ દાબીને બેઠા કે દેખવુંય નહિ ને દાઝવુંય નહિ. એવું કહ્યું

માટે તમને એકવીસ વરસ નરકમાં રહેવાનું ફરમાન કરવામાં આવે છે, ત્યાર પછી તમારા તપનું ફળ આપવાનો વિચાર કરવામાં આવશે.

ત્રિજાનું નીરાકરણ થયા પછી ચોથાને માટે આકાશ વાણી કરાવી કે પાંદડુ ચાટી, રહેનારને તેડવા માટે કાલે વિમાન આવવાનું છે.

**ચોથા**—મારા બીજા ગુરૂભાઇનું શું થયું ?

**વાણી**—એમને એકવીસ વરસ નરક ખાણમાં રહેવાનું થયું.

**ચોથા**—શું અપરાધ ગણ્યો ?

**વાણી**—ઇશ્વરે ઇંદ્રિયો, અવયવ, તથા અક્કલ આપ્યાં છતાં તેનો રૂડો ઉપયોગ ન કર્યો.

બીજે દીવસે બાર વાગતાં પહેલાં કાગડો ને દેડકો લઢતાં લઢતાં આવ્યાં. આ મહારાજ ઉભા થઇ બંનેને છૂટા પાડવા પ્રયત્ન કરવા લાગ્યા, અને મોંઢેથી બોલવા લાગ્યા કે, હે પ્રભુ હે દીન દયાળ, હે ઇશ્વર મારનાર તુ છે, ઉગારનાર તુ છે, સઘળી દોરી તારા હાથમાં છે; જીવાડીશ તોય તુ મારીશ તોય તું. હું તો એક નિમિત્ત માત્ર છું. મારાથી કાંઇ ન બને! હે પ્રભુ આ દેડકાના પ્રાણ બચાવજે અને આ કાગડાની બુદ્ધિ ફેરવજે!

એમ કરતા વિમાન આવ્યુ. તેમાં બેસી ધર્મ રાજાની પાસે ગયા. આવતાં જોઇ સત્કાર કરી કહ્યું. ધન્ય છે તમારા તપને તમારે માટે સ્વર્ગમાં ખાલી જગા કરાવી રાખી છે, માટે તમે સ્વર્ગમાં જઇ લખ્ખો વરસ સુધી રહો !

**ચોથા**—મહારાજાધિરાજ; ધર્મરાજ પ્રભુ, મારે સ્વર્ગનુંસુખ જોઇતુ નથી.

**ધર્મ**—તેનું શુ કારણ ?

**ચોથા**—મારા ગુરૂ અને ગુરૂ ભાઇઓ, બધા નર્કમાં રહે અને હું એકલો સ્વર્ગમાં રહું ત્યાં મને ગોઠે નહિં.

**ધર્મ**—તેમને પાપની સજા ભોગવવાની છે.

**ચોથા**—ભલે ગમે તેમ હોય પણ મને તેમની સાથે રાખો તો સારૂ !

**ધર્મ**—તેમના પાપની સજા ભોગવી રહ્યા વિના તેમને નરક ખાણમાંથી કઢાય નહિ અને સ્વર્ગમાં લાવીને રખાય નહિ, એટલે સર્વને સાથે કેવી રીતે રાખી શકુ ?

**ચોથા**—તેમને સ્વર્ગમાં લાવો એમ હું કહેતો નથી. મને નરકમાં રાખો પણ તેમની સાથે રાખો !

આવી ધુંચવણી આવી એટલે ધર્મ રાજાએ બ્રહ્મા વિષ્નુ મહેશ્વરને

યાદ કર્યા. યાદ કરતાંની સાથે ત્રણે દેવ આવ્યા. ધર્મ કહે પ્રભુ હવે આ તપસ્વીઓનું નિરાકરણ કરો !

સર્વ દેવ વિચાર કરી, પ્રથમ નરકમાં મોકલેલા ત્રણ જણને બહાર કાઢી પાછા સ્વર્ગમાં લાવ્યા, અને ચારેને ભેગા રાખ્યા.

સુપાત્ર શિષ્ય ગુરૂને તારે છે, સુપાત્ર દીકરો માબાપને તારે છે અને અહંપદથી હરી દૂર છે.

ચાંગદેવ—અનાવટી કલ્પિત વાતો કરીને મને ડરાવશો નહિ. હું કોઇથી ડગુ તેમ નથી. હોય તો બતાવો કોઇ મારો ગર્વ ઉતારે તેવો !

[ પંડીતો ] રાગ; ક્યાંથી આ સંભળાય, મધુર સ્વર;

અતી વધ્યો અહંકાર તમોને, અતી વધ્યો અહંકાર;
કોઈ દીન જાશે [1]કાર, તમોને અતી વધ્યો અહંકાર.
રાજા રાવણને દુર્યોધન, ખારે થયા ખુવાર. તમોને. ૧
નહુષ યયાતી પૃથ્વિ પડીઆ; પહોચી સ્વર્ગને દ્વાર. તમોને. ૨
કાળયવન તે કાળ કાળનો, પળમાં પામ્યો પાર. તમોને. ૩
જરાસંધ જીત્યો દુનિયાને, મસળ્યો શ્રી મોરાર. તમોને. ૪
સામાની સુંદરતા જોઇને, ખારીલાને ખાર. તમોને. ૫
ગર્વ વધે ગર્ધવના મનને ગુણે ભર્યો હોય ભાર. તમોને. ૬
કુંદન કાયા કંકુ વરણી; છેવટ થાએ છાર. તમોને. ૭
જતી જુવાની ઝાલી રહે નહિ, આખર થાએ હાર. તમોને. ૮
બાપાલાલ બહુનામી ભજીલ્યો; શ્રૃષ્ટિમાં એ સાર. તમોને. ૯

ચાંગદેવ—હોય તો બતાવો કોઈ મારો અહંકાર ઉતારે તેવો ! જીત પત્ર લખી આપો, નહિતો મારી સાથે શાસ્ત્રાર્થ કરો !

પંડીત—અધુરો હમેશાં છલકાય છે.

ચાંગદેવ—અધુરો છે કે પુરો તે ટકોરો મારવાથી માલમ પડશે.

બીજો.—[2]લોટવો ભરાતાં ભરાઇ ન રહ્યો હોય ત્યાં સુધી ભટભટ-ભટભટ બોલે છે. પુરો ભરાયા પછીજ શાંન્ત રહે છે.

ચાંગદેવ—હલકા શબ્દો વાપરી હલકાઈ ન બતાવો ! પણ પુરી પંડીતાઇ કરી મને હરાવી શો તો હું તમારો દાસ થઇને રહું. હું ગુરૂ થવા લાયક પુરૂષને શોધવાજ નિકળ્યો છું; પણ કોઇજ નથી.

---

૧ કાર-ભાર, ખરૂ. ૨ લોટવો-લોટો.

ચાંગદેવના છેલામાં છેલાં વાકયો સાંભળીને; જે જે પંડીતો અલકા પુરી જઇ આવ્યા હતા અને જ્ઞાન દેવજી મહારાજની ભક્તિનો પ્રતાપ જોઇ આવ્યા હતા તે બોલ્યા.

**[ પંડીતો ] રાગ, કાળી કંઠી તે સવાલાખની, સાજનીઆ લોકો.**

અલબેલી અવની માંહે એક છે, અલકાપુર નગરી.
સુંદરતાનો તો છેડો છેક છે. અલકાપુર નગરી. ૧
ધારીજે વિશ્વેશ્વરનું ધામ છે; અલકાપુર નગરી.
નવખંડ ધરતીમાં જેનું નામ છે. અલકાપુર નગરી. ૨
જ્ઞાનીમાં જ્ઞાની જ્ઞાનદેવ છે; અલકાપુર નગરી.
રામ રટયાની રૂડી ટેવ છે. અલકાપુર નગરી. ૩
ભૂધરનો ભોળો ભલો ભક્ત છે; અલકાપુર નગરી.
જેને મન જુઠુ આખુ જગત છે. અલકાપુર નગરી. ૪
ધાર્યું ધણીની સાથે ધ્યાન છે; અલકાપુર નગરી.
અહિતળમાં મોટું જેનું માન છે. અલકાપુર નગરી. ૫
વાદે વિવાદે જો હરાવશો; અલકાપુર નગરી.
ધાર્યું પદ પ્રેમથી ધરાવશો. અલકાપુર નગરી. ૬
પત્ર જો જીતનું લખાવશો; અલકાપુર નગરી.
તો તો અહીંઆં આવીને ફાવશો. અલકાપુર નગરી. ૭

**રાગ, દોહરો.**

જો જીત્યા જ્ઞાનદેવને, તો જીત્યા નવ ખંડ;
નહિતો નક્કી દેખશો, ધરમ ધામમાં દંડ.

કુબેરની અલકાપુરીમાં, શ્રી વિષ્નું ભક્ત જ્ઞાન દેવજી છે તે, સાક્ષાત વિષ્નુનો અવતાર છે એવાં કાશીના પંડીતોના મુખેથી વચનો સાંભળીને, ચાંગ દેવજી મહારાજ બોલ્યા, હે પંડીતો તમે શુ સમજીને જવાબ આપો છો, એ [1]નામ રટણીઓ પોપટની માફક રામનામનો ઉચ્ચાર કરવાવાળો તે વેદનાં સિધાન્તોનાં નિરાકરણ શુ કરી શકે !

પંડીતો—ગમે તેમ કહો પણ ત્યાં તમારો અહંકાર ઉતરશે.

**( ચાંગદેવ ) રાગ, કિયા ભાઇનો રૂમા...લ !**

રહુ થઇને ગુલા...મ, મુજને જો જીતે.
જો જીતે મને શાહ રીતે; રહું.

૧ નામ રટણીઓ-સ્વાસોસ્વાસ પ્રભુનુ ભજન કરવા વાળો.

રાહ રીતે કે અતી પ્રિતે. રહું.
અહીંઆંથી અલકાપુરી, જાવું જલદી આજ,
લેખ લખાવું જીતનો, સર્વ તણો શિરતાજ. રહું ૧.
જનુનીએ જનમ્યો નથી, મુજને જીતી જાય,
માન મુકાવે માહરૂ, પડુ તેહને પાય. રહું ૨.
બળીઆ સાથે બોલતાં, ઉંડી જાએ આંખ;
તરણી કેરા તેજથી, ઝાઝી વળશે ઝાંખ. રહું ૩.
ભગત જગત સૌ એક છે, નથી નિશાની પુંછ.
જે [1]મોડે મુજ માનતો, મોં પર ઉગી મુંછ. રહું ૪.
[2]અવધી આખા વિશ્વની, આગળથી અંકાય;
સદ્ય સવારે શુ થશે, સૌને એ શંકાય. રહું ૫.

સર્વના ગર્વને ઉતારવા માટેજ મને બ્રહ્માજીએ મોકલ્યો છે. તમે જ્ઞાન દેવનાં વખાણુ કરોછો પણ તે થોડા વખતને માટેજ છે. જયાં સુધી મારા મુખના ઝપાટા જોયા નથી ત્યાં સુધી ભલે માન પામે, જયાં સુધી વાઘની વાણી સાંભળી નથી ત્યાં સુધી બકરીઓ બેં બેં કરી કુદે, સિંહના શબ્દ સાંભળી શિયાળ સંતાઇ જાય છે, તેમ મારા નામને અને પ્રાક્રમને જાણતાંજ પગમાં પડશે.

( ચાંગદેવ ) રાગ, અમર ફળ આપ્યું આ !

જ્ઞાન દેવ જ્ઞાની મોટો, સાંભળીઓ આજ રે,
સાંભળીઓ આજ, એની લેઇ નાંખુ લાજ રે. જ્ઞાન દેવ ૧.
જુગ્તિ જીતવાની કરૂ, કામ કરૂ કળથી રે;
અભણુ હારીને જશે, મુજ વિધ્યાના બળથી રે. જ્ઞાન દેવ ૨.
જેણે ના ઝપાટો જોયો, તેને [3]તન મન રે.
અજા અન્ન તજે, શુણી વાઘનાં વચન રે. જ્ઞાન દેવ ૩.
આજે હરાવીને આવું, વાદ ને વિવાદે રે;
શિયાળ સંતાઇ જાએ, સિંહ તણા સાદે રે. જ્ઞાન દેવ ૪.
ભોળા ભોળા ભગતોનું, ભણુતર કાચુ રે,
કેવળ કલ્યાણુ માને, શીનું નામ સાચુ રે. જ્ઞાન દેવ ૫.

જ્ઞાનદેવથી વાદવિવાદ કરવા કાશીથી બારોબાર અલકાપૂર જવા નીક-

---

૧ મોડે-ઉતારે, ૨ અવધી-હદ્દ, ૩ તન મન-કુદમ કુદા.

જેલા ચાંગદેવને, ધીમે ધીમે વિશેષ ખબર મળતા ગયા કે, અલકાપુરીમાં જ્ઞાન દેવજી મહા સમર્થ અને ગુરૂ કરવા લાયક છે, છેવટ અલકાપુરી પાંચ ગાઉ છેટી રહી એટલે "ગાડુ અચક્યુ." મનમાં કાંઈક ડગડગો પેઠો. પહેલાં તો પુરણ પરિક્ષા કરવી પછી યોગ્ય લાગે તો ગુરૂ કરવા. પરીક્ષા કરવા માટે રૂબરૂ થવું નહિં. પ્રથમ પત્ર લખી જોવો, તેનો જવાબ આવતાં સમજણનો તોલ બંધાશે. આવા વિચારને આધીન થઇ, પાંચ ગાઉ ઉપર વગડા વચ્ચે મુકામ નાંખી, ચાંગદેવજી મહારાજ પત્ર લખવાના વિચાર કરે છે.

હવે શુ લખુ, મથાળાના શબ્દોમાં શુ લખું; માન પાનના શબ્દોમાં શુ લખુ, ચિરંજીવી લખુ તો ખોટુ કારણકે તે મારો શિષ્ય સેવક કે બેટો નથી. જો શિરછત્ર લખુ તો પણ છાજે તેમ નથી. તે મારો બાપ, ગુરૂ કે મારા કુટુંબનો વૃદ્ધ પુરૂષ નથી.

[ ચાંગદેવ ] રાગ, દોહરો.

ચીરંજીવી ચીત્તથી ચહું, એતો ખોટુ આળ;
શિષ્ય નથી સેવક નથી; નથી પુત્ર કે બાળ. ૧
મળતાં પહેલાં મન કળું, પ્રથમ [૧]પાઠવી પત્ર;
પિતા ગુરૂ પિત્રાઇ નથી, કેમ શોભે શીર છત્ર. ૨

[ કર્તા ] શુ લખુ શુ લખુ કરતાં કરતાં રાત્રી જતી રહી અને પ્રોઢ થયું, એટલે વગર લખેલો કોરો કાગળ વાળીને એક શિષ્યના હાથમાં આપ્યો અને કહ્યું કે જા અલકાપુરીમાં જ્ઞાનદેવને આપજે.

[ કવિ ] રાગ, મરાઠી સાખી.

વિચાર કરતાં વહાણું વાયું, [૨]પો'હ ફાટ્યો છે ફડાક;
ગડી કરી સોંપ્યો સેવકને; કાગળ કોરો કડાક;
અલકાપુર જઇ, જ્ઞાનદેવને આપો સહી. અલકાપુર જઈ.

ચાંગદેવનો શિષ્ય પત્ર લઈ, સિદ્ધિના બળ વડે કરીને, આકાશ માર્ગે ઉડયો; જ્યાં જ્ઞાનદેવજી મહારાજ, રૂક્ષ્મણી પતીનું ધ્યાન કરતા બેઠા છે, ત્યાં ચાંગદેવનો શિષ્ય આકાશ માર્ગે આવ્યો. આવતો જોતાંની સાથેજ જ્ઞાન દેવ બોલ્યા કે આવો ! તમને ચાંગદેવે મોકલ્યા છે ? પાંચ ગાઉ દુરથી સંદેશો કેમ કહાવે છે કાંઈ વાઘના પગ થાકયા છે ? જ્ઞાનદેવને મુખેથી આવા શબ્દો સાંભળીને, ચાંગદેવનો શિષ્ય અચંબો પામી ગયો; અને પત્ર આપ્યો.

---

૧ પાઠવી-મોકલી. ૨ પો'હ ફાટયો-પરોઢ થયું.

કોરો કડાક કાગળ જોઇને જ્ઞાનદેવજી બોલ્યા. વાહ ! આ શું ! ચૌદસો શિષ્ય કર્યાં ને સાઠ વરસ કાઢયાં આાં સુધી કોરો ને કોરોજ રહ્યો કે શું ? સર્વ સાધનો ભક્તિથી હેઠ છે. આંબાના ઝાડને ફળ ન આવ્યાં તો તેનું વધવું વૃથા છે, જળ વગરનું સરોવર અને નદી નકામ છે, સંતતી વિનાની સ્ત્રિ નકામી છે; પુર્ષાર્થ વિનાનો પુરૂષ નકામો છે. ઉદારતા વિનાનું ધન નકામું છે. વરસાદ વિનાનો ગગડાટ નકામો છે. પોતાનામાં દયા ન હોય તો ભૂત પ્રાણી ઉપર દયા કરવી નકામી છે, તેમ સદ્દગુરૂને શરણે ગયા વિનાનાં વર્ષ અને ભગવાનની ભક્તિ વિનાની જીંદગી નકામી છે.

( જ્ઞાનદેવ ) રાગ, એણેરે લક્ષણે સાધુ સમજીએ; ( સુરદાસ )

ભક્તિ વિનાનું જીવન [1] જાલમ જાણવું,
દેહ ધરી ધરવા ભોમી પર ભારજો;
સાર વિનાના સાર વસ્તુ નવ ઓળખી,
આવરદા પુરો કરવા અવતાર જો. ભક્તિ વિનાનું ૧.
જંગલ વનમાં ઝાડ વધ્યું શા કામનું,
અવસર આવ્યે અમૃત ફળ ના આપે જો;
નપુસક નરનું જીવ્યું, જગમાં નામનું,
કામ કષ્ટ કામાનું તે નવ કાપે જો. ભક્તિ વિનાનું ૨.
રૂપ ગુણ ભરપુર ભરેલી ભામની;
ઝાંખી જોવા ન મળે જેની જોડય જો;
સુત વિનાની સુંદરતા, તે સ્યામતા,
વંઝા વચને પુત્ર પ્રસવની ખોડય જો. ભક્તિ વિનાનું ૩.
નીર વિનાની નદીઓ શોભે નહિ કદી,
[2] કર્મ વિનાનો કેવો બ્રાહ્મણ બાળ જો,
શુર નુર વિન નરપતી, તે નહિ કામનો,
વૃક્ષ વેલ વિન, વાડી જેમ વીકરાળ જો. ભક્તિ વિનાનું ૪.
ધન સંચ્યુ પણ ધરમ કરમ સુઝ્યાં નહિ,
નાક વગરની નારીને શું રૂપજો,
ઉજ્જડ વનમાં જોખમ કરશે જીવનું,
કુવા ઉપર જો [3] ખડ ઢંકાણું ખુપ જો. ભક્તિ વિનાનું ૫.

---

૧ જાલમ–દુઃખ રૂપ. ૨ કર્મ–ખટકર્મ, ૩ ખડ–ઘાસ.

ગગન વિષે ગગડાટ થયો શા કામનો;
વિજળી ચમકે, આવે નહિ વરસાદ જો,
પેલા ભવની પુન્યઈ પ્રગટી જાણવી;
બાપાલાલ કહે, પ્રભુ અરપે [1] પરસાદ જો. ભક્તિ વિનાનું. ૬.

જગ જયોતી સ્વરૂપના ઝળકારા વિનાનું જીવન દીપક વગરના દરબાર જેવું છે. મારા ચાંગા સમજી જજો! આ પ્રમાણે પત્ર લખીને ચાંગ દેવના શિષ્યના હાથમાં આપી દીધો.

પત્ર વાંચીને ચાંગદેવનાં અંતર ચક્ષુ ઉઘડી ગયાં. અહાહાહા! આવા જ્ઞાનના સાગરને મારે મળવા જવુંજ જોઇએ. ચાલો તૈયારી કરીએ, પોતાના સર્વે શિષ્યોને આજ્ઞા કરી પોતે પોતાનું પ્રાક્રમ બતાવાને વાઘ ઉપર બેસી ગયા! સવારના પરોઢમાં ચાંગદેવ અલકાપુરીની ભાગોળ સુધી આવી પહોચ્યા છે. તેમને આવતા જોઇ ગામના લોકો હેરત પાંમી ગયા. અહાહાહા! કેવો ચમત્કાર! નાગના અછોડાને વાઘની સ્વારી! તપાસ કરતાં માલમ પડયું કે. અતીતની સ્વારી, જ્ઞાન દેવજી મહારાજને ઘેર જાય છે, તે ઉપરથી લોકો દોડતા દોડતા જ્ઞાન દેવજી મહારાજને ખબર કરવા ગયા. તે વખતે, જ્ઞાનદેવજી, સુત સોપાન દેવજી, અને માજી મુક્તા બાઈ ત્રણે પડેલા મકાનના એક કોટડા ઉપર બેસીને દાતણ કરતાં હતાં, તેમને લોકોએ કહ્યું, મહારાજ કોઇ અતીત વાઘ ઉપર બેસીને આપને મળવા માટે આવે છે. તે સાંભળી જ્ઞાનદેવ પ્રસન્ન થયા, અને કહ્યું કે, ચાંગદેવજી આવતા હશે! ચાલો ત્યારે આપણે પણ સામા મળવા જઇએ. મહારાજની સામા જવાની ઇચ્છા થઇ છે એમ જાણીને અનેક શિષ્યો બોલ્યા. હું ગાડુ લાવું! હું ગાડી લાવું? જ્ઞાન દેવ કહે, હવે ગાડુને ગાડી આવે એટલો વખત નથી. ગાડુ જોડતાં જોડતાં, ચાંગ દેવની સ્વારી આવી પહોચે. ચલ! ચલ! કોટડા તુઇ ચલ! તેજ વખતે ભીંત ચાલી. તે જોઈ લોકો મોટે અવાજે જય બોલ્યા.

[ કવિ ] રાગ; આજે ગગન ગરરરર?

કરી કિકીયારી કરરરર; કિકીયારી કરરરર,
આ શો ગજબ થયો અરરરર;
અરે અરરરર, અહા! અરરરર. રે, કરી.

---

૧ પરસાદ—પ્રસાદ. આસીરવાદ, ઇશ્વર કૃપાથીજ પ્રાપ્ત થએલી હોય તેવી તિવ્ર બુદ્ધિ,

શુ ભક્તિ સાહેબની; ગુહ્ય ગજબની વાત;
સત્તા સુંદિરસ્વામની; તિવ્ર ત્રિભુવન તાત.
ચાલે ધસાતુ ધરરરર, ધસાતુ ધરરરર,
જડમાં જીવન આવ્યું ઝરરરર,
આવ્યું ઝરરરર, આવ્યું ઝરરરર.　　　　રે, કરી. ૧.
મહી માટીનું કોટડુ અધીકો કરે અવાજ;
ઝાંખી જોતાં નવ જડે; ઉત્તમ એજ હવાજ;
સરે સરકાતુ સરરરર; સરકાતુ સરરરર,
ચાંગા ચમ્મર થયા થરરરર,
થયા થરરરર...અહા! થરરરર.　　　　રે, કરી ૨.

જ્ઞાનદેવને કોટડા ઉપર બેસીને આવતા જોઈ, ચાંગદેવજી વાઘ ઉપરથી ઉતરી ગયા. પગે પાળા જ્ઞાન દેવના સામા ગયા અને તેમને નમીને બોલ્યા. હે જ્ઞાન દેવજી મહારાજ !

[ચાંગદેવ]　　　　રાગ, મરાઠી સાખી.

પાર વિનાના પંડિત હરવ્યા; હરવ્યા મોટા મહંત;
ઘડી એકમાં ગર્વ ઉતાર્યો; ખલકપતિને ખંત;
છો ભક્તિ વંત; જ્ઞાન દેવ તમો સાચા સંત.　　　　છો.

જ્ઞાન—અહો ચાંગદેવ તમે તો, સિદ્ધ અને સમર્થ પુરૂષ છો.

ચાંગદેવ—મહારાજ સિદ્ધી તો, શમી ગઈ અને ભક્તિ ભભકી ઉઠી. મેં ચૈતન્ય પ્રાણીને વશ કર્યા પણ આપેતો જડને ચેતન બનાવ્યા છે.

જ્ઞાનદેવ—આવો આ વડના ઝાડ નીચે થોડીવાર વિશ્રાન્તી લઈએ અને કાંઈક વાત કરીએ.

ચાંગદેવ—જ્ઞાનદેવજી મહારાજ ! તમે કોનો જાપ જપો છો ?

(જ્ઞાનદેવ) રાગ, અનેક વખત જ્યારે યત્ન કર્યું. (સૈરંધ્રિ.)

મહા [૧]ભૂત વિષે ભણકાર રહ્યો,
ચૈતન્ય પ્રભુ પરમેશ્વરનો.
વિના ઝાંઝર, પણ ઝણકાર રહ્યો.　　　　ચૈતન્ય પ્રભુ.
શ્રી સર્વમાં વ્યાપક એકજ છે;

૧ પંચ મહાભૂત-પૃથ્વિ, જળ, અગ્નિ, વાયુ, આકાશ.

ત્રિભુવન ટકાવ્યાનો ટેકજ છે;
તેને ભજવાથી ભવનો છેકજ છે. ચૈતન્ય પ્રભુ. ૧
કોઇનો બાપ નથી, કોઇનો બેટો નથી;
કોઇથી બેઠો નથી; કોઇથી છેટો નથી,
કોઇના વાવેલા વડનો ટેટો નથી. ચૈતન્ય પ્રભુ ૨
છેક છોટો નથી, મહા મોટો નથી,
ચૌદ બ્રહ્માંન્ડમાં જેનો જોટો નથી;
જુગદીશ જપે તેને તોટો નથી. ચૈતન્ય પ્રભુ. ૩

**ચાંગદેવ**—વાહ કૃપા નિધાન, વાહ! આપે એક બોલમાં હજાર બોલ કહી દીધા. મારા અજ્ઞાન રૂપ અંધકારને દુર કરી જ્ઞાનના દીવાને પ્રગટ કરી દીધો, હવે તો હું આપને ગુરૂ કરીને માનીશ!

**જ્ઞાનદેવ**—હે ચાંગા! ચૈતન્ય સર્વ ગત છે, સર્વ ભૂત પ્રાણીમાં એટજ છે, તે નાનુ કે મોટુ, છેટુ કે નજીક નથી. ગગનમાં વાદળનો વિસ્તાર વધ્યાંજ કરે તેથી આકાશમાં સંકોચ થતો નથી; સ્થુળ ગમે તેટલું વધે, પણ ચૈતંન્ય સચ્ચિદાનંદ તો તેટલું ને તેટલુંજ છે. બ્રહ્માંન્ડમાં જેજે જોવામાં આવે છે તે તે આપણા શરીરમાંજ છે, પરંતુ માયા અને અવિદ્યાના થયેલા જોગના બળથી આપણને ભ્રાંન્તી પડી ગઈ છે તેથી જોવામાં આવતુ નથી. વિવેકઅને વિચાર કરીને પ્રથમ આપણા ચિત્તની અંદર જોવાથી સમજાશે કે આખા જગતનું બીજ આપણામાં સહજ સ્વભાવે છેજ.

( **જ્ઞાનદેવ** ) **રાગ; ધુન.**

જય જય વિઠુબા મહાર; જુગજીવન જુગદાધાર,
જય જય વિઠુબા મહાર; વિશ્વેશ્વર વિશ્વાધાર;
જય જય વિઠુબા મહાર; સૌ સૃષ્ટિના શણગાર,
જય જય વિઠુબા મહાર; શ્રી વિઠુલ હરજો વહાર;
જય જય વિઠુબા મહાર, પામરને ઉતારો પાર.

[ **કવિ** ] **રાગ; મરાઠી સાખી;**

વિશ્રાંન્તિ વડ નીચે બેસી, કર્યો સમાગમ સાર;
ભાવ થકી બન્ને જણ ભેટયા; હૈએ હરખ અપાર;
વિનવે વારંવાર, વહાલા જેને વિશ્વાધાર. વિનવે.

અમૃતને જોઈ ઔષધિ લાજ પામી જાય; તેમ જ્ઞાનદેવને જોઇ ચાંગદેવ શરમાઈ ગયા. ભરતનું પ્રાક્રમ જોઈ હનુંમાનજીનો ગર્વ ગળી ગયો હતો તેમ જ્ઞાનદેવની ભક્તિ આગળ ચાંગદેવની સિદ્ધિ સંતઇ ગઈ.

જાંબુવતિના સમે વખતે શ્રી હરિયે ઘોડા પાસે ગાન કરાવી નારદજીનો ગર્વ ઉતારી નાંખ્યો હતો, રૂક્ષ્મણીએ સીતાજીનું રૂપ લઇ સત્યભામાને ઉદ્વેગ કરાવ્યો હતો, ગાયોને ઇંદ્ર ચોરી ગયો ત્યારે શ્રીકૃષ્ણે નવી ઉત્તપન કરી બ્રહ્માજીનો ગર્વ ઉતાર્યો હતો તેમ જ્ઞાનદેવે ચાંગદેવનો ગર્વ ઉતારી નાંખ્યો.

જ્ઞાનદેવ તથા ચાંગદેવે જે વડ નીચે બેસીને સમાગમ કર્યો તે વડનું નામ વિશ્રાન્તિ વડ પડયું. હજી પણ તે વડ નીચે વિશ્રામ કરનારને સાયુજ્જ મુક્તિ મળે છે એવી માન્યતા છે. ચાંગદેવનો હાથ ઝાલીને જ્ઞાનદેવ ઘેર લઈ ગયા.

[ કવિ ] રાગ; યૌવન ખિલ્યું આવ્યા છીએ, રસ;

અતી હેતે ઝાલીને ગુરૂ ઘેર ગયા,
ચાંગાને ચિત્ત ચલ્યા, રાજીના રેળ થયા;
ચાંગાને ચિત્ત ચલ્યા, રાજીના રેળ થયા,
રા...મ, રા...મ, રા...મ, રામ. અતી હેતે. ૧
ચાંપ લાગી હાર્યાના હેવાલ કહ્યા,
દીલમાં દાખી દયા, મનમાં આવી [1] મયા;
દીલમાં દાખી દયા, મનમાં આવી મયા,
રા...મ, રા...મ, રા...મ, રામ. અતી હેતે. ૨

જે વખતે ચાંગદેવનો હાથ ઝાલીને જ્ઞાનદેવ ઘરમાં લાવ્યા તે વખતે મુક્તા બાઇ નગ્ન સ્વરૂપે સ્નાન કરવા બેઠાં હતાં; તેમને જોઇ ચાંગદેવ ધ્રુજીને બહાર નાઠા, ત્યારે મુક્તા બાઇ બોલ્યાં, હટ્ટ મુવા [2] નુગરા !

[ કવિ ] રાગ, દોહરો.

ગુણવંતા ઘરમાં ગયા, [3] મુક્તા કરતાં સ્નાન;
ચાંગાએ મુખ ફેરવ્યું, ગુરૂપત્નિ ગુણવાન. ૧
ચતુરા ચેતીને વધ્યાં, હે નુગરા નાદાન;
સારી ખોટી સમજનું, ગુરૂ વિના નહિ જ્ઞાન.

આવાં મર્મ વચનો સાંભળી, ચાંગદેવ પાછા વળી પગમાં પડી પુછવા લાગ્યા કે માજી તમોએ શી રીતે જાણ્યું કે, મેં ગુરૂ કર્યા નથી.

૧ મયા-વહાલ; કૃપા. ૨ નુગરા-ગુરૂ વિનાના ૩ મુક્તા-મુક્તા બાઈ.

મુકતા બાઈ—જો ગુરૂ કર્યાં હોત તો મારૂં શરીર ખુલ્લુ જોઇ તને વિકાર ન થાત; શરમ ન લાગત; લજ્જા ન આવત !

ચાંગદેવ—સત્ય કહો છો. માજી, મેં આજ સુધી ગુરૂ નહોતાજ કર્યાં પણ આજથી જ્ઞાનદેવજી મહારાજને ગુરૂ કર્યાં છે. માજી ગુરૂ કર્યાં પછી પણ સ્ત્રિયોનાં નગ્ન શરીરને ન જોવાં એ શાસ્ત્રની મર્યાદા છે.

મુકતાબાઇ —બસ ! એજ નુગરાનાં લક્ષણ છે. સારા મહેલની ભીંતોમાં બારીઓ, જાળીઓ, ગોખલા વિગેરે મુકીને તેને શુશોભીત કરે છે, તેવીજ રીતે, દેહમાં પડેલા સઘળા છીદ્રોને તેવાજ ગોખલા વિગેરે સમજ્યો હોત તો પાછુ ફરવું ન પડત, પણ તે જ્ઞાન ગુરૂ વિના ન હોય !

રાગ; દોહરો.

કોચી કાંણાં પાડીઆં, નકી વધવા [૧]નોખ;
મહેલ વિષે માલમ પડે, જેવાં જાળી ગોખ.

ચાંગદેવ—( પગે પડીને ) વાહ મુક્તાબાઈ ! સેજ અધુરો રહેલો ઘડો તમે ભરી આપ્યો. ખૂબ કથન કર્યું.

જ્ઞાનદેવની વારંવાર સ્તુતી કરી શરણે ગયા. જ્ઞાનદેવે કૃપા કરી મુસ્તક ઉપર હાથ મુકયો. તેજ વખતે ચાંગદેવને ખરો વૈરાગ થયો, દેહની મમતા અને મનનો અભિમાન ટળી ગયો.

[ કવિ ] રાગ; દોહરો.

ગુરૂ ચરણ ચાંગા નમ્યા, જોતાં સઘળો સાથ;
જ્ઞાનદેવ ગરવા થયા, મુસ્તક મુકયો હાથ.

**શ્રી સિદ્ધેશ્વર મહારાજકી જય; શ્રી વિઠ્ઠલનાથજી મહારાજકી જય.**

[ કવિ ] રાગ; શ્રી જગતપતી.

ધન્ય ધન્ય ધન્ય, મુજ જનમ ધર્યો ધન્ય;
ગુરૂ જ્ઞાનદેવ મળ્યા; શ્રી હરીના જન.
જ્ઞાનદેવથી જ્ઞાન થયું, ને ટળી ગયું અજ્ઞાન;
સાચા ગુરૂએ સ્હાય કરીને, ભલુ કરાવ્યું ભાન. ધન્ય. ૧
ખાંતેથી ખોળીને જોતાં, જડયો નહિ આકાર;
નિમેષમાં નકી કરી આપ્યા, શ્રીજીને સાકાર. ધન્ય. ૨
ગુરૂ વિનાનું જ્ઞાન નકામું, જેમ કૃપણનું ધન;
ગોળ વિના કંસાર કડુચો, લવણ વિનાનું અંન. ધન્ય. ૩

૧ નોખ ઘાટ, ડોળ, સુંદરતા.

હાથેળીમાં હરી બતાવી, ઉતાર્યો હંકાર;
ભક્તિ વશ ભગવાન ખરેખર, ત્રિલોકમાં ટંકાર. ધન્ય. ૪
જ્ઞાનદેવને મુક્તાબાઈની, પ્રભુ ચરણમાં પ્રીત;
નારાયણનું નામ જપીને, ભલી ચલાવી ભીંત. ધન્ય. ૫
હરી હરીના જનને જાણી; હાજર થાએ હા...લ;
નખ શિખ નિરખી નારાયણને, બોલે બાપાલાલ. ધન્ય. ૬
જગ જ્યોતીનો જાપ જપી લ્યો, મુકી મનના [1]મોડ;
હેત કરીને હરીજન બોલો, જય જય **શ્રી રણછોડ.** ધન્ય. ૭

# ( યોગિરાજ ગોપિચંદ્ર. )

[ કવિ ] રાગ, ગિતિ.

શ્રી [2]શંભુના બાળકા, ધરૂ નિરંતર ધ્યાન;
અમર પુરૂષ ઓળખાવવા, [3]ગરવુ આપો જ્ઞાન.

[ કવિ ] **રાગ; તા...નું મ, તનત દીયનરા;**

દે...વી, સુખની દાતા.
સાવિત્રીની સુતા કુંવારી; સરસ્વતિ મહા મંગળકારી;
સેવી પામુ શા...તા. દે...વી. ૧.
બાળકને સદ બુદ્ધિ આપો, કુડ કપટ કુબુદ્ધિ કાપો;
એવી મોહક મા...તા. દે...વી. ૨.
શુદ્ધ મને શારદ ને સમરૂ; ભર વરસાદે તીખુ [4]તમરૂ;
જે...વી, ગુણપતી મા...તા. દે...વી. ૩.

[ કવિ ] **રાગ; કયાંથી આ સંભળાય, મધુર સ્વર;**

અલખ નિરંજન નામ; જપો સૌ અલખ નિરંજન નામ.
નામ સમરતાં નામી મળશે;
પોતે પુરણ કામ. જપો. સૌ. ૧.

---

૧ મોડ—હઠ, જીદ્દ. ૨ શંભુના બાળક=ગણુપતી. ૩ ગરવુ-રૂડું. ૪ તમરૂ—વરસાદ વરસતી વખતે આકરો અવાજ કરે છે, તે જીવડું. ( વરસતા વરસાદના અવાજની પાર અવાજ નાંખેછે.)

નામ નિરંજન સૌથી સોંઘુ;
કાઢી નાંખે કામ. જપો સૌ. ૨.
એક [1]ચંદ્ર એક [2]મુગટ મણીમાં,
રચી રહ્યા શ્રી રામ. જપો સૌ. ૩.
સોંઘામાં સોંઘુ ને મોંઘામાં મોંઘુ;
ઠરવા રૂડે ઠામ. જપો સૌ. ૪.
તુચ્છ વિષયનો ત્યાગ કરીને,
સમરો સુંદીર સ્યામ. જપો સૌ. ૫.
પુરવ પાપની બેડી બંધન;
તોડી નાંખે તમામ. જપો સૌ. ૬.
બાપાલાલ બહુ નામી ભજીલ્યો;
હૈએ રાખી હામ. જપો સૌ. ૭.

[ કવિ ] રાગ; ગિતી.

ગૌડ દેશનો સ્વામિ; પુરણુ [3]કામી; ગોપિચંદ્ર નામ;
પુરણ પદને પામ્યો; શુદ્ધ હૃદયથી ત્યાગી તમામ.

રાગ, મરાઠી સાખી.

વૈભવ મુંકી વંન સિધાવ્યા; નામ નિરંજન જપવા;
ત્રિવીધીના તાપ શમાવા; સુર્ય તાપથી તપવા;
[4]ટપવા ભવ કુપ; ભપકી ઉઠયો ભારે ભૂપ. ટપવા.

[ કર્તા ] ગોડ દેશ એટલે હાલ બંગાળાનો ગોપિચંદ્ર નામનો રાજા હતો, જેને બાળાવસ્થામાં મુકીને તેના પિતા સ્વર્ગવાસ થયા હતા, તેની મા મેંનાવતી, જે પુરણ પતિવૃત ધર્મ પાળનારી હતી, તેણે પોતાના સ્વામિના સ્વર્ગવાસ થયા બાદ, બાળકને ઉછેરીને રાજ કારભાર ચલાવ્યો. બાળક યોગ્ય ઉમ્મરે આવ્યો એટલે તેને રાજ્યતંત્ર સમજાવી રાજ્યદંડ આપીને રાજગાદી ઉપર બેસાર્યો.

પુર્વના પુન્યે નિવડેલા અતી હોંશિયાર અને ચાલાક રાજા ગોપિચંદ્રે થોડોક વખત માતાજીને પુછી પુછીને રાજ્ય ચલાવ્યું. જ્યારે પોતે સઘળી વાતે વાકેફ થઇ ગયો, ત્યારે પુછવાની જરૂર રાખી નહિ.

જુનો અને અનુભવી પ્રધાન એટલે રાજાને રાજ કાજમાં જરાય

---

૧ ચંદ્ર-રેફ, અર્ધ ચંદ્ર. ૨ મણી-અનુસ્વર, અક્ષરને માથે મીંડુ.
૩ કામી-વિલાસી; ભોગ વિલાસને ભોગવનારો. ૪ ટપવા-પાર જવા; ઓળંગી જવા.

જોર આવવા દેતો ન હતો. એમ કરતાં; રાજા બરાબર ઉમ્મર લાયક થયા એટલે બીજી તરફથી સ્ત્રિ વિલાસના સુખમાં પડયા. બાપે બાળાવસ્થામાંજ લગ્ન કરેલું હતું, અને તે સત્યવતી કન્યા પણ રાજાના સુભાગ્યે સતી અને પતિવ્રતા નીવડી હતી. તેણે રાજાની સારી પ્રિતી સંપાદન કરી હતી અને રાજાને એટલા બધા પ્રેમમાં બંધન કર્યા હતા કે, રાજકાજનું સઘળું કામ પ્રધાનજી નભાવી લેતા હતા. માતાજીની મુલાકાત પણ કોકજ દીવસ કરવામાં આવતી. ગોપિચંદના સુર્યતો ઉગતા પણ મહેલમાં અને આથમતા પણ મહેલમાંજ.

[ કવિ ] રાગ; તેડયોરે બ્રાહ્મણનો સાથ. (ચંદ્રહાસ)

મોજ કરે છે રે, મહારાજા તો મોજ કરે છે;
ઉરે આનંદ ઝરે છે રે. મહારાજા તો.
ગોડ દેશ બંગાળના, ગોપીચંદ્ર મહારાજ;
તરૂણ પણાને પામતાં, હાથમાં આવ્યું રાજ. મહારાજા તો. ૧
પ્રિતી કારક પ્રેમદા, તેમાં તંન તણાય;
ભજન નહિ ભગવાનનું, ભામની મુખ ભણાય. મહારાજા તો. ૨
આવ ભાવ અધીકા કરે, લેશ ધરે નહિ લાજ;
પ્રધાન પુરા પ્રેમથી, કરે છે સજ્યનું કાજ. મહારાજા તો. ૩
રટણ કરે રામા તણું, જેમ કોઇ કામી જંન;
સત્યવતીના સ્નેહમાં, અર્પણ તન મન ધન. મહારાજા તો. ૪
ક્યાં ઉગે ક્યાં આથમે, તેહ તણું નહિ ભાન;
ગરવો રાજા ગૌડનો, ગોરી વિષે ગુલતાન. મહારાજા તો. ૫

બહાદુર પરાક્રમી સ્વરૂપવાન અને વીજઇ રાજા ગોપીચંદ્ર, સ્ત્રિવિલાસમાં ડુબી ગયો. રાજના કોઇ પણ કામમાં ચિત્ત ન પરોવાયું, પણ સત્યવતીના આવ ભાવ અને કટાક્ષ બાણુથી વીંધઇ ગયો; એટલે ડગલે ડગલે અને પગલે પગલે ફરવા લાગ્યો. પોતાના પુત્રની આવી વિષઇ અને વિલાસી વર્તણુંકને જાણી માતા મેંનાવતી ઉદાસ થઈ ગઇ. *પુરાના પ્રધાનની સાથે સંદેશા કહાવી, બોલાવી, માતાએ થોડુ કહી જોયું પણ તેના હૃદયમાં કાંઇ ઉતર્યું નહિ, અને જવાબ એજ મળ્યો કે રાજનું કામ ચાલ્યાજ કરે છે, એમાં કાંઇ અટકી પડતું નથી.

રાજાની આ રીત ભાતથી રાજના મોટા મોટા અધીકારીઓ, અને

* પુરાના-જુના.

નજરના શેઠીઆઓ પણ દિલગીર થઈ ગયા હતા. આ શું ! મહારાજા તો રાજ કાજમાં જરાય ધ્યાન આપતા નથી. આ બધી વાત સારી નથી. આમાંથી કોક વખત રાજને હાની પહોંચશે એવું, સત્યવતી સારી રીતે સમજતી હતી. તોપણ રાજાની સંપુર્ણ પ્રિતી પોતાનીજ તરફ હતી, જેથી તે પોતે પુરણ પ્રસન્ન રહેતી; અને પસંગોપાત તે પણ વડા પ્રધાનને પીતા તુલ્ય ગણીને કહેતીજ રહેતી હતી કે, જોજો રાજ્યમાં કોઇ પ્રકારનો ખુમાટ ન થવા પામે.

આવા સમયમાં ભય તો ન આવી પડ્યો, પણ રાજાના પુર્વના સંજોગે તેનું કલ્યાણ કરવાને તથા તેનાં અંતર ચક્ષુ ઉઘાડવાને માટે, રાજાના રાજા અને મહારાજાના મહારાજા એવા જોગેશ્વર જાળંધર નાથ પધાર્યા.

[ કવિ ] રાગ; છત્રપતી દુર્યોધન રાજા. (સૈરંધ્રિ)

એક સમય જાળંધર જોગી, ફરતા ફરતા ત્યાં આવ્યા;
ઝાઝા જોગી ઝુંન્ડ પછાડી, લક્ષ ધરી સાથે લાવ્યા. ૧
સત્ય સમાગમ સૌથી કરતા; હરતા ફરતા ×દીન નીષે;
પ્રેમ સહીત પોતે ઉતરીઆ, ગોપિચંદ્રના બાગ વિષે. ૨
અલખ નિરંજન નામને ભજતા, તજતા પંચ વિષયની વાસ;
જુઠી જાળ માયાની જોઇને, હરદમ જોગી રહે ઉદાસ. ૩
જાળ તોડવા જગના જનની, કામ ક્રોધ પર બહુ કોપી;
અણુધાર્યા આવીને બેઠા, જાળંધર ઝંડો રોપી. ૪
જશ જોગીના ઉડતા ચાલ્યા, ઘણા કહે છે ગુણ ગરવા;
સત્યવતી સાથે લઈ આવ્યા, ગોપીચંદ્ર દર્શન કરવા. ૫
અતી પ્રેમથી આશીશ દીધી, રાજા આયુષ દીર્ઘ રહો;
વિષય ભોગ વિસારે મુકી, અલક નિરંજન નામ કહો. ૬

[ કર્તા ] વિષય ભોગને મુકી અલક નિરંજન નામ કહો; એ શબ્દો ઉપર રાણી સત્યવતીનું ધ્યાન વધારે ખેંચાઈ ગયું; જેથી જાળંધરનાથ જોગીના ઉપર તેને અંતઃકરણમાં સ્વાભાવીક દ્વેષ ખડો થયો. મનમાં વિચાર કરવા લાગી કે, આ જોગી ઝાઝા દીવસ રહેશે તો " ધરબોળ ઘાલશે. " મારા ઉપરથી પ્રિતી ઓછી કરાવશે એટલુંજ નહિ, પણ રાજા રાજનો તથા તેની સાથે ભોગ વિલાસના સઘળા વૈભવનો ત્યાગ કરીને વન જતા રહે એવું ચણતર ચણશે, માટે કોઈ પણ રીતે આ જોગીને અહીં ન ટકવા

× દીન નિષે—રાત દહાડો.

દેવો, એ લાભકારી છે, અને તે રોકાય તો જોખમકારી છે. આજે ઘેર જઈને સ્વામીને બરાબર ભણાવવા પડશે." જે શબ્દો ઉપર રાણીનું ધ્યાન ખેંચાયું તેજ શબ્દો ઉપર રાજાનું ધ્યાન પણ ખેંચાયું હતું. રાજપાટ વૈભવને મુકી અલક નિરંજનનુ નામ કહો? આ શું કહ્યું? બસ હવે મહાત્માનો ઉપદેશ માનીને જોગી થઈ જવું.

રાજાના મનમાં કાંઇ છે અને રાણીના મનમાં કાંઇ છે; પછી થોડી વારે ત્યાંથી રાજનની સ્વારી પાછી ફરી. રાજા રથમાં બેઠા છે અને રાણી માફામાં બેઠાં છે, રાણી સત્યવતીના સંગમાં અનેક દાસીઓ છે; અને રાજાની હજુરમાં અનેક દાસો, સેવકો તથા આગળ ઘોડેશ્વારો છે. ગોપિચંદ્ર નાના એટલે આઠ દશ વરસની ઉમ્મરના હતા તે વખતે એકવાર સઘળી સ્વારી સાથે, રાજકુમારને લઈ પ્રધાનજી શહેરની પરકંમા કરવા નીકળ્યા હતા. માર્ગમાં ચાલતાં એક નેળ આવી, જ્યાં સ્વારી આગળથી રોકઈ. સ્વારી રોકાતાંની સાથે રાજાએ પુછ્યું; સ્વારી કેમ અટકી?

પ્રધાન—સરકાર; માર્ગમાં મુવેલુ ઊંટ પડયુ છે.

રાજા—વળી મુવેલુ ઊંટ કેવુ? ( રાજા ઉતરીને આગળ આવ્યા. )

પ્રધાન—( બતાવીને ) આ ઊંટ મરી ગયું છે; તે માટે ભંગીઆ બોલાવ્યા છે, તે આવશે ત્યારે તેને અહીંથી ખસેડી લઈ જશે.

રાજા—ઉંઘી ગયું છે, તેને તમે મરી ગયું છે એવું કેમ કહો છો?

પ્રધાન—સરકાર; ઉંઘી ગયું હોય તો તો હમણાં ઉઠીને ચાલવા માંડે, પણ મરી ગયું તેતો ઉઠી શકતુજ નથી.

રાજા—એને ઉઠાડવા પ્રયત્ન કરી ચુકયા?

પ્રધાન—ઉઠાડવા પ્રયત્ન કરવાની જરૂરજ નથી, એને તો ઉચકાવી નાંખી એક જગાએ બાળી મુકવાનો અગર દટાવી દેવાનોજ પ્રયત્ન કરવો જોઇએ.

રાજા—પ્રધાનજી, મરી ગયું કેમ કહેવાય? એનાંમાંથી શું ગયું?

પ્રધાન—એનામાંથી જીવ ગયો મહારાજ?

રાજા—જીવ શું?

પ્રધાન—પૃથિવ, જળ, અગ્નિ, વાયુ અને આકાશ, એ પંચ મહાભૂત તત્વના સમુદાય વડે બનેલા જડ દેહને, સઘળી ક્રિયા કરાવે છે તે જીવ.

રાજા—તે જીવ કેમ જતો રહ્યો?

પ્રધાન—તેની અવધ થઈ ગઇ; એટલે તે જતો રહ્યો.

રાજા—તેની અવધ કેટલી હોય છે ?

પ્રધાન—તેની અવધનો નિશ્ચય નથી ! પાંચ, દશ, પચીશ, ત્રીસ, પચાસ, સાઠ, શીતેર કે સો વરસ અને સોથી પણ ઉપર. દરેકને કાળ ખાય છે. પ્રાણી માત્રનો જીવ જાય છે, અને કાયાને અહીં અગ્નિથી બાળી મુકવામાં આવે છે.

રાજા—જેમ ઊંટનો જીવ ગયો, તેમ બીજા પ્રાણીનો પણ જતો તો હશેજ કેમ ?

પ્રધાન—હજી કેમ ન સમજ્યા મહારાજ ? પ્રાણી માત્રના જીવ એજ રીતે જાય છે, અને સર્વની કાયાની ખારી માટી થાય છે.

રાજા—પ્રાણી માત્રમાં તો તમે ને હું પણ આવી ગયા ?

પ્રધાન—હાજી ? સર્વને માટે એજ રસ્તો છે.

રાજા—બહુ સારૂ, ઊંટનું જે કરવું હોય તે કરીને, ચાલો ઘેર.

નીચ વરણના મનુષ્યોને બોલાવરાવી; ઊંટને ખસેડાવી તેને અગ્નિ સંસ્કાર કરવાની આજ્ઞા કરી પ્રધાને સ્વારી આગળ ચલાવી. ઘેર આવ્યા પછી થોડી વારે, રાજાના હૃદયમાં અનેક અનેક તર્ક વિતર્ક થવા લાગ્યા. અહાહાહા ! શું આ બધી દુનિયા નાશવાનજ છે, એકવાર આ જગત-માંથી જવાનુજ છે, જેમ ઊંટમાંથી જીવ જતો રહ્યો તેમ આ દેહમાંથી પણ જીવ જતોજ રહેવાનો છે ! તેને માટે કાંઇ ઉપાય નહિ હોય કે જીવ ન જાય ? ના ના ઉપાય તો હશેજ, તે પણ વળી કોઇ જાણતાજ હશે. આવો દશ બાર વરસ ઉપર બનેલો બનાવ પણ અવસરે યાદ આવ્યો, જેથી રાજાને વધારે ઉદાસી થઇ.

રાજાને વિચારમાં ગુમ થએલા જોઇને, રાણી સત્યવતી પણ વિચાર કરવા લાગી કે, જરૂર જાળંધર જોગીનાં વચન રાજાના હૃદયમાં સજડ બેસી ગયાં છે; તેનાં પરીણામ મને દુઃખનું કારણ થઈ પડશે; માટે તેનો ઉપાય પ્રથમથી કર્યો હોય તો ઠીક. “પાણી પહેલી પાળ બાંધવી.” એ ઉત્તમ છે હે નાથ; તમે શું વિચારમાં પડી ગયા છો ? જોગીના બોલવા ઉપર ઉંડો વિચાર કરવા જેવું નથી; પ્રાણી માત્રનો સ્વભાવ છે કે, પોતાની તરફ ખિંચવું. જોગી જોગી કરવા ઇચ્છે ને ભોગી ભોગી કરવા ઇચ્છે ત્યાગી સર્વને ત્યાગીજ કરવાનું ચહાય છે. પેલા જનમમાં કાંઇ સુકૃત નહિ કરેલું એટલે આ જનમમાં કાંઇ પામ્યા નથી.

[ સત્યવતી ] રાગ; મરાઠી સાખી.

જોગીનાં મન જોગને ચાહે, જનને જોગી કરવા;
પુરવ જનમ કાંઈ પુન્ય કર્યું નહિ; નકી રહ્યા છે [1]નરવા,
તરવા ભવ સંસાર, [2]વગદાં વીણે આપ અપાર. તરવા.

રાજા—હે રાણી સત્યવતી; મહારાજે કહ્યું કે, વિષય ભોગ વિસારે મુકી અલક નિરંજન નામ જપો ! એટલે શું ?

રાણી—હું ક્યારની એજ કહી રહી છું, તે સબંધી હાલમાં કાંઈ વિચાર કરવા જેવું નથી; એવી ગુહ્ય વાતો તુરત સમજાતી નથી, ધીમે ધીમે લાંબે દીવસે સમજાશે, મને તો સમજણ પડી ગઇ છે, હવે આપને સમજવાનું બાકી કહ્યું છે, તે થોડા દિવસમાં સમજાશે.

રાજા—માર્ગમાં એક ઊંટ મરી ગયું હતું, તેજ પ્રમાણે આપણે પણ મરવાનુંજ છે. ન મરી જવાય તેવું સાધન કરવા માટે એવા મહાત્માને શરણે જવું જોઇએ.

[ કર્તા ] જોગી જાળંધરનાથ રાજા ગોપિચંદ્રના બાગમાં ઘણા વખત સુધી રહ્યા. જ્યાં ઉપદેશ લેવાને અને મહાત્માનાં દર્શન કરવાને માટે પ્રથમ તો ઘણા ઘણા માણસોની સભા થવા લાગી, પણ નરદમ સાકરના શીરા ઘણા દીવસ ખાધે અભખે પડે છે, તેમ કેવળ બ્રહ્મજ્ઞાન અને આત્મજ્ઞાનનો ઉપદેશ ઘણા મનુષ્યોને ફાવતો અને ભાવતો આવ્યો નહિ, જેથી મનુષ્યનો સમુહ કાંઈક ઓછો થવા લાગ્યો. રાજમાતા મેંનાવતી કે જે મહાન વિચીક્ષણ બુદ્ધિમાન અને સુધર્મને સમજનાર હતાં તેમણે નિરંતર જવું રાખ્યું, અને મહાત્માઓને જોઈતી સઘળી સાહિત્યની સવડો કરાવા માંડી. એક દીવસ જોગી જાળંધરનાથ, મેંનાવતીને કહે છે, માઇ તુમને હમારી બહોત બરદાસ ઉઠાઇ. શ્રી સર્વેશ્વર તુમારા કલ્યાણ કરેગા !

[ મેંનાવતી ] રાગ; બોલો સ્યામ બોલો ! ( સુરદાસ. )

આવ્યા...[3]ના...થ આવ્યા રે; [4]આદેશ ભલે આવ્યા રે.
આદેશ ભલે આવ્યા રે; [5]આદેશ ભલે આવ્યા રે,

---

૧ નરવા–નકરા, નાગાધુપ. ૨ વગદાં વીણવાં–ફાંફાં મારવા, વલખાં મારવાં.
૩ નાથ–જોગીની અનેક જાતો છે; તેમાંની એક–જાળંધરનાથ.
૪ આ દેશ–નાથ પંથના સાધુઓ ભજતી વખતે તે શબ્દનો ઉચ્ચાર કરે છે.
૫ આ દેશ–આ દીશા તરફ.

આવ્યા...ના...થ આવ્યા રે; આ દેશ ભલે આવ્યા રે.
કોડે પધાર્યા કૃપા કરીને રે;
કૃપાના સાગર કહાવ્યા રે. આ દેશ. ૧
અજ્ઞાનીને ઉપદેશ આપીરે;
ભૂપતને મન ભાવ્યા રે. આ દેશ. ૨
પાત્રને પરખી જ્ઞાન દાન દીધાં રે;
વેળુ માંહે ફળ વાવ્યાં રે. આ દેશ. ૩
કોટી જનોનું કલ્યાણ કીધું રે;
ધન્ય જનેતાને ધાવ્યા રે. આ દેશ. ૪
કામ ક્રોધ મદ મોહને જીત્યા રે;
લોભ ન લક્ષમાં લાવ્યા રે. આ દેશ. ૫
પવિત્ર પગમાં પુરણ પ્રિતે રે;
સૌકોએ શીશ નમાવ્યાં રે. આ દેશ. ૬

આપે પધારી, મારા રાજમાં અમ જેવા હજારો પામરને ઉપદેશ આપી, કુમાર્ગથી પાછા વાળી સુમાર્ગ બતાવ્યો, જેથી અમોને ઘણોજ આનંદ થયો છે.

[ કર્તા ] લાંબે દીવસે મેંનાવતીના સબંધમાં નગરના લોકો નીંદા રૂપ ચરચા કરવા લાગ્યા. અનેક મનુષ્યો પોત પોતાની બુદ્ધીની હદમાં વાતો કરવા લાગ્યા; અને ઉટંગ બાંધી તર્ક વિતર્કથી નિંદા કરી પાપે પેટ ભરવા લાગ્યા.

**પહેલો**—રાજમાતા મેંનાવતી પહેલાં આવાં નહોતાં.

**બીજો**—જાલંધર નાથના આવ્યા પછી કામ વંઠયુ.

**ત્રિજો**—રાજા, રાણી સત્યવતીના સ્નેહમાં લપટઇ ગયા, એટલે મેંનાવતીને ફાવતુ આવી ગયું.

**ચોથો**—એકાંન્ત છે એ બુરી છે, અને વિધવા સ્ત્રિયો સંત સેવામાં સુરી છે.

**પાંચમો**—એક ઠેકાણે મેં સાંભળ્યું હતુ કે;

સધવા વલ્લભ શ્રી પતી, વિધવા [1]વલ્લભ સંત;
તન મન ધંન ધીરે હરે, સંત બડે બળવંત.

---

૧ વલ્લભ-વહાલા.

છઠ્ઠો—સત્ય કહો છો, પણ તે બાવાનાં લક્ષણ છે; સાધુનાં નહિ, જાળંધર નાથ જેવા સંતનાં નહિ.

સાતમો—મેં પણ એક ઠેકાણે એક બાવાને મોઢે સાભળ્યું હતુ કે.

[1]સુકા પીપલ [2]રાંડ મેરીઆં, સદાવરતકા [3]ચુંન
ઇનમેં [4]રગડા સંતકા, રોકનવાલા [5]કુન.

આઠમો—તમારૂ કહેવું પણ સોલવાલને એક રતી છે, બાવા તો મગજના ફરેલા રહે છે, જો જરા રોકાણ કરીએ તો લઠ્ઠી લગાવા ઉભા થઇ જાય.

આવી આવી અનેક વાતો મેંનાવતીના કાને પણ ગઇ, તેમ સત્યવતીના કાને પણ ગઇ. એ બંન્નેનાં પરીણામ જુદાં જુદાં આવ્યાં. મેંનાવતીએ લજ્જા સહિત મુસ્તક નમાવી જાળંધર જોગીરાજને કહ્યું કે, પ્રભુ મારા નગરના લોકો, મારા સબંધમાં આપના સંગની નીચી અને બુરી વાતો કરે છે.

જાળંધરનાથ—કુચ્છ ફીકર નહિ બેટા; સોનાકુ શ્યામતા કભુ નહિ આતી હે. ઓર સુર્યમેં અંધકાર કભી નહિ હો સકતા હે. મન દ્રઢ રખો ઓર અલખ નિરંજનકા જાપ કરો !

મેંનાવતી—કૃપાનાથ; આપ જેવા સંતની નિંદા થાય તે મને સારૂ લાગતુ નથી.

જાળંધર—ક્યા કરે, નીચ લોક અપના નીચા સ્વભાવ નહિ છોડતે હે ? કીડી છીદ્રકુંય શોધતી ચલી જાતી હે; કાગડા ચાંદાકુંય દેખ પડતા હે, ઓર ભુંડ વિષ્ટાસેય પ્રસંન હોતા હે !

મેંનાવતી—આપ નિર્ભય હો, તો મારે તો કોઇનો ડર નથી.

જાળંધર—સત્યકું કીસીકા ડર નહિ, મન શુદ્ધ રખના, અલક નિરંજનકી આજ્ઞાકુ અનુસરના.

રાજા સઘળું જાણે છે, સઘળું સમજે છે પણ બોલતા નથી; એમ સમજીને એક દીવસે રાજા ભોજન કરવા બેઠા છે, તે વખતે રાણી સત્યવતીએ કહ્યું.

---

૧ સુકા પીપળ-પીપળાનાં સુકાં લાકડાં. ૨ રાંડ મેરીઆં-વિધવા સ્ત્રી, રાંડેલી બાઇડી. ૩ ચુંન-અનાજ. ૪ રગડા-હઠ. ૫ કુન-કોણ.

[ સત્યવતિ ] રાગ; દોહરો.

માતા સેવે મહાતમા, લાખ ઘણું લાંચ્છન;
[1]નોંધા વાગી નગરમાં, કેમ ભાવે ભોજન ?

હે સ્વામી, રાજમાતા મેંનાવતી જાળંધર જોગીની પાસે રાત દહાડો પડયાં રહે છે, તેની આખા નગરમાં ચર્ચા ચાલી રહી છે, તે વાતનો આપે વિચાર કરવો જોઇએ.

**રાજા**—શુ વિચાર કરવો જોઇએ, સ્ત્રિ હોયતો રોકીએ, માતાને કાંઇ રોકાણુ થાય ?

**રાણી**—માતા તમારી પોતાની છે, કે જેણે તમને જન્મ આપ્યો છે, પણ સ્ત્રિ જાતી એતો સદા સ્ત્રિજ છે.

**રાજા**—માતાને સ્ત્રિ ન કહેવાય !

**રાણી**—સત્ય છે; નજ કહેવાય ! સર્વ કોઇ પોત પોતાની માતાને કદી સ્ત્રિ સમજતાજ નથી. પણ સ્ત્રિ જાતી જન્મી ત્યાંથી તે મરે ત્યાં સુધી સ્ત્રિજ ગણાય છે કાંઇ પુરૂષ કહેવાતી નથી.

**રાજા**—તેતો નથીજ, તેમાં તેં મને શુ સમજાવ્યું ?

**રાણી**—સ્ત્રિ બાળાવસ્થામાં એટલે, તેર વરસ સુધી પિતાની આજ્ઞા પાળે તેને રોકવાનો અને સંભાળવાનો સંપૂર્ણ હક પિતાનો છે. તેરથી ત્રીસ સુધી તેની સંભાળનો હક સ્વામીનો છે. અને ત્રીસ પછી સ્ત્રિ વૃદ્ધા વસ્થાના લક્ષણને પામે છે. તેને કોઈ પણ નડતા રસ્તે જતાં અટકાવ કરવાનો સંપુર્ણ હક પૂત્રનો છે; એવો શાસ્ત્રના સિદ્ધાંન્ત કારોએ નિર્ણય કરેલો છે; માટે મેંનાવતીને જાળંધર જોગીને ત્યાં જતાં અટકાવવાનો તમારો સંપૂર્ણ હક છે.

**રાજા**—ત્યારે હું જાઉ, વિનય વચન કહું, તેમ છતાં ન માને તો જોર જુલમથી અટકાવું.

**રાણી**—બસ તેજ વિચાર સારા છે, એમજ કરવું જોઇએ.

**રાજા**—તેમ કરવાથી કદાચ ન ફાવું: આજ સુધી કોઇ વખત માતાને ઉપડતે શબ્દે બોલ્યો નથી, જેથી ન બોલી શકાય તો શુ કરવું ?

**રાણી**—છેવટ તે બાવલાને અહીંથી હાંકી કાઢવો !

**રાજા**—વાહ ! તેતો થાય. જાઉ છું.

---

૧ નોંધા-નોબત, ડંકો.

રાણી—વારૂ; જોજો, રૂડી રીતે વિનય વચનથી, અને વિવેકથી વાત કરજો !

રાજા—તેમાં તો કાંઇ વાંધો નહિ આવે ! મારા મનમાં પણ આ વાત લાંબા વખતથી ખટકતી હતી.

રાણી—માતાના છીદ્રને જોનાર કે જાણનાર પુત્ર, ત્યાગ ન કરે તો રવરવ નર્કના અધીકારી થાય છે.

રાજા—કોનો ત્યાંગ કરે ?

રાણી—રોક્યાં ન રહે તો માતાનો; ખાળ્યો ન ખળે તો માતા જેના પ્રેમ પાશમાં બંધાયાં હોય તે પુરૂષનો, તેમ કરતાં ન ફાવે તો બંન્નેનો; તેમ કરતાં પણ દુઃખ આવી પડતુ હોય તો ઘર ગામનો, અને તેમ કરતાં પણ સંકટ રહેતુ હોય તો દેશનો. જાઓ પધારો પછી દર્શન કરવા જતાં રહેશે ! (ગોપિચંદ્ર માતાની પાસે આવ્યા.)

મેંનાવતી—આવો દીકરા પ્રસંન તો છો ?

ગોપિચંદ્ર—મારી વાત સાંભળી, માન્ય કરો તો પ્રસંન.

મેંનાવતી—કહો દીકરા.

( ગોપિચંદ્ર ) રાગ; જાણોછો રે સઘળુ અંતરજામી, (સોરઠ.)

મેંનાવતી રે; સુતને સુખ બહુ દેવા;
માજી મુકો સંતની સેવા.
હું આવ્યો રે કડવાં વચનને કહેવા,  માજી; મૂકો.
તમને સંત સેવા નવ છાજે રે;
આખુ નગર નિંદે છે આજે રે;
હવે ગોપિચંદ્ર શુ ગાજે રે;
દીલ દાઝે રે; શબ્દ શુણીને એવા.  માજી, મુકો. ૧
જનેતારે જુવો જરા જરા જાગી;
ભવાઇ વિનાની ભોંગળ વાગી.
માટે કહું છું રે; તન મનથી દ્યો ત્યાંગી;
એતો બાવા દીસે બે રાગી.

( મેંનાવતી ) સુત સાંભળ રે; સંતોની સેવા સારી;
હું નહિ રોકી રહેનારી.
નકી નાંખે રે ભવજળ પાર ઉતારી.  હું, નહિ.

મુને ટોકી નથી તારા બાપે રે,
જો રોકી રહું તો આપે રે;
તુ શાને મુને સંતાપે રે;
રહે માપે રે; મુરખ મનને મારી. હું નહિ. ૩
કર જોડી રે; માતાને કરગરીએ;
જરા જોર જુલમના કરીએ,
ઇશ્વરથી રે, દીલમાં જરા જરા ડરીએ;
મુત્ર પાપે પેટ ના ભરીએ.

( ગોપિચંદ્ર ) બાળાપણામાં રોકે બાપ રે;
તરૂણ વયમાં સ્વામીનો તાપ રે;
વૃદ્ધા રાખે પુત્રનું માપ રે;
જોઇએ ચાંપ રે; નારી સ્વતંત્ર ન રહેવા. માજી, મુકો. ૩
માટે માતારે, મનનો મચ્છર મારો;
મુજ બોલ ખમીને ખારો;
આજે નગ્રમાં રે, ફુટી ગયો ફટકારો;
ભૂંડો ભવ તણો ભટકારો.

( મેંનાવતી ) તેં માતાને મુકયું આળ રે;
તેં ગરવે આપી ગાળ રે;
મુને લાગી લમણે ઝાળ રે;
આવે કાળ રે; મારૂં પેટ કટારી. હું, નહિં. ૪
છરવાળારે; છોરા રહેજે છેટે;
તુતો પથ્થર આવ્યો પેટે;
કાળજવર રે; માતાના હેર્યા હેણાં,
માર્યાં કુડાં કપરાં મેંણાં.

( ગોપિચંદ્ર ) લાગી લંપટ સાથે લગની રે;
મારે હૈએ લાગી અગની રે;
માજી બુદ્ધિ વિચારી બગની રે;
વાણી ઠગની રે; માંડી લક્ષમાં લેવા; માજી, મુકો. ૫
રહે રમતા રે, અમૃતને આરોગી;
બોળી ભામનીઓના ભોગી.

રૂપાળારે રામ રંગમાં રાચે;
નેહ નારીનો થાતાં નાચે.

( મેંનાવતી ) જે સાધુ પુરૂષ સંતાપે રે;
જે કુડી મતી ના કાપે રે;
જે પેટ ભરે છે પાપેરે;
તે તાપેરે તાપ ત્રિવીધીના કારી; હું, નહિં, ૬
ધિક જીવ્યું રે, સંગ નહિ સારાનો;
તું દાસ થયો દારાનો;
ફટ પાપીરે તુજને નચવે નારી;
એ ગુણ હીણી ગોઝારી.

ગોપિચંદ્ર—માતાજી; રૂડી રીતે મારાં વચનને માન્ય કરો, નહિતો તેમાંથી કાંઇક " ત્રિજુ થશે. "

મેનાવતી—પુત્રની આજ્ઞામાં માતાએ રહેવું તે કદાચ સત્ય હશે, પણ હું નથી ધારતી કે. શુભ રસ્તે જનારને પુત્ર રોકી શકે.

ગોપિચંદ્ર—જેમાં લોક નિંદા થાય છે, તે રસ્તો રૂડો નજ કહેવાય!

મેનાવતી—સત્ સમાગમ કરનારની ભલે નિંદા થાય!

ગોપિચંદ્ર—જગતની આંખમાં ઝાંખુ દેખાયુ, એ સત્ સમાગમ નથી, પણું અસત્ સમાગમ છે, માટે તે રસ્તો તમારે મુકવોજ પડશે.

મેનાવતી—કોટી ઉપાએ નહિ, કોઇપણ રીતે નહિ, તને તારી સ્રિયે અવળી મતી આપી ચઢાવીને મોકલ્યો છે, તે મારૂ અજાણ્યું નથી.

ગોપિચંદ્ર—બહુ સારૂ હું જાણુ છું, કાંઇક માનો તો ઠીક; તમારી આ વર્તણુકથી મારી નિંદા થાય છે, મારૂ ખોટુ કહેવાય છે!

મેનાવતી—તેનો જવાબ કે ઉપાય મારી પાસે નથી.

ગોપિચંદ્ર—તમારીજ પાસે તે ઉપાય છે; તમો તે બાવલાના સંગમાં જતાં અટકી જાઓ એટલે બસ!

મેંનાવતી—તે તો કદી બનવાનું નથી.

ગોપિચંદ્ર—ત્યારે હવે મારે શુ કરવુ?

મેંનાવતી—મન કહે તે; નહિતો મહાત્મા કહે તે; છેવટ સત્યવંતી કહે તે!

[ કર્તા ] અનેક અનેક શબ્દો કહીને થાકયો. છેવટે મનનું ધારેલું પરીણામ અવળું આવ્યું; ત્યારે રાણી સત્યવતીની પાસે આવી ઉદાસ થઇને બેઠા. રાજાધીરાજ ગોપિચંદ્રને ઉદાસ બેઠેલા જોઇ રાણી સત્યવતીએ પુછયું, કેમ નાથ આજે ઉદાસ છો ? તમારી માતા પાસે જઇ આવ્યા કે શું ?

ગોપિચંદ્ર—હા જઇ આવ્યો ! અને તેજ કારણથી ઉદાસ છું.

**સત્યવતી**—તમારી માએ તમારૂં વાર્યું નહિ કર્યું હોય ?

ગોપિચંદ્ર—બીલકુલ નહિ, મેં ઘણાં ઘણાં વાનાં કર્યા પણ કોઇ રીતે બર ન આવ્યો, હવે શુ ઉપાય કરવો ?

**સત્યવતી**—શુ ઉપાય કેમ; પડતી પીડાને પરી કરવી !

ગોપિચંદ્ર—કેવી રીતે ?

સત્યવતી—સાધુને રાજની સરહદ બહાર મુકી દેવા !

**( સત્યવતી ) રાગ; મારો રામ ગયા વનવાસ રે, નયણે નિંદ્રા !**

વેગે વળાવો હદ પાર રે, પડતી પીડા કા...ઢો પરી.
ઝાલી જટાને ફેંકો બહાર રે. પડતી પીડા.
માતા મેંનાવતી માને કેમ આપનું રે !
ખાંતેથી ઉલટો રાખે ખાર રે. પડતી પીડા. ૧
માતાની માઠી મતી; જાએ કેમ સાંભળી રે;
ભાલા ભોકાએ અણીદાર રે. પડતી પીડા. ૨
વિલંબ વધારે થાતાં ધાઢી પ્રીત બાઝે રે,
હળી મળી થાએ એકા કાર રે. પડતી પીડા. ૩
તોડીના તુટે, પછી વાઢી ના વછુટે રે,
ધરીએ જો શસ્ત્ર કેરી ધાર રે. પડતી પીડા. ૪
સાધુ સંતાપતાંમાં મેંનાવતી કોપશેરે,
પુરો બંધાયો શુદ્ધ પ્યાર રે. પડતી પીડા. ૫
માતાના [1]રાતા માતા, મનમાં ન લાવશો રે,
તાણીને તોડી નાંખો તાર રે. પડતી પીડા. ૬
જંતર મંતરથી જરા ભય નવ પામશો રે;
[2]છું, છાં, બાળીને કરો [3]છાર રે. પડતી પીડા. ૭

૧. રાતામાતા—ક્રોધથી રાતી થએલી આંખો ! ડોળા. ૨ છું છાં—છુમંતર; ખોટો ડર બતાવા મોંના ફુંફવાડા. ૩ છાર—રાખ.

રાજા ગોપિચંદ્ર માતાની સાથે વાત કરીને પાછો ફરી ગયો, ત્યારથી મેંનાવતીના મનમાં અતી માઠુ લાગ્યુ. અહોહિ આવા સુપાત્ર દીકરાના મુખે સંત પુરૂષનું અપમાન ! ગોપિચંદ્ર આટલો બધો સ્ત્રિને આધીન થયો છે, તે ખબર તો મને આજેજ પડી ! ફિકર નહિ, આ ભરાએલા હૃદયનો ખુલાસો મહારાજ વિના થવાનો નથી. ત્યાંજ જઇને વાત કરૂં !

મેંનાવતી—( પગમાં નમન કરીને ) આદે...શ ગુરૂ મહારાજ.

જાળંધર—આ દે...શ. અલક્ષ નિરંજન, વખત બે વખત કયું આએ માતા ?

મેંનાવતી—મહારાજ; આ વખતે આવવાની જરૂર પડી.

જાળંધર—કયા જરૂર પડી બોલો, ઔર બાત કર કે ચલે જાઓ !

મેંનાવતી—બાપજી; ગોપિચંદ્રને તેની સ્ત્રિયે ભરમેંર્યો છે; અને તે આપના ઉપર રૂઠ્યો છે.

જાળંધર—કુચ્છ ચિન્તા નહિ જબ તક નિરંજન ભગવાને ન રૂઠે !

મેંનાવતી—મહારાજ; આપ પધારી જાઓ તો કેમ ?

જાળંધર—જીસ વખત હમારી મરજી હોગી; ચલ ધરેંગે. હમારે કીસકુ પૂછનેકા હે !

મેંનાવતી—મને તો આપ તરફની ચિન્તા ઘણી થાય છે.

જાળંધર—ચિન્તા મત કરો ! નિરંજન નાથ સબકી ચિન્તા કર રહા હે. અલક નિરંજન; અલક નિરંજન; અલક નિરંજન.

[ કર્તા ] આમથી મેંનાવતી અને જાળંધર જોગી વચ્ચે વાતો વિનોદ ચાલે છે. બીજી તરફથી રાજાએ રાણી સત્યવતીના કહેવાથી પ્રધાનને બોલાવરાવ્યા. પ્રધાન આવી રાજાને નમન કરી બોલ્યા; આજ્ઞા કૃપા નિધાન !

રાજા—પ્રધાનજી; આપણા બાગમાં, જે જોગી જાળંધરનાથ આવ્યા છે, તેમને ખુબ વિનય વિવેકથી સમજાવો, ચેતાવો, તેમ છતાં ન માને તો ધમકાવીને રજા આપો !

પ્રધાન—રાજાધિરાજ; આપનાં વચન માંથે ચઢાવું છું, પણ.....

રાજા—પણ શું ?

રાણી—ખાંચકા આવાનું કારણ શું ?

પ્રધાન—જેને હજારો નમે છે, જે હજારોને ગમે છે, જેને આગ્રહથી સજ્જનો બોલાવે છે, તેવા જાળંધર મહાત્માને આપ કાઢી મુકવા ધારો છો, તે મને તો ઠીક લાગતુ નથી.

**રાજા**—યોગ્ય અયોગ્ય જોવાનું તમારે છે કે મારે ?

**રાણી**—રાજાના મનમાં ઠસ્યુ તે યોગ્ય.

**પ્રધાન**—કરોડો મનુષ્યને સદા ઉપદેશ કરનાર જોગી જાળંધર નાથને ન કાઢો ! જરા વિચાર કરો હાલી ચાલીને આવ્યા તે ધનભાગ્ય સમજો !

**રાજા**—હજારોને ગમતી વાત હશે અને અમને અણગમતી છે.

**રાણી**—અણગમતી તે છેક ઝેર જેવી.

**પ્રધાન**—હું તો આપની આજ્ઞાને આધીન થઇશ, પણ આપે ઉંડો વિચાર કરવાનો છે.

**રાજા**—હું વિચાર કરીનેજ તમને આજ્ઞા કરૂ છું.

**રાણી**—વગર વિચારે કોઇ જીભ હલાવેજ નહિ.

**પ્રધાન**—હું કોઈ કોઇ વાર મહાત્માશ્રીનાં દર્શન કરવા જાઉછું; વિશેષમાં તેમના મુખની વાણીનો પણ લાભ લેઉછું.

**રાજા**—વાણી રૂપી વજ્રથી, હૈયું હળવું થયું હોય એમ સમજાય છે ?

**રાણી**—વાણીએજ પાણી કરી નાંખ્યા છે.

**પ્રધાન**—હુંતો સાંભળીને શાન્તિ પામી ગયો છું. એક દિવસ પોતે કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર સબંધી ઉપદેશ કરી રહ્યા હતા, અને દરેક વિષયના ઉપર દ્રષ્ટાંન્તો આપી રહ્યાં હતા તે સાંભળીને તો હું ઠરીજ ગયો. અહાહાહા ! હદ કરી નાંખી. શુ દ્રષ્ટાન્ત !

**રાજા**—તેમાંનું એકાદ દ્રષ્ટાંન્ત સંભળાવો !

**રાણી**—લોભ ઉપર કાંઇ કહ્યું હોય ને તે યાદ હોય તો કહો !

**પ્રધાન**—વાહ ! ખૂબ માગણી કરી. લોભ ઉપર તો એમણે ઘણું સારૂ ઉપદેશ રૂપ દ્રષ્ટાંન્ત આપ્યું હતું. મરજી હોય તો હું કહી બતાવું ?

**રાજા**—કહો તો ખરા !

**રાણી**—સાંભળીએ તો ખરાં !

**પ્રધાન**—ખૂબ ધ્યાન રાખીને સાંભળો !

( દૃષ્ટાંન્ત ) કોઇ એક નાના ગામડામાં, શ્રી રામચંદ્ર ભગવાનના મંદિરમાં સંતોપદાસ નામનો સાધુ હતો. જેને ગુરૂએ પોતાની હયાતીમાં મંદિરનો સઘળો વહિઆવટ સોંપી દીધો હતો, જેથી તે બરાબર માહિતગાર થયો હતો.

મંદિરની આવકમાંથી કરકસરથી ખરચ કરવું અને પૈસા બચાવીને ભેગા કરવા, એ પૈસા કોક દિવસ; ભીડ પડે, દૈવ કોપ થાય ત્યારે કામના છે એવા ને એવા વિચારના ૭ સાત મહંત તે મંદિરની ગાદી ઉપર થઇ

ગયા હતા; હવે ગુરૂના દેવલોક થયા બાદ સંતોષદાસને ગાદી મળી, તે પણ એવાજ વિચારના હતા.

ગુરૂની કૃપાથી સંતોષદાસને મંદિરની મહંત પદવી મળી તે વખતે મંદિરના ભંડારમાં વીસ હજાર રૂપીઆ રોકડા હતા; વીસ હજારે રોકડા, અને તે બધા મંદિરની અંદરજ કોથળીઓ વીસ ભરીને પટારામાં મુકેલા હતા.

મંદિરનું ખરચ શ્રી રામજીની કૃપાથી નભતુ હતું; કોઇ બહાર ગામથી સાધુ સંત ફરતા ફરતા આવે તો, તેમની બરદાસ ચાકરી સારી રીતે થતી હતી. ગામ નાનું હતું પણ ગામના મનુષ્યો વિશેષ ધરમ પુન્યવાળા હતા એટલે મંદિરનો વહિઆવટ રૂડી રીતે અને સંતોષકારક ચાલતો હતો.

શ્રી ઠાકોરજીની સેવામાં રહેલાં વાસણો. માત્ર ત્રાંબાનાં અને ઘટીત જગાનાં રૂપાનાં હતા; મહંતને ચઢવાને માટે ચાકડીઓ પણ રૂપાનીજ હતી.

ગામના ભાવિક લોકો દર્શનને માટે મંદિરમાં આવતા, જો દર્શનની વાર હોય તો ઘડી બેઘડી મહારાજની પાસે બેસીને વાતો કરતા, તેમાં આશરે વીસ પચીસેક માણસ તો એવા નિયમવાળા હતા કે; જે દીવસે અમુક સમયનાં દર્શન ન થાય તે દીવસે જમે નહિં પણ અપવાસ કરી લે.

એવા હમેશના નિયમ વાળાઓમાં એક વણિક, સ્થિતીનો ગરીબ, જાતે એકલો; નહિ ઘરમાં કોઈ માણસ; સ્થિતી ગરીબ એટલે લગ્ન થએલું નહિ, માબાપ નાનપણમાં મૂકીને મરી ગએલાં, બીજુ કોઈ સગુ સબંધી મળે નહિ, પણ જાતે હોંશિયાર ખટપટીઓ અને શાણો હતો. જેનું નામ, ટોકર હતું.

મહંત સંતોષદાસને પણ ટોકરની સાથે વાતચીત કરતી વખતે વધારે આનંદ આવતો હતો. ટોકરશા ક્યાં ક્યાંના સાચા જુડા ગપાટા મારીને મહારાજને રાજી રાજી રાખતો હતો. મહારાજની મળેલી મહેરબાનીનો લાભ લઇ, કોઇ કોઇ વાર મંદિરમાં પ્રભુ પ્રસાદ લેતો હતો. બપોર સંપોર બે ઘડી આરામ પણ ત્યાંજ લઇ લેતો હતો. આખા ગામની વસ્તીમાં ટોકરશાજ મહંતને વિશ્વાસુ અને વહાલો થઇ પડયો હતો.

એક વખત રાત્રિમાં સુતાં સુતાં મહારાજના મનમાં વિચાર આવ્યો કે મંદિરની બધી શોભા સાહિત્ય તો ઠીક, પણ મંદિરમાં રૂપીઆ વીસ હજાર રોકડા છે, તેમાં કાંઇક વધારો થાય તો સારૂ, ગુરૂજી મંદિરના ખરચમાં કરકસર કરી, પૈસા બચાવી થેલીમાં નાંખતા હતા, પણ તેતો ઠીક નહિ. ચાલતા વહિયાવટમાં કસર કરીને ભવિષ્યને માટે વધારો કરી પૈસા

સંઘરી રાખવા, તે કરતાં, કાંઈ વ્યાજે આપીને આવકમાં વધારો કરવો એ રૂડુ. વળી વિચાર કરતાં તેમાં પણ દુઃખ છે. ધિરેલા અગર કોઇને ત્યાં જમા મંડાવેલા પૈસા નિરંતર ઉજાગરે મારે છે. ઓશીકે પૈસા ને ઉંઘવું એના જેવું ઉત્તમ એકે નહિ. હું ધારૂછું; દુનિયામાં વેપારનો પાર નથી. વહેપારથી લક્ષ્મિ વધે છે. વહેપાર ઢગલે પૈસા આપે છે. એ બધુ ખરૂ પણ આપણે સાધુ ઠર્યા, આપણને વહેપારમાં ગમ પડે નહિ, વહેપાર કરતાં આવડે નહિ, માટે તે વિચાર પણ માંડી વાળવા જેવોજ છે; કરવું કેમ; પૈસા વધારવા શી રીતે! પૈસા વધારીને સંઘરી રાખવામાં વડાઈ છે. આ વાતની ગુંચવણી ટોકરશાને પુછીને કાઢી નાંખવી. સવારે વાત!

સવારમાં સ્નાન ધ્યાનથી પરવારીને સંતોષદાસ મહારાજ આસનપર બિરાજ્યા છે, ત્યાં રોજના નિયમ પ્રમાણે ટોકરશા આવ્યા. તેમને મહારાજે કહ્યું;

સંતોષદાસ—કેમ ટોકરશા?

ટોકરશા—સારૂ બાપજી.

સંતોષદાસ—તમને વહેપારમાં ગમ પડે કે નહિ.

ટોકરશા—શા માટે નહિ, વહેપાર તો વાણીઆનાજ બાપનો છે.

સંતોષદાસ—તે ખરૂ, પણ કાંઇ વાણીઆ માત્ર વહેપાર જાણતા હોય એમ બને નહિ, માંહી કોઈ અનઘડ પણ હોય.

ટોકરશા—હા બાપજી કોઇ અનઘડ પણ હોય; તેમ કોઇ વધારે હોંશિયાર પણ હોય.

સંતોષદાસ—તમે તમારી વાત કરોને! તમે વહેપાર કરી જાણો છો કે કેમ?

ટોકરશા—બાપજી! હું અભિમાન નથી કરતો પણ એટલું તો ખરૂ કે આપણા ગામમાં તો શુ પણ પચીસ પચીસ ગાઉ ફરતાં મને જેટલી ગમ છે એટલી બીજાને નહિ હોય.

સંતોષદાસ—ત્યારે તમે કેમ કાંઇ વહેપાર કરતા નથી?

ટોકરશા—કરમના દોષ ત્યાં કોણ જુવે જોષ.

સંતોષદાસ—કેમ કરમના દોષ?

ટોકરશા—બુદ્ધિ ભગવાને આપી છે. પણ પૈસા નથી આપ્યા; અને પૈસા વિના વહેપાર થાય શી રીતે!

સંતોષદાસ—એ વાત પણ ખરી; વહેપારમાં પૈસાની તો જરૂરજ !

ટોકરશા—પૈસાજ પૈસાને ખિંચી લાવે એનું નામ વહેપાર !

સંતોષદાસ—પૈસા હોય તો વહેપાર થાય, કેમ ?

ટોકરશા—પૈસા ને અક્કલ બે, એકલાં પૈસાય નહિ, તેમ એકલી અક્કલ પણ નહિ.

સંતોષદાસ—વહેપારમાં નફો શા પ્રમાણે મળતો હશે ?

ટોકરશા—બીજાતો માંહી દોઢા બમણા કરવા જાય છે, તે ક્યરાઇ જાય, ખુંદઇ જાય, ગભરઇ જાય, વખતે લેવઇ પણ જાય ! પણ આપણે સવાયાજ કરવા. એતો વહેપારની જુક્તિ છે બાપજી, જુક્તિ ના આવડે તો જુતાં ખાય !

સંતોષદાસ—સવાયા કેમ ?

ટોકરશા—અસારે એક હોય તો સાંજે સવા ! અને સો હોય તો સવા સો.

સંતોષદાસ—હાં, હવે સમજણ પડી, ત્યારે લ્યો એક રૂપીઓ લઈ જાઓ; અને સાંજે સવા કરીને લાવો જોય ?

ટોકરશા—એમ નહિ, આજેજ લઇ જાઓ અને આજેજ સવા કરીને લાવો એમ નહિ ! એનો પાછો થોલ આવે ત્યારે; વહેપારનીએ રૂખ જોવાય છે. આંખો મીંચીને વહેપાર ન થાય.

સંતોષદાસ—જ્યારે વખત આવે ત્યારે કહેજો ?

[ કર્તા ] આ પ્રમાણે વાતચિત થઇ ગઇ, તેને ત્રિજે દીવસે ટોકરશા, ઓચિન્તા એટલે હમેશના નહિ આવવાના વખતે આવ્યા, અને મહંતને કહ્યું, લાવો કહેતા હતા તે રૂપીઓ. મહંત પણ વહેપારથી લક્ષ્મિ વધારવાને આતુર થઈ રહેલા હતા તેમણે એક રૂપીઓ કાઢીને આપ્યો. તે લઇને શેઠ ઘેર ગયા; અને આશરે આઠ દશ ઘડી થઇ એટલે પોતાના ઘરમાંથી, પા રૂપીઓ કાઢી, રૂપીઆમાં ઉમેરી, સવા રૂપીઓ લઇ મહંતના મંદિરે આવ્યા.

ટોકરશા—લ્યો બાપજી સવા રૂપીઓ !

સંતોષદાસ—શાબાશ શાબાશ ! બોલ્યા પ્રમાણે પળ્યા; વહેપારમાં તમારી ધ્યાન ખૂબ પહોંચે છે. તમને કાંઇ મળ્યું ?

ટોકરશા—હાજી ! એક આનો.

સંતોષદાસ—હં...આનું નામ વહેપાર ! વળી પોતાનુંએ કરી લીધું

અને સામાને પણ ચોખ્ખો નફો આપ્યો. શેઠ, વળી એવો થોગ આવે ત્યારે કહેજો. હું તમને પાંચ રૂપીઆ આપીશ.

ટોકરશા—સારૂ બાપજી !

સંતોષદાસ—જોજો ભૂલ્યમાં ન જાય ?

ટોકરશા—અરે ભૂલ્યમાં શું જાય ! જરૂર કહીશ.

[ કર્તા ] ઉપરની બીનાને પાંચેક દીવસ જવા દઇને, ટોકરશા શેઠે કહ્યું મહારાજ; કહેતા હતા તે પાંચ આપવા હોય તો આજે વહેપાર છે. મહારાજ કહે હાં હાં લ્યો આપુ; કહીને રૂપીઆ પાંચ આપ્યા. તે લઇને શેઠ ઘેર ગયા. ઘરમાં રૂપીઆ મુકીને પોતાના કામમાં જવું આવવું હતું ત્યાં જઇ આવ્યા. સાંજ પડવા પહેલાં; ઘેર આવી, ઘરમાંથી સવા રૂપીઓ કાઢી પાંચમાં ઉમેરી સવા ૭ કરી, મહારાજની પાસે આવ્યા.

ટોકરશા—લ્યો બાપજી, સવા છ ?

સંતોષદાસ—વાહ ટોકર શેઠ વાહ ! બરાબર સવાયાજ કરી લાવો છો હોં ! તમને કાંઇ મળ્યુ ?

ટોકરશા—મને મળી પાવલી.

સંતોષદાસ—ઠીક ! વ્યાજબી. ટોકર શેઠ ! વળી વહેપારનો થોગ હોય તો કહેજો, હું રૂપીઆ સો આપીશ.

ટોકરશા—ઓ હો...સો રૂપીઆ ભેગા કર્યા છે કે શું ?

સંતોષદાસ—હા......કર્યા છે વળી કરકસર કરીને; તે સોએ સો હું આપીશ.

ટોકરશા—અત્યારે સો તો સાંજે સવા સો !

સંતોષદાસ—જરૂર ?

ટોકરશા—અરે જરૂર શુ ચોકસ, એમાં ફેર પડેજ નહિ !

[ કર્તા ] આ પ્રમાણે વાત થઇ ગયા પછી; હમેશાં જ્યારે ટોકરશા દર્શન કરવા આવે ત્યારે મહારાજ ટોકે, કેમ ? ટોકરશા કહેશે ભૂલી ગયો નથી. વખત આવ્યે ચુકવાનો નથી. એમ કરતાં સાતેક દીવસ ગયા એટલે ટોકરશા કહે લાવો રૂપીઆ સો ! મહારાજે સો રૂપીઆ કાઢીને તૈયાર રાખેલા હતા તે આપ્યા. તે ટોકરશા લેઇને ઘેર આવ્યા, રૂપીઆ મુકીને પોતાના ઘરના ખાનગી કામમાં ભરાયા. સમીસાંજ સમય થવા આવ્યો, એટલે ઘરમાંથી રૂપીઆ પચીસ કાઢી, ઉમેરી સોના સવાસો કરી મહારાજની પાસે આવીને કહ્યું.

ટોકરશા—લ્યો બાપજી ! સવાસો રૂપીઆ ગણી લ્યો !

સંતોષદાસ—વા ટોકર વા, તમે તો ઢાંક્યું રતન છો હોં.

ટોકરશા—શુ કરૂ મહારાજ! પૈસા નથી નહિતો વહેપારમાં તો વાંદરા જેટલી ફાળ મારૂ ! અને વળી મારેલી ફાળ ચુકુ નહિ !

સંતોષદાસ—તમને શું મળ્યું ?

ટોકરશા—અમનેય મળ્યુ અમારા નસીબ પ્રમાણે.

સંતોષદાસ—ના ના કહો તો ખરા ?

ટોકરશા—મળ્યા પાંચ રૂપીઆ.

સંતોષદાસ—અહાહા......વાહ ટોકરશા શેઠ ! ટોકર, તમે ખાઓ એવા નથી ઠોકર.

તે સાંભળીને મંદિરનો એક પુજારી જે બુદ્ધિશાળી હતો અને જેને આ વાણીઆની વિદ્યા કાંઇક જાળ પાથર્યા જેવી લાગતી હતી તે બોલ્યો.

પુજારી—ઠોકર ખાય એવા તો નથી પણ ઠોકર મારી દે એવા છે.

ટોકરશા—કેમ પુજારી ! ક્યડાકીમાં બોલ્યા ?

સંતોષદાસ—બકવા દોને કોણુ ગણે છે !

પુજારી—ખોટુ લગાડશો નહિ, મારૂ બોલવું શીધુ છે, પછી તમારા સમજવામાં અવળુ આવ્યુ હોય તો શ્રી રામજી જાણે.

ટોકરશા—રામજી જાણે ઘંટ ને ઘડીયાળ; પુજારીજી ! વહેપારની વાતો ન્યારી છે. નથી એમાં દેવલાં નવરાવાનાં !

પુજારી—ના ભાઇ ના ! દેવલાં નવરાવવાનાં નહિ ! ભોળા લોકને નવરાવવાના, આંધળાને નવરાવાના ?

સંતોષદાસ—ભાઇઓ તમે હાંહાંતુષ ન કરો. હું વહેપાર કરૂ છું તેમાં તમને શુ થાય છે, પુંજારી જી ?

ટોકરશા—ઝેર ! માત્ર ઝેરીલો સ્વભાવ ! કોક કમાય એ દેખી ન ખમાય !

સંતોષદાસ—બળવા દ્યો છો બળે ! એમને ગમ ક્યાં છે કે શુ થાય છે !

પુજારી—અમને ગમ નથી બાપજી ! પણુ તમનેય ગમ ક્યાં છે ? જાઓને જોઉં ! રૂપીઆ ક્યાંથી લાવે છે ને શો વહેપાર કરે છે તેતો જૂવો ! ઘરમાંથી લાવીને આપતો હશે તો કોને ખબર !

સંતોષદાસ—પુજારી તમે છાના રહો પુજારી ! જોયા કરો શું થાય છે તે.

પુજારી—જોયા કરીએ છીએ અને જોયા કરીશુ, પણ વળી વચમાં બોલઇ જવાયું. ભૂલ્ય થઇ !

સંતોષદાસ—હા...ત્યારે એમ કહો ! ટોકરશા શેઠ, વળી વહેપારનો ચોલ આવે ત્યારે કહેજો, રૂપીઆ એક હજાર આપીશ. પણ મને આગલે દીવસે ખબર આપજો !

ટોકરશા—જૂવો બાપજી ! હજાર રૂપીઆ લીધા કે સાંજે અહીસેં રૂપીઆ કોથળીમાં પડ્યાજ છે એમ જાણવું. પણ હવે મને તો માફ કરો ! હુંતો મંદીરમાં દર્શન કરવાય નહિ આવું.

સંતોષદાસ—અરરરરર, આમ થાય ! પુજારીના બોલ્યા ઉપર આટલુ બધુ માઠુ લગાડશો તો આપણું ગાડુ આગળ શી રીતે નભશે; અને વળી ભગવાનના ઉપર પણ રીસ !

ટોકરશા—નભ્યુ ત્યાં સુધી ખરૂ ! મારો જીવ ખાટો થઈ ગયો !

સંતોષદાસ—અરે આમ માઠુ ન લગાડશો ટોકરશા શેઠ ! આપણે આપણા કામમાં સાવધ રહો ! લઇ જજો હજાર રૂપીઆ !

ટોકરશા—સારૂ ઠીક ! જાણ્યું.

પુજારી—હવે બહુ થયું બાપજી ! આપણે સાધુને અતીશે વહેપાર નહિ સારો !

[ કર્તા ] આ બધી વાત ચીત થઈ ગઈ, તેના બીજા દિવસથી, ટોકરશાએ મંદિરમાં આવવું ઓછુ કરી નાંખ્યું, જેથી મહારાજને અણગમો થયો અને પુજારી ઉપર * રોષ થયો. ટોકરશા આવે તોય ઉચા મનથી; વળી મહારાજ પાસે બેસે તે પણ નહિ બેઠા જેવું, જરા બેસીને ચાલ્યો જાય ! એવા અગિયાર દીવસ ગયા; ત્યારે મહારાજે કહ્યું.

સંતોષદાસ—ટોકરશા ! આવું ક્યાં સુધી રાખશો ?

ટોકરશા—કેવું બાપજી ! મંદિરમાં આવીએ છીએ જઇએ છીએ ! આપણે ક્યારે રીસ ચઢાવીને ઘેર રહ્યા છીએ. વળી કાંઇ કામ આવી પડયું હોય તો નાએ અવાય !

સંતોષદાસ—હવે વહેપારમાં ધ્યાન લગાવો વહેપારમાં !

ટોકરશા—હા...બાપજી તેમાંતો સદા ધ્યાન રાખવુંજ પડે છે. અ મારે વાણીઆને વહેપાર સિવાય બીજુ શુ કરવાનું છે !

---

* રોષ=વધારે વખત સુધી રહેલો ક્રોધ; ગુસ્સો.

**સંતોષદાસ**—ત્યારે આપણા હજાર રૂપીઆનો વહેવાર ક્યારે કરવાનો છે?

**ટોકરશા**—તૈયાર કરીને રાખજો ઘણું કરીને કાલે બારેક વાગ્યાના શુમારે, લેવા આવીશ!

[ કર્તા ] બીજે દીવસે બાર વાગ્યા, એટલે ટોકરશા શેઠ આવ્યા, તેજ વખતે મહારાજે, સવારમાં વહેલાં ઉઠી રૂપીઆની થેલી કાઢીને તૈયાર કરી હતી તે આપી દીધી. ટોકરશા લઇને ઘેર ગયા, અને પોતાના ઘરમાંથી ઘરડાના વખતની જુની સંઘરી રાખેલી, નહિ જેવી કિમ્મતની, સોના રૂપાની જણસો વેચી સાટીને, રૂપીઆ અઢીસો તૈયાર કરી રાખ્યા હતા, તે સાંજરે દીવાબત્તી થઇ ગયા પછી મહારાજની પાસે આવીને સાડા બારસો ગણી આપ્યા.

**ટોકરશા**—લ્યો તમારા રૂપીઆ.

**સંતોષદાસ**—( સાડાબારસેં રૂપીઆ ગણીને ) ટોકરશા ટોકરશા ! શુ તમારી બુદ્ધિ, શુ તમારી વહેપારે અક્કલ. વાહ ભાઇ વાહ ! તમને શુ મળ્યું ટોકરશા ?

**ટોકરશા**—પચાસ રૂપીઆ.

**પુજારી**—એમને મળી રાખ ચોળવાની !

**સંતોષદાસ**—પુજારી પુજારી. તમને મંદિરમાંથી રજા આપવામાં આવશે ! તમે બહુ બોલો છો !

**પુજારી**—રજા આપશો તો જઇશુ, પણ ખરૂ લાગશે તે કહીશુ !

**સંતોષદાસ**—શુ ખરૂ કહો છો ! રાખ ને આખ ને એવા એવા શબ્દો કહો છો તે ખરૂ કહો છો !

**પુજારી**—હા હા રાખ રાખ ! હમણાં એ ચોળે છે ને પછી તમને ચોળવા આપશે, તમેય ચોળજો સારી પેઠે !

**ટોકરશા**—શુ કરવા બાપજી ઝગડો કરો છો ! બસ હવે આટલેથી વહેપારની વાત જવા દ્યો ! ટુંકુ કરો !

**પુજારી**—ટુંકુ કરો તો સારૂ. નહિતો સંતોષદાસને સંતાપ થશે.

**સંતોષદાસ**—અરે કીધર ગયાહ ગરીબદાસ !

**ગરીબદાસ**—એ રહ્યા બાપજી !

**સંતોષદાસ**—જાઓ બુલા લાવ ઘેલીભાઇકું, ઓર અંબારદાસભાઇકું, ઓર ભુલાભાઇકુ, લાઇઓ કલ્યાણ શેઠકું બી !

**ટોકરશા**—હવે જવા દ્યો બાપજી !

**સંતોષદાસ**—નહિ ! નહિ ! જવા શુ દે ! મારા કામમાં ડહાપણ

શુ કરે ! કાઢી મુકાવીશ !

**ટોકરશા**—મહારાજ ! એને એમ સુજ્યુ તો એમ, પણ આપ જેવા સંતને આવો ક્રોધ કરવો ન ઘટે; વળી એને કહાડી મુકવામાં આવે એનો નિસાસો મને લાગે; બ્રાહ્મણનો નીસાસો લઇને દુઃખી થઇએ.

**પુજારી**—કહાડી મુકશે તો બીજા ગામમાં ઠાકોર સેવા કરીશુ, પણ આંખમાં નહિ સમાય તે નહિ સહન થાય !

**ઘોરીભાઇ**—કેમ બાપજી ! કેમ બોલાવા મોકલવું પડયું ?

**સંતોષદાસ**—આ પુજારી; હવે, બહુ બોલવા લાગ્યો છે, એ ગળા સુધી ભરાઇ ગયો છે, એટલે પુજા સેવામાં બરાબર ધ્યાન રાખતો નથી, અને કહીએ છીએ તે સાંભળતો નથી.

**અંબઇદાસભાઈ**—એ એતું કામ બરાબર બજાવતો નથી, કે તમારા કામમાં ખલેલ કરે છે ? ખરી વાત શુ છે ?

**સંતોષદાસ**—બસ એને રજા આપુ છું ને બીજો માણસ રાખુ છું, હું શુ કરૂ છું તે એને જોવાનું છે ?

**કલ્યાણશેઠ**—એમ હોય બાપજી ? આપ તો મહંત કહેવાઓ, અને બીજા બધા આપના તાબાના નોકર ગણાય, જો પણ આપ અણઘટતું આચરણ કરતા હો તો એ લોકો તમને રોકી શકે.

**સંતોષદાસ**—અણઘટતુ હોય તો ને ?

**ઘોરીભાઈ**—હાજી ! ખોટુ આચરણ મંદિરમાં ન નભે.

**સંતોષદાસ**—હું કોઈ પ્રકારનો વહેપાર કરતો હોઉં, જેમાં કમાણી થતી હોય, તેમાં રોકાણ શા માટે કરે ?

**અંબઇદાસ**—તેમાં તો શા માટે રોકે. પણ આપણે સાધુને હરી ભજનનોજ વહેપાર, બીજો વહેપાર શુ કામ કરવો પડે ?

**કલ્યાણશેઠ**—પણ તમે આ ટોકર વાણીઆને પુછીને તો વહેપાર નથી કરતાને ?

**સંતોષદાસ**—હા કરૂ છું તો એમજ, ટોકરશાની મારફતજ.

**કલ્યાણશેઠ**—તેમાં એને કાંઇ દગા જેવું દેખાતુ હશે, તેથી તમને રોકે!

[ **કર્તા** ] આ બધી વાતચિત્ત ચાલી રહી છે તે વખત; પુજારીએ પોતાની ચીજ વસ ભાવ સંભાળી પોટલી બાંધી તૈયાર કરીને કહ્યું,ભાઇઓ સર્વેને રામ રામ છે. હું જાઉં છું !

**ઘોરીભાઈ**—પણ મહારાજ, જાઓ છો શા માટે ! તમને કોણ કાઢી મુકે છે ?

પુજારી—મહારાજજીને ગમતી વાત નથી, માટે મારે રહેવું નથી. હું વળી બીજે ગામ જઇશ.

અંબાઈદાસ—એય નથી કાઢતા ને કોઇ નથી કાઢતુ, તમે તમારે સેવા કરો ઠાકોરજીની!

પુજારી—કાઢે કે ન કાઢે, પણ હવે મારેજ રહેવું નથી.

સંતોષદાસ—જવા દ્યો *કાશ જાય!

કલ્યાણશેઠ—રહો રહો પુજારી; જવાનું કાંઇ કારણ નથી!

પુજારી—કારણ હો કે ન હો, પણ જ્યાં આંખરોષ પડયો ત્યાં ડાહ્યા પુરૂષે ટકવું ન જોઇએ.

ઘેલીભાઈ—જવા દ્યો ત્યારે એમની મરજી!

[ કર્તા ] બારણામાંથી નીકળતાં પુજારી કહેતો જાય છે; જો જો મહારાજ હું તો જાઉ છું,પણ ટોકર વાણીઓ ઠોકર મારીને તમારો નાશ ન કરે, કાશતો જાય છે, પણ તમારી લાશ ન થઈ જાય! સંભાળજો!

આવું કહીને પુજારી ચાલી નિકળ્યો; તે પણ મા બાપ વગરનો એકલો બ્રાહ્મણનો બાળક દુઃખી અવસ્થામાં ત્યાં આવીને રહ્યો હતો, તેનું મુળ ગામ કયું, અથવા પોતાને કોણ સગુ સબંધ છે, તે જાણમાં નહિ હોવાથી, જ્યાં જવાય ત્યાં જવું એમ વિચારી ચાલવાજ માંડયું; ગામેગામ ફરતો વળી જાત્રાનું ધામ આવે ત્યાં દર્શન કરતો નદી આવે ત્યાં ન્હતો દેહનું સાર્થક કરતો આગળ ચાલતોજ રહેતો હતો.

લાંબા દિવસે એક મોટા શહેરમાં જઈ પહોચ્યો તે શહેરમાં, તેણે પરમ વૈસ્નવ અને સદ ગ્રહસ્થના મોહોલ્લામાં,શ્રીરામચંદ્ર ભગવાનનાજ મંદિરમાં મુકામ કર્યો. ત્યાં તેને પોતાને ઠીક ગોઠતુ આવ્યું. પુજારી સેવાનો અનુંભવી હોવાથી, મંદિરના પુજારી મહારાજે તેને અતી આગ્રહથી રાખ્યો.

પોતાનીજ ન્યાતનો બ્રાહ્મણનો બાળક ફરતો ફરતો સુભાગ્યે આવી પહોચ્યો છે એમ જાણી, તે બ્રાહ્મણ જે વૃદ્ધ થએલો હતો, તેની સ્રિ પણ કાળને પોકારી રહી હતી તે બન્ને ખુશી થયાં, અને પોતાની ઉમ્મર લાયક થએલી પુત્રિ, પરણાવાનો વિચાર કર્યો.

એક દિવસ તે બંને ધણી ધણીઆણીએ, પેલા નવા આવેલા પુજારીને પુછયું. હે ભાઈ આજ અહીં આવ્યે ૭ એક માસ તો થયા. કહો હવે તમને અહીં ગોઠશે કે કેમ? જો તમારે ઠરીને રહેવા મરજી હોય તો અમારી

* કાશ—નડતર.

દીકરીનાં તમારી સાથે લગ્ન કરીએ, અને જો જવાનો વિચાર હોય તે. અમે વળી બીજો ગોઠવણ કરીએ ?

આવેલા પુજારીના છ માસના સહવાસથી ઘરનાં સૌ રાજી હતાં, અને તે કન્યાને પણ તેને પરણવાની ઇચ્છા થઈ ગઈ હતી. તેમ પુજારીએ પણ એમજ ઠરાવ રાખ્યો કે હવે અહીંજ જીંદગી ગાળવી છે માટે થતો લાભ ચુકવો નહિ.

સર્વની અનુકુળતા થવાથી; આવેલા પુજારીને, પોતાની દીકરી વરાવી અને મંદીરનો સઘળો કારભાર સોંપી દઇ, ડોસા ડોસી શ્રી રામચંદ્ર ભગવાનનું સ્મર્ણ કરવા લાગ્યાં; ત્યારબાદ થોડાજ માસમાં બંન્ને દેવલોક થઇ ગયાં. ત્યાર પછી, તેમની ક્રિયા ખરચ કરીને પુજારી પોતાની થનાર સ્ત્રિની સાથે ગ્રહસ્થાશ્રમ માંડીને રૂડી રીતે ત્યાં રહ્યા, અને સ્વર્ગનું સુખ ભોગવવા લાગ્યા.

અહીં પુજારીના ગયા પછી, ટોકરશા શેઠે મંદીરમાં આવવાનું બંધ કરી દીધું; પણ મહારાજ સંતોષદાસને ટોકરશા વિના ચાલતુજ ન હોતુ એટલે પોતે તેડવા મોકલતા હતા; અને આવે ત્યારે તેમની સાથે, વહેપાર સબંધી નહિ, પણ બીજી આડી અવળી વાતો કરતા હતા. એમ કરતાં છ એક માસ વિત્યા એટલે પ્રથમની માફક પાછું આવવું જવું શરૂ થયું, અને પ્રેમ પ્રિતી પણ તેજ પ્રમાણે દેવાખા લાગી, એક વખત લાગ જોઇને મહારાજે વહેપારની વાત સંભારી.

**સંતોષદાસ**—ટોકરશા શેઠ ! હમણાં વહેપારની તો વાત કરતાજ નથી.

**ટોકરશા**—શુ વહેપારની વાત કરીએ; વિશ્વાસ વિનાનો વહેપાર કશા કામનો નહિ, એ તમારા હજાર રૂપીઆ ઉપર વહેપાર ચાલતોજ રાખ્યો હોત તો અત્યારે તો પાંચ સાત હજાર રૂપીઆ રળ્યા હોત.

**સંતોષદાસ**—હજી શુ વહી ગયું છે ? વળી ચલાવો વહેપાર ! કાંઇ થોલ આવે તો કહેજો.

**ટોકરશા**—હમણાં તો વહેપારની ઝડપ સારી ચાલે છે, એકનો સવા તો ખરોજ, ને વળી હાલના બજારમાં તો એકનો દોઢ પણ થાય !

**સંતોષદાસ**—ટોકરશા ! મારી પાસે રૂપીઆ વીસ હજાર છે. આ તમને છેવટની વાત કહી, હવે તમારે જેમ કરવું હોય તેમ કરો !

**ટોકરશા**—હાય હાય ! ત્યારે ક્યારના કહેતા શુ નથી, અત્યારે વીસ હજારતો સાંજરે પચીસ હજાર ! એથી વધારેની આશા પણ એટલાતો ખરાજ !

સંતોષદાસ—જ્યારે જોઇએ ત્યારે લઇ જજો, જે વખત માગશો તે વખત આપીશ!

વાતચિત્ત થઇ ગયા પછી, બે ત્રણ દિવસ રહીને; વાણીઓ પોતાના ગામથી દશેક ગાઉને છેટે મોટુ શહેર હતું ત્યાં ગયો, અને સોનાનો ભાવ ઠરાવ્યો, વીસ હજાર રૂપીઆનું સોનું ખરીદી લીધું. વહેપારીને કહ્યું રૂપીઆ મારે ઘેરથી આપવાના છે, અહીંથી સોનું સાચવીને મારા ઘર સુધી પહોચાડવું; અને ગાડામાં નાંખીને રૂપીઆ તમારે મગાવી લેવા, તે બધાનું ભાડું, ચોકી વળાવાનું ખરચ મારે માથે પણ મારા ગામમાંથી રૂપીઆ લાવું અને પછી સોનું લઇ જઉ એમ બને એમ નથી. વહેપારી કહે સારૂ તમે જાઓ! તમારા નામનો પત્તો લખીને આપતા જાઓ એટલે પરમ દીવસે સવારમાં તમારે ત્યાં ગાડુ આવશે. કદાચ રાત્રીમાં આવી પહોચશે તો, ગામની ભાગોળે છુટશે અને સવારમાં તમારૂ ઘર શોધતા આવશે. સારૂ કહીને વણીક ઘેર આવ્યો અને આવ્યો એવોજ મહારાજના મંદિરમાં. મહારાજ કે જે વીસના પચીસ હજાર કરવાની આશામાં ગરક થએલા હતા તે ટોકરશાને દેખીને રાજી થયા.

સંતોષદાસ—કેમ શેઠ. આજ બે ત્રણ દીવસથી જણાતા ન હોતા?

ટોકરશા—ભાઇ ભારે વહેપાર કરવાનો હોય છે, ત્યારે જરા આમ તેમ ભટકવું પડેછે. ધાર્યા [1]દા નાંખવા એ નાના સુના ખેલ નથી.

સંતોષદાસ—કેમ કાંઈ...લાભકારી જણાય છે કે નહિં?

ટોકરશા—બે ત્રણ દીવસમાં, આવી જાય એમ લાગે છે; એક જગાએ ટેટો લગાવ્યો તો છે? મોટા વ્હેપાર મોટા ગામોમાં થાય; અગર શહેરોમાં થાય.

સંતોષદાસ—ત્યારે તો ગામ જવું પડશે કેમ?

ટોકરશા—આ વખતે એમ લાગે છે ખરૂ, કદાચ પાંચ સાત ગાઉ જવું પણ પડે, અને પૈસા પણ ઓચિંન્તા રાતમાંય લેવા પડે!

સંતોષદાસ—પૈસાતો ગમેતો અડધી રાતે માગોને તૈયાર છે. ગામ જવાનું થાય પણ આવવાનું ક્યાર સોરૂ થાય?

ટોકરશા—બીજેજ દીવસે પાછા! પણ ભારે રકમો ગણી લાવવાની, ગાડુ કે ગાડી ભાડે કરી લેવાની; વળી વળાવીઆ વિગેરે સાથે લાવવા પડે, એ બધી કડાકુટ એટલે બીજે નહિ તો ત્રીજે દિવસે આવવાનું થાય!

---

૧ દા-દાવ.

સંતોષદાસ—ત્રણથી વધારે દીવસતો નજ થાયને ?

ટોકરશા—નાના ! વહેપારતો એકજ દીવસનો છે. માત્ર આસપાસની હલામણની વાર થવાની, ત્રીજે દિવસે તો વાવ્યો ઉગવાનો.

સંકેત પ્રમાણે બીજા દિવસની રાત્રી, ટોકરશા શેઠે જાગરણમાં કાઢી તે વળી ઘેર નહિ, પણ ગામની ભાગોળે શંકરના દેવળમાં- રાતના ચારેક વાગ્યાનો શુમાર થયો એટલે; વહેપારીનો મુનમ ગુમાસ્તો, અધમણ સોનું બે બળદના ગાડામાં નાંખીને, બે વળાવીઆ સાથે લઇને આવ્યો. ગાડા બળદનો ગણસારો સાંભળીને ટોકરશા શેઠ મહાદેવના દેવળમાંથી બહાર નિકળ્યા અને અવાજ કરીને પુછ્યું. અલ્યા કોણ હશે ? મુનમ કહે કેમ ભાઇ ! તમારે શું કામ છે ? ટોકરશા પાસે આવ્યા, એટલે અરસ પરસ એક એકને ઓળખ્યા.

મુનમ—કેમ ટોકરશા શેઠ ! આ તમારૂ મગાવેલું સોનું લાવ્યા છીએ. કહો ક્યાં મુકવું છે ?

ટોકરશા—સોનું તમારી પાસેજ રાખો; તમે ગાડામાંથી ઉતરીને આ મહાદેવના દેવળમાં બેસો ! હું રૂપીઆની થેલીઓ લાવીને તમને આપી જઉ. તમારા રૂપીઆ થઈ રહે એટલે તમો મને સોનું આપીને વિદાય થઈ જાઓ ! કેમ ઠીક કે નહિ ?

મુનમ—હાહા. ઠીક ઘણું સારૂ !

[ કર્તા ] ટોકરશા શેઠે મહારાજના મંદીરે આવીને, મહંત સંતોષ-દાસને જગાડયા; તે પણ અડધા પડધા ઉંઘતા જાગતા હતા. એટલે અ-વાજ સાંભળતાંની સાથે ઝડપ ઉઠયા; અને મંદિર ઉઘાડયું. ટોકરશાને દેખીને આદર ભાવથી બોલાવ્યા. આવો શેઠ કેમ ? ટોકરશા કહે કેમ શું વીસ કોથ-ળીઓ કાઢી આપો એજ તો ! મહારાજ કહે લ્યો ઉઠાવો તૈયાર છે, મહા-રાજે વીસ હજાર રૂપીઆ કાઢી આપ્યા. એક એક ધક્કે બબે થેલીઓ ઉચકી ઉચકીને ટોકરશા શેઠે પહોચાડી દીધી. સઘળી કોથળીઓ આવી ગયા પછી, મુનમે સોનું આપ્યું, અને ગાડુ હાકી મુકયું. ટોકરશા ઘરનો બંદો બસ્ત કરીનેજ ઘેરથી નિકળીને મહાદેવના દેવળમાં જઇને પડયા હતા, તે અધમણ સોનું પાસે આવ્યા પછી પાછા ઘરની સંભાળ લેવા આવ્યા નહિ, પણ બારોબાર વિદાય થઈ ગયા.

ટોકરશા શેઠ દીનપર દીન આગળ વધતા ચાલ્યાજ ગયા ! તે થોડે છેટે નહિ પણ પોતાના ગામથી, પાંચસેં છસેં ગાઉ ! હવે કોઇ આવે તેમ

નથી, એમ ધારીને એક મોટુ જબરૂ શહેર આવ્યું ત્યાં સારૂ મેશ ઘર ભાડે રાખીને રહ્યા; અને વિચાર કર્યો કે બસ હવે અહીંજ રહેવુ. વહેપાર રોજગાર કરવો ! પાસે પૈસા થયા છે એટલે કન્યા પણ કંઇ-કથી મળશે.

ત્રણ દિવસ વીતી ગયા, એટલે સંતોષદાસ મહારાજે; ગરીબદાસ બાવાને ટોકરશા શેઠને ઘેર દહાડામાં ત્રણ ત્રણ વખત મોકલવા માંડયા; અને દરેક વખતે ઘેર તાળુ વાસ્યુ છે, એવા સમાચાર ગરીબદાસ લાવ્યા ! એવા દશ દિવસ પુરા થયા પણ ટોકરશા આવ્યા નહિ, ત્યારે અગિયારમે દીવસે સંતોષદાસ મહારાજને વહેમ પેઠો, કે રખેને રૂપીઆ લઇને નાસી ન ગયો હોય !

નવા રાખેલા પુજારીને અને ગરીબદાસ બાવાને, બંન્નેને મંદિર સોંપીને સંતોષદાસ મહારાજે ટોકરશા શેઠનો કેડો લીધો. નિકળતી વખત સુચના કરી કે, હું કોઇ ગામથી સમાચાર મોકલું. અગર માણસ મોકલું તો ટોકરશા ઘેર આવ્યો છે કે કેમ તેનો તપાસ કરીને તરત પાછો જવાબ મોકલજો.

ખાવું જેને ભાવતુ નથી અને ઉંઘ જેને આવતી નથી, એવા સંતોષદાસ સાધુ રાત દીવસ ચાલવા લાગ્યા; ગામેગામ તપાસ કરતા જાય છે. વળી દશે પંદરે પોતાના ગામ તરફથી ખબર મંગાવતા જાય છે, એમ કરતાં બાર માસ વીતી ગયા, અને ચારસેં ગાઉ પહોચી ચુકયા. ત્યાર પછી ટોકરશા ઘેર આવ્યાની તો આશા મુકીજ દીધી. સંદેશા કહાવવા બંધ કર્યા તેમ ઘણે દુર જવાનું થયું એટલે સંદેશા મોકલવા મંગાવવાનું પણ મુસ્કેલ થઇ પડવાથી વળી આગળ ચાલ્યા.

બરાબર બાર મહિના વીતી ગયા ત્યારે જે શહેરમાં ટોકરશા રહેછે તે શહેરમાં આવી પહોચ્યા, ત્યાં તેમને ગોઠયુ સારૂ.શહેરની શોભા જોતાંજ એમ થયું કે બલ્યા રૂપીઆ દેવતા મેલ્યો.હુંતો થાકીને લોથ થઇ ગયો ચાલી ચાલીને ટાંટીઆય તુટી ગયા હવે તો આ શહેરમાં રહીશું ને લોટ માગીને ખાઇશુ અરે આપણે મહંતની ગાદી ઉપર બેઠે બેઠે આનંદ કરતા હતા અને આજે ભીખ માગીને ખાવા વખત આવ્યો. પેલો બીચારો પુજારી તો કહેતો હતો કે જોજો ટોકર ઠોકર નામારે ! પણ તેનું કહેવુંતો મેં સાંભળ્યુંજ નહિં; એણે મને ચેતાવા કહેલું, પણ મારૂ નસીબ અવળુ જેથી મને અવળુજ સુઝયુ, ઉલટો તેને કાઢી મૂકયો. શ્રી રામ શ્રી રામ.

દુઃખના પંદર દિવશ તે શહેરમાં વિસાબાદ સોળમા દીવસના સવારના પહોરમાં, મહારાજ ગંગાસ્નાન કરીને મુકામ પર આવતા હતા તે વખતે જેના પગમાં; કસબના ભરેલા સુંવાળા રેશમ જેવા પંજાબી જોડા, સવા બે આંગળની ઉંચા શેરમની અને આછા કસબની લીટીવાળી કિનારીની ધોતી, ઢાકા બંગાળામાં વણાએલા, બારીક સુતરનું અંગરખુ; પચીસ રૂપીઆની કિમ્મતની પેંઠણની પાઘડી, અને વીસ રૂપીઆનો કસબી દુપટ્ટો ખભે નાંખેલો છે, એવા ટોકરશા શેઠ બે ઘોડાની બગીમાં બેસીને સામા મળ્યા. મહારાજને દેખતાંની સાથે, હાંકનારના ઉપર તાકુકો કરીને શેઠ બોલ્યા. ઉભી રાખ્ય! ગાડી ઉભી રહી કે તરત શેઠ ઉતરીને મહારાજ સંતોષદાસના પગમાં પડયા, અહોહોહો બાપજી અહીં સુધી આવવું પડયું! ચાલો ચાલો ગાડીમાં બેસી જાઓ! મહારાજ કહે, અરે શું ગાડીમાં બેસી જાઓ! તમે તો ગયા તે ગયાજ ગયા! ટોકરસા કહે તે બધુ પછી; હવે બેસો ગાડીમાં ઝટ! મહારાજ કહે મારો સરસામાન ગામની ભાગોળે હરમાનની ધર્મશાળામાં છે. ટોકર શેઠ કહે ચાલો તે લઈ આવીએ છીએ. તમે બેસો ગાડીમાં! મહારાજ બેઠા; એટલે ટોકરશેઠે કહ્યું ભાગોળે ધર્મશાળા આગળ! વાત કરતાંમાં ગાડી આવીને ઉભી રહી! મહારાજે પોતાનો સામાન સંભાળી લીધો, અને ટોકરશા શેઠની સાથે ગાડીમાં બેસી ગયા! ચાલ હાક! ઘર તરફ પાછી. ગાડી ઘેર આવી. બંને જણ ગાડીમાંથી ઉતર્યા ને ઘરમાં પેઠા કે તરત શેઠે પોતાની સ્ત્રિને કહ્યું. સાંભળ્યું, આ ગુરૂ મહારાજને પગે પડય! કહેતાંની સાથે સ્ત્રિ ઝડપ ઉભી થઈ અને સંતોષદાસ મહારાજને પગે લાગી. મહારાજે આશીરવાદ દીધો; બેટા અખંડ સૌભાગ્ય રહો!

ટોકરશા—જો સાંભળ, આ આપણા ગુરૂ! આ સુખ ભોગવીએ છીએ તે બધો પ્રતાપ એમનો છે. આજે તો બ્રાહ્મણ પાસે રસોઈ કરાવો. બાપજીને શીખંડ પુરી, ભજીઆં વિગેરે સાહિત્ય તૈયાર કરીને જમાડો!

સંતોષદાસ—અને તો કોણ જાણે શુ છે તે હમણાંનું ખાવાનુંજ ભાવતુ નથી.

ટોકરશા—શાનુ ભાવે! ખાવાનુ ભાવે એવું રહ્યું કયાં! પણ તેમાં મારી ભૂલ્ય નથી, ફક્ત તમને સમાચાર ન કહાવી શકયો એજ ભૂલ્ય; બાકી વહેપારનો તો પારજ નથી રાખ્યો.

સંતોષદાસ—મારા વીસ હજારના પચીસ હજાર થઈ ગયા!

ટોકરશા—શું ! આજ સુધી પચીસ હજાર હોય ! આજથી આઠમે દીવસે એકજ દુકાનેથી પચાસ હજાર ગણી લ્યો ને અહીંથી ઊઠ ઉર નાંખીને વિદાય થઈ જાઓ !

સંતોષદાસ—વાહ ! વીસ હજારના પચાસ હજાર ?

ટોકરશા—હાહા...પચાસ હજાર ! વળી શક્નના સો ઉપર ! તમે ગણીને ગાંઠે બાંધી સાંઢણી હંકારી દોને ! વચમાં રાત્રી સાત છે. મને પણ તમારા પુન્ય પ્રતાપે વીશેક હજાર મળ્યા છે !

[ કર્તા ] સંતોષદાસ મહારાજ તો રાજી રાજી થઇ ગયા, વાહ ભાઇ વાહ ખુબ કરી ! વહેપારીતો જબરો ! હજીએ વહેપાર કરવા દેઉ તો વરસેક દહાડામાં લાખે લેખાં થાય ખરાં, પેલા પુજારીએ ભડકાવી માર્યા ત્યારનું ટોકરશાનું મનતો ઉંચું થઇ ગયું હતું પણ વળી આપણા નસીબે પાંસરુ પડી ગયું. બીજે દીવસે દુધપાક પુરી, ત્રિજે દીવસે બાસુદી પુરી. ચોથે દીવસે ચુરુ ચુરમું, પાંચમે દીવસે; પકવાન; છઠ્ઠે દીવસે કંસારને ઘી. સાતમે દીવસે, સેવ સક્કરને ઘી; હમેશાં વાતોથી પ્રસંન્ન રાખ્યા, અને ઘી દુધથી ધરવી નાંખ્યા, એટલે મહારાજના શરીર ઉપર ત્રણ ત્રણ આંગળ લોહી ચઢી ગયુ. રસ્તાના થાકથી, તાપ તડકાના રટણથી લેવાઇ ગયા હતા, તે પાછા હતા તે કરતાં પણ સારા થયા. આઠમે દીવસે ટોકરશા શેઠ મહારાજને જમાડીને બે ઘોડાની બગીમાં બેસારીને ગામની ચારે બાજુ ફેરવીને, બજારમાં લાવ્યા. લાવીને એક દુકાન પાસે ઉતાર્યા અને તેમની સાથે શેઠ પણ ઉતર્યા. દુકાનનાં પગથીઆં ચઢયા કે તરત સુવાના મોટા મોટા પલંગો પડેલા હતા, વળી બેસવાને માટે પણ ગાદી તકીઆ પાથરેલા હતા. તેમાંના એક ગાદી તકીઆ ઉપર મહારાજને બેસારીને ટોકરશા શેઠ આગળ બીજા ઓરડામાં ગયા. જ્યાં, સવા સત્તર સત્તર મણ તોલના બે કસાઇ પડેલા હતા; તેમની પાસે જઇને ટોકરશા બેઠા.

ટોકરશા—કેમ શેઠજી ! એક માણસ રાખશો ?

વહેપારી—હા...કયાં છે ? જે માણસ વેચવાનો છે તે !

ટોકરશા—બહાર ગાદી ઉપર બેસાર્યો છે. જાઓ જૂવો તપાસ કરો !

વહેપારી—(બહાર આવીને, સંતોષદાસ સામી નજર કરીને ) કેમ તમેજ ?

[ કર્તા ] વહેપારી પુછે છે કે; આ વાણીઓ વેચવાનું કહે છે એ તમેજ ? મહારાજ એમ સમજ્યા કે મને એમ પુછે છે કે આ વાણીઓ

રૂપીઆ ગણી લેવાનું કહે છે, તેના માલીક તમેજ ! એમ સમજીને;

સંતોષદાસ—હાજી હુંજ !

વહેપારી—તમે રાજી ખુશી તો છોને ?

સંતોષદાસ—હા...હું ખુશી છું.

આટલું પુછીને વહેપારી અંદર ગયો; અને પોતાના ભાઇને વાત કરી. માલ તો લેવા લાયક છે. કીમ્મતમાં ઠરે તો ઠરાવો ! બોલો કેટલા રૂપીઆ લેવાના છે ? ટોકરશા કહે હું શુ કહું. આપજ કહો ! વહેપારી કહે બે હજાર રૂપીઆ ! હાંમાં કરતાં ત્રણુ હજાર રૂપીઆ નક્કી ઠર્યા, ત્યારે ટોકર શેઠે કહ્યું, મને થેલીઓ આપી દો, એટલે હું લઇને જાઉ, એને મોકલુ છું, એ આવે એટલે તમે એને કબજે કરી દેજો ! વહેપારી કહે તેતો અમને કાંઈ નહિ કહેવું પડે.

ટોકરશા શેઠે ત્રણુ હજારની ત્રણુ થેલીઓ, પરાંણે પરાંણે ઉચકી, અને બહાર લાવતાં લાવતાં હાંફી ગયા, તે જોઇને મહારાજ બહુજ ખુશી થયા, અને શેઠની પાસેથી લેવા ઉભા થયાઃ એટલે શેઠે સાન કરીને કહ્યું કે તમે. અંદર જાઓ ! થેલીઓ નાંખીને ટોકરશાએ ગાડી દોડાવી મુકી. મહારાજ બીજી થેલીઓ લેવાની લાલચમાં શ્વાસ ભર્યા દોડયા, એટલે વહેપારીએ કહ્યું, આ ડાબા હાથ તરફની કોટડીમાં પેસો ! મહારાજ અંદર પેઠા એટલે વહેપારીએ બહારની સાંકળ વાસી દીધી.

ટોકરશા શેઠ તો ઘેર જઇને તરત, ત્રણુ હજારનું સોનું લઇને; સર સામાન સંભાળીને, ત્યાંથી બસેં ચારસેં ગાઉ બીજે ગામ.

પહોરવાર થઇ ગઇ, મહારાજને બહાર ન કાઢયા ત્યારે મહારાજે પુછ્યું ભાઈ મને પુરી કેમ રાખ્યો છે? તેતો કહો ! મને કારણુ તો સમજાવો?

વહેપારી કહે પાછળ પછીતે જાળીયું છે ત્યાંથી નજર કરો એટલે સમજાશે.

મહારાજે પાછળ નજર કરીને જાળીઆમાંથી જોયું તો બે મોટા જમ જેવા માણુસો તે એક માણુસને ઉંધો પકડી રાખીને ઘાંણીમાં પીલે છે. એવું દેખાયું, એટલે ભય પાંમીને કહ્યું, ભાઇ, આતો માણુસ પીલે છે ? વહેપારી કહે પીલે છે નહિં મુંમઈ કાઢે છે. રૂષ્ટ પુષ્ટ માણુસોને વેચાથી લઇને મુંમઈ કાઢવાનીજ આ દુકાન છે.

સંતોષદાસ—ત્યારે શુ મારી એ મુંમઇ કાઢવાની છે ?

વહેપારી—હા; કાલે સમી સાંજે તમારો ઘાણુ નીકળશે.

સંતોષદાસ—ત્યારે શુ એ વાણીઓ મને વેચી ગયો !

વહેપારી—હાજી; ત્રણ હજાર રૂપીએ !

સંતોષદાસ—અરે એતો વેચી ગયો, પણ તમે લેનાર કેવા ?

વહેપારી—એક વાર તો કહ્યું કે, અમારો વહેપાર છે! તોય તમને પુછીને ખાતરી કરીને તો લીધા છે ? તમારી રાજી ખુશી હતી તો લીધા. એ તમારી પાસે નાણું માગતો હશે તેથી તમને વેચી ગયો.

સંતોષદાસ—અરે હાય ! હો બાપ ! જબરો કસાઇ નીકળ્યો રે બાપ ! ભાઈ મારા વીસ હજાર લઇને નાઠો છે. તેને ખોળતો ખોળતો પાંચસેં ગાઉથી આવ્યો; ત્યારે મને કહે ચાલો પેલી દુકાનેથી રૂપીઆ ગણી લ્યો, દગો કર્યો રે બાપ ! રામ રામ રામ રામ રામ.

વહેપારી—અમે આવો તકરારી માલ વ્હોરતા નથી, અમે તો રાજી ખુશીનો સોદો કરીએ છીએ. જ્યારે મેં પુછયું ત્યારે તમે હાએ હા કેમ કર્યા કર્યુ !. છાંના રહો હવે તો જે થઇ તે ખરી.

સંતોષદાસ—રામ રામ રામ રામ સીતારામ સીતારામ.
રામ રામ રામ રામ સીતારામ સીતારામ.

[ કર્તા ] ધુનપર ધુન કરવા માંડી; મોટા મોટા ઘાંટા કાઢીને ભગવાનના નામનો ઉચ્ચાર કરવા માંડયો. એમ કરતાં રાતના બાર વાગ્યાનો શુમાર થયો. તે વખતે અમુક કારણ સર બજારમાં ભેગા થએલા વણીક માઝન ત્યાં થઇને જતા હતા, તે મહારાજના મુખથી થતી પ્રભુના નામની ધુન સાંભળીને ઉભા રહ્યા, અને વહેપારીને જગાડીને પુછયુ. ભાઈ આજે તમારા મકાનમાં કોણ બુમો પાડે છે ? વહેપારી કહે, છે કોક, જેને તમો સાધુ કહો છો તેવો. મહાજન કહે અમને બતાવો ! વહેપારીએ મહારાજને બહાર કાઢયા, તે વખતે મહારાજ તો, જેમ કોઇ માણસ ગાંડા થઇ ગયો હોય તેમ બુમ પાડી પાડીને બોલવા લાગ્યા.

રઘુપતી રાઘવ રાજા રામ, પતીત પાવન સીતારામ,
રઘુપતી રાઘવ રાજા રામ, પતીત પાવન સીતારામ.

મહાજન કહે શેઠ તમે આ અમારા મહારાજને છોડી દ્યો.

વહેપારી—મારા ત્રણ હજાર રૂપીઆનો કોણ જવાબ દે છે ?

મહાજન—હાય હાય ! ત્રણ હજારમાં વેચાયા છે ? ત્યારે તો કોકના દુખાવીને બાવા થયા હશે !

સંતોષદાસ—આ વાત કેમ બની છે તેનો જાણનારો મારો રામજી

છે. મને સેજ છુટો કરો તો હું વેચનારને પકડીને બતાવી દેઉ! સાલો "ઉલટો ચોર કોટવાળને દંડી ગયો!" અરે ભાઇ કાંઇ કહેવાની વાત નથી.

**મહાજન**—(વહેપારીને) શેઠજી, તમે એ મહારાજને અમારી સાથે આવવા દ્યો, અમે એ બતાવે ત્યાંથી તે માણસને ખોળી કાઢીને, તેનું નિરાકરણ કરીએ!

**વહેપારી**—તે માણસ મળે તો તેની પાસે છોડાવરાવવો છે, કે ન મળે તોય છોડાવવો તો ખરોજ! તે નક્કી કરોને?

**મહાજન**—તે નહિ મળે તો અમો મહાજન થઇને છોડાવીશુ!

**વહેપારી**—ત્યારે મહાજનના શેઠ સલુકચંદ કહી દે, કે ત્રણ હજાર રૂપીઆ મારી કોટમાં આવ્યા.

**સલુકચંદ**—વારૂ શેઠ તેમ! કાલે બપોરે મારી દુકાનેથી નાણાં લઈ જજો.

[ **કર્તા** ] વહેપારીના મનનું સમાધાન કરી, મહારાજ સંતોષદાસની સાથે સર્વે ટોકરશા શેઠ જે મકાનમાં રહેતા હતા ત્યાં આવ્યા. બારણે જોયું તો તાળુ અટકાવ્યું હતું. ધાંટા ધાંટ કરી પડોસીને જગાડયા, રાત્રીમાં ધાંટા સાંભળીને સઘળા પડોસી જાગી ગયા, અને મહાજનના લોકને જોઇ વિસ્મય પામ્યા, પેલા પડોસીઓને મહારાજ પુછે છે. આ મકાનમાં રહે છે એ ટોકરશા શેઠ ક્યાં ગયા?

**પડોસી**—ટોકરશા નહિં. પોકરશા, નામ ભૂલ્યા! તમે કાંઈ આઠેક દીવસ એમને ઘેર રહી ગયા છો ને નામ ભુલી ગયા?

**સંતોષદાસ**—કોણ જાણે અહીં આવીને નામ ફેરવ્યું હશે, પણ હું તો જાણું છું ટોકરશા?

**પડોસી**—હવે કામ શુ છે તે કહોને?

**મહાજન**—એતો આ મહારાજને, મુંબઇ કાઢનાર વહેપારીને ત્યાં વેંચ્યા છે અને રૂપીઆ ત્રણ હજાર લઈને આવ્યો છે. એ ગયો છે ક્યાં?

**પડોસી**—એ તો ભાડુ બાકુ ઉતારીને નાશી ગયો!

**મહાજન**—હત......તારી જાતને માથે જુતુ? સાલા કસાઇ! ચાલો મહારાજ ફિકર ન કરો! તમે આપણા મોલ્લામાં એક મંદિર છે ત્યાં રહેજો!

[ **કર્તા** ] મહારાજને પોતાના મોલ્લામાં લઇ ગયા; અને રામજીનું મંદિર ઉઘડાવી, રાત્રે સુવાનો સગવડ કરી આપ્યો. સવારનાં પહોરમાં મહા-

રાજ ઉઠયા, અને દાતણ પાણી કર્યા. થોડીવાર વિચાર કરતા બેઠા છે, એટલામાં મંદીરના પુજારી જાગ્યા, તેમને નોકરે ખબર આપી કે, મોડી રાત્રે, મહાજન લોક, મંદિર ઉઘાડાવીને એક મહારાજને મુકી ગયા છે તે આગલી મેઠીમાં સુઈ રહ્યા હતા; હાલમાં જાગ્યા છે. આપને મળવું હોય તો ?

પુજારી—હમણાં એમને જોઇતુ કરતુ આપો ? પછી વાત !

સંતોષદાસ નાહી ધોઈ પરવારી શ્રી રામચંદ્રજીની મુરતીની પુજા કરવા આવ્યા. એમને દુરથી આવતાં પુજારીએ ઓળખ્યા, અહોહો... આતો સંતોષદાસજી મહારાજ ! મહારાજે પુજારીને ઓળખ્યો નથી.

પુજારી—કેમ બાપજી પધાર્યા ?

મહારાજ—હાં મહારાજ !

પુજારી—અહીં ક્યાંથી આવ્યા ?

મહારાજ—જાત્રા કરવા નિકળેલા, ફરતા ફરતા અહીં આવ્યા.

પુજારી—જાત્રા કરવા નિકળેલા કે વહેપાર કરવા નીકળેલા ?

[ કર્તા ] વહેપારનું નામ દીધું એટલે, મહારાજ થોડીવાર સુધી પુજારીના સામુ જોઇ રહ્યા ત્યારે પુજારીએ કહ્યું, શું જોઈ રહ્યા છો ? હું તમારા મંદિરનો પુજારી ! આપે રજા આપી હતી તે ! કેમ ટોકરશા શેઠ ખુશીમાં છે ને ? આવાં વચન સાંભળીને તો, મહારાજની આંખમાંથી આંસુ નિકળવા માંડયાં, અતીશે પશ્ચાતાપ થયો, અને પુજારીને પગે પડયા. પુજારી કહે હાં હાં બાપજી આ શુ કરો છો ?

સંતોષદાસ—ભાઈ તમારૂં કહેવું જરાએ જરા ખરૂં પડયું; ટોકરે લગાવી બરાબર ઠોકર. વીસ હજાર રૂપીઆ લઇને નાઠો; એને દોઢ બે વરસે આ ગામમાંથી ઝાલ્યો; ત્યારે સાત દીવસ ખૂબ ખવરાવી પીવરાવીને; મુંબઇ કાઢનારને ત્યાં ત્રણ હજાર રૂપીએ વેચીને ચાલતો થયો; ગામ મૂકીને નાસી ગયો. ભાઇ, મેં પણ તારો અપરાધ કર્યો છે.

પુજારી—ના બાપજી ! આપે તો બહુ સારૂં કર્યું, જૂવો અહીંઆં મને માલમિલકત, અને બઈરી બધું મળ્યું છે, તે તમારી સેવાનો પ્રતાપ છે, હવે તો અહીંજ રહેજો, એ ટોકરશાને શોધવાં જશો નહિં, નહિંતો વળી કાંક તીજુજ તતંગ જાગશે.

સંતોષદાસ—નાના રામ ! હવે તે શુ જાય ! એના પંજામાં આવી જઇએ તો કચરીજ નાંખેને !

[ કર્તા ] વાત કરે છે એટલામાં મહાજનના પાંચેક માણસો આવ્યા

અને પુજારીને કહ્યું કે, પુજારીજી ! આ મહારાજને બે દિવસ સારી રીતે રાખજો, પછી એમને માટે સગવડ કરીશું.

પુજારી—એમને માટે અહીંજ સગવડ છે, જુદી સગવડ કરવાની જરૂર નથી. એતો મારા ગુરૂ છે; હું તેર વરસ એમની સેવામાં રહ્યો છું. બહુ સારા મહાત્મા છે. જ્ઞાની છે.

મહાજન—આપજીનું નામ શુ છે ?

પુજારી—નામ સંતોષદાસ છે, અને છેય સંતોષી.

મહાજન—ટોકરશાના સપાટામાં શી રીતે આવી ગયા ?

સંતોષદાસ—અરે...ભાઇ લોભમાં લેવાયા.

મહાજન—લોભમાં લેવાયા ત્યારે સંતોષી શાના ?

પુજારી—નામતો સંતોષદાસ ખરૂ, તે કાંઇ ફરી જાય તેમ છે ? હવે તો પોતે પણ વહેપારમાં કુશળ થયા હશે !

સંતોષદાસ—બસ ભાઇ બસ ! તમે મારા વખાણ કરો છો ને મને કાંઇ કાંઈ થઈ જાય છે !

પુજારી—કશુ મન ઉપર લાવવું નહિં. હવે તો પ્રભુ ભજન કરો !

દુહો—લોભ દુઃખનું મુળ છે, લોભે ઉઠે લ્હાય;
જો રટીએ શ્રી રામ તો, સઘળુ દુઃખ શમાય.

રાજા—વાહા વાતતો ઘણી સારી! લોભીઆને તો ભડકે અગ્નિ લાગે?

રાણી—આવી લૌકીક દંતકથાઓની વાતોથી લોભીઆ સંતોષી થતા નથી.

પ્રધાન—નિરંતરનો ઉપદેશ કોકને કોક વાર લાગી જાય !

રાજા—મહાત્માતો ફરતા સારા, માટે હવે અહીંથી તો રજાજ આપો ! વળી બીજી જગાએ જઇને ઉપદેશ કરશે !

રાણી—સંત પુરૂષોને એક જગાએ રહેવાનું કહ્યુંજ નથી.

પ્રધાન—વાત તો ખરી, સાધુ તો રમતાજ ભલા!

રાજા—જાઓ જઇને કહી દ્યો કે એકદમ ચાલ્યા જાઓ !

રાણી—પાણી પીવા પણ ન ઉભા રહે એટલી સજા બજાવજો !

પ્રધાન—જેવી આજ્ઞા ! હું જાઉછું.

રાજા—વિદાય કરીને મને ખબર આપજો !

પ્રધાન—બહુ સારૂ મહારાજ.

રાણી—આપણા રાજની સરહદની બહાર પહોચાડવાના છે. !

પ્રધાન—જેવી આજ્ઞા !

અહીં મેંનાવતી તથા મહાત્મા ખુલ્લા બાગમાં બેઠાં છે, ત્યાં પ્રધાનજી આવ્યા. આ દે...શ ગુરૂજી

જાળંધર—આ દે...શ, અલક નિરંજન બચ્ચા ખુશ રહો ! કહાંસે આતે હો ?

મેંનાવતી—મહારાજ, એ આ રાજના મુખ્ય પ્રધાન છે. એમને રાજાએ મોકલ્યા હોય એમ લાગે છે.

પ્રધાન—હા એમજ છે ! મને રાજાએજ મોકલ્યો.

જાળંધર—બોલો કયા કહેનેકા હય ?

પ્રધાન—હવે આપને અહીંઆં આવ્યે ઘણો વખત થયો, માટે પધારી જાઓ તો સારૂં !

જાળંધર—સબબ ! હમારે રહેનેસે રાજાકુ ક્યા હરકત આઇ ?

પ્રધાન—આપ સંત મહાત્માને અપમાન કરીને કાઢવા પડે તે કરતાં માન ભેર જાઓ તો સારી વાત છે !

જાળંધરનાથ—જાના ન જાના હમારા દીલકી બાત હે ! હમારા કોઈ રાજા નહિ, હમ સબકે રાજા હે ! હમારા હે રાજા અલકનિરંજનનાથ.

પ્રધાન—સમજીને ચાલવા માંડો ! નહિતો પરીણામ માઠાં આવશે !

જાળંધર—આને દો; જબ દેખ લેંગે !

[ પ્રધાન ] રાગઃ ઝિંઝોટી.

રીઝી [1]રસ્તો કાપો, [2]પગલાં માપો છોડો આ દેશ;
રૂડા રાજા રૂઠયા, ઠરવા દે નહિ પહોચાડે [3]પેશ.

[ કર્તા ] પ્રધાને જેટલાં વચન મહારાજને કહ્યાં તેટલાં સાંભળીને, મેંનાવતી ભયભીત અને ક્રોધાયમાન થઇ ગયાં, પણ ધિરેથી પ્રધાનના સન્મુખ બોલ્યાં.

[ મેંનાવતી ] રાગઃ ઝિંઝોટી.

હાથ કશુ ના આવ્યુ, ખાતે ખોળ્યાં માતાનાં [4]થાંદાં,
સાધુને સંતાપી, ગોપીચંદન કેમ કાઢે [5]કાંદા.

---

૧ રસ્તો કાપવો-જતા રહેવું. એક જગા છોડીને બીજી જગાએ જવું. ૨ પગલાં માપો-ઝટ ચાલવા માંડો, એકદમ જાઓ, તાબડતોબ ખસી જાઓ. ૩ પેશ પહોચાડવું-ઠેઠ પહોચાડવું, અતીશે હેરાન કરવું. ૪ થાંદાં-છીદ્ર, છાંના કુલક્ષણ. ૫ કાંદા કાઢવા-સાર ન કાઢવો; લાભ સમજીને કામ કરતાં ગેર લાભ થઇ જવો. સવળુ કરતાં અવળુ પડવું, તત્વસાર ન જડવો.

પ્રધાન—આમાં આપને બોલવાનું પ્રયોજન સમજાતુ નથી.

મેંનાવતી—શા માટે નહિ, જાળંધરનાથ જેવા મહાત્માને કલંકરૂપ શબ્દ કહીને તેમનું અપમાન કરાવી દેશપાર કરે તે મારાથી કેમ જોયું જાય ! પ્રધાનજી આમાં તમારે પણ ઉંડો વિચાર કરવાનો છે. રાજાના વચને વચને ચાલ્યા કરવાનું નથી; વિશેષમાં રાણી સત્યવતી જે જે કહે છે તેજ રાજા કરે છે, તેને કોઇ પણ રીતે મહાત્માઓને અહીંથી દુર કરવાની મરજી છે.

પ્રધાન—તે તો સત્ય છે માજી, મને અહીં મોકલતી વખત તેમનું પણ બોલવું થયું હતુ. હવે શુ કરવું, આપણો બીજો ઉપાય નથી, મહારાજને અહીંથી દુર નહિ કરીએ ત્યાં સુધી રાજા જંપીને બેસશે નહિ, રાણી તેમને જંપીને બેસવા દેશે નહિ તેમ તમને પણ એકે દીવસ મહારાજનાં દર્શન કર્યા વિના ગમશે નહિ, અને નગર વાસીઓ નિંદા કર્યા વિના રહેશે નહિ. એ બધુ જોખમ ભરેલું છે, આખર સંત મહાત્માને કુડું કલંક લઇને જવું પડે તે કરતાં, આબરૂ ભેર જાય તો ઘણી સારી વાત છે. હાલમાં વિદાયગિરી થાય તો હું, રાજસી ઠાઠથી સ્વારી ચઢાવી થોડે સુધી વળાવી આવુ.

સુરા અને ડાહ્યા પ્રધાનનું બોલવું, ચતુર મેંનાવતી સમજી ગઇ. પ્રધાને અક્કલતો ખુબ વાપરી. "સાપ મરે નહિ, ને લાકડી ભાગે નહિ" જાઓ કહેવું નહિ, ને રહેવા દેવા નહિં. પ્રધાનની મરજી એવી છે કે, મહારાજને દેશપાર તો કરવાજ પણ મેંનાવતીને ન ખોટુ લગાડાય ત્યાં સુધી ઠીક.

( મેંનાવતી ) રાગ; મારો એશીઆળો અવતાર. (મામેરૂ.)

રે છો શાણા [1]પુર પ્રધાન, હદ બહાર શાને આવો;
હદ બહાર શાને આવો, તમે પુરપતી સમજાવો. રે છો શાણા.
સંત પુરૂષ સર્વેશ્વર જેવા, માટે ચિત્તમાં ચ્હાવો.
રાજ્ય સકળનું રૂડુ ઇચ્છો; શાણા શીદ સતાવો. રે છો શાણા. ૧
ડાહ્યો ડમરો ગોપીચંદન; છકી ગયો શુ છતથી;
સુન મુન થઇ સાંખી રહી છું, મહાન પુરૂષના મતથી. રે છો શાણા. ૨
આંખે ઝીણું ઝીણું ઝાંખે; અબળાના [2]અંજનથી,
વગર વતાવ્યો હબકી ઉઠે, ગોરીના [3]ગંજનથી. રે છો શાણા. ૩
તત્વ સાર તે સમજે, રાખી રામાને [4]રંજન;

૧ પુર-નગર. ૨ અંજન-ભુરકી ભેદ; મોહની, ૩ ગંજન-ત્રાસ; સેર, હબકાઓ, ૪ રંજન-રાજી, ખુશી.

[5]ખરી વસ્તુની ખબર પડી નહિ,ખર બનીઓ [6]ખંજન. રે છો શાણા. ૪
[7]જગ જ્યોતીને ઝાંખો કરવા; ફાળ ભરી કેમ ફાવો;
અવળી આફત આવી પડતાં, દૈવ શુણે નહિ દાવો. રે છો શાણા. ૫
ઘર પુછીને [8]ગંગા આવી; લઇ શકે જો લ્હાવો;
પળમાં પાછી વળતી દેખી; [9]પુર થશે પસ્તાવો. રે છો શાણા. ૬

[ કર્તા ] માતા મેંનાવતીનાં વચન સાંભળીને પ્રધાન ત્યાંથી પાછો ફરી રાજા રાણી પાસે આવ્યો. જ્યાં રાજા ગોપિચંદ્ર વિલાસ ભુવનમાં આનંદ કરી રહ્યો છે, સત્યવતીનાં હસતા મુખાર્વિંદ સામું જોઇ રહ્યો છે. પાન સોપારી લવિંગ ઇલાયચી સાથે મુખવાસ કરી રહ્યો છે. રાણી સત્યવતીના પુરા પ્રેમમાં ડુબકીઓ ખાઇ રહ્યો છે; જેણે આવી ઉભેલા પ્રધાનને બે ઘડી સુધી તો દીઠો નહિં, બાદ બે ઘડી સુધી ઓળખ્યો નહિં છેવટ બે ઘડી સુધી બોલાવ્યો નહિ, ત્યારે રાણી સત્યવતીએ કહ્યું કે, કેમ આજ પ્રધાનજીની તરફ નજર પણ કરતા નથી ?

**રાજા**—શુ નજર કરવી છે, જે કામ બતાવ્યું હતુ તે કરીનેજ આવ્યા હશે ! કેમ પ્રધાનજી ?

**પ્રધાન**—નાજી, માતાજી વચમાં આડાં આવે છે.

**રાણી**—પુત્રની સુકિર્તીને લાંચ્છન લગાડનારી માતાઓને શુ કરવું જોઇએ ! સાધુને વિદાયગિરી મળે છે તેમાં એમનું શુ જતુ રહે છે !

**પ્રધાન**—તેનો જવાબ મારાથી ન દઈ શકાય, તેતો અમારાં માતાજી કહેવાય ! જે રાજાનાં માતાજી !

**સત્યવતી**—તેતો ખરૂ છે, પણ આમાં માતાજીએ સમજવું જોઇએ.

**રાજા**—હું પંડે જાઉંછું, અને સર્વને સમજાવું છું.

( કવિ )     **રાગ, ગિતી.**

કંપી રાજા કોપીઓ; ચમકી પાડી ચીસ;
સિંહ સમો ત્યાં આવીઓ, હૃદય ચઢાવી રીસ.

તલપતો અને તાડુકતો રાજા ગોપિચંદ્રને આવતો જોઈ મેંનાવતી

---

૫, ખરી વસ્તુ--ઇશ્વર સબંધી જ્ઞાન; તત્વ સાર. ૬ ખંજન-એક જાતનું પક્ષી છે, જેની પુંછડી, શરીરના જેવડી ઉભી અને હાલતી હોય છે. ૭ જગ જયોતી-સુર્યનારાયણ. ૮ ગંગા-સતસંગ રૂપી ગંગા, અહીં જાળધરનાથની પધરામણી. ૯ પુર-પુરણ; સંપુરણ.

ભય પામી ગયાં અરેરેરે, આ અવિચારી બાળક ક્રોધના આવેશમાં કાંઈક અવળુ કરી બેસશે, હવે કેમ કરવું, રાજાના હાથ ઝલાય નહિ, મહાત્માના મુસ્તક ઉપર આડા હાથ રખાય નહિ, હે પરમેશ્વર હવે શુ થશે! હે જોગી જાળંધરનાથ! તમોએ જોગી હઠ કરી મારૂં કહેવું માન્યું નહિં, અને આ દુઃખ આવ્યું.

**જાળંધરનાથ**—યાદ કર અલક નિરંજનકુ; કયા કરને વાલા હે વો [1]અળસીઆ. હજાર હાથકા ધણી જીસકી રક્ષા કરતા હે ઇસકુ ત્રિલોકમેં કોન મારને વાલા હે; ઓર જીસ વખ્ત, વો હજાર હાથકા ધણી મારને કું તૈયાર હોતા હે ઈસ વખ્ત દો હાથ વાલે લાખ આદમી જમા કરો મગર રક્ષા નહિ હો શકતી હે! ઇસ બાસતે ડરો મત! અલક નિરંજન નામ; જપો સૌ અલક નિરજન નામ!

**મેંનાવતી**—અલક નિરંજન તો સદાય જપીએ છીએ પણ.....

**જાળંધરનાથ**—પણુ...કરકે કયું રહેગએ માઇ? પણુ પણુ મત કરો નારાયણકા નામકા દ્રઢ નિશ્ચય રખો! અલંક નિરંજન ના...મ. જપો સૌ અલક નિરંજન ના...મ.

**મેંનાવતી**—જેમ ચ્યવન મુનીના ઉપર ઈંદ્ર ક્રોધાયમાન થઇને આવ્યો હતો તેમ આજે આ ગોપિચંદ્ર આપના ઉપર તાડુકા કરતો ચાલ્યો આવે છે. આ દે...શ અલક નિરંજન.

[ ગોપિચંદ્ર ] રાગ; રે જારે જાજા! (સુધન્વા.)

રે ઝાલો ઝાલો, જોગીડા તમો [1]વાટ;
રે નહિતો ઘડીમાં ઘડાશે તમ [2]ઘાટ. રે ઝાલો ઝાલો!
વાટને ઝાલો જો હોય, [3]જીવની આશા;
લાજ લેવાશે, જોશે લોક તમાસા,
[4]સાહસા, સાહસા, પધારો [5]પુર પાટ. રે નહિતો; રે ઝાલો. ૧
પ્રાણને અંતે પાપી, [6]દાંત પીસો છો;

---

૧ અળસીયુ–ચોમાસામાં વરસાદ પડતાંની સાથે લખ્ખો પેદા થાય છે, અને પલક વાર તડકો દેખતાં પ્રાણુ છોડે છે–અલ્પજીવ.

૧ વાટ ઝાલવી– રસ્તો પકડવો, ચાલવા માંડવું. ૨ ઘાટ ઘડવો–વલે કરવી, માર મારવો. ૩ જીવની–જીવવાની. ૪ સાહસા– તરત, ઉતાવળા. ૫ પુરપાટ–ઉતાવળા; તાબડતોબ. ૬ દાંત પીસવા–દંતઈઆં કરવાં, નાહક ક્રોધ કરવો.

રાજ [૭]રૂઠયાના સામા [૮]રંગડ રીસો છો,
નક્કી નક્કી, દીસોછો [૯]નાગા ટાટ. રે નહિતો; રે આલો. ૨

એકદમ ! મારા રાજની સરહદ છોડી દ્યો !

**મેંનાવતી**—( હિમ્મત ભીડીને ) ગોપિચંદ હદ થઈ ગઈ; સંતપુરૂષોનું અપમાન એ આપણા ઉંચ કુળને છાજતુ નથી !

**ગોપિચંદ**—વિધવા સ્ત્રિઓને એકાંન્ત જગામાં સાધુનો સંગ, એ આપણા કુળને ક્યારે છાજે છે ?

[ **મેંનાવતી** ] રાગ; દોહરો.

બહુ શુ બકવું બાળકા; છકવું શાને છેક;
[૧૦]નાગા નક્કિ નાંખશે, વગર [૧૧]વન્હિનો શેક.

**ગોપિચંદ**—એમના શેક નાખતાં પહેલાં તો હું બાળીને ખાખ કરાવીશ. આ મોટા જોગટાને દટાવી દ્યો ! બાકીના બીજાને દેશપાર કરી દ્યો! ( ગોપિચંદ વિદાય. )

**મેંનાવતી**—( પછાડ ખાઇને ) અરરરરરર ! હે પ્રભુ ! ( પ્રધાન દટાવી દેવા ખાડો ખોદાવા લાગ્યો તેને મેંનાવતી કહે છે. )

**રાગ; કાળી કંઠી તે સવા લાખની સાજનીઆ લોકો !**

રે મારી નવ નાંખો ! વિનવું જોડીને [૧૨]જોડ હાથ;
રે મારી નવ નાંખો ! ૧
રે થઈ જાશે [૧૩]શાખો ! જોગી એ જાળંધર નાથ,
રે થઈ જાશે શાખો ! ૨
રે ઉઘાડી આંખો ! નખ શીખ નિહાળી જુવો [૧૪]નુર;
રે ઉઘાડી આંખો ! ૩
રે પંખીની પાંખો; ઉડાડે આકડાનાં તુર.
રે [૧૫]પંખીની પાંખો ! ૪
રે ડર દીલમાં રાખો ! ચોળી નાંખીને કરે ચુર.
રે ડર દીલમાં રાખો ! ૫

---

૭ રાજ રૂઠવા—રાજા કોપાયમાન થવા. ૮ રંગડ—વિષયા શકત, કામી. ૯ નાગા ટાટ—લાજ વગરના, લંપટ. ૧૦ નાંગા—જાળંધરનાથ. ૧૧ વન્હિ—દેવતા, અગ્નિ. ૧૨ જોડ—બે. ૧૩ શાખો—જુલમ. ૧૪ નુર—તેજ. ૧૫ પંખીની પાંખો—જેમ પંખી પાંખ વડે આકડાનાં તુરને ઉડાડે છે તેમ સંતોના કોપથી સઘળા સુખનો નાશ થશે.

રે ભુંડુ નવ ભાંખો ! ભષ્મ ઉડાડે ભરપુર.
રે ભુંડુ નવ ભાંખો ! ૬

કર્તા—મહાત્માના સિદ્ધિ બળનો ડર બતાવીને ધમકીના રૂપમાં કહેલા મેંનાવતીનાં વાક્ય પ્રધાનના હૃદયમાં વાગ્યાં, અને તે અંતઃકરણમાં ભયતો પામ્યો. મનમાં એમ ડર તો ખરોજ કે, સાધુ પુરૂષો કહે તે થઇ જાય; શ્રાપ દે તો લાગી જાય, એ લોકો સિદ્ધી બળવાળા હોય છે, એમની પાસે સાધનાની વિદ્યા હોય છે. હશે પણ આપણને શી હરકત છે, આપણે ક્યારે કાઢીએ છીએ કે કાઢા મુકાવીએ છીએ ! કાઢી મુકનાર તો રાજા છે; આપણે તો ખુદના હુકમને માન આપવાનું છે,પણ આ મેંનાવતીના મનને કાંઇ ન લાગે તેમ થાય તો સારૂ.હે માજી, મેંનાવતી માતા;હું શુ કરી શકુ ? હુંતો ચીઠીનો ચાકર ઠર્યો, મારો શુ ઉપાય, સંત હોય, મહંત હોય, કે છેવટ આપણા પેટનો દીકરો હોય પણ હજુરનું ફરમાન થયું તેથી વિરૂદ્ધ કેમ થાય ? મેંનાવતી કહે છે. પ્રધાનજી તમે કરો તો બધુ થાય ! તમે જૂના અને વૃદ્ધ માણસ રહ્યા એટલે તમારૂ કહેવું કદાચ માન્ય થાય ? પ્રધાન કહે માતાજી; તે તમારૂં કહેવું સત્ય છે, ઘણી વખતે એમ બને છે ખરૂ ! પણ આ બાબતમાં મારી વાત કાંને સાંભળે એટલો પણ વિશ્વાસ મને નથી. મેંનાવતી કહે છે, ત્યારે ડાહ્યા પ્રધાન, આજ તાંરી સત્યવતી રાણી છે, તેવી એક વાર હું હતી કે નહિ ! માટે મારૂ પણ થોડુ રાખવું પડે !

[ પ્રધાન ] રાગ; હરજી અરજી ઉર ધારો ( સૈરંધ્રિ. )

માજી......માજી ! માજી કેમ રાખુ રાજી ?
તમ બાળક હાથે બા...જી. ૧
ચીઠી ! ! ચીઠી...ચીઠી ! ચીઠીનો ચાકર કહાવું;
[1]પર મુખે પાન કેમ ચા...વું. ૨
ભોળા......ભોળા ! ભોળા ભૂપતને ભાવું;
ગાએલું ગાણું ગા...વું. ૩
હાજી ! હાજી...હાજી ! હાજી કહી હુકમ ઉઠાવું;
[2]ખોળે લઈ ખાણું ખા...વું. ૪

---

૧ પર મુખે પાન કેમ ચાવુ–પારકે મોંઢે પાન ચાવવાં, એટલે આપણી મરજી પ્રમાણે સામાના હૃદયમાંથી કઢાવવું અગર આપણા ધારવા પ્રમાણે સામાના હાથે કરાવવું તે, મુશ્કેલ છે. ૨ ખોળે ખાણું ખાવું–ખાવાની પણ નવરાસ નહિ. ધણીની એવી નોકરી કરવી કે જેમાં ખાવાની પણ ફુરસદ ન મળે.

સુડી......સુડી ! સુડી વચ્ચે સોપારી;
મુજ જીંદગી જોખમ કા...રી. ૫
છાનો...છાનો...[1]છાનો સંઘરવો સાપ;
[2]શીર સઘડી સરખો તો...પ. ૬
પુરપતને ! ! પુરપતને કેમ [3]પટાવું;
ઝટ ! જોગીરાજ દટાવું. માજી ! ! ૭

મેંનાવતી—હાંહાંહાં ! પ્રધાન; જરા......

પ્રધાન—શુ જરા ! મારાથી રાંજનની આજ્ઞાનો અનાદર નહિ થાય !

મેંનાવતી—આમાં અનાદર જરાય કરવાનો નથી.

રાગ; દોહરો.

(મેંનાવતી) છાના રાખો છળ કરી; [4]પુરો પુર પ્રધાન;
મહાન પુરૂષ નવ મારીએ, દઈએ જીવત દાન: ૧
ઘોડાની ઘોડારમાં, [5]ગોઝારો ગંભીર;
પુરો પુરણ પ્રેમથી, પંજર[6] પુરે [7]કીર. ૨
[8]પહેલી પળ સંભારીને, પ્રધાન રહો પરસંન;
પુરવ પુન્યથી પામવા, દીવ્ય પુરૂષ દર્શન. ૩

(પ્રધાન) જાણુ થએ આઝા કરે, મારા શીર પર ઘાવ;
જોરે ઝાલી રાખવા, સાચા સોગન ખાવ ! ૪

(જાળંધર) જાળંધર કહે જુવતી, મત ચિન્તા કર માત;
કરતા હરતા શ્રી હરી, તેજ ત્રિભુવન તાત. ૫

ફિકર મત કરો; ચિન્તા મત કરો; કરને દો જેસી ઈશ્વરકી મરજી ! અલક નિરંજન ! અલક નિરંજન નામ ! જપો સૌ અલક નિરંજન નામ ! (પોતાના માણુસોને અવાજથી આજ્ઞા કરી) ચલે જાઓ ઈધરસે, રમતેઈ રહો, બસ જંગલમેં ઘુમતેઈ રહો ! એક અલખ નિરંજનકા નામ ભજતેઈ ચલે જાઓ ? જાળંધરનાથની સાથેના સઘળા સાધુ ત્યાંથી વિદાય થઈ ગયા ! પોતે પ્રધાનના ખોદાવરાવેલા ખાંડામાં આ દે...શ કહીને ઉતરી પડયા. ઉપર પ્રધાને પથ્થરની છાટ મુકાવી, તેના ઉપર માટી પુરાવી દીધી. રાણી

---

૧ સાપ છાનો સંઘરી શકાય નહિ. ૨ માથાપર સઘડી તેનો તાપ ખમી શકાય નહિ. ૩ પટાવું-ફોસલાવું, છેતરૂ. ૪ પુરો-બંધ કરો ૫ ગોઝારો-ઘરની ગલી કુંચીઓ, ૬ પંજર-પાંજરૂ. ૭ કીર-પોપટ. ૮ આગલો વખત.

મેંનાવતી આંસુ ખેરવતાં ઘેર આવ્યાં. ગુરૂ મહારાજને જમીનમાં દાટી દીધા, એ ચિતાર પોતાની આંખથી ખસ્યો નહિ. ખાવું ભાવ્યું નહિ, આખી રાત નિન્દ્રા આવી નહિ. નિત્યના અભ્યાસ પ્રમાણે સવારના પહોરમાં મુખમાંથી શબ્દનો ઉચ્ચાર થયો; આ દે...શ ! તેજ વખતે જાણે જમીનમાંથી કોઈ બોલતુ હોય તેમ સામો ઉત્તર મળ્યો, આ દે...શ અલક નિરંજન. આ શબ્દ સાંભળી રાણી અચંબો પામી, અને ફરી બોલી. આ દે...શ અલક નિરંજન. તેનો મોટે અવાજે જવાબ મળ્યો; આદે...શ અલકનિરંજન બેટા મેંનાવતી ! મેંનાવતી કહે હે ગુરૂ મહારાજ ક્યાં બોલ્યા ? મને દર્શન આપો !

**જાળંધરનાથ**— દર્શન કી ક્યા જરૂરત, આશીર બચન લેઈ આનંદ કરલે !

**મેંનાવતી**—ના પ્રભુ એકવાર તો દર્શન આપો !

**જાળંધરનાથ**—એક વખત દર્શન કર કે ત્રપ્તિ નહિ હોગી, ફીર માગણી કરેગી; ઇસ બાસ્તે ધીરજ રખ; ઓર ભજલે અલક નિરંજનકા નામ.

**મેંનાવતી**—મહારાજ હું ફરીને માગણી નહિ કરૂં ! મને એકજ વાર દર્શન આપો !

**જાળંધરનાથ**—ચલી આ બાગમાં ! (મેંનાવતી બાગમાં આવી બોલી, આ દે...શ. તેજ વખતે જમીન ફાટી. માંહીથી જાળંધર જોગી, આ દે...શ અલખ નિરંજન કહીને બહાર આવ્યા. મેંનાવતીએ દંડવત્ પ્રણામ કરીને દર્શન કર્યા; એટલે જોગી જમીનમાં શમાઇ ગયા.)

આ પ્રમાણે મેંનાવતી સવારના પહોરમાં ગુરૂનું સમરણ કરીને; ઇશ્વરનું સ્તવન કરે છે. રાજા ગોપિચંદ્ર પણ પોતે જે પ્રમાણે વરતતો હતો તેજ પ્રમાણે પોતાની રીત ભાત રાખી વરત્યા કરે છે, પણ પોતાના દીલમાં બે બાબતોની ખટક લાગી રહી છે. એકતો જોગી લોકો કેવા હઠીલા હોય છે કે, છેવટ દટાઇ જવાનું કબુલ કર્યું, પણ પોતાની હઠ ન છોડી, બીજુ ઊંટ મરી ગયું એટલે તેના શરીરમાંથી શું જતું રહ્યું અને તે પ્રમાણે આપણે પણ કોક દીવસ મરવાનું તો આવશેજ !

દીન પર દીન ગયા; માસ પર માસ ગયા; સારો દીવાળીનો દીવસ આવ્યો તેને બીજે દીવસે, વસ્ત્રઆલંકાર ધારણ કરીને રાજા ગોપિચંદ, માતા મેંનાવતીની પાસે આશીર્વાદ લેવા આવ્યો. માતાના પગમાં પ્રણામ કર્યા, એટલે માતાએ આશીશ દીધી કે ઘણું જીવો દીકરા ! ગોપીચંદ પાછો વળી

ગયો. તેણે મનમાં વિચાર કર્યો કે મારી માતાના મનમાં મારા ઉપર કોઈ પ્રકારનો રોષ નથી. આ ઉપરથી એમ સાબિત થાય છે કે, મારી માતાની સાધુ પ્રત્યે શુદ્ધ ભાવનાની પ્રેમ ભક્તિ હતી, અને સાધુ પણ પવિત્ર અને પ્રતાપી મુરતી હતા, મેં સાધુને દટાવી દીધા એ મોટી ભૂલ છે, એમાં મેં બંન્ને જણાનો અપરાધ કર્યો છે. એકતો સતી મેનાવતી માતાની પવિત્ર લાગણી દુઃખાવી તે, બીજુ જાળંધર જેવા જોગી રાજને દટાવી દીધા તે બે ભારે અપરાધ કર્યાં છે, તેની ક્ષમા ઇશ્વર પાસે માગી મળે તેમ નથી. આ પ્રમાણે પશ્ચાતાપ કરતાં કરતાં દીવસ પર દીવસ જતા રહ્યા. જેમ જેમ મુલાકાત થતી ગઇ તેમ તેમ માતાનો દીનપર દીન વધતો દેખાતો પ્રેમ જોઇને, રાજા અતીશે વીમાસણ કરવા લાગ્યો; અરેરેરે, હવે માતાના કરેલા અપરાધની ક્ષમા કેવી રીતે માગું; હવે તે દાટીને મારી નાંખેલા જોગીને કેવી રીતે બહાર કઢાવું, દરેક માણસ સાહસ કામ કરીને પાછળ પશ્ચાતાપને પામે છે. કેટલીક વાર સ્ત્રિઓ દુઃખનું સાધન થઈ પડે છે.

મહાત્મા શ્રી જાળંધરનાથને જમીનમાં દટાવી દીધે લગભગ ચાર પાંચ વરસ વિત્યાં ત્યાર પછી એક દીવસે રાજા રાણી વચ્ચે વાર્તા વિનોદ ચાલે છે; આનંદને ઉપજાવે તેવી વાતો કરતાં કરતાં, રાણી બોલ્યાં સ્વામીનાથ; આપની સાથે મારૂ લગ્ન થએ બરાબર આઠ વરસ કાલે પુરાં થશે.

રાજા—તમે તમારે વરસ ગણ્યા કરો ! જેટલાં થયાં તેટલાં ખરાં ! તેને કેમ કરવાં છે.

રાણી—સ્વામીનાથ; યાદ તો એટલાજ માટે આવે છે કે, હું કેવી ભાગ્યશાળી કે મને આપ સરખા પતી મળ્યા. આઠ વરસમાં આઠ ઘડી પણ એવી નથી આવી કે, આપનું મન મારા પ્રત્યે ઉંચુ થયું હોય; અગર આપની અકૃપા થઇ હોય !

રાજા—રાણી; એ તમારા પોતાના સ્વભાવની વાત છે; તમો સાચા દીલથી મારી આજ્ઞા ઉઠાવો; અને સેવા કરો ત્યાં તેમ થવાનું કારણ ક્યાં રહ્યું !

રાણી—સત્ય કહો છો પ્રભુ ! આપની વરસગાંઠ કાલેજ કે નહિ ?

રાજા—હા હા કાલે કાલે ! આવતી કાલેજ, બ્રાહ્મણોને દીક્ષે ! અરે કોઇ હાજર !

સેવક—સરકાર; આજ્ઞા !

રાજા—જાઓ માતાજીને પૂછી આવો કે; કાલે ભાઇની વરસ ગાંઠ ખરી કે નહિ.

સેવક—જેવી આજ્ઞા. (સેવક માતાને પુછવા ગયા. ત્યાં જઇ મેંનાવતીના ચરણમાં પ્રણામ કરીને પુછે છે. માતાજી, સરકારે મને પુછવા મોકલ્યો છે કે મારી કાલે વરસ ગાંઠ ખરી કે નહિ ?

મેનાવતી—હા ભાઇ ખરી! અને વિશેષમાં કહેજે કે, ચોવીસમું વરસ ઉતરીને પચીસમું બેસશે. તારી જીંદગીનો બીજો કલ્પ પુરો થાય છે. માટે બ્રાહ્મણને બોલાવી આશીરવાદ લઇ કાલે વિધી પુર્વક સ્નાન કરવું અને ઉત્તમ પ્રકારનું ભોજન જમવું. (બહુ સારૂ કહી સેવક વિદાય થયો, અને માતાજીના કહેલા શબ્દ રાજાધીરાજને સંભળાવી દીધા.)

રાણી—પ્રભુ; માતાજીએ એમ કેમ કહાવ્યું કે, બીજો કલ્પ પુરો થયો ?

રાજા—આ હળાહળ કળીયુગમાં ત્રણ વરસનો છોટો અને બાર વરસનો એક મોટો કલ્પ ગણાય છે.

રાણી—તેની મને સમજણ ન પડી !

રાજા—માણસને; કોઇ પણ જાતની કળાથી, હુન્નરથી, અગર વિદ્વતાથી સુકિર્તી કે દ્રવ્ય પ્રાપ્ત થતું હોય, તો તેનો મહિમા લગભગ એક હજાર દીવસ વિશેષ ખ્યાતીમાં આવી જાય છે, એટલે આશરે ત્રણ વરસ ! અને એથી વિશેષ ચાલે તો; બાર વરસ ! એટલે મોટો કલ્પ થયો; બાર વરસ સુધી જેની એક ધારાએ સુકિર્તી ચાલી તેના ઉપર ઇશ્વરની સંપુર્ણ કૃપા છે એમ માનવું. પણ આતો મારૂ જીવન, મને વરસ ચોવીસ પુરાં થયાં. શું મોટી વાત ! એમાં કાંઇ મહોત્સવ મનાય નહિં, રાજગાદી મળી છે તે વંશ પરંપરાના વારસામાં મળી છે, તેમાંય કાંઇ મારૂ પ્રાક્રમ નથી; માટે કાંઇ મહોત્સવ ઉજવવાની જરૂર નથી, છતાં માતાજીની મન ઇચ્છાને પ્રસન્ન કરવા માટે સ્નાન વિધી સંભાળી લઇશું.

રાણી—સ્વામી, કાલે સવારે તો હું જાતે આપને સ્નાન કરાવીશ !

રાજા—વારૂ; હું પણ તેજ કહેવાનો હતો, તેને માટે સઘળી તૈયારી કરજો.

અખાત્રીજને દિવસે સવારના પરોઢમાં સત્યવતીએ નરદમ કાચ જેવાજ આરસના પથ્થરના ચોકમાં, રૂપાનો બાજઠ નંખાવી દીધો, પાસે સોનાની કુંડીમાં, ગંગાજીનું શુદ્ધ નિર્મળ જળ નંખાવી દીધુ, તેમાં વળી એક સોનાની ઝારી પણ મુકાવી દીધી, તેની પાસે રૂપાના એક પ્યાલામાં

સુગંધીદાર તેલ, બીજામાં અગર અને ચંદનની મેળવણી સહીત [1]પીઠી, ત્રિજામાં [2]ગોરસ, ચોથામાં કંકુ અને પાંચમામાં ચોખા, વિગેરે સઘળી સાહિત્ય તૈયાર કરાવરાવી, રાણીએ રાજાને કહ્યું કે, આપ તૈયારી કરો પછી સવારના પરોઢનું સારામાં સારૂ ચોઘડીયું વીતી જશે. વચન સાંભળી રાજાજી મહેલમાંથી નીચે ઉતરી. નિર્માણ કરેલી જગાએ આવીને ઉભા. પાછળથી સતી સત્યવતી સોળ શણગાર સજીને; અષાડ માસના ઘેરાએલા વાદળથી. સુર્યનારાયણને આચ્છાદન થવાથી; નિપજતો ઘેરો વાદળી રંગ શોભે તેવાજ રંગનું અને વચ્ચે વચ્ચે સોનાના તારથી વીંધી નાંખેલું અમુલ્ય અમ્મર પહેરીને; ડાબા હાથ ઉપર નાથને પહેરાવવા માટે કસબની ફીનારીથી વણેલું કેશરી રંગનું પિતાંબર લઇને નીકળી. રાજનને પહેરવાનું પિતાંબર રૂપાની ખીંટી ઉપર ભેરવીને જેમ કોઇ ઇંદ્રાણી ઈંદ્રને સ્નાન કરાવા તૈયાર થઇ રહી હોય, તેમ શોભતી સત્યવતી રાજા ગોપિચંદ્રને પ્રથમ મુસ્તક ઉપર ચોખા, કંકુ, દહીં અને સુંગંધીદાર પદાર્થો નાંખી શરીરે તેલ મરદન કરવા લાગી. સવારના પહોરમાં ઉગતા સુર્યનારાયણનાં પડતાં કીરણોથી વધી ગએલી શોભાને જોતાં, રાજમાતા મેંનાવતી બારીએ બેઠાં છે.

જેટલી ઉમ્મરે પોતાના સ્વામી સ્વર્ગવાસ થયા છે તેટલીજ ઉમ્મરમાં આવેલા, રૂપે રંગે અને શરીરે પોતાના સ્વામીના સરખાજ દેખાતા પોતાના પુત્રને જોઇને; તુરત પોતાના સ્વામી યાદ આવ્યા. તેની સાથે અંતઃકરણમાં ઘેરાએલી; અને ઘણા વરસથી દબાએલી વાસનાઓ ખડી થઇ. પોતે પરણીને આવ્યાં ત્યાંથી તે, સ્વામી સ્વર્ગવાસ થયા ત્યાં સુધીના દીવસે દીવસ, પતીના બોલેલા બોલ, તથા સ્વામીએ લડાવેલાં લાડ સંભારીને,હૈયુ ભરાઈ આવવાથી; રાત્રીએ આવી ગએલા વરસાદનું ઝાડમાં ભરાએલું પાણી જેમ સવારના સેજ પવનથી ધીમે ધીમે ટપક ટપક થતુ જાય તેમ, આંખમાંથી આંસુ ખેરવવા લાગ્યાં. આંખમાંથી પડતાં આંસુ પવન લાગવાથી થંડાં હીમ જેવાં થઈને પૃથ્વિ ઉપર પડવા લાગ્યાં; તેમાંના એક બે છાંટા રાજાના શરીર ઉપર પડયા. તેજ વખતે રાજા વિચારમાં ગુમ થઇ ગયા. આ વરસાદનો . છાંટો કયાંથી પડયો. ચોમાસાનો દીવસ નથી, વાદળનો ઘેરાવ નથી, વીજળીનો ચમકાર નથી, ત્યારે વરસાદનું ફોરૂ પડયું કયાંથી ! આમ તેમ આડી અવળી નજર કરતાં કાંઇ માલમ ન પડયું એટલામાં તો રાણીની આજ્ઞાથી દાસીઓ જળ રેડવા લાગી, એટલે સત્યવતી સ્વામીને નવરાવા લાગી. નાહી રહ્યા પછી કોરા વસ્ત્રથી શરીરને સ્વચ્છ

કરી પિતાંમ્બર પહેરવા માટે ઉઠવાની તૈયારી કરે છે તે વખતે વળી પાણીનું ટપકુ પડયું, ત્યારે ધારીને જોતાં માલમ પડયુ કે, માતા મેંનાવતી રૂદન કરે છે. અરરર આશુ, આજે મારી વરસ ગાંઠ! આજે તો માતાને અતી હર્ષ હોવો જોઇએ તેને બદલે રૂદન કેમ!

શંકાયુક્ત થએલો રાજા ગોપિચંદ્ર બાજઠ ઉપરથી ઉઠી માતાની સનમુખ જઇ ઉભો રહ્યો, અને નમ્ર વચનથી પુછવા લાગ્યો. હે માતાજી, આજે હર્ષ ને બદલે શોક કેમ કરવો પડે છે? આંખમાંથી આંસુ કેમ ઝરે છે? રાજાએ ઘણું ઘણું પુછ્યું, પણ મેંનાવતીએ ઉત્તર ન આપ્યો અને વિશેષ રોવા લાગ્યાં. ત્યારે રાજા અતી ગભરાયો, કે નક્કી માજીનુ કોઇએ બરાબર હૃદય દુઃખાવ્યું છે; માતાજી મારા સમ છે તમે સાચે સાચુ કહો; તમારો આત્મા કોણે દુભાવ્યો?

**[ગોપિચંદ્ર] રાગ; માનિતી મહેલે ચાલો મારા સમ; ( ગૃહાલશા. )**

માતાજી મને કહોને મારા સમ? (૨)
મારા જીવ તણું જોખમ. માતાજી.
મન શુ મુઝાઓ, મારા સમ; બળતુ બુઝાવો, મારા સમ!
હું ગુણ હીણને શી ગમ! માતાજી;
આંસુ ઝરતાં આંખથી; રોષે કરો રૂદન;
ઝેર થશે મને ઝાંખતાં, જળ ફળ અન ભોજન. માતાજી. ૧
છળથી બળથી છેતરી; દુષ્ટે આપ્યુ દુઃખ;
કટાર ઘાલી કંઠમાં, મરડી નાંખુ મુખ. માતાજી. ૨
જીભ કપાવું કારમી; કહે કોઇ કડવો બોલ;
*ખરને ખર બેસારતાં; ઢમકે વાગે ઢોલ. માતાજી. ૩

**મેંનાવતી**—જેના ઉપર સુગંધીદાર પદાર્થોનું સેવન થઇ રહ્યું છે. તેલનું મર્દન થઇ રહ્યું છે, તે કાયા સોનાની નથી, તેમ તેમાંથી કદી કસ્તુરી મહેકવાની નથી, માટે હે દીકરા; મને તે સબંધી વિચાર આવ્યા. હાલ તારી જેટલી ઉમ્મર છે તેટલીજ ઉમ્મરે તારા પિતા સ્વર્ગવાસ થયા હતા, તેમની તારા જેવી દીવ્ય દેહ હતી તે પણ માટીમાં માટી મળી ગઈ. આ તારી કાયા પણ બળીને ખાખ થઇ જશે માટે તેને અમર કરી લે! આગળ ભવિષ્યના વિચાર કરીને મને ઓછું આવ્યું છે.

---

* તમને દુઃખ આપ્યુ હોય તેને ગધેડે બેસારી આગળ ઢોલ વગડાવી દેશ પાર કરૂં.

ગોપિચંદ્ર—માતાજી; તે કાયા અમર થાય તેવો ઉપાય બતાવો !

મેંનાવતી—તે ઉપાય આપણા હાથમાં ન હોય, તેતો કોઇ સંત મહાત્મા જાણે.

ગોપિચંદ્ર—જરૂર હું દુર્ભાગી તો ખરો !

મેંનાવતી—તમે તો ભાગ્યવાન છો દીકરા ! રાજપાટના ધણી છો; સારી સુપાત્ર સતી સત્યવતીના સ્વામી છો.

ગોપિચંદ્ર—તમારૂં કહેવું યથાર્થ છે માતાજી; શરીર સંપત્તી સારી હોય, ભોજનની સદા તૈયારી હોય, અને સુઘડ નૌતમ નારી હોય તે પુરૂષ ભાગ્યવાન ગણાય તો ખરો ! પણ...જાળંધર જેવા જોગીરાજને ન દટાવી દીધા હોત તો તો હું પુરણ ભાગ્યશાળી થવા પામત.

મેંનાવતી—સત્ય છે દીકરા !

ગોપિચંદ્ર—હવે જાળંધરનાથ જેવા બીજા જોગી આ જગતમાં હોય તો શોધી શરણે જઇ આ કાયાને અમર કરવાના ઉપાય માગુ !

મેંનાવતી—તેજ જાળંધરનાથની શરણે જઇ, અમર થાઓ !

[ મેંનાવતી ] રાગ; સેવક તમારો હું સુંદરી. ( સેરઠ )

અમર કરી લે તારા અંગને.

કાચી કાયા પડે [1]કારમી, કાચો કુંભનો [2]ઘટજી;
[3]કાંડામાં કંકણ કાચનું; પડતાં ફુટી જાય [4]ફટજી. અમર. ૧
પરપોટો જેવો પાણીનો; ફુટે પવનથી [5]પટજી;
કાળ રહ્યો શીર કોપીને, ઝાલી ઝડપી લે ઝટજી. અમર. ૨
મારી શકે કોણ મ્હોતને, ચીત્તમાં ચેતી લે [6]ચટજી;
[7]મગર ગળે જેમ મચ્છને, કાયા ગળી જાય [8]ગટજી. અમર. ૩
ચડપ થશે તારે ચાલવું; મુકી વહેવાર [9]વટજી;
જીવન દોરી જીવની, કાપી નાંખશે [10]કટજી. અમર. ૪

---

૧ કારમી=ઓચિંતી. ૨ ઘટ=ઘડો. ૩ કાંડુ=હાથના પોંચાની ઉપરનો ભાગ, ૪ ફટ=એકદમ, તરત. ૫ પટ=તરત, અડતાં પહેલાં, કોઈપણ સાધનનો ફટકો લાગ્યા પહેલાં. ચટ=જલદી, ઉતાવળુ. ૭ મગર=મઘર, એક જાતનું પાણીમાં રહેનારૂં જબરૂં પ્રાણી, મચ્છનો અહાર કરનારૂં વિકરાળ પ્રાણી. ૮ ગટ=ઝડપથી, ચાવ્યા વિના પેટમાં ઉતારી જવું. ૯ વટ=વહેપાર રોજગારે આબરૂ, વકર. ૧૦ કટ=અવાજ વગર કડકા કરી નાંખવા, ઝડપથી, તરત.

કાળ ગતી અતી [11]આકરી, નિત નિત આવે [12]નિકટજી;
સામાન સજીલે તારા સુખનો, વાંસે વેળા [13]વિકટજી. અમર. ૫
[14]વર્ણ લખ્યા જે વિધાત્રિયે, [15]વળતી નહિ વધઘટજી;
[16]વિપળનો વાંધો પડે નહિ, ખાલી શી ખટખટજી. અમર. ૬
[17]જીવન જોખમ કારણે, [18]નાંખે કાયાને [19]નટજી;
સમજુ સમજે સાનમાં, સમજે નહિ જે [20]નફટજી. અમર. ૭
ભાવે ભજો ભગવાનને; હૈએ આણી [21]ઉલટજી;
સાધી લે સમાગમ સંતનો, સઘળુ થાય [22]સુલટજી. અમર. ૮
બુદ્ધિ પકડય બાપાલાલની, [23]જાડા [24]જંગલી [25]જટજી;
અંત સમય [26]સાખ પુરશે, રૂડા રામને રટજી. અમર ૯

**ગોપિચંદ્ર**—તેતો જમીન દોસ્ત થઇ ગયા.

**મેંનાવતી**—સિદ્ધ પુરૂષો પોતાની સિદ્ધીના બળ વડે કરીને જીવે છે. જાઓ આપણા ઘોડાની ઘોડારમાં જઇ આ દે...શ કહીને અવાજ કરો !

**ગોપિચંદ્ર**—માતાજી મારા અપરાધ ક્ષમા કરજો ! હવે મને અતી પસ્તાવો થાય છે.

[ કર્તા ] રાજા ત્યાંથી દોડયા અને ઘોડારમાં જઇ માતાના કહેવા પ્રમાણે અવાજ કર્યો. આ દે...શ ! સામો જવાબ મળ્યો. આ દે...શ અલક નિરંજન.

**રાજા**—જોગી જાળંધરનાથ; દર્શન આપો પ્રભુ.

**જાળંધરનાથ**—ઇસ બાગમેં ચલે આવ, જહાંપર હમકુ ગાડ દીઆ !

**રાજા**—( દોડતા બાગમાં આવીને ) આ દે...શ.

---

૧૧ આકરી=ઉતાવળી. ૧૨ નિકટ=પાસે. ૧૩ વિકટ=દુઃખની ભરેલી, સહન ન થાય તેવી, ઓળંગી ન શકાય તેવી. ૧૪ વર્ણ=અક્ષર. ૧૫ વળતી=ફરી, પછીથી. ૧૬ વિપળ—એક પળનો સાઠમો ભાગ. ૧૭ જીવન જોખમ=જીવનને બચાવા, જીવન દુઃખમાં ન આવી પડે, જીવનું પોષણ કરવા; પેટને માટે ૧૮ નાંખે કાયાને નટ=કાયા જોખમમાં ઉતારવી, મરણ પરીયંતની રમતો કરવી. ૧૯ નટ=અજાણીઆ, ખીલાડી. ૨૦ નફટ=મુર્ખ, અક્કલ વગરના. ૨૧ ઉલટ=હર્ષ, આનંદ. ૨૨ સુલટ=સીધુ. ૨૩ જાડા=જાડી બુદ્ધિના, મંદ બુદ્ધિના. ૨૪ જંગલી=સાહસીક, વગર કેળવાએલા, અજ્ઞાન. ૨૫ જટ=સમજે નહિ ને હઠ કરે તેવું; હઠીલું, અનાડી. ૨૬ સાખ—સાક્ષિ, પુરાવો.

જાળંધર—( ધરતીમાંથી અવાજ કરીને ) આ દે...શ, અલક નીરંજન

રાજા—દર્શન આપો મહારાજ!

જાળંધરનાથ—કીસ ભાવનાસે દર્શન કી ઇચ્છા હુઇ હે !

રાજા—પુજ્ય ભાવનાસે; ગુરૂ ભાવસે ! ( આ દે...શ અલક નીરંજન અવાજ થઈ ધરતી ફાટી; અને માંહેથી; જેમ કોઈ કુવામાં પડી ગએલા માણસને માંચીમાં બેસારીને બહાર કાઢવામાં આવે તેમ ધીમેથી ઉપર આવ્યા, તેજ વખત ધરતી બરાબર થઇ ગઈ. જોગીરાજ આંખો મીંચીને બેઠા. ( ગોપિચંદ્રે હાથ જોડી સ્તુતી કરી. )

**[ ગોપિચંદ્ર ] રાગ; અહો દીલદાર, જરી દેદાર;**

જાગો જોગીરાય; વખત વીતી જાય; પુછુ લાગી પાય; [1]પાળકને;
પુછુ લાગી પાય; પાળકને; પુછુ લાગી પાય; પાળકને. જાગો.
અતી [2]ઉખની; અતી [3]ભૂખની, અતી [4]કુખની, અતી [5]દુઃખની,
કહી કેમ જાય; અતીશય લ્હાય; બતાવો ઉપાય બાળકને. જાગો.
આ કાયા અમ્મર કરો; કદી કાળ નવ ખાય;
જુગ જુગ જીવન [6]જાગતું, [7]જરા મરણ ભય જાય. જાગો. ૧
શુ થાશે શુ થઈ ગયું, મન અતી મુઝાય,
શંશય ટાળો સેજમાં, તો બળતુ [8]બુઝાય. જાગો. ૨
ખાંતે કાયા ખાઇ ગયો; કોટી વખતે કાળ;
એ પીડા અળગી કરો, પુરણ પરમ કૃપાળ. જાગો. ૩
વાર વાર વિનતી કરૂ, સદા કરો કલ્યાણ,
પાર ઉતારો પ્રેમથી; [9]વમળ પડેલું વહાણ. જાગો. ૪
સદ વિદ્યા સત સંગને, સત્ય એજ સતસાર;
શરણું શ્રી ઘનસ્યામનું, જુગમાં જય જય કાર. જાગો. ૫

**[ જાળંધરનાથ ] રાગ; લાવણી !**

રે ભજ અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજન નામજી...
કાયા કાચકી પુતલી, સબ દેખ રહી સંસાર;

---

૧ પાકળ–પાળનાર;; હીત ઈચ્છનાર. ૨ ઉખ–આશા, ઇચ્છા. ૩ ભુખ–તૃષ્ણા; લાલસા. ૪ કુખ–જન્મ ગર્ભવાસ. ૫ દુઃખ–મરણ; પીડા સંકટ. ૬ જાગતુ–આબાદ. ૭ જરા–ઘડપણ ૮ બુઝાય–હોલાય.

૯ વમળ–પાણીમાં વળતી ભમરીઓ; જેમાં સારો તરનાર પણ ગોથુ ખાઇ જાય; અને જેમાં આવેલું વહાણ પણ ચકરી ખાઇ જાય.

રે સબ દેખ રહી હે......
કોઈ દીન ઠોકર ખાય કે, એક પલમેં હોવે પાર. રે ભજ.
અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજન નામજી. ૧
જીવ ઉડકે જાયગા, સબ [1]બારા હોગા બંધ,
રે સબ બારા હોગા......
દસોં ઈંદ્રિઓં દેખ પડેગી, સહજ સમજ જા અંધ. રે ભજ.
અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજ નામજી. ૨
જીવ જોસગેં જાયગા, જો ઈશ્વર કેરા અંશ;
રે જો ઈશ્વર કેરા......
માન સરોવર છાંડકે, જ્યું ઉડે જોસમેં હંસ. રે ભજ.
અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજન નામજી. ૩
સહજ સુર્યકે તાપસે, ઝટ ઉડે [2]ઓસકા નીર;
રે ઝટ ઉડે ઓસકા......
ઝાંખેસેં કાંઈ ન જડે, જ્યું જલમેં લાખ [3]લકીર. રે ભજ.
અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજન નામજી. ૪
કોટી કાયા કહાં ચલી ગઈ, ચલ ગએ [4]બાવન વીર;
રે સબ ચલ ગયે હે......
ચાર જુગમેં ચલ રહે હે, પેગંબર ઓર [5]પીર. રે ભજ!
અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજન નામજી. ૫
જીવ ચલેકી સંગ ચલે, ભાઈ રૂપ ગુણ ઓર નામ;
રે ભાઈ રૂપ ગુણ ઓર નામ;
કાયા હો જાય [6]કોશેટા, ઈસકા કૂછ નહિ આવે કામ. રે ભજ!
અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજન નામજી. ૬
જમડા જીવ લે જાયગા, ભાઈ સબ કોઈ પુરે સાખ;
રે ભાઈ સબ કોઇ પુરે સાખ;
કાયા નહિ કછુ કામકી, ફીર જલકે હોવે ખાખ. રે ભજ!
અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજન નામજી. ૭
નહિ કંચન નહિ કસ્તુરી, માંહી મંન મચાવત [7]ધંધ;

---

૧ બારા—ઈંદ્રિઓના દશે દ્વાર, કાંણાં. ૨ ઓસ—ઝાકળ. ૩ લકીર—લીટી. ૪ બાવનવીર—શુરા, બહાદુર. ૫ પીર—ઓલીઆ, ખુદાના વલી. ૬ કોશેટા—રેશમ બનાવનારા કીડાને રહેવાનું ખોખું. ૭ ધંધ—આનંદ, મોજ.

રે માંહી મન મચાવત......
દસોં દ્વારકું દેખ લો, બહુ બુરી બાસ દુરગંધ. રે ભજ!
અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજન નામજી. ૮
જીવ ચલેગા [1]ચોંપસેં, જ્યું બીજલીકા ચમકાર;
રે જ્યું [2]બીજલીકા ચમકા...ર;
પવન [3]પેરકા [4]બજ રહા હે, ઝાંઝરકા ઝમકાર. રે ભજ!
અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજન નામજી. ૯
જબ લગ [5]દીપક [6]જલ રહા હે, તબ લગ [7]પેર પુજાય;
રે ભાઈ તબ લગ પેર પુજા...ય;
આ ગઈ [8]આભડછેટમેં, જબ પવને દીપ બુજાય. રે ભજ!
અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજન નામજી. ૧૦
ખાલી ખટખટ ખટ ખટી, મન મનસે માયા છોડ;
રે મન મનસે માયા છોડ;
[9]વેઠે વેળુ પીસની, વો ફોગટ માથાફોડ. રે ભજ!
અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજન નામજી. ૧૧
[10]શશી [11]બીના ક્યા શરવરી, ઓર દીપક બીન ક્યા ધામ;
રે ભાઇ દિપક બીન ક્યા ધામ;
કંથ બીના ક્યા કામની, ઓર પુન્ય બીના ક્યા દામ. રે ભજ!
અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજન નામજી. ૧૨
પલ પલ [12]બુદ બુદ બહોતસે; વો ફટફટ જાવે ફુટ;
રે વો ફટફટ જાવે ફુટ...
આખી [13]આલમ આંખમેં, હે [14]ઘડી કાલકા [15]ઘુંટ. રે ભજ!
અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજન નામજી. ૧૩
સર્પ ઉતારે [16]કંચુકી, યું જીવ સરક સટ જાય,

---

૧ ચોંપ—જલદી, ઉતાવળું. ૨ બીજલી—વીજળી. ૩ પેર—પગ. ૪ બજ-રહા—વાગી રહ્યું. ૫ દીપક—જ્યોતી રૂપે ભગવાન. ૬ જલ રહા—પ્રકાશ આપી રહ્યો, તેજ આપી રહ્યો છે. ૭ પેર—પગ. ૮ આભડ છેટ—જેને અડ-વાથી અપવિત્ર થવાય, નહાવું પડે. ૯ વેઠે વેળુ દળવી—વૃથા મહેનત કરવી, મફત વૈતરૂં કરવું. ૧૦ શશી—ચંદ્રમા. ૧૧ શરવરી-રાત્રી. ૧૨ બુદ બુદ—પરપોટા. ૧૩ આલમ—દુનિયા. ૧૪ ઘડી પલક ૧૫ ઘુંટ-ઘુંટડો; ઘોળીઓ. ૧૬ કંચુકી—કાંચળી.

રે યું જીવ સરક સટ જાય...
રહેગી હાથ ૧૭ કથીરકી, નહિ તીન કોડીકી કાય; રે ભજ
અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજન નામજી. ૧૪
સત્ય કહાં સંસારમેં, સબ ચલતા ૧૮ પોલમ પોલ;
મનકી મનમેં રહે ગઈ, કહાં ૧૯ઢોર બજાવત ઢોલ. રે ભજ.
અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજન નામજી. ૧૫
સુકૃત સારે સંગ ચલે, ઔર દે દરવાજા ખોલ;
રે ભાઈ દે દરવાજા ખોલ;
સહો શિખ સબ સંતકી, ફીર તનમેં કરજા તોલ. રે ભજ.
અલખ નિરંજન નામ. રે ભજ અલખ નિરંજન નામજી. ૧૬
તનમન ધનકુ ત્યાગ લ્યો, ભાઈ હૈએ રખલો હામ;
રે ભાઈ હૈએ રખલો હામ...
૨૦શેલી શ્રીંગી શીર ધરો, ઓર હરદમ લો હરનામ; રે ભજ.
અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજન નામજી. ૧૭
૨૧જીકર ફિકરકું ફેંક કુવેમેં; ૨૨વાઢ વરત ઓર ડોલ;
રે ભાઈ વાઢ વરત ઓર ડોલ;
રામ રટણ કર રાગસેં, બસ રખ! બાપુકા બોલ. રે ભજ.
અલખ નિરંજન નામ, રે ભજ અલખ નિરંજન નામજી. ૧૮

[ કર્તા ] મહાત્મા જાળંધર જોગી મહારાજના મુખમાંથી ખરતા, મોતી રૂપ શબ્દના દાણે દાણા વીણી વીણીને લીધા, તેનો હાથે હાર ગુંથી હૈયામાં ધારણ કરી લીધો, થોડી વાર સુધી જોગી જાળંધરનાથની મુખમુદ્રાના સામુ જોઈ રહી, પછી પગમાં પડી રાજા ગોપિચંદ્ર બોલ્યા.હે મહારાજ આજે આ મારૂ જીવન સફળ કર્યું, મને નરકના દ્વારમાંથી પાછો તાણી લીધો; તમે મારા ઉપર અપકારને બદલે ઉપકાર કર્યો. હું આપનો અપરાધી આપના અપરાધમાંથી ક્યારે મુક્ત થઈશ. હવે મને આપની પ્રસાદી રૂપ શેલી શ્રીંગી આપો. જે હું મારા મુસ્તક ઉપર ચઢાવું.

---

૧૭ કથીર–પીતળ. ૧૮ પોલમ પોલ–પોગળ, જુઠુ. ૧૯ ઢોર બજાવત ઢોલ–ઢોર ક્યારે ઢોલ વગાડીને વસ્તુની માગણી કરે છે. ૨૦ શેલીશ્રીંગી–નાથ બાવાના પંથના સાધુઓની પાસે રહેતાં નિશાન. ૨૧ જીકર–જક. ૨૨ વાઢ–વાઢી નાંખ, ત્યાગી દે, આશક્તિ ઉડાડી લે!

[ કવિ ]    રાગ, મરાઠી સાખી.

અતી ઉમંગે ઉપદેશ આપ્યો: જોગી જાળંધર નાથ;
ગોપિચંદ્રના મસ્તક ઉપર, હેતે મુકયો હાથ,
જોતાં સૌ સાથ, ગુરૂ ચરણને મારી બાથ.    જોતાં. ૧
સુતેલાને સર્પ ડંશથી, જેવો વાગે [1]ઝટકો;
ગોપિચંદ્રને જ્ઞાન ઉપજ્યું, સેજે વાગ્યો [2]સટકો,
ચિત્તમાં ચટકો; ખરે ખરો દીલમાં ખટકો.    ચિત્તમાં ૨
શેલી શ્રીંગી શીરપર ધારી, ખપ્પર ઝોળી હાથ,
નેહે નીજનું નામ ધરાવ્યું, ગોપીચંદન નાથ;
[3]નિરમ્યો સાધુ સાથ, કર્મ સંજોગે દીઠો [4]કાથ. નિરમ્યો. ૩

ગુરૂ વચનથી શેલી શ્રીંગી ધારણ કરીને, ખપ્પર ઝોળી હાથ ધરીને તૈયાર થઇ ગયા.

**જાળંધર નાથ**—દેખ બચ્ચા અબ તું ગોપિચંદ્ર નહિ. અબ તુ રાજા નહિ; અબ તુ રાજાકા રાજા બન ગયા; ન ફીરીકી પરવા રહી, ન કુચ્છ ઉપાધી રહી, અબ તુ ગોપિચંદ્ર નાથ બન ગયા, પહેલે જાઓ માતા મેનાવતીકી પાસ, ઉસકા આશિરવાદ લે કે; ફીર જાઓ, રાણી સત્યવતીકી પાસ, ફીર ચલે આવ હમારી પાસ ઔર ફીર જંગલ મેં પુરો વાસ.

( કવિ ) રાગ. રામ ભજનકું દીયા કમલ મુખ.

શેલી શ્રીંગી ધરી, ગોપિચંદ્ર શેલી શ્રીંગી ધરી.
જરણ મરણને ગર્ભવાસની;
પીડા થઇ ગઇ પરી.    ગોપિચંદ્ર. ૧
દસે ઇંદ્રીઓ [5]જીતી લીધી;
જીત્યા છે [6]ખટ અરી.    ગોપિચંદ્ર. ૨
સાચા ગુરૂને શરણે જઇને,
સાચી સેવા કરી.    ગોપિચંદ્ર. ૩
હરી કરૂણાએ હૈયુ ખોલ્યું;
ખબર પડી ગઈ [7]ખરી.    ગોપિચંદ્ર. ૪

---

૧ ઝટકો—ઝાટકો. ૨ સટકો—ઓચિંતોવેગ. ૩ નિરમ્યો—નિશ્ચય કર્યો, પસંદ કર્યો. ૪ કાથ=સાર. ૫ જીતી લીધી=સાધ્ય કરી; વશ કરી. ૬ ખટ અરી=છ શત્રુ, કામ ક્રોધ વિગેરે. ૭ ખરી=આખરની; સાચી.

અનુભવ જાગ્યો ને આનંદ લાગ્યો.
હરખે હૈયુ ભરી. ગોપિચંદ્ર. ૫
ભવસાગરની પાર ઉતરતાં;
જોર ન આવે જરી. ગોપિચંદ્ર. ૬
હરી હર ભજતાં હરજી ત્રુઠયા;
હરકત લીધી હરી. ગોપિચંદ્ર. ૭

પોતાના પુત્ર ગોપિચંદ્રને શેલી શ્રીંગી ધારણ કરી હાથમાં ખપ્પર ઝોળી લઇ આવતો જોઇ મેંનાવતી મુર્ચ્છા ખાઈ પડી; ત્યારે ગોપિચંદ્રે અવાજ કર્યો ભિક્ષા આપો માતાજી; ગોપિચંદ્રનાથકું.

**મેંનાવતી**—દીકરા, આ શો ગજબ કર્યો ?

**ગોપિચંદ્ર**—ગજબ નહિ કીયા માઇ ! શ્રી અલખ નિરંજન નાથકા શરણા લીઆ !

## રાગ; મરાઠી સાખી.

જૂઠ જૂઠ સબ જૂઠ સમજલે; સચ્ચા સોંગ લગાયા,
સચ બસ્તુ સાધન કર લીની, જોગીરાજ જગાયા;
દુગધા દુર કરી, શેલી શ્રીંગી શીર ધરી. દુગધા.

**મેંનાવતી**—દીકરા, મેં એમ કયારે કહ્યું હતું કે રાજપાટ ને છોડી સાધુ થઇ જજો.

**ગોપિચંદ્ર**—માતાજી; તુમને થોડાસા કહ્યા, હમને પુરા કર લીયા, ઇસ ફના દુનિયાકુ છોડ કે દુઃખ કે દરીએસે નિકલ ગયા.

**મેંનાવતી**—દીકરા; જોગી થયા પછી જંજાળ વળગી, તો તો ભોગ મળ્યા સમજજો, બમણું પાપ લાગશે.

**ગોપિચંદ્ર**—નહિ. માજી; એસા કભુ નહિ હોગા; જબલગ ગુરૂ મહારાજકી ઓર અલખ નિરંજન નાથ કી કૃપા હો ! અબ ભીક્ષા દેદો માજી ! સત્યવતી માતકી પાસ જલદી જાના હે ! ( મેંનાવતીએ બીક્ષા આપી. રૂદન કરતી ઉભી રહી, ગોપિચંદ્રનાથ સત્યવતીના મહેલે આવ્યા. )

**[કર્તા]** સ્નાન કરતાં કરતાં બાજઠ ઉપરથી ઉઠીને માતાની પાસે ગએલા સ્વામીની વાટ જોઇ ઘણીવાર સુધી ઉભી રહેલી સત્યવતી થાકી દાસીઓને સુચવીને મહેલમાં ગઇ. રાજા આવે કે તુરત મને બોલાવજો; મહેલમાં બેઠી વિચાર કરે છે, આજે નાથ એકદમ ઉઠી મેંનાવતી પાસે ધસીને ગયા,

ત્યાંથી હજી સુધી આવ્યા નહિ;સાસુજીએ કેમ રોકયા હશે,સ્વામિ કેમ નહિ આવ્યા હોય; ઓ કોક જોગી બે ધડક આ તરફ ચાલ્યા આવે છે. અરરરર આતો સ્વામી! (પછાડ ખાઇને) ગજબ કર્યો મેંનાવતી માતાએ. ભીખ માગતી કરી નાંખી. વહેર વાળ્યુ રે બા...૫.

**ગોપિચંદ્ર**—ભીક્ષા દેદો માતા સત્યવતી!

**સત્યવતી**—( રોતી કલ્પાંન્ત કરતી ) આ શુ કર્યું સ્વામીનાથ!

**ગોપિચંદ્ર**—જુઠકુ છોડ દીયા; સત્યકુ ગ્રહણ કર લીયા.

**સત્યવતી**—આવો આડો રસ્તો કોણે બતાવ્યો; મારા માથાના મુગટ!

**ગોપિચંદ્ર**—છોડ સબ જીકર! કરલે ફિકર ઓર ખુદાકી બંદગી; અલખ નિરંજન, અલખ નિરંજન, અલખ નિરંજન! ભીક્ષા દેદે નહિતો જોગી જાતે હે!

**સત્યવતી**—( છેડો ઝાલીને ) હે નાથ!

**( સત્યવતી ) રાગ; નર ના...થ જલદી જઇને.**

રે ભરથા...ર, ભેખ ઉતારો;
મળ્યો કોણુ એ કપટી ધુતારો!　　　રે ભરથા...ર!
ભોળા ભરથાર કરી ભારે ભૂલ્ય;
સુખ સંસારનું છે અમુલ્ય;
દીલથી દુનિયા કરી નાંખી [1]ડુલ.　　　રે ભરથા...ર. ૧
સ્વામી સુખપાલ બનાવું સારા;
સુતા સુતા સમરોને, સરજન હારા;
દરીઆમાં દોટાવો નહિં, દીન દારા.　　　રે ભરથા...ર. ૨
ગુણીજન ઘરમાં ભજો ગીરધારી;
એમાં ક્યારે આડે આવે છે નારી;
વહાલા તમે વીપરીત વાત વીચારી.　　　રે ભરથા...ર. ૩
પ્રભુ હુંતો પગલે પગલે પળતી,
સદા રહેતી સાસુની સેવામાં લળતી;
આજ મુકી બળતા દવમાં બળતી.　　　રે ભરથા...ર. ૪
વહાલા હુંતો વચનને વેગે વળતી;

1 ડુલ=અલખામણી.

કદી નહિ કંથના સામી કકળતી;
રીસ રાખી રામાને મુકી રઝળતી. રે ભરથા...ર. ૫
અરે નરપતીને તે કોણે નમાવ્યા;
અતી હર્ષ આપીને શોક શમાવ્યા;
ભાવે નાંખી [૧]ભુરકી ને કોણે ભમાવ્યા. રે ભરથા...ર. ૬
રૂડુ રાજપાટ મુકીને [૨]રણ રહેવું.
સદા દુઃખ ભૂખ, ને સંકટ સહેવું;
હાથે વ્હોરી લીધા પછી કોને કહેવું. રે ભરથા...ર. ૭
આજે આવી અવળી મતી કોણે આપી;
પુરવનો વહેરી મળ્યો કોણ પાપી;
સુતર દોરી સુખની તે, નાંખી કાપી. રે ભરથાર...ર. ૮
વહાલા હુંતો વિનવી વિનવી વારૂ;
સાજુ તાજુ દેખીતું સરવે સારૂ,
આખર લાગે એતો અતીષે અકારૂ. રે ભરથા...ર. ૯
તમે લીધો ત્યાગ તેતો પાછો તજજો;
નિંતી રીતી નિત્યની સેવા સજજો;
ભોવન બેસી ભાવથી ભગવંત ભજજો. રે ભરથા...ર. ૧૦

**ગોપિચંદ્રનાથ**—જુડી ઝીકર છોડ દે, ઓર સમરલે; અલખ નિરંજન નાથકું.

[ કર્તા ] રાજા ગોપિચંદ્ર, જોગી બની, રાણી સત્યવતીના મહેલે માગવા આવ્યા છે જ્યાં, દાસ દાસીઓ નોકર ચાકર વિગેરે ઘણું માણસ ભરાઇ ગયું. તે વખતે ગોપિચંદ્રે ત્યાંથી ચાલવા માંડયું. રાણી સત્યવતી વાંસે વાંસે ચાલી તેની પાછળ મેનાવતી સાથે પ્રધાન, બીજા રાજના માણસો, નગરના શેઠીઆ તથા બીજા પુરવાસીઓ છેલ્લે કલ્પાન્ત કરતી હજારો દાસીઓ! ગોપિચંદ્ર બાગમાં આવી ગુરૂ મહારાજના ચરણમાં નમન કરીને; આદે...શ! ગુરૂ મહારાજ!

" **જાળંધરનાથ**—આદે...શ અલખ નિરંજન. ( સાથે આવેલા સઘળા મનુષ્યો વીંટઇ વળ્યા. )

---

૧*ભૂરકી—મોહીની; ભભૂતી. ૨ રણ—જંગલ.

[ દાસીઓ ]　રાગઃ અધમ કરમ હું તો નહિ કરૂં. ( હરિશ્ચંદ્ર )

કરૂણા કરોને રૂડા રાજવી.
રીસ કરીને કેમ રૂઠીઆ, રૂડુ મુકીને રાજજીઃ
રોતો મુકી સૌ સાથને, માઠુ કીધુ મહારાજજી.　　　કરૂણા ૧
સત્યવતી સતી સૌ તજી, પ્રિતે છોડશે પ્રાણજી;
ત્યાગ તજો તેને કારણે, તમને ઈશ્વર આણજી.　　　કરૂણા ૨
માનીતીએ મહેલ ગજાવીઓ, રોઇ રોઇ કાઢશે રાતજી,
દયા ન ધરો જરા દીલમાં, કીધી વિપરીત વાતજી.　　　કરૂણા ૩
શેલી શ્રીંગી ખપ્પર ઝોળી, નાંખી ઘો નરનાથજી;
[1]કલગી કોરી ધરો શીર પરે, [2]દંડ રાજનો હાથજી.　　　કરૂણા ૪
સર્વેશ્વરે તમને [3]સોંપીઆ, કરવા રાજનું કાજજી;
પ્રમાણ કરીને બોલ પાળવો, સૌના છો શીરતાજજી.　　　કરૂણા ૫
[4]મધુર રૂવે મા મેંનાવતી, તેના તન મન ધનજી;
આપ ગએ તેનું સૌ ગયુ, કેમ ભાવશે અન્નજી.　　　કરૂણા ૬

[ કર્તા ] પ્રધાન કે જેણે જાળંધરનાથને દાટી દેવરાવ્યા હતા; તેતો તેમને જીવતા જોઇને ચમકીજ ગયો; અને મહાત્માના ચરણમાં પ્રણામ કરીને, રાજન ગોપિચંદ્ર નાથની તરફ ફરીને વિનય વાણીથી કરગરીને કહેવા લાગ્યો; હે પ્રભુ આપે આ શું કર્યું ?

ગોપિચંદ્ર—પ્રધાનજી; અસત્યનો ત્યાગ કરી સત્યને ગ્રહણ કર્યું.

પ્રધાન—કૃપા નિધાન; પ્રથમ તો આપે આ સંત મહાત્માને દાટી દેવાની આજ્ઞા કરી હતી; અને આજે એમનાજ શિષ્ય થઇ ભેખ લઇ લીધો, એતો અજબ વાત કહેવાય; અને આ પ્રતાપી પુરૂષ કેવી રીતે જીવતા બહાર નિકળ્યા; તે પણ મને અતી આશ્ચર્ય લાગે છે ?

ગોપિચંદ્ર—પ્રધાનજી; એ સંત પુરૂષ મારૂ કલ્યાણ કરવા માટેજ અહીં આવેલા; મેં એમનો અપરાધ કર્યો તેને માટે મને વારંવાર પસ્તાવો થયા કરે છે. પણ સંત પુરૂષ સદા પરોપકારી રહે છે. ઝાડ નીચે ઉભા રહી પથ્થર મારી મારી ઝાડને હેરાન કરીએ છીએ પણ તે તો આપણને પોતાની પાસેથી પાકેલાં ફળ આપે છે, જે જમીને આપણે તૃપ્ત થઇએ છીએ, વળી તેની શીતળ છાયા આપણા ઉપરથી ખસેડી લેતુ નથી. ગગાના મ-

---

૧ કલગી-રાજ ચિહ્નનું છોગું. ૨ દંડ—રાજની લગામ. ૩ સોંપીઆ—મુકીઆ.

ધુર જળમાં, મળ મુત્રાદી નાંખી ગંદુ કરનારને પણ ગંગા શિતળ જળથી તૃપ્ત કરે છે, તેવાજ સ્વભાવના સંત પુરૂષો હોય છે. હવે સર્વે મળી મને રજા આપી દયો! એટલે હું ગુરૂ મહારાજની આજ્ઞા લઈ, અલખ નિરંજનનું સ્મર્ણ કરતો ચાલ્યો જાઉં.

**પ્રધાન**—રાજાધીરાજ; સર્વને રોતાં કકળતાં મુકી; અલખ નિરંજન ભજશો તો ઇશ્વર નહિ માને? સંસારમાં રહીને, સર્વ આશ્રીતનું પોષણ કરીને. પ્રભુ ભક્તિ કરવી એજ ઇશ્વરનું ખરૂ સ્મર્ણ છે.

**ગોપિચંદ્રનાથ**—પ્રધાનજી; બહુ દિવસ રાજ્ય કર્યું; બહુ દિવસ વિષય સુખ ભોગવ્યું. હવે તો ઇશ્વરનુ શરણ એજ સત્ય છે, તેમાં તમારે રકઝક કરવાનું કારણ નથી.

**જાળંધરનાથ**—સબ કલ્પાંન્ત કરતે હે! તો છોડદે ભેખ, ઓર માર દે છેક!

**ગોપિચંદ્રનાથ**—ના મહારાજ મેતો સાચા દીલથી ભેખ લીધો છે, તેતો હવે ઉતરવાનોજ નથી.

**મેંનાવતી**—દીકરા; ગુરૂની આજ્ઞા માનો! અને ભેખ ઉતારો!

**ગોપિચંદ્ર**—માતાજી; અમુલ્ય વસ્તુ હાથ લાગ્યા પછી મુકી દેનાર મુર્ખ ગણાય છે.

**સત્યવતી**—સ્વામીનાથ! હુંતો શુ કહું! આ દાસી પ્રાણ તજી દેશે!

**ગોપિચંદ્ર**—પ્રેમની લાગણીથી છોડશો તો પ્રભુ ધામમાં જશો! બળાત્કારથી આત્મઘાત કરશો તો નરકમાં જશો! ( ગોપિચંદ્ર વિદાય. )

ગોપિચંદ્ર ગુરૂના ચરણમાં નમન કરીને અને આજ્ઞા લઇને, અલખ નિરંજન અલખ નિરંજન કરતા કરતા ચાલ્યા. સર્વે રૂદન કરતાં ઉભાં રહ્યાં, તે વખત મેંનાવતી સત્યવતીને કહે છે.

### રાગ; દોહરો.

( મેંનાવતી ) *તારા કાઢયા તો ગયા! રહ્યા પ્રાણની પાસ;
=મારા કાઢયા જો ગયા; હવે ન રાખીશ આશ. ૧
( સત્યવતી ) ગયા ગયા તો છો ગયા, ગયા તે લાગ્યા ×લંક;
રહ્યા રહ્યા તે છો રહ્યા; પ્રિતે ચુંથે +પંક. ૨

---

*તારા કાઢયા ગયા—જાળંધરનાથ=મારા કાઢયા ગયા—ગોપીચંદ્રનાથ. ૨ લંક લાગ્યા—પાર ઉતર્યા. × પંક—કાદવ કચરો.

( જાળંધર ) સત્યવતી શાબાશ છે; ઉત્તર આપ્યો યોગ્ય;
સ્વામી તારો શોભશે, જગને જોવા જોગ્ય. ૩
( સત્યવતી ) સ્વામીનું ÷સુલભ કર્યું, કૃપા કરી, છો કૃપાળ,
કૃપા કરીને હોલવો ! દાસી દીલની ઝાળ. ૪
( જાળંધર ) અવગુણું હલકઇને તજી, ભજીલે નીજનું નામ,
અલખ નિરંજન આપશે, આપે અવીચળ ધામ. ૫
અલખ નિરંજન નામ, જપો સૌ અલખ નિરંજન ના...મ

[ કવિ ] રાગ; મામેરા માટે મહેતે તૈયારી. (મામેરૂ.)

ગોપિચંદ્ર રાજા, ગૌડ દેશનો સ્વામી,
પુરા પુરવ પુન્યથી, સાયુજ્ય મુક્તિ પામી. ૧
માતાના વચને; ભાગી ભવની ભીતી;
લીધુ લક્ષ ધરીને; સ્વર્ગ સુખને જીતી. ૨
બહુ મોજ મજાને આનંદ કરતો એશે;
ગયો સ્વદેહ સ્વર્ગે, સંત પુરૂષ ઉપદેશે. ૩
સાચા સંત ચરણુમાં, પ્રિતે લાગ્યો પાય;
જુગ સઘળુ જીત્યો, અમર કરીને કાય. ૪
બાપાલાલ કહે છે; ખરા પુરૂષમાં ખપવું;
ભાઇ અલક નિરંજન; નામ નિરંતર જપવું. ૫

## નરસિંહ મહેતાની હુંડી.

[ કવિ ] રાગ, કલ્યાણ; શ્રી જગતપતી.

વિશ્વનાપતી શુભ આપજો મતી;
ભક્તોનાં ચરિત્ર ગાવા; ગુણ ભરી ગતી.
ગિરજાસુત ગણુપત, ગુણ સાગર, પ્રથમ કરૂ પરણામ;
સરસ્વતિ સાવિત્રી પુત્રિ, અર્પો મુજને હામ. વિશ્વના પતી. ૧
હામ ધરી હૈયામાં પુરણ, ચુરણ કરવા પાપ;

÷ સુલભ-સુખ, રૂડુ.

કૃપા કરો કરૂણાના સાગર, ટળે સકળ સંતાપ. વિશ્વના પતી. ૨
સુખના સ્વામી દુઃખને વામી, ભલુ કરાવો ભાન;
અન્ય ઉપાધ્ધી દુર કરીને, સદા ભજુ ભગવાન. વિશ્વના પતી. ૩
પાપ તાપ સંતાપ સમેટી, ટાળો દારૂણુ દુઃખ,
નજર પડે જ્યાં નાથ તમારી, થાય સમીપે સુખ. વિશ્વના પતી. ૪
ભક્તિથી ભય દુર પળાએ; સરી જાય સટ સાલ,
બેઉ કર જોડી બોલે મુખથી; સેવક બાપાલાલ. વિશ્વના પતી. ૫

**રાગ; ગિતી.**

જુનાગઢ સ્વસ્થાને, નાગર નરસઇ શિરોમણી ભક્ત,
તન મન ધનને સોંપી; આઠ પહોર રહે હરીમાં આશક્ત. ૧
હરદમ હરીને સમરે; કમરે બાંધી, કમર પટો તાણી,
કંઠે બાંધી કંઠી, સદાય મુખથી બોલે સત વાણી. ૨

**[ કર્તા ]** શ્રી જુનાગઢ ગામને વીષે શ્રી શંકર ભગવાનની સંપુર્ણ કરૂણા વડે, પુરણ પદવીને પામેલો શ્રી વિશ્નુ ભગવાનનો ભક્ત નરસિંહ મહેતા કરીને નાગર ગ્રહસ્ય હતો; જે નામ રૂપ નાવે કરી ભવસાગર તરી પાર પામી ગયો. શ્રી વિષ્નું ભગવાને નરસિંહ મહેતાનાં ઘણાં કામ જાતે જાત આવીને કર્યા છે; એવા વિશ્વંભરનાથ ભક્તવત્સળ ભગવાનકી જય, શ્રી વિશ્વંભરનાથકી જય; ભક્ત શિરોમણી નરસિંહ મહેતાકી જય.

**[ કવિ ]** **રાગ; છત્રપતિ દુર્યોધન રાજા; ( સૈરંધ્રિ. )**

જીવન મુક્ત એક જુનાગઢમાં, ભક્ત શિરોમણુ પદ ધારી;
નરસઇ મહેતા નામ ધરાયુ; નિત્ય નમે નરને નારી. ૧
સેવા પુજા શ્રી કૃષ્નની, દામોદર કુંડે નહાતા;
ભવ સાગરને પાર ઉતરવા; ગીરીવર ધારીને ગાતા. ૨
ગાતાને ગવરાવી લેતા; ભજન કરાવી ભવતારે;
આડત બાંધી અલબેલાની, સર્વ તણાં કારજ સારે. ૩
કેશવભટ, ને કરૂણાશંકર, કુબેરભટ ને કેવળરામ;
હુંડી લખાવા દવારકાંની, ઘુમી વળીઆ આખુ ગામ. ૪
સિધા આવ્યા સટાક ચોરે, નમી પડયા જોઇ નાગરને,
જય શ્રીકૃષ્ન કહીને ઉભા; સંત જુવે જેમ સાગરને. ૫

શ્રી દામોદર ભગવાનના મંદીરમાં રહીને, શ્રી ગિરીવર ધારીને નિરંતર ગાતા એવા પરમ ભક્ત નરસિંહ મહેતાના ગામમાં દ્વારીકાંની યાત્રા કરવા

નિકળેલા ચાર બ્રાહ્મણ જેમની પાસે રૂપીઆ સાતસેં (૭૦૦) રોકડા હતા, જે રૂપીઆ માર્ગમાં સાથે રાખવાથી, કાગ્રા લુંટી લેશે તો દ્વારીકાંમાં આપણને ખરચી પાણીનું દુઃખ પડશે એમ સમજી અહીં કોઇ, શાહુકારને ઘેર ભરી દેવા, અને શેઠ પાસેથી હુંડી લખાવી લેવી, એટલે તે રૂપીઆ આપણને જુનાગઢમાં મળે, એમ વિચાર કરી હુંડી લખી આપે એવા શાહુકારને શોધતા; નાગર ગ્રહસ્થોના સટાક ચોરાની પાસે આવ્યા. જ્યાં ઘણા સદગ્રહસ્થોને બેઠેલા જોઇ અનુંમાન કર્યું કે, આ શેઠીઆઓમાંથીજ કોક લખી આપનાર નીકળશે માટે તેમનેજ વાત કરીએ. વિશાળ બુદ્ધિવાળા રાયજી પણ તેમની દ્રષ્ટિ ઉપરથી ચેતી ગયા કે આ કોઇ પરદેશી મુસાફરો આપણી સાથે કાંઇ વાત કરવા માગતા હોય એમ લાગે છે.

નાગર—કેમ ભાઈ; શુ જોઇ રહ્યા છો ?

કેશવભટ—જોઇ તો કાંઇ રહ્યા નથી !

નાગર—કેણી પારથી આવ્યા !

કરૂણાશંકર—અમો જાત્રાળુ છીએ; દ્વારીકાંની જાત્રા કરવા નીકળ્યા છીએ, આ તમારા ગામમાં ફરીએ છીએ, અને કાંઇ જોઇ રહેવા જેતું લાગે ત્યાં જોઈ રહીએ છીએ.

નાગર—અહીં શુ જોઇ રહેવાનું છે ! કોઇ દિવસ માણસ નથી દીઠાં ?

કુબેરભટ—માણસ તો દીઠાં છે દેખીએ છીએ, અને દેખીશુ ! પણ અમારે એક કામ છે તે કામ આ માણસને વાત કરવાથી થશે કે કેમ, એવી કલ્પના કરી આતુરતા ભરી દ્રષ્ટિએ જોઇ રહ્યા હતા.

નાગર—એવું શુ કામ છે ભાઈ ?

કેવળરામ—કામ ઘણું અગત્યનું અને જરૂરનું છે.

નાગર—તે કહ્યા વિના શુ સમજણ પડે. ?

( જાત્રાળુ )　　　　રાગ, છપ્પો.

વિનતી અમારી એક, રાયજી હ્રદએ ધરજો;
કરી વિવેક વિચાર, હળવે રહી ઉત્તર કરજો.
તિરથવાસી ચાર, જાવું છે દ્વારા પુરી;
હુંડી લખાવા કાજ, આવીઆ અહીં *આફુરી;
પંકાતો પરદેશમાં; સરાફ કોઈ શાહુકાર છે,
નાણાવટ વટ સાચવે; ધરણીમાં ધીરધાર છે ?

---

* આફુરી=ઉતાવળા; આતુરતાના ભરેલા.

છે કોઈ શાહુકાર !

[ કર્તા ] જાત્રાળુની વાત સાંભળીને; સૌથી અગાડી પડી સાતસેં ઘરમાં બોલાથી હકુમત ચલાવનાર, ખટપટ કરી સર્વને પોતાના કબજામાં રાખનાર; અને પરદેશીના મનનું સમાધાન કરનાર એવા સારંગધર મહેતાજી બોલ્યા.

**સારંગધર**—ઓલ રાઇટ ! કેમ હકુમતરાય ભાઇ ! આપણા ગામમાં દ્વારીકાંની હુંડી લખી આપે એવો શાહુકાર કોણ છે ?

**હકુમતરાય**—શાહુકાર તો બધાય છે; આમાં ચોર કોઈ નથી, પણ અહીં રૂપીઆ લઈ દ્વારકામાં અપાવે એતો નરસિંહ મહેતા વિના બીજા કોઇથી બને એમ લાગતુ નથી.

**સારંગધર**—થેંન્કસ; મારા મનમાં પણ તેજ હતુ ! કેમ સુર્યપ્રસાદ !

**સુર્યપ્રસાદ**—હાજી; મોકલો એમને નરસિંહ મહેતાને ઘેર, એટલે એસે પરમેશ્વરને ખોળે. કેમ ચંદ્રરાયજી ?

**ચંદ્રરાયજી**—બસ બસ ! એમજ, એ નરસઈઆ ટીલવા વિના બીજાનું ગજુ નથી કે, આવી લાંબી વાટની હુંડી લખી આપે.

**( નાંગરો ) રાગ; રે છાંનો છાનો ગમાર કાઢે ઘાંટા; ( ઓચ્છવ )**

રે હાજી હાજી ! આડત છે ગામો ગામ,
રે જેનું નરસિંહ મહેતાજી એવું નામ. રે હાજી હાજી !
*નરવર કુળમાં, નાગર નાતી,
નાગર નાતીને ઉત્તમ જાતી;
તાતી તાતી બુદ્ધિથી કરે કામ. રે જેનું. હાજી હાજી. ૧
ગામે પરગામે જેની શાહુકારી સારી;
દેશે પરદેશે જેની આડતો ભારી;
તારી તારી છે પેઢી તમામ. રે જેનું. હાજી હાજી. ૨
વણજ વહેપારે જેની રિદ્ધી છે રૂડી.
ઉગતા દિવસમાં આપે અગણીત હુંડી;
ઉંડી ઉંડી અક્કલથી ધારી હામ. રે જેનું. હાજી હાજી. ૩

જાઓ જાઓ નરસિંહ મહેતાને ઘેર ! ત્યાં તમારૂ કામ સિદ્ધ થશે.

---

*નરવર=નરમાં શ્રેષ્ઠ.

જાત્રાળુ—કોણ છે નરસિંહ મહેતા ?

નાગરો—તે અમારી નાતીનો સદગ્રહસ્થ છે; મોટા ભક્ત છે; વળી હુંડીઓ પતરીઓ પણ કરે છે. ત્યાં પરદેશી વહેપારીઓની આડતો ચાલે છે. હજારો લે છે અને હજારો આલે છે.

જાત્રાળુ—એમનું ઘર ક્યાં આગળ છે ? વળી તેમના ઘરના આગળની નિશાનીઓ પણ કહો ।

( નાગરો )　　　રાગ; મરાઠી સાખી

ફરફર ફરફર ફરફર ઉડતી, ધજા ફરૂકે ધોળી;
ગિરીધર શિર પર ગરૂડ બીરાજે, જાઓ જુવોને ખોળી,
આપો ગણી ગણી; સૂખ્ય સાચવે એજ અણી.　　　આપો. ૧
ગુલાબ ચંપો અને કેવડો, વાવ્યાં તુળશી વંન,
શાહુકારીની સાથે સદાવૃત, અભ્યાગતને અન્ન,
ભટકે ભોળાં, સંત તણાં ટોળે ટોળાં.　　　ભટકે. ૨

( કર્તા ) નાગરોની બતાવેલી નીશાનીઓ પ્રમાણે ખોળતા, અને જોતા ચાલ્યા. નરસિંહ મહેતાનું મકાન શોધી તો કાઢ્યું, પણ બતાવનારની બોલીથી થએલી કલ્પનાથી ઉલટુજ દીઠુ. પાંચ સો વરસમાં જેની મરામતમાં પૈસોય નહિં ખરચેલો એવું જુનું, વળી તે પડુ પડુ થઇ રહ્યુ હોય તેવું દેખાતુ; હજારો જીવ જંતથી ઘેરાએલું, અને સાધુઓના ધાંટાથી ગરજી રહેલું મંદિર જોઈ, જાત્રાવાસી બિસ્મય પામી ગયા; અને એક એકના સામુ ટગર ટગર જોઇ રહ્યા.

( કવિ )　રાગ; મંદિર નિરખ્યુ ને અંતર હરખ્યું. ( વિવાહ. )

તીરથવાસી થયા ઉદાસી; જુનાં મંદિર જોયાં રે;
એક એકને જોઈ રહ્યા; ભાઈ ભાન સરવનાં ખોયાં રે.　　૧
ચારે જણુ ચમકીને ઉભા, અને થયા ઓશીઆળા રે;
દીન થઇને કરે ડોકીઆં, જુવે જટાઓ વાળા રે.　　૨
ઘંટ અને ઘડીઆળો વાગે; વાગે ભોંગળ ભેરો રે,
અગર તુળશી આસોપાલવ; ફુલ નાંખીઆ વેરી રે.　　૩
ઇર્ષા ભાવે હાંસી કીધી; પાકો પડીઓ વહેમ રે;
[1]અનુંમાનથી અવળુ ભાસે, હવે કરીશુ કેમ રે.　　૪

---

૧ અનુંમાનથી=ધારવાથી.

કેશવભટ—ભાઈઓ; નરસિંહ મહેતા શેઠ શાહુકાર છે, એવી ભલામણુ કરનારે આપણી મસ્કરી કરી હોય એમ લાગે છે.

કરૂણાશંકર—મસ્કરી તે વળી પાકી; બરાબર, એ લોકને નરસિંહ મહેતા ઉપર કાંઈ દ્વેષ હોવો જોઇએ.

કુબેરભટ—ભાઈ ભક્તના ઉપર અભક્તને ઝેરજ હોય; આ નરસંઇ મહેતો ભગવાનનો ભક્ત દેખાય છે.

કેવળરામ—કેવી પ્રભુ નામની ગર્જના થઈ રહી છે, હશે હુંડી નહિ લખાયતો ખેર! પણ ભજન કિર્તનતો સાંભળીશું; અને વળી પ્રભુ દર્શન કરીશું.

[ નરસિંહ મહેતા ] રાગ; ધુન.

રાધે ગોવિંદ, રામ રાધે ગોવિંદા;
વૃંદાવનચંદ્ર, ભજો રાધે ગોવિંદા. ૧
ગોરધંન ધારી, રામ રાધે ગોવિંદા;
કુંજના વિહારી, ભજો રાધે ગોવિંદા. ૨
નાગ ફેંણુ નાચ્યા, રામ રાધે ગોવિંદા;
બળી દ્વાર જાચ્યા, ભજો રાધે ગોવિંદા. ૩
ગણિકાને તારી! રામ રાધે ગોવિંદા;
માસીબાને મારી, ભજો રાધે ગોવિંદા. ૪
પાન્ડવને પાળ્યા, રામ રાધે ગોવિંદા;
કૌરવને બાળ્યા, ભજો રાધે ગોવિંદા. ૫
શત્રુ શીર ફોડયાં, રામ રાધે ગોવિંદા;
માત તાત છોડયાં, ભજો રાધે ગોવિંદા. ૬
રાવણુને રોળ્યો, રામ રાધે ગોવિંદા;
દરીઆને ડહોળ્યો, ભજો રાધે ગોવિંદા. ૭
દીનના દયાળ, રામ રાધે ગોવિંદા;
ભક્ત પ્રતિપાળ, ભજો રાધે ગોવિંદા. ૮
કાળયવન કાળ, રામ રાધે ગોવિંદા;
સાક્ષીગોપાળ, ભજો રાધે ગોવિંદા. ૯
શ્રી કૃષ્ન સવા વાલ, રામ રાધે ગોવિંદા;
સત્ય બોલે બાપાલાલ, ભજો રાધે ગોવિદા. ૧૦

કેશવભટ—બસ! ધુન પડી રહી છે; વાહ વાહ! અહીં તો પ્રભુ નામની ગર્જના થઈ રહી છે.

રાગ; મરાઠી સાખી.

ચાવી ચાવી વાતો કીધી; ખોટી ભાળ બતાવી;
મુરખ જન મનમાં મલકાએ, સારા જંન સતાવી;
કીધી હાંસી; અવળી વાતો ઉકાંસી.  કીધી.

જાત્રાળૂ આધા પાછા ફરતા જાય છે, ઘડી ઘડી મંદિરમાં ડોકીઆં કરતા જાય છે, મંદિરની રચના તથા શોભા જોઈ, ખેદ પામી ગયા છે, જટાઓવાળા જોગીને બેઠેલા જોઇ મનમાં અનેક તર્ક વિતર્ક કરવા લાગ્યા છે.

( કવિ )  રાગ; મરાઠી સાખી.

[1]વરો હોય ત્યાં વણ તેડાવ્યાં, [2]ઘોલઇઆં ઘેરાએ;
[3]લક્ષણવંતી લલના ફેરાં; [4]હેણું જેમ હેરાએ;
જેમ ચોર ચકે; કોઈ મુખથી નવ બોલી શકે.  જેમ.

[ કર્તા ] કોઇ સદગ્રહસ્થના ઘરના સામા જેમ ચોર ચકતા હોય; દાતારના દ્વાર પાસે જેમ ભીક્ષુકો ફરતા હોય; જમણવાર હોય ત્યાં ઘોલઇઆં ડોકીઆં કરતાં હોય, તેમ ચકતા અને ડોકીઆં કરતા જોઇ, સાધુ બોલ્યા.

સાધુ—ભીતર ચલે આવ ! ભીતર ચલે આવ !

કેશવભટ—ચાલો ભાઇ અંદર જઇએ. જોઇએ તો ખરા !

કરૂણાશંકર—( અંદર જઇને ) જય શ્રી કૃષ્ન, સર્વને હરીજનો !

સાધુઓ—જય શ્રી કૃષ્ન, જય શ્રી કૃષ્ન, જય જય રાંમ !

કુબેરભટ—દ્વારીકાધીશકી જય !

સાધુ—જય જય; જય દ્વારીકાધીશ !

કેવળરામ—જય શ્રી રણછોડરાય; ભાઇઓ અહીંતો અદભૂત લીલા છે.

નરસિંહ—(પરદેશી મુસાફર જોઇને) પધારો પધારો ! જય શ્રી કૃષ્ન જય શ્રી કૃષ્ન, જય શ્રી કૃષ્ન.

રાગ; ગુણાવળી હું રાય્ય રાજાની;

આવો પધારો; અહો પરદેશી;
હળી મળીને હરીગુણ ગાવા.  આવો પધારો; ૧
આવો પધારોને સ્નેહ વધારો;
મનુષ જનમના લેવાને લ્હાવા.  આવો પધારો. ૨

---

૧ વરો=જમણવાર, ૨ ઘોલઇઆં=વગર નોતરે જમનાર. ૩ લક્ષણવંતી=કુલક્ષણી, ૪ હેણા હેરવાં=છુપી રીતે ચિકીત્સા જોવી.

પુજન અર્ચન પ્રભુનું કરી લ્યો;
પડયું ચોરાસીનું પાનું પતાવા. આવો પધારો. ૩
સમરણુ કરી લ્યો, સર્વેશ્વરનું;
જમના દુતોને જરૂર બતાવા. આવો પધારો. ૪
આજે કૃતારથ અમને કીધા;
પ્રેમે પધાર્યા પ્રભુ રસ પાવા. આવો પધારો. ૫
પ્રભુ પદ રજની કિર્તી કરી લ્યો;
શાણા સવેળા સુખ પદ સ્હાવા- આવો પધારો. ૬

**કેશવભટ**—(ચોપડા બતાવીને સાનમાં) ચોપડાના તો થોક થોક છે. કરૂણાશંકરભાઈ.

**કરૂણાશંકર**—અડધુ પડધુ, સરાફની પેઢી જેવું વહેમ પડતુ લાગે છે ખરૂ !

**કુબેરભટ**—માત્ર એકલા ચોપડાજ દેખાય છે. પીતળની સુંદર દવા તો, જંગલી જવાર્ઈના કડકા કરી; તેને સુંદર ટીકીઓ ચોંટાડી શુશોભીત કરેલી લેખણો કે કાંઇ બીજુ સાધન જણાતુ નથી.

**કેવળરામ**—તમારી બધાની ભૂલ્ય છે. નાણાવટી કાંઈ રાતને દહાડો લખ લખજ કરતા હશે, અને લખી રહ્યા પછી તે બધી વસ્તુઓ રઝળતીજ મુકી દેતા હશે ! હમણાં આપણી હુંડી લખવા માંડે એટલે જો જો, સઘળી સાહિત્ય તૈયાર !

**( નરસિંહ )** **રાગ; ધુન**

રાધે ગોવિંદ રામ રાધે ગોવિંદા;
વૃંદાવન ચંદ્ર ભજો રાધે ગોવિંદા,
રાધે ગોવિંદ રામ રાધે ગોવિંદા;
વૃંદાવન ચંદ્ર ભજો રાધે ગોવિંદા,
રાધે ગોવિંદ રામ રાધે ગોવિંદા.
વૃંદાવન ચંદ્ર ભજો રાધે ગોવિંદા.

(પાંચ પચાસ નાગરને લઇને સારંગધર, જાત્રાળુનું શુ થયું, અને રખેને જાત્રાળુ ફસઈ ન જાય ! તે જોવાને માટે આવ્યા.)

**સારંગધર**—કેમ ભાઇ; હે જાત્રાવાસી ! તમારી હુંડી લખઈ કે નહિં!

**જાત્રાળુ**—તે વાત હજી નીકળીજ નથી.

સારંગધર—તમે નહિ બોલો ત્યાં સુધી, તમારૂં કામ નહિ થાય ! માટે કહી દ્યો ઝટ ને લખાવી લ્યો ચટ !

જાત્રાળુ—હે ભક્તરાજ! અમારી એક અરજ છે.

મહેતાજી—બોલો ભાઇ બોલો ! રાધે સ્યામ, રાધે સ્યામ, રાધે સ્યામ.

[ જાત્રાળુ ] રાગ; માંથાના મુગટ મારા પરણ્યા કે કુંવારા રે.

હરીના ભગત અમને, હુંડી લખી આપોરે;
હુંડી લખી આપો પ્રભુ, અતી કષ્ટ કાપો રે,
અતી કષ્ટ કાપો જેથી, શમશે સંતાપો રે.　　　હરીના ભગત, ૧
તીરથના વાસી અમો, અહીંઆં ચાલી આવ્યા રે;
સાતસેં રૂપીઆ વાટે, ખરચી માટે લાવ્યા રે;
વાતે વાતે વહેમ વ્યાપ્યો; *ડરકુએ ડરાવ્યા રે.　　　હરીના ભગત. ૨
દર્શનને માટે જાવું; દ્વારીકાં આનંદે રે;
÷કાબાના કબજામાં આવે; ખોળી પડે ખંદે રે,
ફાંગડામાં ફસી જઇએ, ફાંસીઆને ફંદે રે.　　　હરીના ભગત. ૩
જુનાગઢ ગામે અમને, ઘણું ગભરાવ્યા રે,
હુંડી લખાવાને માટે, આળા ગાળા ચાવ્યારે;
નેહે નાગરોએ તુર્ત, તમને બતાવ્યા રે.　　　હરીના ભગત. ૪

મહેતાજી કે જે શ્રી હરીની ભક્તિમાં મગ્ન થઈ રહ્યા હતા અને જેમને પ્રભુનો પુર્ણ વિશ્વાસ હતો તે બોલ્યા, ભાઇ; ભલે તમે આવ્યા; પણ જ્યાં સુધી બીજો કોઇ હુંડી લખનાર મળે ત્યાં સુધી શોધી કાઢો ! અહીં તો શ્રી હરીના નામની હુંડી ચાલે છે.

સાધુ—આ ચોપડા છે તે પ્રભુનાં પદ કિર્તનના છે.

સારંગધર—નરસિંહ મહેતો ના પાડશે તો તમારૂં કામ નહિજ થાય, દ્વારીકાંની આડતતો એનેજ ઘેર છે.

જાત્રાળુ—આપ હરીના ભક્ત થઇ, અમોને નિરાશ ન કરો ! લ્યો આ રૂપીઆ સાત સો રોકડા, અને લખી આપો હુંડી.

નરસિંહ—એમ ! તમારી એમજ મરજી છે કે હુંડી અહીંજ લખાવવી.

જાત્રાળુ—હાજી, અમે પ્રેમથી આવ્યા છીએ.

---

* ડરકુ=બીકણ. ÷કાબા=સમુદ્ર તરફ જતા આવતા મુસાફરને લુંટનારી એક જંગલી જાત । ખંદે=વાંસે,

( મહેતા ) રાગ; ધીમે ગાડી હાંકો, હો ગાડીવાલા ?

તમે હેતે અહાંઆં આવ્યા, રે તી...રથ વાસી.
તમે [1]રોક રૂપીઆ લાવ્યા, રે તી...રથ વાસી.
તમે ફરી ફરી નવ ફાવ્યા, રે તી...રથ વાસી.
તમે ભૂત્રરને મન ભાવ્યા, રે તી...રથ વાસી.
હુંડી કરાવા આવીઆ; લાવ્યા રૂપીઆ રોક;
આડતીઓ ત્યાં આપશો, થેલી થોકમ થોક. રે તમે હેતે. ૧
છ ઘડીમાં છુટીઆ; વળગાડીને વેઠ,
દ્વારકાંમાં દેખશો, છે શામળશા શેઠ. રે તમે હેતે. ૨
વહેપારે વહેવાર છે; દામ કરે છે કામ,
હુંડી વિના પણ આપશે; શુણતાં સેવક નામ. રે તમે હેતે. ૩
સમરણ કરજો સ્યામનું, [2]સહજ ન કરશો શોક;
અહીં દીધેલા દામને; જરા ન લાગે ઝોક. રે તમે હેતે. ૪
આકુ અવળુ ભેરવે, લક્ષ લબાડી લોક;
કાને કાઢી નાંખજો, લોક મુકશે પોક. રે તમે હેતે. ૫

કુન્દનપ્રસાદ—સાંભળો મણીધર પ્રસાદ ! લોક મુકશે પોક ?

મણીધરપ્રસાદ—સ્ટુપીટ રાસકલ !

નટુભાઈ—ડૉન્કી ! એ એકલો પોક મુકે છે તે થોડુ છે ? જો આ જાત્રાળુ હુંડી લખાવી લેશે તો તે પણ પોક મુકીને રોશે !

બટુભાઇ—લખાવી લેશે શુ લખાવી લીધી સમજોને ! રૂપીઆનો ઢગલો તો કર્યોજ; હવે એ હરીનો લાલ ગણીને ગોલખમાં મેલે એટલીજવાર છે !

પરમોદરાય—સારગધર: હુ તો એમ ધારૂ છું કે, પૈસા સાધુડાંને ખવરાવી દેશે; પછી જયારે જાત્રાળુ અથડાઇ કુટાઇને પાછા આવશે ત્યારે લખને તાળ દેખાડશે !

પરસતરાય—બસ એમજ હુ પણ એમજ માનું છું.

હરમોહન—એના ઘરમાં તે શી [3]હમીઆણી ભરી છે કે, જ્યારે જોઇએ ત્યારે કાઢીને આપી શકે.

સાધુ—બાપજી: એ સબ નાગર લોક, બડા ઝેર કરતે હે !

નરસિંહ—રાધે સ્યામ રાધે સ્યામ ! એમને તો કાંઇ ઝેર નથી; પછી સૌ સૌનો સ્વભાવ !

૧ રોક=રોકડા, ૨ સહજ=જરાપણ, ૩ હમીઆણી=દોલત.

સારંગધર—આજ તો ખરૂ. કહેનારના ઉપર ખાર છે!

ત્રિવીક્રમરાય—જાત્રાળુ કાબાના અને ફાંસીઆના ભયથી, હુંડી લખાવાનું કરે છે, પણ એમને ખબર નથી કે ફાંસીઆના ફંદમાં આવી ગયા છીએ!

ત્રિભુવનરાય—ફાંસીઆના ફંદમાં ફસાયા છે કે કાબાના કબજામાં આવ્યા છે?

શિવપ્રસાદ—નરસિંહ મહેતાને કાબો કહોછો, એ ઘટતું નથી.

સારંગધર—ચોખ્ખો કાબો, ઘડીના છઠ્ઠા ભાગમાં સાતસોની ઠગલી કરાવી નાખી, એથી વધારે, કાબો શુ કરવાનો હતો!

હરસદરાય—કાબા તો સમજવામાં આવ્યા, પણ ફાંસીઆ શું!

માધવરાય—મને પણ એજ શંકા છે.

મોહનરાય—ફાંસીઆ શું તેતો જાણવું જોઇએ.

કલ્યાણરાય—કહેનારનેજ પુછીએ એટલે તરત ખુલાસો!

હરસદરાય—તે વાત બરાબર! હુંજ પુછું!

માધવરાય—ઓ યસ! ના સમજાય તો પુછીએય ખરા!

હરસદરાય—(જાત્રાળુને) ભાઈ.....તમારૂં નામ શું!

કુબેરભટ—અમારાં ચારેનાં નામ જુદાં જુદાં છે.

સારંગધર—ચોખ્ખા પુંછડા વગરના! પુછીએ છીએ શું; ને કહેછે શું!

કેવળરામ—તમે નામજ પુછોછો ને!

માધવરાય—હાજી! હરસદરાય નામ પુછે છે. ત્યારે તમે કહો છો કે ચારેનાં જુદાં જુદાં છે, તેતો હોયજ! પણ ચારેનાં નામ દઇને ઓળખાણ પાડવી જોઇએ.

કરૂણાશંકર—મારૂ નામ કરૂણાશંકર, આ કુબેરભટ, આ કેવળરામ, અને આ કેશવભટ!

સારંગધર—તમે કાબા કહ્યા તેતો અમે સમજ્યા કે, વગડા વચ્ચે માર મારીને લુંટી લેનારા, પણ ફાંસીઆ શુ!

કરૂણાશંકર—તમે આ દીશાના ફાંસીઆના ભુમીઆ થયા નથી કે શુ!

સારંગધર—નાજી! ફાંસીઆતો સાંભળીએ છીએજ આજ.

કેશવભટ—અમે પણ જોયા નથી; તેમ જાણ્યા પણ નહોતા!

સારંગધર—ત્યારે તમે ફાંસીઆના ફંદામાં ન આવીએ એવું કેમ બોલ્યા!

કેશવભટ—અમારા ગામનો એક વાણીઓ વહેપારે ગયો હતો. પોતાનો ધંધો ઝવેરાતનો હતો, એટલે થોડાં મોતી, હીરા, માણેક, વિગેરે લઇને ગામે ગામ ફરતો હતો.

ફરતાં ફરતાં એવો બનાવ બન્યો કે, એક દીવસ ખરા મધ્યાનના સમએ એક ગામથી બીજે ગામ જતો હતો. માર્ગમાં તાપ ઘણો લાગ્યો હતો અને તલસ તલસ થઇ ગયો હતો; જેથી શીતળ છાંયો ક્યાં મળશે તે ખોળતો ફરતો હતો.

એવામાં સુંદર ઘટાબંધ વડનું ઝાડ આવ્યું, જેની નીચે આવતાંની સાથે સઘળું દુઃખ નાશ પામી ગયું, તેની સાથે સુખમાં પણ વધારો થયો.

તેજ વડના ઝાડ નીચે એક ફાંસીઓ બેઠો હતો. મીણ અને તેલથી પાઇને મજબુત કરેલી તાંત જેવી દોરી, પોતાની પાસે રાખી, જતા મુસાફરને ગફલતમાં નાંખી ગળામાં ભરાવી ખેંચી પ્રાણ કાઢી નાંખી માલ લઇ લેવો, એ ફાંસીઆનું કારસ્તાન હતું.

આ ઝાડ નીચે બેઠેલો ફાંસીઓ બાઇડીના વેષમાં હતો, તેણે નવાં લુગડાં પહેર્યાં હતાં, અને તે વાણીઆને ઓળખતો હતો, પણ વાણીઓ ફાંસીઆને ઓળખતો ન હતો.

ફાંસીઓ—કેમ ભાઇ ઘસ્યા મસ્યા ?

શેઠ—શું કરીએ તાપમાં હેરાન હેરાન થઇ ગયા !

ફાંસીઓ—( લાજ કાઢીને ) પાણી પીવું હોય તો લાવી આપું, અહીં પાસે કુવો છે.

શેઠ—કુવો તો હશે પણ, પાણી કહાડવાનું સાધન મારી પાસે નથી, તમે બાઇરી જાત એકલાં વગડામાં કેમ બેઠાં છો ?

ફાંસીઓ—મને શી બીક છે. હું તો પાંચ પુરૂષને પુરી પડું એવી છું. અમારૂં મકાન અહીં નજીક છે, અમે રહીએ છીએ વગડામાંજ.

શેઠ—લાવો ત્યારે પાણી !

ફાંસીઓ—( પાણી લાવીને પાયું ) કેમ શેઠ પાણી ઠંડું છે ને ?

શેઠ—વાહ ! પાણી ઘણું સારૂં છે.

ફાંસીઓ—આ દાબડામાં શું છે ?

શેઠ—( બાઇડી દેખી પોમઈ ગયા. ) તમારૂં મોઢું દેખાડો તો બતાવું ?

ફાંસીઓ—અમારામાં ભાયડા માતરનો મલાજો કરે !

શેઠ—પણ મારેય મલાઝો, પરદેશીનેય મલાઝો! એમાં હીરા માણેક ને ખરાં મોતી છે.

[ કર્તા ] બંન્નેની વાત ચાલે છે તે વખતે પાસેના ગામનો એક રજપુત ત્યાંથી નીકળ્યો, જેને પેલા બંન્ને જણે જોયો નથી, પણ તેણે તો બંન્ને જણને જોઇ લીધાં, અને ઓળખી લીધાં, ચતુર માણસ આગળ ન વધ્યો પણ ઝાડને ઓઠે સતાયો. આમથી બંન્નેનું ભાષણ ચાલે છે. શેઠ તો બહરીને ઝવેરાતનો દાબડો બતાવા મંડી પડયા છે.

ફાંસીઓ—આમાંથી મારે સાચાં મોતી લેવાં છે?

શેઠ—આતો ભારે છે તમારાથી નહિ લઇ શકાય! તમારે માટે વળી હલકાં લાવીશ!

ફાંસીઓ—હલકાં, જુઠાં, ખોટાં, નહિ!

શેઠ—નાના ખોટાં નહિ! ખરાં મોતી પણ થોડી કીમ્મતનાં.

[ કર્તા ] થોડી વાર વાતચીત કરી, પછી શેઠ કહે લ્યો જઈશું આવજો. ત્યારે ફાંસીઓ કહે બેસોને હુંએ આવું છું. આપણે હારે જઇએ છીએ. તમે જરા પુંઠ ફેરવાને બેસો હું* લઘુશંકા કરી લઉં.

ફાંસીઆએ લઘુશંકા કરવાનું કહ્યું એટલે શેઠ પુંઠ ફેરવીને બેઠા. તે વખત ફાંસીઆએ શેઠના ગળામાં નાંખવા મીણની પાએલી દોરી કાઢી. જેવી ગળામાં આંટી નાંખવા જાય છે. તેવી સંતાએલા રજપુતે ફાંસીઆના હાથ ઉપર લાકડી મારી. એટલે ફાંસીએ બુમ પાડી, બાપરે મરી ગયો.

શેઠે પાછું વાળી જોયું, ફાંસીઆને પડેલો જોઇ તેની સારવાર કરવા માંડી, અને લાકડી મારનાર રજપુતને ઠપકો આપ્યો.

રજપુત કહે શેઠ! કોક-સારાનું મોં જોયું હશે જેથી હું આવી ચઢયો નહિતો તમે તો પરમેશ્વરને ઘેર પહોચી ગયા હોત. આ બાઇડી નથી ભાયડો છે. ગફલતમાં નાંખી ગળામાં ફાંસો નાંખનાર ફાંસીઓ છે. જુવો આ દોરી એના હાથમાં છે ને તમારા ગળામાં નાંખવાની તૈયારીજ હતી, તેજ વખત મેં લાકડી મારી!

શેઠ કહે તારૂં ભલું થજો ભાઈ, તેં મને ફાંસીઓ ઓળખાવ્યો. લ્યો ત્યારે મને તો ગામ ભેગો કરો માબાપ!

રજપુત કહે ચાલો મારી સાથે સામા ગામમાં! રજપુત વાણીઆને લઇને ચાલ્યો અને ચાલતી વખત ફાંસીઆને વળી બે લાકડીઓ મારી.

---

* લઘુશંકા=પેસાબ કરવો—મુતરવું.

તાળવે ગોળ ચોટાડી, લાલચ આપી, કપટ કરે, દગો કરે, વિશ્વાસઘાત કરે, એ બધાય ફાંસીઆ.

**હરસદરાય**—વાહ ભાઇ વા ! ખુબ કરી !

**માધવરાય**—આતો આપણે જાણતાજ નહોતા, હવે કદી દ્વારકાં જવાનુ થાય તો કેટલુ સંભાળીને જવાય !

**સારંગધર**—જાત્રા કરવા નીકળ્યા છે, પણ પેક માણસો છે.

**અજગરપ્રસાદ**—પેકતો પહેલા લુંટાયા.

**ગજગરપ્રસાદ**—વાત તો ખરી ! દાઆનો દાઓ અને ફાંસીઆનો ફાંસીઓ નરસિંહ મહેતો ઠર્યો.

**ભોવનગીર**—બાપજી એ સબ નાગર, જાત્રાળુકી સંગ શીરફોડી કરતે હેં.

**મહેતાજી**—કરવા દ્યો, તમે તમારે પ્રભુ સ્મર્ણ કરો !

**ભુગીર**—ફોડને દો મથ્થા; અપન કુ કયા !

**ભાનુંગીર**—બીચમેં મહેતાજીકી બી નિંદા હો રહી હે !

**શિતળદાસ**—અભક્તકી હાજરીસે ભક્તકો પીછાન પડતી હે ઓર બડાઇ બડતી હે !

**રામદાસ**—સચ બાત ! સારી નડતી દોનું બસ્તુ સંગ રહેનેસે સારી કુ સારી કહી જાતી હે ! ઇશ્વરને અંધેરી રાત નહિ કીઇ હોતી તો ઉજી-આલી રાતકુ કોન પુછતા !

( કર્તા) અભક્તની હાજરી વિના ભક્તની કિમ્મત થતી નથી; મગરે હાથીને પકડયો ન હોત તો શ્રી વિષ્નું પરમાત્મા હાથીનો ઉદ્ધાર કરવા શા માટે દોડતા જાત ! દુઃશાસને દ્રોપદીનાં ચીર ખીચ્યાં ન હોત તો, શામાટે પ્રભુ પુરવા જાત ! લોહુ ન હોત તો પારસ મણીને કોણ જાણત ! લક્ષ ચોરાસીમાં ભટકી મહા દુઃખ પામીશુ એવો ભય ન હોત તો મોક્ષની પદવીની ઇચ્છા કોણ કરત ! રાજેશ્રી નાતીલાઓએ પ્રભુની પ્રેરણાથીજ નરસિંહ મહેતાને કસોટી ઉપર ચઢાવીને કુંદન રૂપ કરી મુકયા હતા.

જાત્રાળુએ આપેલા રૂપીઆ મહેતાજીએ, સાધુની પાસે ગણાવી લીધા. પછી તુરત એ ચાર સાધુને આજ્ઞા કરીકે; સબ સાધુકુ જમા કરકે ભંડારા કરો ! ધરો સબ ભંડારમેં ! રાધે સ્યામ, રાધે સ્યામ, રાધે સ્યામ.

**સંકટનાથ**—મહેતાજી; સારે સાધુ કે અમન બી ખરે ?

મહેતા—હું બા ! બ્રાહ્મણને પણ નોતરજે !

પર્વતગિરી—આપજી, રસોઈ મેં ક્યા કરોગે ?

મહેતા—જે ભગવાનને ગમતુ હોય તે !

કૃષ્ણદાસ—શ્રી ભગવાન તો કાળી રોટી ઓર દુધપાકસેંય રાજી રહેતે હે !

મહેતા—પ્રભુ તો સદા રાજીના રાજી છે, પણ આ વખતે તો શીરા ઘુટાવ !

રામદાસ—બાપજી ! શીરા એકીલા કે પુરી સઇ ?

મહેતાજી—પુરી બુરી કુચ્છ નહિ ! સારા શીરા ! એકીલા શીરા ! ચોખ્ખા શીરા ! *તીન તાશકા ! ખુબ ઘુંટાવ ખુબ ઘુંટાવ ! બોલો દ્વારીકાંધીશકી જય !

ચેતનદાસ—બાપજી; શીરાતો શ્રીજી, હર હમેશ: પાવતે હે ! ફીર આપકી જો ઇચ્છા.

મહેતાજી—આજે રામજીની પણ એજ ઇચ્છા છે ! શીરા ઘુંટાવ !

[ કર્તા ] મહેતાજીની મરજી થઇ કે તુરત; સાધુ સાધુને નોતરી આવ્યા; વળી બીજા જુદી જુદી નાતના બ્રાહ્મણોને પણ નોતર્યા. શીધા સામગ્રી આવી પહોચીં, એટલે નાગરો ત્યાંથી વિદાય થઇ ગયા.

રસોઈ તૈયાર થઇ; એટલે ભગવાનને થાળ ધરાવી; નિવેદ આરતી કરી, પંગત પાડી; જાત્રાળુના હાથે બ્રાહ્મણોનાં પુજન કરાવી જય બોલાવી. શ્રીરણછોડ રાયકી જય; દ્વારીકાં ધીશકી જય; અંબે માતકી જય, નરહરીલાલકી જય; નરનારાયણ દેવકી જય; લક્ષ્મિ નારાયણ દેવકી જય; જ્યોતી સ્વરૂપ ભગવાનકી જય; શ્રીં સદગુરૂ દેવકી જય; નંમ:પાર્વતી પતે ! હરા, હરા, મહાદેવ ! હરા !

બ્રાહ્મણો જમીને ઉઠયા એટલે મહેતાજીએ [1] મુખવાસ આપી, માથા દીઠ રૂપીઓ રૂપીઓ દક્ષણા વહેંચી આપી; સાધુને સોપારીના કડકા તથા વરીઆળી દાણા આપી એક એક ચાદર ઓરાઢી દીધી.સર્વના જમ્યા પછી મહેતાજીએ પ્રસાદ લીધો. ભજનની ખૂબ ઝડી પાડી મોડી રાત્રીએ સર્વે સુઈ રહ્યા. જાત્રાળુઓને આખી રાત ઉંઘ આવી નહિ.અરેરે રૂપીઆતો પાણી કરી દીધા;જોત

---

* ત્રણ તાશનો=ઘીં; ખાંડને આટો ત્રણે સરખે વજને [1] મુખવાસ=પાન સોપારી, લવિંગ ઈલાયચી વિગેરે.

જોતામાં ઉડાડી દીધા, હે ભગવાન હવે શું થશે ! હજી હુંડીતો લખીને આપી નથી તે પહેલાંતો જે બોલાવી દીધી, શીરા ઘુંટાવી દીધા. સંવારમાં જાગ્રત થઇ; મહેતાજીને પુછીશુ કે આમ કરી દેવાનું શુ કારણ; હે ભગવાન !

જાત્રાળુ—(સવારમાં) હે ભક્તરાજ સાતસો રૂપીઆના શીરા ઘુંટાવી સાધુ બ્રાહ્મણને ખવરાવી દીધા તે તો...તમેજ કરી શકો.

મહેતાજી—શ્રી હરીએ આપ્યું હોય તો સદ્‌માર્ગે વાવરવું, એજ ખરૂ છે.

જાત્રાળુ—ઉડાડતાં વાર લાગતી નથી પણ કમાતાં કેટલું જોર આવે છે?

મહેતાજી—જેણે શીરા ઘુંટાવ્યા તેજ જગતમાં કમાયો છે.

દ્રષ્ટાંત—કોઈ રાજમાં રાજાને ઘેર જન્મ પામેલો પણ પુર્વનો પુર્ણ સંસ્કારી, શ્રી હરીનો ભક્ત રાજકુમાર હતો. પુર્વના પુન્યે, બાળપણથીજ તેની વૃત્તી શ્રી હરીના ચરણમાં હતી; ધર્મકાર્ય ઉપર તેનું ચિત્ત નિરંતર ખેંચાતું રહેતું હતું; ઉદાર અને પરોપકાર વૃત્તી સદા શોભાવી રહી હતી; બાળપણમાં વિદ્યાભ્યાસ કરતી વખતે શાળાના સોબતીઓને પણ એજ શીખામણ આપતો કે; પોતાની ચાલતીમાં પોતાથી બને તેટલું ધર્મ કાર્ય કરવું; ભૂખ્યાને ભોજન આપવું; તરસ્યાને પાણી આપવું; અને દુઃખીઆના દુઃખને દુર કરવા સદા સર્વદા પ્રયત્ન કરવો.

ઈશ્વરની ઇચ્છાએ કાળે કરીને પિતા સ્વર્ગવાસ થયા એટલે આ રાજકુમારને રાજગાદી મળી. રાજગાદી મળતાંની સાથે, બાળપણના અંકુર બરાબર જાગ્રત થયા. પ્રથમતો રાજ તરફથી વૈદકશાળા સ્થાપી; જેમાં સારા વિદ્વાન વૈદ્યો રાખીને વનસ્પતીની ઉત્તમ દવાઓ તૈયાર કરાવરાવીને દુઃખી મનુષને આપીને તેની [1]દવાઓ લેવા માંડી; વળી કોઈ દુઃખી અન્ન વસ્ત્ર માગનાર આવે તો તેને પણ આપવાને જરાય ઢીલ થવા ન લાગી. બ્રાહ્મણોને ઉત્તમ પ્રકારનાં ભોજન જમાડીને સોના મહોરો દક્ષણા આપવા માંડી; જ્યાં જ્યાં મનુષને અગવડ પડતી હોય ત્યાં ત્યાં સઘળી જાતની અગવડો દુર કરવા માંડી, કોઇ જગાએ ધર્મશાળા, કોઇ જગાએ વાવ; કોઈ જગાએ કુવો, કોઇ જગાએ પાઠશાળા, કોઇ જગાએ વેદશાળા, એમ જ્યાં જેની જરૂર લાગી ત્યાં પોતાના રાજમાં તૈયાર કરાવી દીધાં.

રાજાની વર્તણુંકથી ખજાના ખાલી થઇ ગયા પણ જગતમાં નામના

---

૧ દવા=આશીષ.

થઈ. રૈયતના મનુષ્યો વાહ ધન્ય છે; ધન્ય છે, રાજાધિરાજ ઘણું જીવો ઘણું જીવો પોકારવા લાગ્યા; પણ પ્રધાનને આ રીત પસંદ પડી નહિં. તેણે એક દીવસે રાજાને કહ્યું.

પ્રધાન—રાજાધીરાજ; વડીલોએ કર કસરથી ભરેલા ખજાના ખાલી થઇ ગયા.

રાજા—પ્રધાનજી; ખાલી નથી થઈ ગયા પણ હજારો ખજાના ભરાઇને તૈયાર થઇ ગયા.

પ્રધાન—આપ જરા નજર કરો તો ખબર પડે.

રાજા—મેં તો નજર કરીનેજ કામ કર્યું છે. એક ઠેકાણે ઉકરડો કરી નાંખી મુકેલુ ધન, જન સમુહના સુખને અર્થે વપરાય તે ખાલી કર્યું ન કહેવાય, પણ ભરપુર ભર્યું કહેવાય.

પ્રધાન—સરકાર; ધર્મ કાર્યની પણ હદ જોઇએ.

રાજા—અધર્મની હદ અવસ્ય જોઇએ; ધર્મની હદ હોયજ નહિ.

પ્રધાન—હદ ન રાખીએ તો ધર્મ પણ આપણને દુઃખ રૂપ થાય!

રાજા—સુજ્ઞ પ્રધાન! મારી વર્તણુકથી તમો નારાજ હો તો; મારે રાજ કરવાની કાંઇ જરૂર નથી; તમો આપણા કુટુંબમાંથી ગમે તેને પસંદ કરી રાજ સોંપી દો.

પ્રધાન—ના સરકાર! હું એમ કરવા માગતો નથી.

રાજા—ત્યારે તમે શુ કરવા માગો છો?

પ્રધાન—મારૂં તો એમ કહેવું છે કે ખજાના છેક ખાલી ન થઇ જાય અને આપની ઇચ્છા મુજબ થોડાં થોડાં નાણાં વપરાય!

રાજા—ધર્મ કાર્યમાં વાપરેલાં નાણાં વધે છે, વધે છે તે એટલે સુધી કે એકનાં હજાર ઘણાં થાય છે. જેમ જમીનમાં વાવેલા કણ વધે છે.

પ્રધાન—વાવેલા કણતો ઉગી નિકળે છે; તે આપણે નજરે જોઇએ છીએ; પણ કોઠાર તો ખાલીખમ દેખાય છે.

રાજા—તમારી આંખે ખાલી દેખાય છે, પણ મને તો ભરપુર ભરેલા માલમ પડે છે. (સભાસદમાંથી કોઇ કોઇ બોલ્યા)

પહેલો—રાજાધિરાજ! પ્રધાનજીનું કહેવું યથા યોગ્ય છે.

રાજા—સમજીને બોલો!

બીજો—સરકાર! પ્રધાનજીના કહેવા ઉપર ધ્યાન આપવું જોઇએ.

રાજા—ઉંડો વિચાર કરીને બોલો !

ત્રીજો—સરકાર ! આપ માલીક છો, અને પ્રધાનજી આપના તાબેદાર છે; તોપણ તે વૃદ્ધ છે માટે આપે કાંઇ તેમના બોલનો વિચાર કરવો જોઇએ.

રાજા—પ્રધાન વૃદ્ધ છે માટે પ્રધાન કહે તેમજ કરવું !

ચોથો—સરકાર આપ સર્વ સત્તાવાન છો ! આપને કોઇને પુછવાનું નથી; પણ વિચાર કરી જોતાં પ્રધાનજીનું કહેવું પણ ખોટું નથી.

રાજા—તમારા સર્વની સમજણ તે અણસમજણ જેવી છે !

પાંચમો—આપ સત્ય કહો છો પણ પ્રધાનજીનું બોલવુએ ધ્યાનમાં લેવા યોગ્ય છે.

રાજા—તમો સર્વની મરજી મને ધર્મ કાર્ય કરતાં અટકાવાની છે, તો મારે રાજ્ય કરવાની જરૂર નથી; સાંભળો ગેબી અવાજ સંભળાય છે. (શીરા ધુંટાવ! શીરા ધુંટાવ! શીરા ધુંટાવ!)જુવો સાંભળો,આ અવાજ આપણને એમ સુચના કરે છે કે આવી મળેલાનો સદ્ ઉપયોગ કરી લ્યો; જેથી અધીક આવી મળશે.

પ્રધાન—સરકાર ! શીરા ધુંટાવ ! એવું કોણે કહ્યું અને શીરા ધુંટાવ! એટલે શું ?

રાજા—એ સુચના આપણને ઇશ્વરે કરી, અને સમજવાનું એ છે કે દ્રવ્ય હોય તો તે વડે દુઃખીઆનાં દુઃખ દુર કરો ! સત્તા હોય તો ગરીબનું રક્ષણ કરો ! અધિકાર હોય તો; નિર અપરાધીને અદલ ઇનસાફ આપો, વિગેરે. જૂવો કોઇ જોગી આવ્યા !

જોગી—શીરા ધુંટાવ ! શીરા ધુંટાવ ! શીરા ધુંટાવ ! (ચાલ્યા ગયા.)

રાજા—પ્રત્યક્ષ પ્રભુ આવી આપણને કહી ગયા કે શીરા ધુંટાવ ! હવે હું મળેલી સત્તા ઉડાવી લઉં છું, અને જોગી બની જંગલમાં ચાલ્યો જાઉં છું. (રાજા જોગી થઇ ચાલી નિકળ્યા.)

( કર્તા ) રાજા; પોતાના એક ખભા ઊપર ઝોળી ભેરવીને; અને બીજા ખભા ઉપર શીરા ધુંટાવ ! એવું લખેલો ઝંડો રાખીને; મુસાફરી કરવા લાગ્યા. ગામો ગામમાં લોટ માગતા; ચપટીમાંથી ચપટી આપતા; રાંધેલામાંથી પણ ત્રીજા ભાગનું અનાજ આપીને બાકીનું ભોજન કરતા, દેશ પરદેશ ફરવા લાગ્યા.

ઘેરથી નીકળ્યે છ એક માસ થયા; ત્યાં બનાવ એવો બન્યો કે, એક મુલક આવ્યો; તેની રાજધાનીનું ગામ આવ્યું. જે દીવસે આ જોગી મહારાજ તે ગામની ભાગોળે આવ્યા; તે દીવસે તે ગામનો રાજા દેવ લોક થએ હતો, અને પ્રધાને હાથણી શણગારી તેની સુંઢમાં કળશ આપ્યો હતો, તે એવા નિશ્ચય ઉપર કે, જે માણસના ઉપર હાથણી કળશ ઢોળે તે આપણો રાજા થાય!

હજારો મનુષ્ય જોવાને માટે ભરાયું છે, તેમાં હાથણી ફર્યા કરે છે, તેના સામું સર્વે જોયા કરે છે. સૌ વિચાર કરે છે કે, પ્રભુએ શી લીલા કરી છે, અહો! હાથણીને ભગવાને કેવી ગતી આપી છે કે, તે રાજબીજને ઓળખી શકે છે. વાહ પ્રભુ તારી લીલા! બીજી જાતી વર્ણના મનમાંતો વિચાર ના આવે, પણ રાજ કુટુંબમાં જન્મેલા મનુષ્યના મનમાંતો એમ થાય કે રખ્ખે હાથણી આપણા ઉપર કળશ ઢોળે.

જોવા ઉભેલા સર્વ મનુષ્યમાંથી, હાથણીએ રાજાને શોધી કહાડયો; એજ રાજા કે જે જોગી થઈ નીકળી પડયો છે. તેની પાસે આવી હાથણીએ સુંઢ ઉંચી કરી; એટલે જોગી રાજાએ જાણ્યું, રખ્ખે ને એની સુંઢમાંથી કળશ પડી જાય ને મારા ઉપર ઢળી જાય, માટે નાસવા દે નહિ તો વળી ફસામણમાં આવી જઇશું. આમ વિચાર કરી જોગીરાજ નાઠા અને હાથણી તેમની વાંસે નાઠી, તે જોઈ જોવા ઉભેલા સર્વ મનુષ્યો વિસ્મય પામ્યા, અને રાજ વર્ગના મનુષ્યો સમજી ગયા કે, પેલો જોગી નાસે છે, તેના માથા ઉપર કળશ ઢોળવા હાથણી દોડે છે, માટે તેમને રોકો!

કેટલાક માણસોએ આગળ આવી જોગીરાજને રોકયા, તે એમ કહીને કે; આપને નાસવાનું શુ કારણ છે? આપ જોગીને ભય શાનો છે? ઉભા રહો!

જોગી ઉભા રહ્યા, તેજ વખતે હાથણી આવી પહોચી અને તેમના માથા ઉપર કળશ ઢોળ્યો; એટલે સર્વ મનુષ્યમાં આનંદ અને જય જયનો પોકાર થયો. (પ્રધાન આવી ઉભો રહ્યો.)

**પ્રધાન**—પધારો પ્રભુ, જોગીરાજ, તમોને આ હાથણીએ, આ રાજ્યના રાજા નિર્માણ કરી આપ્યા. જેથી તમો અમારા શીર છત્ર છો!

**જોગીરાજ**—હું જોગી; રાજા કેમ બની શકુ. મને રાજ ચલાવતાં કેમ આવડે; તે ઉપાધી મને ન ફાવે, માટે તમે બીજા કોઇને રાજા તરીકે પસંદ કરો! અગર હાથણીને ફરી કળશ ઢોળવા શણગારો!

**પ્રધાન**—હવે જે થયું તેજ ખરૂં છે! ફરી કરવાની કાંઈ જરૂર

જણાતી નથી, રાજ બીજને ખોળી કાઢવાની ગતી ઈશ્વિરે હાથણીને બરાબર આપી છે.

**જોગીરાજ**—મારે રાજ કરવાની ઈચ્છા નથી !

**પ્રધાન**—ઇચ્છા હો કે ન હો, આતો રસ્તે જતાં આવી પડેલુ ઉપાડવાનું થયું છે એમ સમજી બેઠે બેઠે હુકમ ચલાવો !

**જોગીરાજ**—હું રાજા એટલે આખા રાજમાં હું કરૂં એજ થાય એમ હોય તો ભલે સુખે દુઃખે મનુષ્યની સેવા બજાવવા તૈયાર થઈ જાઉં.

**પ્રધાન**—હા સરકાર ! આપ કરો તેજ થાય ! આપના કામમાં કોઈ ડહાપણ કરે નહિં, અને કરે તો તે ચાલે નહિં.

**જોગીરાજ**—બહુ સારૂ ત્યારે ચાલો, જ્યાં રાજગાદી હોય ત્યાં.

[ **કર્તા** ] રાજ્ય ગાદીની પાસે આવી, જોગીરાએ કહ્યું. આ સામેની ભીંત ઉપર રૂપાની ત્રણ ખીલીઓ ચોઢાવો ! તેમાંની એક ઉપર મારી કફની ભરાવો ! બીજી ઉપર મારી ઝોળી ભરાવો અને ત્રીજી ઉપર, આ ઝંડો ભરાવો !

પ્રધાનજીએ, કહેવા પ્રમાણે તુરત કરી દીધું. ત્યારબાદ વિદ્વાન બ્રાહ્મણોને બોલાવીને, રાજ્યાભીષેક કરી રાજ ગાદીએ બેસાર્યા.

રાજ્યાભીષેકને પ્રસંગે ભેગાં થએલા સર્વ મનુષ્યો ઝંડા ઉપર લખેલું શીરા ઘુંટાવ ! શીરા ઘુંટાવ ! તે વાંચી વિચારમાં ગરક થઇ ગયા, અને અન્યો અન્ય પુછવા લાગ્યા કે, આ શુ લખ્યું હશે ! આવું શા હેતુથી લખ્યું હશે ! આખર પ્રધાનજીએ હિમ્મત ધરીને પુછયું, સરકાર આપના ઝંડા ઉપર શીરા ઘુંટાવ લખ્યું છે, તેમાં શુ અર્થ સમાએલો છે ?

**રાજા**—મારે પ્રથમ તમારી સાથે રગઝક કરવાનું કારણ એજ છે ! શીરા ઘુંટાવનો અર્થ એ છે કે; હાથે તે સાથે કાંઇક કરી લે !

**પ્રધાન**—વારૂ સરકાર ! આપ માલીક છો, આપ આજ્ઞા કરો તેમ ઉઠાવા સેવક તૈયાર છે.

**રાજા**—શીરા ઘુંટાવ ! આજે પ્રથમ દીવસ છે, સવાપાંચ શેર સાકર, તેટલુંજ ઘી, અને તેટલોજ આટો લઈ શીરો બનાવો, કોઇ અભ્યાગતને બોલાવી જમાડી દ્યો; ત્યાર પછી હું ભોજન કરીશ.

પ્રધાને કહેવા પ્રમાણે કર્યું, બીજે દીવસે રાજાએ પત્રીકા લખીને ચોઢાવી દીધી કે, પક્કા અન્નને લેવાની ઈચ્છાવાળા અભ્યાગત મધ્યાન

પહેલાં રાજ દરબારે હાજર થઇ જાય. તે ખબર જાણીને જેટલા આવ્યા તેટલાને માટે શીરા તૈયાર કરવારાવ્યો, અને તેમને ખવરાવ્યો !

પહેલા દીવસે; સવા પાંચશેર; બીજે દીવસે સવામણ, ત્રીજે દીવસે સવા પાંચમણ, એમ દીનપર દીન, ખરચ વધતુ ચાલ્યું, દેશ પરદેશથી જતા આવતા અભ્યાગત, તથા મુસાફર સર્વે રાજાનાં દર્શન કરવા આવવા લાગ્યા ! અહો ધન્ય ભાગ્ય ધર્મિષ્ટ રાજા ! વાહ ભાઈ વાહ ! શુ ધર્મિષ્ટ રાજા ! રોજ સવાસોમણ ઘીનો શીરો ઘુંટાય છે, જય જય જય જય ભાઇ રાજાનો જય થાઓ !

આ વાત ઉડતી ઉડતી, ત્યાં ગઈ કે જ્યાં પોતે રાજા હતો; ત્યાં પોતાનો પિત્રાઈ ભાઈ રાજ કરતો હતો; તેણે જાણ્યું, અમુક રાજ ઉપર કોઈ ગાંડીઓ રાજા બેઠો છે; તે રોજ શીરો ઘુંટાવે છે, અને લોકોને ખવરાવે છે, રાજની પાયમાલી કરે છે, માટે તેને ઉઠાડી મુકી રાજ કબજે કરી લેવું; તે ઈરાદે થોડુ સૈન્ય, અને રાજ વર્ગના સલાહકાર માણસો લઇને નીકળ્યો.

અહીંતો શીરા ઘુંટાવ ! શીરા ઘુંટાવ ! થઇ રહ્યું છે. તે વખતે પ્રધાનને ખબર પડીકે; અમુક ગામના રાજા આપણું રાજ લઈ લેવા આવે છે ! લાવ્ય સરકારને જાહેર કરૂ !

**પ્રધાન**—સરકાર! અમુક ગામના રાજા આપણું રાજ લઈ લેવા આવેછે!

**જોગીરાજ**—શીરા ઘુંટાવ ! શીરા ઘુંટાવ !

**પ્રધાન**—પ્રભુ શીરા તો ઘુંટાયાજ કરે છે ! પણ સામેથી આવનારની તરફ કેવી રીતનાં પગલાં ભરવાં ?

**જોગીરાજ**—પાંચ મણ વધારતા જાઓ ! શીરા ઘુંટાવ !

**પ્રધાન**—તે તો ખરૂ પણ આ આવનાર રાજા તો નજીક આવી પહોચ્યા ?

**જોગીરાજ**—આવવા દો, શીરા ઘુંટાવ ! શીરા ઘુંટાવ !

[ **કર્તા** ] આવનાર રાજા પાંચ પચીસ માણસ લઈને, છેક રાજ દરબારમાં આવી પહોચ્યો; પણ માર્ગમાં એમ સાંભળતો આવ્યો કે વાહ! ધન્ય છે; શો પુન્યશાળી રાજા ગાદીએ બેઠો છે; તેથી દરબારમાં ધસતાં ધીમો પડયો; અને જોતાં પોતાના પીત્રાઈ ભાઇને ઓળખ્યો. ઓળખીને અટકયો અને તેની સાથે આવેલો પ્રધાન પણ વિચારમાં ગુમ થઇ ગયો.

આવેલા રાજા તથા પ્રધાનને જોઇ જોગીરાજા બોલ્યો ! શીરા ધુંટાવ ! શીરા ધુંટાવ ! શીરા ધુંટાવ !

**જોગીરાજા**—આવો રાજાધીરાજ પધારો ! આ રાજનો વૈભવ સંભાળી લ્યો ! મારે જોગીને રાજની કાંઇ ઇચ્છા નથી; અને નહોતી; મને તો પરાણે પકડીને બેસાર્યો હતો. મારૂં કાંઇ નથી; મારી ઝોળી, ઝાંડોને કફ ની સામે ભરાવી છે તે ધારણ કરી લેઉ છું.

**આવનારરાજા**—શા માટે રાજવૈભવ મુકીને જવું પડે ! હું તમારૂં રાજ લેવાની ઇચ્છા કરતો નથી.

**જોગીરાજા**—માથે મુકેલી ભારની ગાંસડી ઉપડાવા દોડતો આવે તેને દુસ્મન ન સમજવો પણ વહાલેશરી સમજવો ! ઠાકડીનો છેડો બદલાવે તેને દુસ્મન કોણ કહે !

**આવનારરાજા**—મારો અપરાધ ક્ષમા કરો, હું હવે પાછો જાઉંછુ. મને મળેલું રાજ તે પણ તમારૂંજ માની લેજો.

**જોગીરાજા**—તમે આશા ભરેલા આવ્યા, ને નીરાશ થઇને જાઓ 'તે સારૂં નહિ ! માટે રાજ સંભાળી લ્યો ! પણ યાદ રાખજો કે જેટલો વખત હું રાજ ગાદી ઉપર રહ્યો, તેટલા વખતમાં મેં જે શીરા ધુંટાવી લખ્ખો મનુષ્યની આંતરડી ઠારી આશીશ લીધી. તે તમારાથી લઈ લેવાય તેમ નથી.

**આવનાર રાજા**—સત્ય કહો છો ! હવે મને કાંઇક સુજ પડી !

**જોગીરાજા**—લક્ષ્મી ચળ છે; દેહ ક્ષણભંગુર છે, માટે મળેલી લક્ષ્મીને શુભ માર્ગમાં ખરચી નાંખી આગળની ખરચી તૈયાર કરવી.

**જુનો પ્રધાન**—રાજા ધીરાજ ! હું આપની પાસે મારા અપરાધની ક્ષમા માગુ છું, મેં આપને ધર્મ કાર્ય કરતાં અટકાવાને યત્ન કર્યો હતો.

**જોગીરાજા**—પ્રધાનજી કાંઈ ચિન્તા નહિ. સૌ સૌની સમજણ પ્રમાણે સૌ કાર્ય કરે છે. શીરા ધુંટાવ !

( જોગીરાજ રાજ વૈભવ ઉતારી ઝોળી ઝંડો ને કફની ધારણ કરી વિદાય થઇ ગયા. શીરા ધુંટાવ ! શીરાં ધુંટાવ ! શીરાં ધુંટાવ.

**સારંગધર**—દીનકરરાય; કેમ ! સાંભળ્યું દ્રષ્ટાંન્ત ?

**દીનકરરાય**—વાતની મીલાવટ કેવી ગોઠવી દીધી; કેમ બુદ્ધિપ્રસાદ આવી વાત તમે કોઇ દીવસ સાંભળેલી ખરી કે ?

**બુદ્ધિપ્રસાદ**—આ બધી મનની ગોઠવણી.

શુદ્ધિપ્રસાદ—ગોઠવણી ગોઠવણી પણ ગજા પારની કરી છે ને ?

સારંગધર—જાત્રાળુ તો થંડા ગાર જેવા થઈ ગયા. કેમ મહારાજ; હે જાત્રાંવાસી; સાંભળ્યો જવાબ. શીરા ઘુંટાવ્યા તેની સાચી કમાઇ.

કેશવભટ—શીરા કરીને લોકને ખવરાવ્યો એજ કમાયો મહેતાજી ?

મહેતાજી—શીરા ઘુંટાવ્યા, તેણે જગતમાં જનમીને સાચી ને સારી કમાણી કરી છે.

કરૂણાશંકર—શીરા ઘુંટાવ્યા એટલે શીરા કરીને ખવરાવવો એજ કે બીજુ કાંઇ ?

મહેતાજી—પારકા દુઃખે દાઝયો તે કમાયો છે, પારકા ઉપકાર કર્યો તે કમાયો છે. પારકા પ્રાણનું રક્ષણ કર્યું તે કમાયો છે, પોતાનો બોલેલો બોલ પાળ્યો તે કમાયો છે; અને જેણે શ્રી હરીનું ભજન કર્યું તે પુર્ણ કમાયો છે.

કેત્રળરામ—જે કમાયા હોય, અને જેણે શીરા ઘુંટાવ્યા હોય તેવાં બેચાર નામ તો દ્યો ?

મહેતાજી—અહાહાહા ! ઘણા. સાચી કમાણી ઘણાય કરી ગયા છે.

કુબેરભટ—કહેવા માંડો ત્યારે; સાંભળીએ તો ખરા !

સારંગધર—ગણાવી દ્યો. ઝટ !

ગૌરીપ્રસાદ—હમણાં ગપ્પુ હાકશે; પાંચ સાત નામ દેઈ દેશે.

બુદ્ધિપ્રસાદ—તીરથવાસીના મનનું સમાધાન થાય એટલે થયુ. હા ! બોલો મહેતાજી ?

રામચરણદાસજી—બોલતે હેં બોલતે હેં ! બક બક છોડો !

શિવચરણદાસજી—બોલો શ્રી દ્વારીકાં ધીશકી જય.

માધવચરણદાસજી—શ્રી રણછોડરાયકી જય.

કૃષ્નચરણદાસજી—કુંજ બિહારી લાલકી જ્ય. બોલો બાપજી.

કેશવભટ—હવે ઢીલ ન કરો !

મહેતાજી—સાંભળો !

[મહેતાજી] રાગ; મારો રામ ગયા વનવાસ રે નયણે નિંદ્રાનાવે જરી.

શારા ઘુંટાવ્યા તેણે [1]સારી રે;
જનમી જગમાં કમાણી કરી.
દામાજી પંથ દુઃખે દુકાળને દેખી રે;

[1]સારી=પુષ્કળ, બહુ, ખુબ,

ભંડાર લુંટાવ્યા જેણે ભારી રે. જનમી જગમાં ૧
શીબી રાજાએ શરણે બગલાને રાખ્યો રે;
માંસ ખુંટાવ્યાં ધાવ ક્રારી રે. જનમી જગમાં ૨
હરીશ્ચંદ્ર રાજાએ; સત નવ છોડયું રે;
ની...ચની સેવાને સ્વિકારી રે. જનમી જગમાં ૩
ભોવન ચૌહાણે દીલમાં, દયા અતી દાખવી રે;
હરણીને નાંખવા ઉગારી રે. જનમી જગમાં ૪
સ્વામીની સેવા કીધી, સુકન્યા સાધવી રે;
અશ્વનીકુમારો ગયા હારી રે. જનમી જગમાં ૫
શ્રીજીની સેવા કીધી, અમરીષ રાજા રે;
ચક્ર ધરાયું ચક્ર ધારી રે. જનમી જગમાં ૬
અભિમાન મુકી જેણે, હરી ગુણ ગાયા રે,
મનની મમતાને નાંખી મારી રે. જનમી જગમાં ૭
બાપુનો બેલી ભજી, છળ બળ છાંડશે રે,
ત્રિકમ ત્રિવેણી લેશે તારી રે. જનમી જગમાં ૮

સારંગધર—બાપો...બાપો !

મોરલીધર—કેમ સારંગધર, શાબાશી આપી કે શું !

સારંગધર—શાબાશી નહિં પણ ઉશ્કેરણી; વળી ચઢાવો કરીએ તો પાંચ નામ બીજાંય દે !

મહિધર—જેજે નામ દીધાં, એ બધાય આગળ થઈ ગએલા.

અવનીધર—યસ ! કોઇ સો વરસ ઉપર, કોઇ પાંચ સો વરસ ઉપર કોઇ હજાર વરસ ઉપર; અને વળી કોઇ આગલા જુગમાં !

શશીધર—ગમે તેટલા પહેલા થઇ ગયા પણ વાત તો સાચી કે નહિ.

સારંગધર—તે કોણ નક્કી કરવા ગયું છે; એ કહે છે ને આપણે સાંભળીએ છીએ.

વિષધર—એના ઘરડાના લખેલા લેખના ચોપડામાંથી શોધી કાઢ્યાં હશે!

વિશ્નુપ્રસાદ—ભાઇ, આપણે નકામી ગડબડ કરી, જાત્રાવાસીને ખોટી કરીએ છીએ. હવે એમને હુંડી લખાવી લેવા ઘો !

સારંગધર—આપણે ક્યારે લખનારનેય રોકીએ છીએ અને લખાવનારનેય રોકીએ છીએ. ભાઈ લખાવી લ્યો હુંડી.

કેશવભટ—હવે હુંડી લખી આપો પ્રભુ ?

મહેતાજી—લખી આપુ ભાઇ લખી આપુ; તમારે કોઇ વાતે ચિન્તા ન કરવી.

કરૂણાશંકર—ચિન્તાતો શી છે! પણ જે કામ કર્યું તે કરવું મટયું.

કુબેરભટ—છેજ, હુંડી લખાય એટલે રસ્તે પડીએ. ડગલે ડગલે પંથ કપાય, જવાનું ઘણે દુર રહ્યું.

કેવળરામ—વિંધ્યું એ મોતી! ને કર્યું તે કામ.

[ મહેતાજી ]		રાગ; આઠ કુવાને નવ વાવડીરે લોલ.

મારા વાલમરિ લોલ. સેવકની હુંડી શિકારજો રે લોલ.
સ્વસ્ત શ્રી દ્વારીકાં ગામમાં રે લોલ;
સૌમાં શામળશા શેઠ.		મારા. ૧
સદ્દગુણ કેરા સાગરા રે લોલ;
અવર તમારી હેઠ.		મારા. ૨
ભર્યું નથી ભંડારમાં રે લોલ;
ભાવે કરી છે ભેઠ.		મારા. ૩
બ્રાહ્મણને ભોજન આપીઆં રે લોલ;
ઠાકોર પહોચાડયું ઠેઠ.		મારા. ૪
ગુણ નિધી, ગણી ગણી આપજો રે લોલ;
વાલમ ન ગણશો વેઠ.		મારા. ૫

સ્વસ્તશ્રી દ્વારીકાં મધ્યે મહાશુભસ્થાને પુજારાધે, અનેક સર્વે શુભોપમાને લાયક દીનબંધુ દયાળ, કરૂણાના સાગર; અનાથનાનાથ, પતીતના પાવન અધમના ઓધારણ, શ્રી પરીબ્રહ્મનારાયણ પ્રભુ, શ્રી કૃષ્ન પરમાત્માના ચરણમાં ક્રોડ વાર સાષ્ટાંગ દંડવત્ પ્રણામ અંગીકાર હો. એતાનશ્રી ગામ જુનાગઢથી લખીતંગ અલ્પ બુદ્ધિવાન, સદાનો સેવક, દાસાનુંદાસ, ભક્ત નરસિંહરામ. વિશેષ વિનંતી સાથે લખવા કારણ એ છે જે, આ પત્ર લઇ આવનાર પરદેશી મુસાફર પાસેથી રૂપીઆ સાતસો રોકડા ગણી લીધા છે, અને તેમને હુંડી લખી આપી છે. તેનું નામ નિશાન તપાસીને; તુરત વગર વિલંબે, નવા, કોરાને કડકડતા ચાલતી છાપના રૂપીઆ ગણી આપજો. નહિ ગણી આપો અગર વિલંબ કરશો તો નાણાવટથી વટ વહેવાર ઓછો થશે, મારી ને તમારી બંન્નેની હાંશી થશે, જાત્રાળુ નિરાશ થશે તો તેમનો

નિસાસો આ સેવકને લાગશે. થોડુ લખ્યું ઘણું કરી માનજો, એક લખ્યું હજાર કરી માનજો. સેવક, નરસિંહરામના પ્રણામ, મીત્તી અમુક.

જાત્રાળુ—તમારૂ [1]હુંડીઆમણુ હોય તે માગી લ્યો ?

મહેતા—શ્રી હરી હરી કરો ! હુંડીઆમણુ આવી ગયું. હુંડીઆમણુમાં પ્રભુનું નામ ! રાધે સ્યામ, રાધે સ્યામ, રાધે સ્યામ.

જાત્રાળુ—હુંડી શીકરાશે તો ખરીજ, કેમ ?

મહેતા—અરે એ શુ બોલ્યા, જતે વાંત !

જાત્રાળુ—ત્યારે હમે રજા લઇએ છીએ.

મહેતા—બહુ સારૂ, કોઇ વાતે ચિન્તા ન કરશો.

જાત્રાળુ—જય શ્રી કૃષ્ન, જય શ્રી કૃષ્ન.

સાધુઓ—જય શ્રી કૃષ્ન, જય શ્રી કૃષ્ન, જય જય હરી, જય જય રામ, બોલો શ્રી ધનસ્યામલાલ ભગવાનકી જય.

[ મહેતા ] રાગ, કૃષ્ન તે કંઠ કેરૂ ઝુમણું રે લોલ;

સેવકની હુંડી શિકારજો રે લોલ,
શાહુકાર શામળશા શેઠ. મારા વહાલા. ૧
પ્રિતીથી પંથી પોકારજો રે લોલ;
વહાલા વેગરજો વેડ. મારા વહાલા. ૨
નરસઈ તમારા નામને રે લોલ;
એળે એળે બલીહાર. મારા વહાલા. ૩
વળગી રહ્યો વીસવાસને રે લોલ;
કોઠીલા રાખજો [2]કાર. મારા વહાલા. ૪
મનના મનોરથ પુરજો રે લોલ;
હુંડી શીકારીને આજ. મારા વહાલા. ૫
ભીડ ભંજન કહેવરાવજો રે લોલ,
સારી સેવકનાં કાજ. માર મહાલા. ૬
પટકુળ ફાડીને પાટા બાંધીઆ રે લોલ;
હરી હૈયાનું હીર. મારા વહાલા. ૭

---

૧ હુંડીઆમણ=હુંડી લખાવતી વખતે, બજારમાં જે ભાવ ચાલતો હોય, તે ભાવને અનુસરીને કંતો નાણા આપવા પડે, અગર લખનાર કાંઈક પાછુ આપે તે રકમ. ૨ કાર=આબરૂ; ઈજ્જત, શાહુકારી.

ત્રિકમ મળી જોયા તાંતણા રે લોલ;
ચત્રુભૂજ પુર્યાં ચીર. મારા વહાલા. ૮
શોકયનો સુત જોઇ, સુરતીરે લોલ;
મારે થઇ ખડ ખડ. મારા વહાલા. ૯
પ્રભુજીને ધામમાં બેસારીઓરે લોલ;
માનો ઉતાર્યો મદ. મારા વહાલા. ૧૦
દાસની ઉપર દયા કરીરે લોલ;
[1]દુષ્ટ બુદ્ધિને કર્યો દીન; મારા વહાલા. ૧૧
સેવકને [2]સાત વાર સાચવ્યોરે લોલ;
હરી થયા આધીન. મારા વહાલા. ૧૨
ઠગમાં ગણાયો છું ઠાકરારે લોલ;
વહાલા વિચારોને વગ. મારા વહાલા. ૧૩
શાહુકાર ગણાઇશ શહેરમાંરે લોલ;
ધણી જો કરશો [3]ઠગ. મારા વહાલા. ૧૪

આતુરરાય—ચિન્તાતુરરાય; કેમ પછી પેલા જાત્રાવાસીનું શું થયું, એ લોકોને હુંડી લખી આપી કે નહિ?

ચિન્તાતુરરાય—દૈવ જાણે ભાઇ, આપણે તો કાલના આવ્યા છીએ ત્યારના ફરીને ગયા નથી.

અનુમાનરાય—હુંડી તો લખી આપીજ હશે! ઠગ ઠગવા બેસે છે, ત્યારે પાછુ વાળી જોતા નથી. અત્યારે તો એના રૂપીઆ લઇ લીધા અને ઉડાવી પણ દીધા.

શંકરપ્રસાદ—એણે બ્રાહ્મણને તો રાજી રાજી કરી નાખ્યા!

શંભુલાલ—શીરો પણ બહુ સરસ બનાવ્યો હતો!

ન્યામતરાય—મણે સવા મણ ઘીનો, અને મશાલા પણ પુષ્કળ.

હરીપ્રસાદ—ભાઇ; "નાગો કુદે કે જાગો કુદે" એણે ક્યારે કેડે

---

૧ દુષ્ટ બુદ્ધિ=દુષ્ટ બુદ્ધિ. ૨ ચંદ્રહાસને સાતવાર બચાવ્યો. (૧ બળતા મહેલમાંથી. ૨ નાગના મુખમાંથી. ૩ ચલકી ગંગામાંથી. ૪ સખે ખુંચાવતી નારીથી. ૫ ચાર ચંડાળોથી. ૬ વિષને બદલે વિષયા લખીને મદન કુમારના હાથમાંથી. ૭ પુજન કરવા જતાં દેવીનાં દેરાના રસ્તામાંથી.)
૩ ઠગ=ઠગલો.

કાંકરા મુકીને રળીને વાવર્યું છે, જ્યારે ઉડાડયુ ત્યારે કોકનું ને કોકનું.

**ધિરજલાલ**—બરાબર! એના બાપનું શ્રાદ્ધ કર્યું, ત્યારે કોક શેઠે વણઝારાની સાથે શીધાં સામગ્રી મોકલ્યાં હતાં.

**સંતોષરાય**—સંતોષ રાખીને બેઠા છે, તો પ્રભુ આપે છે પણ ખરો! તેમ તે વાપરે છે પણ ખરો, કાંઇ ગાંઠ કરતો નથી.

**અણીરાય**—અણીએ કામ સર્યું એટલે બસ, પછી સંઘરીને શું કામ છે.

**બુદ્ધિપ્રસાદ**—કોણ જાણે શું ભગવાનની કળા છે કે; કોકને કોક અંજાઇને પડયોજ છે; આપણી અક્કલ તો આમાં કામ કરતી નથી.

**માધવરાય**—તમે તો બીજાજ વિચાર પર ચઢી ગયા, અને મુદ્દો ચુક્યા! હુંડી લખી આપી કે નહિ. તેનો ચોક્કસ તપાસ કરોને?

**મોહનરાય**—એણે ન લખી આપી હોય તો કાંઇ આપણે લખી આપવી પડે તેમ છે કે, આપણે તેની પંચાત કુટવી પડે? મરશે એ ને એ બધા! પડશે કુવામાં!

**કલ્યાણરાય**—કોઈ કોઇના કામમાં ડહાપણ કરવામાં કે, માંહી પંચાત કુટવામાં માલજ નથી, છેટા રહીને તમાસો જોવામાં આનંદ છે.

**નવલશંકર**—“કુટે લોહુને લવાર બેય.” આપણે તે વળી પારકા પીડાં શુ કામ જોઇએ.

**સત્યપ્રસાદ**—તમેજ તે જાત્રાળુને નરસિંહ મહેતાનું ઘર બતાવીને ને વળી તેના ઘરની ભલામણ કરીને મોકલ્યા, ને હવે પાછળથી, શી પંચાત શી પંચાત શા માટે બોલો છો?

**ગણેશલાલ**—ગણેશ બેસરાવીને ગુમ થઈ જવું તે ઠીક નહિ!

**ધિરજલાલ**—હમણાં થોડી વારમાં જે હશે તે જણાશે?

**મહિમતરાય**—શણગાર ભોગનાં દર્શન વખતે સઘળી ખબર!

**નિધીરાય**—બસ! હમણાં પોમલીઓ નીકળશે?

**તામસરાય**—છટ નોનસન્સ! આપણાથી રસ્તે જતી સ્રીઓને એમ ન પુછાય કે પેલા જાત્રાળુને હુંડી લખી આપી કે નહિ!

**ન્યાયશંકર**—તેમાં આપણું પોઝીશન ન ગણાય!

**હકુમતરાય**—વિધ્વાન અને કેળવાએલી નાતીના માણસે અજુગતુ આચરણ નજ કરવું જોઇએ!

શંકાપ્રસાદ—આપણે ક્યારે કાંઈ બીજી ત્રીજી વાત કરવી છે. માત્ર પુછી જોવું છે તેમાં શું ? આપણે બેન કહીને બોલીએ તો કેમ ?

ધિમંતરાય—રસ્તાની જનાર સ્ત્રિઓને બા બેન કહેવી એ પણ શરમ ભરેલું છે; શા માટે સ્ત્રીઓ સાથે માર્ગમાં વાત કરવી પડે !

ચંદ્રપ્રસાદ—સરીયાન રસ્તે જતી સ્ત્રિયોની સાથે વાત ચીત કરનારની હલકઇ ગણાય છે.

તારાપ્રસાદ—માર્ગે ચાલતાં આપણા પોતાનીજ સ્ત્રિ સામી મળી; અને તેને કાંઇ કામ હોય તો ?

સુર્યપ્રસાદ—તે વાત બાજુપર રહી ! તે વખતે તો વાત કર્યા વિના ચાલેજ નહિ, અને તેનો કોઇને ખોટો વહેમ આવેજ નહિ !

નિશ્ચયપ્રસાદ—જ્યાં સુધી, સારંગધરના હાથમાં ન્યાતની પટલાઇ છે ત્યાં સુધી નરસિંહ મહેતાને તો જંપીને બેસવા વખત આવવાનો નથી.

હરીપ્રસાદ—તમારૂં ધારવું ભૂલ ભરેલું છે; નરસિંહ મહેતા તો સદા આનંદમાં અને મોજમાં રહે છે; એટલે કોઈનું બોલેલું કાનેજ ધરતા નથી.

ભોરીંગપ્રસાદ—એક વખતે એના ભજનમાં કહેતો હતો કે, જેમ ચોમાસામાં તમરાંના અવાજથી ત્રાસ ઉપજતો નથી. તેમ [1]દુરીજનના અવાજનો ત્રાસ લાવવો નહિ, પણ એક કાનથી બીજે કાન કાઢી નાંખવો.

સારંગધર—આપણે દુર્જન ! અને એ સજ્જન, શુ બોલવું ? સવે પોત પોતાના મનથી મોટા છે. એ ભજન કરે છે તે શુ ખરા મનનું છે, જરાય નહિ. માત્ર રળીખાવાની દુકાન; એક જાતનો ધંધો. ( જાત્રાળુ તથા નરસિંહ મહેતાને આવતા જોઇને ) કેમ જાત્રાવાસીઓ રાત્રે મહેતાજીને ઘેર રહી ગયા હતા કે શું ?

હરમોહન—ભજનમાં ગરક થઇ ગયા હશે ગરક !

સારંગધર—હુંડી લખી આપી કે નહિ ?

કેશવભટ—લખી આપી તો ખરી !

સારંગધર—કોની ઉપર લખી આપી ?

કરૂણાશંકર—કોઈ શામળશા નામના શેઠ છે તેમના ઉપર.

સારંગધર—શકરામણ નકરામણનું નક્કી કર્યું છે કે નહિ ?

---

૧ દુરીજન=છીદ્ર શોધુ; ખારીલા.

કુબેરભટ—શકરામણુ એટલે શું ? અને નકરામણ એટલે શું !

સારંગધર—અમુક મુદતે હુંડી પાકવાની હોય; અને તે દીવસ પહેલાં આપણને નાણા લેવાની ઉતાવળ હોય; તો પૈસા મળે, પણ વહેલા લીધા બદલ કાંઈક કાપી આપવું પડે; અગર તે હુંડી આપણે બીજાને વેચાથી આપી દઈએ તેમાં લેનાર માણસ પોતાને મળવાના ફાયદા બદલ જે નાણા ઓછાં આપે તે રકમનું નામ શકરામણુ.

કેવળરામ—નકરામણ એટલે શુ ?

સારંગધર—કોઈ પણ કારણથી હુંડી ન શીકારાય; કાંતો લખનારની આડત બરાબર ન ચાલતી હોય, અને ભરૂસા પર હુંડી લખી હોય; અને કાંતો આપનાર આશામી નરમ પડી ગઇ હોય ! તો તે હુંડી શીકારાયા વિના પાછી ફરે, ત્યારે તે હુંડી નિમીત્તે થએલું ખરચ અને તેનું વ્યાજ તે રકમનું નામ નકરામણ.

નરસિંહ—(નાગરની વાતો સાંભળીને) રાધેશ્યામ રાધેશ્યામ ?

રાધે ગોવિંદ રામ રાધે ગોવિંદા.
રાધે ગોવિંદ રામ રાધે ગોવિંદા;
વૃંદાવન ચંદ્ર ભજો રાધે ગોવિંદા.
રાધે ગોવિંદ રામ, રાધે ગોવિંદા;
વૃંદાવન ચંદ્ર ભજો રાધે ગોવિંદા.

સારંગધર—બસ કરો બસ કરો ? લખારો મુકો ! આ હુંડીનું નકરામણ નક્કી કરી આપો ! જામીન આપો ? પરદેશીને ફાંગડામાં ન ફસાવો !

મહેતા—ભાઇ; હે જાત્રાળુ હરીજનો ! તમે મારા બોલ ઉપર વિશ્વાસ રાખો ! અને જાઓ ! હમારી લખેલી હુંડી પાછી ફરેજ નહિ.

સારંગધર—મોટા શાહુકારનો બેટો. જાણે દરીઆમાં ઘરનાં ઝાઝ ફેરવતો હોય એટલો ડીમાક રાખે છે.

સાગરપ્રસાદ—દગાબાજ માણસો દરીઆવ દીલના રહે છે.

ગિરીરાજપ્રસાદ—રોફ રાજા જેટલો રાખે છે; ને ઘરમાંતો હાંલ્લાં કુસ્તાઇઓ કરે છે ! "આટા તોલ કે ઠીકરી જલતી હે !

જાત્રાળુ—તમારા સર્વના બોલવાથી, અમારૂ મન ડગી તો જાય છે. પણ વળી વિચાર કરીએ છીએ કે, પ્રથમ નરસિંહ મહેતાનું ઘર પણ તમેજ બતાવ્યું હતું ?

**અંબુજલાલ**—ઓલરાઈટ ! પ્રથમથીજ મશ્કરીના રૂપમાં વાત વધી ગઈ, થઈતે થઈ. હવે તમે લખાવેલી હુંડી ના કબુલ કરે તોય કાંઈ તમારા રૂપીઆ પાછા મળે તેમ નથી, માટે મુંગે મોંઢે જાઓ દ્વારીકાં !

**સાધુઓ**—અહો ભાઇ ! જાત્રાવાસી, તુમ દીલમેં જરાબી અંદેશા મત લાવ ! એ સબ મહેતાજી કે જાતીલે હૈ ! ઓર મહેતાજીકા વૈભવ દેખકે જલ જાતે હૈ !

**સારંગધર**—અહાહાહા ! મહેતાજીનો વૈભવ; શો વૈભવ !

**ગિરીનારીપ્રસાદ**—તાળ તુળશીને શંખ; ગોપીચંદને ગેરૂ ? વહેપારમાં [1]વાંની !

[ **કર્તા** ] જાત્રાવાસી વિદાય થયા;નરસિંહ મહેતા મંદિર તરફ રવાના થયા; નાગરો સૌ સૌને ઘેર ગયા. જાત્રાળુ ચારે જણ મનમાં સંકલ્પ કરતા એક એકને પુછી પુછી પોત પોતાના મનનું સમાધાન મેળવી લેતા ચાલ્યા જાય છે. મહેતાજી મંદીરમાં આવી. સેવા પુજાથી પરવારી, પ્રભુની સનમુખ બેસી, નાભી કમળથી નાદને ઉઠાવી, બરાબર મધ્ય રાત્રીએ; શ્રી કૃષ્ન ભગવાનનું સ્તવન કરવા લાગ્યા.

[ **મહેતા** ]　　**રાગ; નરના...થ જલદી જઇને.**

અહો જગના...થ જલદી કરજો;
હાંરે વીલી વાણીને વાલમ વરજો,
હુંડી સેવકની સંધરજો.　　અહો જગના...થ
ત્રિલોકી, તારો ખરે તેમ ખરજો.　　અહો જગના...થ ૧
હરી, ગંજ ગ્રાહ લઢયા ને ગજ હાર્યો;
હાંરે રામ કહેતામાં "રા"ને ઉચ્ચાર્યો;
હાંરે તોંએ ત્રિકમ તેને તાર્યો.　　અહો જગના...થ
એવાં સેવક સંકટ હરજો.　　અહો જગના...થ ૨
હાંરે સતવાદી રાજાની રે રાણી;
હાંરે તારા ગણીકાના ઘરમાં ઘેરાણી;
ત્યારે પ્રભુ પીવા રહ્યા નહિ પાણી.　　અહો જગના...થ
અહો ધણી ઢાલ સેવક શીર ધરજો.　　અહો જગના...થ ૩
હાંરે કેશવ "કાર" જાયજો મારી;
તોતો મરૂ મારીને પેટ કટારી,

---

૧ વાંની=રાખાડી.

ફાંકડા એ છે ફજેતી હારી. અહો જગના...થ
ભાવે ભરપુર નાણાં ભરજો. અહો જગના...થ ૪
બાકી, બળદારી ન કાઢશો બાંનાં,
છબીલાજી છળ નવ કરશો છાંના,
હાંરે છોજી દીન દયાળુને દાના. અહો જગના...થ
મારા [1]ઠાકોર ઠગ નવ ઠરજો. અહો જગના...થ ૫

વાટનાં સઘળાં વિઘનને વટાવીને કેટલેક દીવસે ચારે બ્રાહ્મણ દ્વારિકાંમા આવી પહોચ્યા, ત્યાં આવી પ્રથમ ધર્મશાળામાં મુકામ કરી વિચારવા લાગ્યા. કેશવભટ કહે બોલો ભાઈ હવે કેમ કરીશુ ! પ્રથમ હુંડી વાળા શેઠને શોધી કાઢીશુ કે ગોમતી સ્નાન કરી લઈશુ !

કરૂણાશંકર—જે કરો તે ખરૂ; બધુંય સરખું છે. ગોમતી સ્નાન કરી પ્રભુ દર્શન કરી પછી નીરાંતે શેઠને ખોળી કાઢીશુ.

કુબેરભટ—અરે એમ તે બનતુ હશે, પ્રથમ હુંડીનાં નાણાં પછી દેવ દર્શન, પગલે પગલે પૈસાનો ખપ પડે તે વખતે કયાં લેવા જઇએ.

કેવળરામ—તમારૂ કહેવું ખરૂં છે, માટે એક પંથને દોકાજ કરો ! ગોમતી સ્નાન કરી દેવ દર્શન કરતા અને શામળશા શેઠની પેઢી પુછતા ચાલો.

કેશવભટ—તે વાત મારી ધ્યાનમાં બરાબર ઉતરી ચાલો ત્યારે તેમ કરો.

ગોમતી સ્નાન કરી, દેવ દર્શન કરતા, અને ગામમાં ઘુમતા હુંડી વટાવાને પગલે પગલે માણસોને પુછતાજ જતા પણ પાંચ દીવસ સુધી પત્તોજ ન મળ્યો. ઉત્તરમાં એમજ સાંભળ્યું કે; આ ગામમાં કોઇ શામળશા નામનો માણસજ નથી, તો શેઠ તો હોયજ શાનો ! તમને કોઇ ઠગ મળ્યો; ખોટી હુંડી લખી આપી પૈસા લઇ લીધા. હજારો માણસને પુછતાં, કોઈ નાતમાં શામળશા નામે માણસજ નથી, એમ જાણી જાત્રા વાસી ઉદાસ થઇ ગયા. અરે હાય ઠગાયા ! વગડા વચ્ચે કાબાએ ન લુંટયા, પણ ગામ વચ્ચે ઠગારાએ ઠગ્યા. નાગરોએ આપણને ઘણાય ચેતાવ્યા પણ અંધાર પછેડો ઓઢીને બેઠેલા આપણે ચેત્યાજ નહિ. સમુદ્રમાં પડેલું પાણી પાછુ મળી શકતુ નથી. આકાશમાં કરેલા શબ્દનો પડઘા પાછો પડતો નથી; અગ્નિમાં હોમેલું ઘી પાછુ મળી શકતુ નથી; તેમ ઠગ ભગતના કબજામાં ગએલું ધન પાછુ

૧ ઠાકોર=ભગવાન, પ્રભુ.

મળવાનું નથી. વળી તેણે ખરચી પણ નાંખ્યું; આપણું દ્રવ્ય ગયું કુબેર ભંડારીના ભંડારમાં. જાત્રાળુને ઉદાસ થએલા જોઇ. વાત જાણી પાવરધા થએલા બજારના સરાફ નાણાવટી બોલ્યા હે ભાઇઓ તમે બ્રાહ્મણ છો, અને તમારા નાણા ગુમ થયાં, તો તેની ચિન્તા ન કરશો. તમને ખરચ જોગ નાણાં અમો બજારમાંથી ઉઘરાણું કરીને આપીશુ. પણ તમે જે હુંડી લખાવી લાવ્યા છો તેતો ખોટીજ છે.

**[ મહાજન ] રાગઃ રાજની ઈચ્છા નથી રે. ( મૃદાલશા )**

અહીંઆં શામળશા નથી રે; તીરથનાવાસી; અહીઆં શામળશા નથી રે.

નહિ શામળશા શેઠીઓ; ધરણી ધરનું ધામ;
વળી ન દેખો વેઠીઓ; ધુંમી વળતાં આમ.　　　અહીઆં. ૧
બ્રાહ્મણ ક્ષત્રિ વૈષ્ય નહિ; નહિ શુદ્ર કોઈ શેઠ;
ઠગ મળીઓ કોઈ ઠાવકો; ઠોકી મુક્યા ઠેઠ.　　　અહીંઆં. ૨
ભગત ભરૂસો રાખતાં; દારૂણ આવે દુઃખ;
પુરણ ઠગ તે પેખતાં, મલકાવી દે મુખ.　　　અહીંઆં. ૩
ભગત જગતમાં [1]જાગતા; જયમ જુવતીના [2]જાર;
પડતાં માંહે પીંગળે; સાગર માંહે ખાર.　　　અહીંઆં. ૪
પાછું કદી ન પામીએ, પડયું અગ્નિમાં [1]આજ્ય,
આવેલું ઓઇઆં કરે; લેશ ન લાવે લાજ.　　　અહીંઆં. ૫

ભગતને દંડવત્ કરીએ; નમસ્કાર કરીએ; જય શ્રી કૃષ્ન કહીએ પણ છેટે રહીને, ભરૂસો રાખી પગ પાસે જઇએ તો સંકટમાં આવી પડીએ; કાચબોને કાચબી સંતનાં દર્શન કરવા ગયાં તો ઉના પાણીમાં ઉકળવા વખત આવ્યો. જેના દર્શનથીજ દુઃખ આપી પડે છે તેની સાથે નાણા સબંધી લેવડ દેવડ કેમ કરાય।

પુરવાસીના પોકાર સાંભળીને, જાત્રાવાસી ઝંડીઆ કુવામાં ઝબોળા ખાઈ બહાર નીકળીને બેઠા હોય તેવા થઈ ગયા, પગ ભાગી ગયા, મોઢાં લેવઈ ગયાં, અરસ પરસ વિચાર કરવા લાગ્યા.

**કેશવભટ**—કેમ કરીશુ ભાઇ નાણાં તો ગયાં.

**કરૂણાશંકર**—ગયાં ભાઇ ગયાં. આપણે નાગરોનું કહેવું ન ગણકાર્યું; ગ્રહદશા વાંકી હોય છે ત્યારે સામાની શીખામણઉપર ધ્યાન રહેતુંજ નથી.

---

૧ જાગતા=ચકતા; ચેતતા. ૨ જાર=સ્ત્રિયોના આશક; વ્યભીચારી નર.

કુબેરભટ—મનેતો એમ થાય છે કે, જાણે ગોમતીમાં પડીને ડુબી મરીએ ! પનોતીએ રખડાવી પાડયા.

કેવળરામ—આપણા રળેલા પૈસા સાધુ સંતના ભાગ્યના હશે !

કેશવભટ—હવે ગમે તે રીતે મન વાળો ! ( લમણે હાથ દઇને ) હરી...હરી !

**રાગ; અહો દીલદાર, જરી દેદાર;**

કેશવભટ—અરેરેરે બાપ, કર્યો કારી કાપ, ધોળે દહાડે ધાપ, મારીને.
ધોળે દહાડે ધાપ મારીને; ધોળે દહાડે ધાપ; મારીને. અરેરેરે.

કરૂણાશંકર—હાય હાય રે બાપ ! પૈસા ખોયા રે બાપ !
મંદીર બાંધ્યું મહાલવા; કરી કંઇકના કાળ,
જીવ જંતને ઝાલવા; કરોળીઆની જાળ. અરેરેરે.

કુબેરભટ—ભીખ મગવીરે બાપ !
ફરી વળ્યુ પાપ; શમે ક્યાં સંતાપ, તીખો કર્યો તાપ; ભારીને.
તીખો કર્યો તાપ ભારીને; તીખો કર્યો તાપ ભારીને. અરેરેરે

કેવળરામ—ભડે એસાયું મારા બાપરે.
ઠગ બાંધે જેમ [1]ઠાવકો, ઠગવા કેરો ઠામ;
આવંતા દે [2]આવકો, પ્રીતે કરી પ્રણામ. અરેરેરે

કેશવભટ—આપ્યુ દુઃખ અમાપ; વધાર્યો વિલાપ; સંભારીને શ્રાપ; શારીને.
સંભારીને શ્રાપ શારીને; સંભારીને શ્રાપ, શારીને. અરેરેરે
શીરા ઘુંટી સેજમાં, ઝટ જાળવ્યો જોગ;
સાધુને સંતોષીને, ભલા મેળવ્યા ભોગ. અરેરેરે

કરૂણાશંકર—નરસિંહ મહેતાને ઘેર જતાં આડા સાપેય ન ઉતર્યો; રા...મ રામ !

કુબેરભટ—મત વાળ્યા વિના સિદ્ધી નથી, દગો કરનારને દેવ રૂઠશે ! હે દ્વારકાં નાથ !

કેવળરામ—અહીં ગમે તેટલી ઠગ વિદ્યા કરી; પૈસા પડાવશો, પણ પરમેશ્વરને ઘેર ક્યાં છુટવાનું છે; ધર્મની પાસે જવાબ દેવો પડશે ત્યારે, થથરાટ વછુટશે.

---

૧ ઠાવકો=બેશ; શોભાયમાન. ૨આવકો=આવકાર, માન.

જાત્રાળુ કલ્પાંન્ત કરેછે, હજારો લોકો ઘેરીને ઉભા રહ્યા છે, ત્યાં નારાયણના નાટકનો તમાશો જોવા, પગમાં વાગતા ઘુઘરા બાંધીને, સાદુને સુંદર રાતા રંગનું પિતાંબર પહેરીને, પાંચ હાથનો પીળા રંગનોપટકો અંગ ઉપર ઓઢીને; તુળશીના મણકાની કંઠીઓ કોટમાં નાંખીને, ગેરૂ ગોપીચંદનનાં છાપાં તીલક કરીને, હાથમાં વિણા નામના વાજીંત્રને વગાડતા અને જગના જીવનને જગાડતા, નારદમુની આવ્યા.

રાધે ગોવિંદ, રામ રાધે ગોવિંદા;
રાધે ગોવિંદ, રામ રાધે ગોવિંદા;
વૃંદાવનચંદ્ર, ભજો રાધે ગોવિંદા.
રાધે ગોવિંદ, રામ રાધે ગોવિંદા.
વૃંદાવન ચંદ્ર ભજો રાધે ગોવિંદા.

જ્યારે જ્યારે નરસિંહ મહેતા દ્વારીકામાં આવતા અને ફરતા ભજન કરતા ત્યારે ત્યારે જેવો દેખાવ આપતા, તેવો દેખાવ દુરથી દેખીને લોકો પોકારી ઉઠયા. હે જાત્રાવાસી ગભરાશો નહિ; આવી પહોચ્યા છે નરસિંહ મહેતા ! થઈ ગયો છે બેડો ! જુવો એ સામેથી આવે; રાધે ગોવિંદ કરતા કરતા !

જાત્રાવાસીએ ઝડપ પાછું જોયું, જોતાંતો હરખાયા; અને આશા ભર્યા થઈ રહ્યા કે હવે આપણા પઇસાનું નીરાકરણ થશે ! પણ પાસે આવતાં, નરસિંહને બદલે બીજા ભગતને જોયા.

દેશવભટ—અરે આતો બીજો કોઈ ભગત છે, એય નરસઈના જેવો ને જેવો !

કરૂણાશંકર—આવા આવા કેટલાક ભામટા ભટકે છે.

કુબેરભટ—એમાં નુંકશાન શું છે ! ભજનના ધંધામાં તો કાંઇક ન્યાલ થઈ ગયા !

કેવળરામ—ભગવાનના ભજનને કલ્પતરૂ કહે છે, કલ્પતરૂની છાંયામાં માલ મશાલા મારે છે; પડયા પેટને ઠારે છે, ધન હરવાનું ધારે છે, શરીરને શણગારે છે, જંતર મંતર તંતર બાંધી તારૂણીઓને તારે છે.

લોકો—કેમ ભાઇ, કીયા ગામના ભગત છો ?

નારદ—તમારે મતલબ હોય તે કહી દ્યો ?

પહેલો—નરસઇ મહેતાને ઓળખો છો ?

નારદ—શા માટે નહિં ! નરસઈ મહેતા જુનાગઢનો સુર્ય.

**બીજો**—અહોહોહો, આભલે બેસારી દીધો ને શુ ! સુર્યમાં તો અંધારૂ થઇ ગયું ! આ મુસાફરના રૂપીઆ ઠગી લીધા.

**નારદ**—કોઈ દીવસ અંધારૂ ન થાય; શી રીતે ઠગી લીધા; ઠગી લઇને કયાં મુકયા ?

**ત્રીજો**—સાધુ સંતને જમાડી દીધા; અને આમને જુઠી હુંડી લખી આપી.

**નારદ**—એવું કદી ન બને; નરસિંહ મહેતા શ્રી હરીનો ભક્ત છે. સાધુ બ્રાહ્મણને જમાડી દીધાં એને ઠગી લીધા કોણ કહે છે ! પેટીમાં મુકી દીધા હોય તો જે કહે તે ખરૂ.

**ચોથો**—જેવી લુંટારાની ટોળી, જુગારીની ટોળી; ઠગારાની ટોળી, એવી આ ભક્તોની ટોળી, એટલે એક એકનું રૂડુજ બોલે !

**નારદ**—તેવીજ તમારી નાસ્તીકની ટોળી; તમને ભગવત સમરણ ઉપર, દેવ દર્શન ઉપર કે હરી કથા ઉપર શ્રદ્ધા, પ્રેમ કે પ્રિતી નહિં.

**પાંચમો**—નહિ નહિ નહિ, એકવાર શુ હજાર વાર નહિ. !

**નારદ**—જયાં સુધી નહિ નહિ કરો છો, ત્યાં સુધી તમારો એ આરો નથી.

**છઠ્ઠો**—ભક્તરાજ; અમને શ્રદ્ધા પ્રેમ ને પ્રીતી બધુ છે ! અમે શ્રીજીનું સમરણ નથી કરતા તો શ્રીનું કરીએ છીએ. એ પણ પ્રભુનાં પત્નિજ છેને ! દેવનાં દર્શન નથી કરતા તો લક્ષ્મિ દેવીનાં કરીએ છીએ એ પણ પ્રભુનાં પત્નિ છે. હરીની કથા નથી સાંભળતા પણ હરીનાં પત્નિ શ્રી માતા શી રીતે પ્રસંન્ન થાય તે કથા સાંભળીએ છીએ અને દીન પ્રતીદીન સાંભળવાની ચાહના રાખીએ છીએ.

**સાતમો**—ભાઇ હવે આડી અવળી વાતો જવા દઇ, આ જાત્રાવાસીના મનનું સમાધાન થાય એવો કાંઈ ઉપાય હોય તો પુછો, નરસિંહ મહેતાને કહીને રૂપીઆ પાછા અપાવી શકતા હોય તો !

**નારદ**—શુ છે ! કયાં છે જાત્રાવાસી ?

**કેશવભટ**—આ રહ્યા ભાઈ ! અરે રા...મ

**કરૂણાશંકર**—શ્રી ભગવાન શ્રી ભગવાન !

**નારદ**—આ બધા ઉચ્ચાર, દુઃખમાં દેવને યાદ કરવાના છે !

**કુબેરભટ**—દુઃખમાં વધારે યાદ આવે છે ને સુખમાં જવલ્લા કોક વખત !

**નારદ**—પામરને પ્રભુ પ્રસંન્ન થતા નથી.

કેવળરામ—પામર કોને કહો છો ભક્તરાજ ?

નારદ— રાગ; દોહરો !

*શુભ કામોમાં આળસુ, વિષયન મેં અતી પ્રીત;
અશુભ કર્મ છાંડે નહિ, એ પામરકી રીત.

નીસાસા ન નાંખો, જીવ ન બાળો ! હેરાન ન થાઓ ! વિશ્વાસ રાખ્યો છે તો ઠેઠ સુધી રાખો ! હુંડી કોના ઉપર લખી આપી છે ?

જાત્રાળુ—શામળશા શેઠ ઉપર !

નારદ—વાહ ! હુંડી તમારી સાચી પડશે, શામળશા શેઠ આ ગામમાં રહે છે, તે પામરોને દેખાતા નથી, તમે ભગવાનની ભક્તિ કરો !

[ નારદ ] રાગઃ યૌવન ખીલ્યું આવ્યા છીએ; [ ત્રિતાલ ]

ભાઈ, ભક્તિ કરોને ભગવાન તણી.
હરી હીરા કણી; મહા મુગટ મણી. (૨)
રા...મ, રા...મ, રા...મ, રામ. ભાઈ. ૧
ભાગ્ય ભળવા, ભાળોને ભૂધરજી ભણી;
અંતે એજ ધણી, છેક છેલ્લી અણી; (૨)
રા...મ, રા...મ, રા...મ, રામ. ભાઈ ૨
માયા મનથી મુકોને હૈયામાં [૧]હસી;
ખરેખર જાવું [૨]ખસી, અંતે હાથ ઘસી; (૨)
રા...મ, રા...મ, રા...મ. રામ. ભાઇ ૩
અંત કાળે કેડે આવનાર નથી,
કરીઓ ગયા કથી; મરો કાં ખુબ મથી; (૨)
રા...મ, રા...મ, રા...મ, રામ. ભાઇ ૪

જાત્રાળુ, કહે ભક્તરાજ; તમારૂ કહેવું સત્ય છે, જો કોઇ લુંટારાએ લુંટયા હોત, જો કોઈ દેખીતા ઠગારાએ ઠગ્યા હોત તો તો કાંઇ ભક્તિ ઉપર શ્રદ્ધા રહેત; પણ આતો આએહુબ ભોળા ભગતે ઉંડા કુવામાં ઉતારીને [૩]વરત વાઢી નાંખ્યુ, એટલે ભગવાનનુ ભજન કરવાને મન કેમ કબુલ થાયા

*સારા કામમાં એટલે. ધર્મ દાન, પુન્યમાં આળસ; પંચ વિષયમાં એટલે આંખને ગમતુ જોવાનું. કાનને ગમતું સાંભળવાનુ, નાકને ગમતુ સુંઘવાનુ, જીભને ભાવતુ ખાવાનું, તે ઉપર અતી પ્રીતી, અને પોતાના દુષ્ટ કર્મનો કે તે કરવાની કુટેવનો ત્યાગ કરવાની ઇચ્છાજ ન કરવી તેનું નામ પામર. [૧]હસી=હસી ખુસીથી. [૨]ખસી જવું=મરી જવું. [૩]વરત=દોરડુ.

